

# માનવંત નબીઓના
## (અલયહિસ્સલાતુ વસ્સલામ)
# કિસ્સાઓ
## નસીહતો-બોધપાઠો

: સંપાદક :
(મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)
દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા
ઈદગાહ રોડ, ભરૂચ-૩૯૨ ૦૦૧



કિતાબનું નામ : **માનવંત નબીઓ (અલયહિસ્સલાતુ વસ્સલામ)ના કિસ્સાઓ (નસીહતો-બોધપાઠો)**

સંપાદક : **(મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)**

પ્રકાશન વર્ષ : ઈ.સ. ૨૦૧૬, હિ.સ. ૧૪૩૭

પ્રત : ૧૦૦૦

મૂલ્ય : રૂા. ૩૦૦



❋ કિતાબ મેળવવાનું સ્થળ ❋

**દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા**

ઈદગાહ રોડ, ડી.એસ.પી. ઓફિસ સામે,

ભરૂચ–૩૯૨ ૦૦૧ (ગુજરાત–ઈન્ડીયા)

ફોન : ૦૨૬૪૨–૨૨૩૫૦૫



# અનુક્રમણિકા



# ❁ સંપાદકીય ❁

કુર્આન શરીફના બુન્યાદી વિષયોને ઉલમાએ કિરામે વિવિધ અંદાજમાં રજૂ કર્યા છે. અમૂકના કથન પ્રમાણે તે મુખ્યત્વે ચાર વિષયોમાં વહેંચાયેલા છે. કુર્આન શરીફની દરેક આયત આ ચાર વિષયોમાંથી કોઈ એક વિષયના અનુસંધાનમાં આવે છે. (૧) અકાઈદ (માન્યતાઓ), (૨) અહકામ (જીવનના બધા જ ક્ષેત્રોને લગતા હુકમો-કરવાના કામો, ન કરવાના કામો), (૩) કિસ્સાઓ, (૪) ઉદાહરણો.

શાહ વલીયુલ્લાહ (રહ.)ના અંદાજ પ્રમાણે કુલ પાંચ વિષયો છે. જેમને "તઝકીર" યાદ અપાવવાના સુંદર નામથી આપે રજૂ કર્યા છે. તેમાં (૧) અકીદા, (૨) અહકામ, (૩) અલ્લાહપાકની નેઅમતોનું વર્ણન, (૪) નબીઓ અને તેમની કૌમોના કિસ્સાઓનું વર્ણન, (૫) મૃત્યુ બાદના જીવન વિશે યાદી અપાવવી, વગેરેનો સમાવેશ થાય છે.

**(૧) અકાઈદ (માન્યતાઓ) હકારાત્મક દલીલો :**

કુર્આને પાકનો ઝિણવટપૂર્વક અભ્યાસ કરવામાં આવે તો જણાય આવશે કે તેમાં વિચાર તથા આચાર બન્નેવ વિશે વાત કરવામાં આવી છે.

મુખ્યત્વે ત્રણ વિચાર કુર્આન શરીફ રજૂ કરે છે :

(૧) તૌહીદ
(૨) રિસાલત
(૩) પારલૌકિક જીવન (આખિરત)નો વિચાર.

તૌહીદ–એકેશ્વરવાદનો અર્થ છે : માનવી કણકણને એક અલ્લાહ તઆલાનું સર્જન સમજે અને એકમાત્ર અલ્લાહપાકની ઈબાદત કરે, તેને જ ચાહે, તેનો જ ડર રાખે, તેનાથી જ માંગે અને મનમાં એવો વિશ્વાસ રાખે કે બધું જ તેના હાથમાં છે. તેના સિવાય કોઈ કશું કરી શકવા સમર્થ નથી.

રિસાલતનો મતલબ એ છે કે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને અંતિમ નબી તથા આપથી પહેલાં આવેલા તમામ પયગમ્બરોને સાચા પયગમ્બર સમજે. જેને તેઓ સત્ય કહે છે, તેને સત્ય સમજે અને જેને તે પૈગમ્બરો અસત્ય ઠરાવે છે, તેને અસત્ય ઠરાવે.

આખિરત–પારલૌકિકની જીંદગીનો મતલબ એ છે કે માણસ મર્યા પછી એક એવા જીવનમાં શ્રધ્ધા ધરાવે જે અનંત (હંમેશનું) છે. અને ત્યાં પ્રત્યેક શખ્સને તેના કર્મોનો બદલો ચૂકવવામાં આવશે. તે કર્મો જે તેણે વર્તમાન જીવનમાં કર્યા છે. જો તેણે સદ્‌કાર્યો કર્યા હશે, તો તે જન્નતની કાયમી નેઅમતોમાં રહેશે, અને જો તેણે બૂરા કર્મો કર્યા હશે, તો તે નર્ક (જહન્નમ)ની આગમાં હંમેશ બળતો રહેશે.

**અકાઈદ (ગલત અકીદાઓનો રદ કરવો) :**

હકારાત્મક દલીલો સાથે કુર્‌આનમાં નકારાત્મક અકીદાઓનું ખંડન પણ કરવામાં આવ્યું છે. અને ગલત અકીદા ધરાવતા વર્ગોને ઘણા સારા અંદાજમાં સમજાવવામાં આવ્યુ છે. આ પ્રકારની આયતોમાં ચાર પ્રકારના લોકોની ખોટી માન્યતાઓનું ખંડન કરવામાં આવ્યું છે. (૧) અનેકેશ્વર-વાદીઓ (મુશ્રિકો), (૨) ખ્રિસ્તીઓ, (૩) યહૂદીઓ, (૪) મુનાફિકો (જાહેરમાં ઈસ્લામ સ્વીકાર કરનાર અને દિલથી તેનો વિરોધ કરનાર).

**(૨) અહકામ :**

કુર્‌આન શરીફનો એક મહત્વનો વિષય જીવન જરૂરિયાતને લગતા બધા જ અહકામો, નિયમો અને કાયદાઓનું વર્ણન છે. આ નિયમોને ત્રણ પ્રકારમાં વહેંચી શકાય છે.



(૧) તે નિયમો અને અહકામ જે ફક્ત અલ્લાહપાકના હક્કોથી સબંધિત છે. જેને ટૂંકમાં ઈબાદતો (ઉપાસના) કહેવામાં આવે છે. તેમાં નમાઝ, રોઝા, ઝકાત, હઝઝ અને કુર્બાની વગેરે શામેલ છે.

(૨) તે કાયદાઓ જે ફક્ત બંદાઓના હક્કોથી સબંધિત છે. જેને વહેવાર (વ્યવહાર) કહી શકાય છે. જેમાં વેપાર વાણિજ્ય, ન્યાયાલય, સાક્ષીઓ, અમાનત, ગીરો, ખાવા-પીવાની વસ્તુઓનો વપરાશ, વસીય્યત (વિલ) અને વારસા વહેંચણી વગેરે શામેલ છે.

(૩) તે નિયમો અને કાયદાઓ જે એક દૃષ્ટિએ ઈબાદત છે અને બીજી દૃષ્ટિએ વ્યવહાર (વહેવાર) કહી શકાય છે. તેમાં નિકાહ (લગ્ન), તલાક (છૂટાછેડા), વિવિધ સઝાઓ (ક્રિમિનલ લૉ), સોગંદ અને ભાગીદારીના કાયદાઓ વગેરે છે.

**(૩) ઉદાહરણો-દાખલાઓ :**

કુર્‌આનમાં માનવજાતને સમજાવવા માટે ઘણા બધા પ્રકારના સરસ અને ઉમદા ઉદાહરણો આપવામાં આવ્યા છે. અલ્લાહ તઆલા ફરમાવે છે કે, “હમોએ લોકો માટે આ કુર્‌આન શરીફમાં દરેક પ્રકારના દાખલાઓ (ઉદાહરણો) દર્શાવ્યા છે. જેથી લોકો ધ્યાનથી નસીહત પકડી શકે.”

આ ઉદાહરણોનો એ જ હેતુ છે કે, લોકો વાતને જલ્દીથી સારી રીતે સમજી શકે. વાત બુધ્ધિમાં જલ્દીથી આવી જાય. કોઈ મતલબ છૂપો હોય તો તે જાહેર થઈ જાય. કોઈ વસ્તુની મોટાઈ અને મહત્વતા દર્શાવવી હોય કે કોઈ વસ્તુની તુચ્છતા વર્ણન કરવી હોય તો તે પણ સારી રીતે થઈ જાય.

એટલા જ માટે તુચ્છ વસ્તુઓ પણ ઉદાહરણમાં રજૂ કરી, જેથી જે વસ્તુની તુચ્છતા દર્શાવવી હોય, તેમની તુચ્છતા અને કમઝોરી સ્પષ્ટ થઈ જાય. મચ્છર, માંખ અને કરોડિયા જેવી નાની અને કમઝોર મખ્લૂકનું ઉદાહરણ શિર્ક (ભાગીદારી) જેવી અત્યંત ખરાબ વસ્તુ માટે આપવામાં આવ્યુ, જેથી શિર્કની તુચ્છતા લોકો સમક્ષ આવી જાય.





મતલબ કે બુધ્ધિમાન વ્યક્તિ જ્યારે આ ઉદાહરણોને વાંચે-સાંભળે છે, અને તેમાં ચિંતન-મનન કરે છે, તો તેની હિદાયત અને યકીનમાં વધારો થાય છે. અને વિરોધકર્તાને આ ઉદાહરણોથી કોઈ લાભ થતો નથી, બલ્કે તેની ગુમરાહીમાં વધારો થાય છે.

## (૪) ઉપકારો - નેઅમતો :

હકીકતમાં આ અકીદા અને તૌહીદની જ એક શાખા છે. કારણ કે અલ્લાહપાકની નેઅમતો-ઈનામો મારફતે તેની સંપૂર્ણ કુદરત, તાકાત અને બંદાઓ ઉપર કરેલ ઉપકારો યાદ કરાવી આખિરત તરફ તેમનું ધ્યાન કેન્દ્રિત કરવાનું છે. આ નેઅમતો-ઉપકારોનું વારંવાર વર્ણન કરી બંદાઓને એહસાસ કરાવ્યો કે, તે અલ્લાહપાકનો શુક્ર બજાવે (ઉપકાર માને). જ્યારે શુક્રનો જઝબો પેદા થશે, તો પછી ઈબાદતનો શૌખ પેદા થશે. કુર્આન શરીફ (સૂરએ બકરહ)માં યહુદીઓ ઉપર કરેલ એહસાનનું વારંવાર વર્ણન આવ્યું છે. એ જ પ્રમાણે સૂરએ અઅ્રાફમાં ફરમાવ્યું કે, તમે અલ્લાહપાકની નેઅમતોને યાદ કરો, જેથી તમો સફળતા પ્રાપ્ત કરો. બીજી જગ્યાએ ફરમાવ્યું કે, અલ્લાહપાકની નેઅમતો યાદ કરો અને પૃથ્વી ઉપર ફસાદ ન મચાવો. એક જગ્યાએ ફરમાવ્યું કે, તમો અલ્લાહપાકની નેઅમતોની ગણત્રી કરવા માંગો તો ગણત્રી નહીં કરી શકશો. એક આયતમાં ફરમાવ્યું કે, તમે નથી જોતા કે, આકાશ અને પૃથ્વીની બધી વસ્તુઓ તમારા તાબે કરી દીધી અને પોતાની જાહેરી તથા બાતિની (ગુપ્ત) નેઅમતો તમારી ઉપર વહાવી દીધી. આ પ્રમાણેની ઘણી બધી આયતો છે, જેમાં અલ્લાહપાકના ઉપકારો, એહસાનો અને કુદરતનું વર્ણન કરવામાં આવ્યું છે.

## ફર્ઝો અને અકીદાઓનું વારંવાર વર્ણન :

કુર્આન શરીફમાં વધુ પડતુ ફર્ઝ ઈબાદતો અને અકીદાઓનું વર્ણન વારંવાર આવ્યુ છે. કારણ કે આ બન્નેવ બાબતો ઘણી જ મહત્વની અને ઈસ્લામની સ્થંભ સમાન છે. ઈમાન, નમાઝ, ઝકાત, તૌહીદ, અલ્લાહપાકની સિફતો, અલ્લાહપાકનો ઝિક્ર, અલ્લાહપાકની અપાર શક્તિ અને કુદરત,



શિર્કની બુરાઈ, કિયામત, હિસાબ-કિતાબ માટે હશ્રના મેદાનમાં જમા થવુ, સજાઓ, સારા બદલાઓ, મૌત, જન્નત, દોઝખ, દુન્યાની મુહબ્બત અને લાલસાની બુરાઈ, ઉચ્ચ અખ્લાક અને સારા અમલો વગેરેનું વર્ણન વારંવાર કરવામાં આવ્યુ છે.

તેમાં પણ ઈમાન, નમાઝ, તૌહીદ, શિર્ક (ભાગીદારી)ની બુરાઈ, જન્નત અને દોઝખનું વર્ણન વધુ પ્રમાણમાં છે. જેમાં તૌહીદની પ્રસંશા અને શિર્ક તથા કુફ્રનું વર્ણન ૩૫૦ થી પણ વધારે જગ્યાએ છે, જ્યારે ઈમાનનું વર્ણન અને તેનો હુકમ ૩૦૦ જગ્યાએ છે. જન્નતનું વર્ણન ૧૯૫ જગ્યાએ છે, દોઝખનું વર્ણન ૨૦૦ જગ્યાએ અને નમાઝનું વર્ણન તથા હુકમ સૌથી વધુ છે.

હઝ. શાહ વલીઉલ્લાહ (રહ.) ફરમાવે છે કે, કુર્આન શરીફમાં બે પ્રકારની બાબતોનું વર્ણન છે :

(૧) તે બાબતો જે ફક્ત કાનૂની શરઈ હુકમો ધરાવે છે. જેમનો હેતુ ફક્ત લોકોને તેની જાણકારી બતાવવાનો છે. જેમકે તલાક તથા તેને લગતી બાબતો (ખુલઅ, ઝિહાર, ઈલા), વારસા વહેંચણી, ચોરીની સજા, ખૂનની સજા, ગવાહીઓ અને વ્યભિચારની સજા વગેરે બાબતો.

(૨) તે બાબતો જેનો સબંધ અકીદાઓ અને અમલોથી છે. જેમના વિશે અલ્લાહપાક બંદાઓથી એમ ચાહે છે કે, તે માણસની ઉપર છવાય જાય. માણસ બિલ્કુલ તેના રંગમાં રંગાઈ જાય, તેનો ચુસ્તીથી પાબંદી કરનાર બને એવી બાબતોને અલ્લાહ તઆલા વારંવાર દોહરાવે છે. જેથી માણસ તેનાથી પ્રભાવિત થઈ તેનો પાબંદ બની જાય. જેમકે ઈમાન, નમાઝ, તૌહીદ, ખુદાપાકની યાદી (ઝિક્ર), હિસાબ-કિતાબ, સજા, બદલો વગેરેનું વારંવાર વર્ણન ઉપરોક્ત હેતુસર જ છે.

**(૫) નબીઓ અને તેમની કૌમના કિસ્સાઓ :**

આ વિષયોમાંથી મારો હેતુ આ કિતાબમાં શાહ વલીયુલ્લાહ (રહ.)નો વર્ણન કરેલ ચોથો હેતુ "તઝકીર બિઅય્યામિલ્લાહ" નબીઓ તથા તેમની


કૌમોના કિસ્સાઓ વર્ણન કરવાનો છે.

અલ્લાહ તઆલાએ હઝરત મૂસા (અલૈ.)ને હુકમ આપ્યો કે, પોતાની કૌમને **"અય્યામુલ્લાહ"** (અલ્લાહપાકના દિવસો) યાદ અપાવો.

## અય્યામુલ્લાહ શું છે ? :

"અય્યામ" એ "યવ્મ"નું બહુવચન છે. જેનો અર્થ "દિવસ" થાય છે. શબ્દ "અય્યામુલ્લાહ" બે અર્થો માટે બોલવામાં આવે છે અને તે બંને અત્રે ભાવાર્થ તરીકે હોઈ શકે છે. પ્રથમ તે ખાસ દિવસો જેમાં કોઈ યુદ્ધ થયું અથવા ક્રાંતિ આવી. બીજું, ગઝ્વએ બદ્ર અથવા અહ્ઝાબ અને હુનૈન વગેરેની ઘટનાઓ અથવા તો પાછલી ઉમ્મતો ઉપર અઝાબ નાઝિલ થવાની ઘટનાઓ છે. જેમાં મોટી-મોટી કૌમો તળે-ઉપર અથવા નેસ્તો-નાબૂદ કરી નાંખવામાં આવી. આ સ્વરૂપમાં "અય્યામુલ્લાહ" (અલ્લાહપાકના દિવસો) યાદ અપાવવામાં તે કૌમોને કુફ્રના ખરાબ પરિણામથી ડરાવવાનો અને તેનાથી ચેતવણી આપવાનો હેતુ છે.

બીજો અર્થ અય્યામુલ્લાહનો અલ્લાહપાકના ઈનામો અને ઉપકારોનો પણ આવે છે, તેને યાદ અપાવવાનો હેતુ એ હશે કે, ડાહ્યા માણસને જ્યારે કોઈના ઉપકારની યાદ અપાવવામાં આવે છે ત્યારે તે તેનો વિરોધ અને તેની આજ્ઞાનો અનાદર કરવાથી શરમાઈ જાય છે.

કુર્આન મજીદની શૈલી અને સુધારણાની પદ્ધતિ સામાન્ય રીતે એ છે કે, જ્યારે કોઈ હુકમ આપવામાં આવે છે તો સાથે-સાથે એ હુકમ ઉપર અમલ કરવાની સરળતા માટે તદ્બીર (યોજનાઓ અને યુક્તિઓ) પણ બતાવવામાં આવે છે. અહીંયાં પ્રથમ વાક્યમાં હઝરત મૂસા (અલૈ.)ને એ હુકમ આપવામાં આવ્યો છે કે, અલ્લાહ તઆલાની "આયાત" (નિશાની) સંભળાવીને અથવા મોઅજિઝાઓ બતાવીને પોતાની કૌમને કુફ્રના અંધકારો-માંથી કાઢો અને ઈમાનના પ્રકાશમાં લાવો. તેની તદ્બીર આ વાક્યમાં એ ઈરશાદ ફરમાવી કે, નાફરમાનોને સીધા માર્ગ ઉપર લાવવાની બે યુક્તિઓ છે. એક તેમને સજાથી ડરાવો અને બીજું ઈનામો અને ઉપકારોને યાદ


અપાવીને આજ્ઞાપાલન તરફ આમંત્રણ આપો. વાક્ય **"ઝક્કિરહુમ બિ-અય્યામિલ્લાહ"**માં આ બંને વસ્તુઓ ભાવાર્થ તરીકે હોઈ શકે છે કે, પાછલી ઉમ્મતોની નાફરમાનીઓનું ખરાબ પરિણામ તેમના ઉપર આવનાર અઝાબ અને જિહાદમાં તેમના સ્વજનોનું માર્યા જવું અથવા અપમાનિત થવું વગેરે તેમને યાદ અપાવો, જેથી તેઓ બોધપાઠ ગ્રહણ કરીને તેનાથી બચી જાય. એ જ પ્રમાણે આ કૌમ ઉપર જે અલ્લાહ તઆલાની નેઅ્મતો દિવસ-રાત વરસતી રહે છે અને જે ખાસ-ખાસ નેઅ્મતો (ઈનામો) દરેક પરિસ્થિતિમાં તેમના માટે ઉતરતી રહે છે. દા.ત. "તીહ"ની ખીણમાં તેમના માથાઓ ઉપર વાદળનો છાંયડો, ખોરાક માટે "મન્ન" અને "સલવા" ઉતારવા, પાણીની જરૂરિયાત ઉભી થઈ તો પથ્થરમાંથી ઝરણાં વહાવવા વગેરે તેમને યાદ અપાવીને અલ્લાહ તઆલાના આજ્ઞાપાલન અને તેની તવહીદ તરફ આમંત્રણ આપવામાં આવે.

**"ઈન્ન ફી ઝાલિક લઆયાતિલ લિકુલ્લિ સબ્બારિન શકૂર"** તેમાં "આયાત"નો ભાવાર્થ "નિશાનીઓ" અને "દલીલો" છે. તથા "સબ્બાર" એ "સબ્ર"થી બનેલ છે. જેનો અર્થ "ઘણો જ સબ્ર કરનાર" થાય છે. આ વાક્યનો ભાવાર્થ એ છે કે, અલ્લાહપાકના દિવસો એટલે કે અગાઉની ઘટનાઓ ભલેને તે ઈન્કારીઓની સજા અથવા અઝાબના સંદર્ભમાં હોય અથવા અલ્લાહપાકના ઈનામો અને ઉપકારો વિશે હોય, દરેક પરિસ્થિતિમાં ભૂતકાળની ઘટનાઓમાં અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરત અને મહાન હિકમતની નિશાનીઓ અને દલીલો ઉપસ્થિત છે, દરેક તે વ્યક્તિ માટે જે ખૂબ ધૈર્ય દાખવનાર અને ખૂબ આભાર માનનાર હોય છે.

અર્થ એ છે કે, ખુલ્લી નિશાનીઓ અને દલીલો જો કે દરેક વિચાર કરનારના માર્ગદર્શન માટે હોય છે. પરંતુ બદ્‌નસીબ કાફિરો તેમાં ચિંતન કે મનન કરતા જ નથી અને તેનાથી કોઈ લાભ ઉઠાવતા નથી. લાભ માત્ર તે લોકો જ ઉઠાવે છે, જેઓ મોટા પ્રમાણમાં સબ્ર અને શુક્ર કરે છે. તેનો ભાવાર્થ મુઅમિન લોકો છે. કારણ કે બયહકીએ હઝરત અનસ (રદી.)ની

રિવાયત નકલ કરી છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, ઈમાનના બે ભાગો છે. અડધો સબ્ર અને અડધો શુક્ર. *(મઝહરી)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ (રદી.)એ ફરમાવ્યું કે, સબ્ર અડધું ઈમાન છે. અને સહીહ મુસ્લિમ તથા મસ્નદે અહમદમાં હઝરત સુહૈબ (રદી.)ની રિવાયતમાં છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, મુઅમિનની દરેક પરિસ્થિતિમાં ખય્ર જ ખય્ર અને ભલું જ ભલું છે. અને આ વાત મુઅમિન સિવાય અન્ય કોઈને નસીબ નથી થઈ. કારણ કે મુઅમિનને જો કોઈ રાહત, નેઅ્મત અથવા ઈઝઝત મળે છે, ત્યારે તે તેના ઉપર અલ્લાહ તઆલાનો શુક્રગુઝાર હોય છે, જે તેના માટે દીન અને દુનિયામાં ખય્ર અને ભલાઈનો સામાન બની જાય છે. (દુનિયામાં તો અલ્લાહ તઆલાના વાયદા પ્રમાણે નેઅમત વધારી આપવામાં આવે છે અને કાયમ રહે છે તથા આખિરતમાં તેના શુક્રનો મહાન બદલો તેને મળે છે) અને જો મુઅમિનને કોઈ તકલીફ અથવા મુસીબત આવી પડે તો તે તેના ઉપર ધૈર્ય દાખવે છે, તો તેના સબ્રના કારણે તે મુસીબત પણ તેના માટે નેઅમત અને રાહતનો સામાન બની જાય છે. દુનિયામાં એ પ્રમાણે કે સબ્ર કરનારાઓને અલ્લાહપાકની નિકટતા પ્રાપ્ત થાય છે. કુર્આને કરીમમાં છે : **“ઈન્નલ્લાહ મઅસ્સાબિરીન”** અને અલ્લાહ તઆલા જેની સાથે હોય અંતે આ મુસીબત તેના માટે રાહતમાં પરિવર્તિત થઈ જાય છે અને આખિરતમાં એ જ પ્રમાણે સબ્રનો મહાન બદલો અલ્લાહ તઆલા પાસે બેહિસાબ છે.

ખુલાસો એ છે કે, મુઅમિન માટે કોઈ પરિસ્થિતિ ખરાબ નથી હોતી. બધું સારૂં જ સારૂં છે. તે પડવામાં પણ ઉભરી આવે છે અને તેના બગાડમાં પણ તેનું કંઈ બનતું હોય છે.

ઈમાન તે દૌલત છે, જે મુસીબત અને તકલીફને પણ રાહત અને ઈનામમાં પરિવર્તિત કરી દે છે. હઝરત અબૂ દરદાઅ્ (રદી.)એ ફરમાવ્યું કે, મેં રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પાસેથી સાંભળ્યું છે

કે, અલ્લાહ તઆલાએ હઝરત ઈસા (અલૈ.)ને ફરમાવ્યું કે, હું તમારા પછી એક ઉમ્મત એવી પેદા કરવાનો છું કે, જો તેમના મનની મુરાદ પૂરી થાય અને તેમની ઈચ્છા પ્રમાણે કાર્ય થઈ જાય તો તેઓ શુક્ર અદા કરશે અને જો તેમની ઈચ્છા અને મરજી વિરૂદ્ધ અણગમાયુક્ત અને નાપસંદ સ્વરૂપની પરિસ્થિતિ સામે આવી પડે તો તેઓ તેને સવાબનું માધ્યમ સમજીને સબ્ર કરશે અને આ સમજદારી તથા સહનશીલતા તેમની પોતાની વ્યક્તિગત બુદ્ધિ કે સહનશીલતાનું પરિણામ નથી, બલ્કે અમે તેમને પોતાના જ્ઞાન અને સહનશીલતાનો એક ભાગ અર્પણ કરીશું. *(મઝહરી)*

શુક્રની હકીકતનો ખુલાસો એ છે કે, અલ્લાહ તઆલાએ આપેલી નેઅમતોને તેની નાફરમાની અને હરામ કામોમાં ખર્ચ ન કરે અને જીભથી પણ અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરે અને પોતાના આચરણ અને પ્રવૃત્તિઓને પણ તેની મરજી પ્રમાણે બનાવે.

સબ્રનો ખુલાસો એ છે કે, સ્વભાવ વિરૂદ્ધના હુકમોથી પરેશાન ન થાય, પોતાના નિવેદનો અને કર્મોમાં નાશુક્રીથી બચે અને અલ્લાહપાકની રહમતનો દુનિયામાં પણ આશાવાદી રહે અને આખિરતમાં સબ્રના મહાન બદલાનો વિશ્વાસ રાખે.

આ મુબારક અવસરે કિતાબના અતિ મહત્વ અને બોજદાયક કામ પ્રૂફ રીડીંગ માટે હંમેશની જેમ પરિશ્રમ કરનાર અઝીઝમ મવલાના રશીદઅહમદ મનુબરી સાહબનો અંતઃકરણથી આભાર વ્યક્ત કરૂં છું અને દુઆ ગુઝારૂં છું કે, અલ્લાહપાક એમની દીની-દુન્યવી બધી જ જરૂરતો પૂર્ણ ફરમાવે, આમીન.

સાથે કોમ્પ્યુટર વિભાગના સહાયક જનાબ ઐયુબભાઈ ભાડભૂતવાળાને પણ ભૂલી શકતો નથી કે, પ્રૂફ અને પુસ્તકના સંપાદનમાં નવો ઉમેરો તથા ક્રમમાં થતા ફેરફારને તેમણે વ્યવસ્થિત રીતે ગોઠવી કિતાબની સુંદરતામાં વધારો કર્યો. અલ્લાહપાક દારૈનમાં એમને બેહતરીન બદલો આપે, આમીન. બિહુરમતિ સય્યિદિલ મુરસલીન સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમ.



# ❃ માનવંત નબીઓના કિસ્સાઓ ❃

કુર્આન શરીફમાં વર્ણન કરેલ કિસ્સાઓને બે પ્રકારે વહેંચી શકાય છે. (૧) જેનો સબંધ ભૂતકાળથી છે. (૨) જે ભવિષ્યથી સબંધિત છે.

ભૂતકાળના કિસ્સાઓમાં વધુ પ્રમાણમાં હઝરાતે અંબિયાએ કિરામના કિસ્સાઓનું વર્ણન છે. તથા અમૂક નેક અને ખરાબ વ્યક્તિઓ તથા કૌમોનું પણ વર્ણન છે.

કુર્આન શરીફમાં કુલ અઠ્ઠાવીસ નબીઓ (ખુદાઈ દૂતો)ના કિસ્સાઓનું વર્ણન છે. (૧) હઝ. આદમ અલયહિસ્સલામ (૨) હઝ. નૂહ અલયહિસ્સલામ (૩) હઝ. ઈદ્રિસ અલયહિસ્સલામ (૪) હઝ. હૂદ અલયહિસ્સલામ (૫) હઝ. સાલિહ અલયહિસ્સલામ (૬) હઝ. ઈબ્રાહીમ અલયહિસ્સલામ (૭) હઝ. ઈસ્માઈલ અલયહિસ્સલામ (૮) હઝ. ઈસ્હાક અલયહિસ્સલામ (૯) હઝ. લૂત અલયહિસ્સલામ (૧૦) હઝ. યઅકૂબ અલયહિસ્સલામ (૧૧) હઝ. યૂસુફ અલયહિસ્સલામ (૧૨) હઝ. શુઐબ અલયહિસ્સલામ (૧૩) હઝ. મૂસા અલયહિસ્સલામ (૧૪) હઝ. હારૂન અલયહિસ્સલામ (૧૫) હઝ. યૂશઅ અલયહિસ્સલામ (૧૬) હઝ. હિઝકીલ અલયહિસ્સલામ (૧૭) હઝ. યૂનુસ અલયહિસ્સલામ (૧૮) હઝ. ઈલ્યાસ અલયહિસ્સલામ (૧૯) હઝ. અલ્યસઅ્ અલયહિસ્સલામ (૨૦) હઝ. શમ્વીલ અલયહિસ્સલામ (૨૧) હઝરત દાવૂદ અલયહિસ્સલામ (૨૨) હઝરત સુલયમાન અલયહિસ્સલામ (૨૩) હઝ. ઝુલ્કિફલ અલયહિસ્સલામ (૨૪) હઝ. ઉઝૈર અલયહિસ્સલામ (૨૫) હઝ. ઝકરિયા અલયહિસ્સલામ (૨૬) હઝ. યહ્યા

અલયહિસ્સલામ (૨૭) હઝ. ઈસા અલયહિસ્સલામ (૨૮) હઝ. મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ. *(આ કિતાબમાં હઝરત મુહમ્મદ સલ. વિશે લખવામાં આવ્યું નથી, કારણ કે અમોએ આપ સલ.ની સીરત વિશે એક અલગથી કિતાબ છપાવી પ્રસિદ્ધ કરી છે. -સંપાદક)*

આમાંથી હઝ. યૂશઅ્, હઝ. શમ્વીલ, હઝ. હિઝકીલ અને હઝ. ઉઝૈર (અલૈ.)નું નામોથી વર્ણન કરવામાં આવ્યું નથી. પરંતુ મુફસ્સિરોએ અમૂક કિસ્સાઓમાં તેમના નામોનો ઉલ્લેખ કર્યો છે. આ સાથે જેમના નામોનું વર્ણન છે તેમા પણ અમૂકના કિસ્સાઓ વિગતવાર વર્ણન કર્યા છે. અને અમૂકના ફક્ત નામોનો ઉલ્લેખ છે તથા અમૂકના કિસ્સાઓ તેમના બાપદાદાઓના કિસ્સાઓના અનુસંધાનમાં વર્ણન કરવામાં આવ્યા છે. જેમકે હઝ. ઈસ્હાક, હઝ. યઅકૂબ, હઝ. ઈસ્માઈલ, હઝ. હારૂન અને હઝ. યહ્યા (અલૈ.)ના કિસ્સાઓમાં જોવામાં આવે છે.

આ સિવાય અમૂક વ્યક્તિઓ અને કૌમોનું પણ વર્ણન છે.

(૧) અસ્હાબુલ્જન્નહ (બાગવાળાઓ) (૨) અસ્હાબુલ્કરયહ (ગામ-વાસીઓ) (૩) હઝરત લુકમાન રદી. (૪) અસ્હાબુસ્સબ્ત (શનિવારવાળા) (૫) અસ્હાબુર્રસ (૬) હઝરત ઝુલ્કરનૈન રદી. (૭) અસ્હાબુલ્કહફ (ગુફાવાસીઓ) (૮) કૌમે સબા (૯) અસ્હાબુલ ઉખ્દુદ (ખાઈવાસીઓ) (૧૦) અસ્હાબુલ્ફીલ (હાથીવાળાઓ).

આ કિસ્સાઓ વર્ણન કરવાનો હેતુ ફક્ત ઈતિહાસ વર્ણન કરવાનો નથી, બલ્કે આ કિસ્સાઓની યાદ અપાવી તેનાથી ઈબ્રત (બોધ) અને નસીહત પ્રાપ્ત કરવાનો છે. મુસ્લિમોને હઝ. અંબિયાએ કિરામના ધર્મપ્રચાર (દઅવત) અને અડગતા (સબ્ર) વગેરેથી સબક લેવાનો છે. તે સાથે આપ (સલ.)ની નુબૂવ્વતની સચ્ચાઈ સ્પષ્ટ થઈ રહી છે કે, આપે પોતે કોઈથી કોઈપણ પ્રકારની તઅલીમ (શિક્ષા) મેળવી નથી તથા આ બનાવો આપનાથી ઘણા દૂરના પ્રદેશોમાં બન્યા છતાં તેમની આટલી બધી સાચી વિગતો વર્ણન કરવી એ દલીલ છે કે, આપે પોતે આ વર્ણન નથી કર્યું, બલ્કે અલ્લાહપાક તરફથી જ આપને આ કિસ્સાઓની વહી કરવામાં આવી. અર્થાત્ એ આપનુ



કલામ અને વાણી નથી, બલ્કે અલ્લાહપાકનું જ પાક-પવિત્ર કલામ છે.

આ કિસ્સાઓમાં ઈલ્મ (જ્ઞાન) સમજદારી તથા ડહાપણના ઘણા બધા નમૂનાઓ છે. અને આ કિસ્સાઓ વર્ણન કરતી આયતોમાં માનવીય જીવનને લગતા સેંકડો પ્રશ્નોના સચોટ અને શ્રેષ્ઠ જવાબો અને માર્ગદર્શન પણ મળે છે.

## કિસ્સાઓનું પુનરાવર્તન :

કુરૂઆન શરીફમાં જે કિસ્સાઓ છે, તે બે પ્રકારના છે : (૧) જેમનું વર્ણન કુરૂઆન શરીફમાં વારંવાર આવ્યુ છે. (૨) જેમનું વર્ણન એક-બે જગ્યાએ જ આવેલું છે.

જેમનું વર્ણન વારંવાર આવ્યુ છે, તે ચાર નબીઓ અલ. છે. (૧) હઝ. આદમ અલયહિસ્સલામ (૨) હઝ. ઈબ્રાહીમ અલયહિસ્સલામ (૩) હઝ. મૂસા અલયહિસ્સલામ (૪) હઝ. ઈસા અલયહિસ્સલામ.

કુરૂઆન શરીફમાં વારંવાર કિસ્સાઓનું કારણ એ છે કે, માણસની પ્રકૃતિ અને નેચરમાં આ વાત છે કે, તે બીજાઓના કિસ્સા અને બનાવોથી પ્રભાવિત થઈ બોધ ગ્રહણ કરે છે. એટલા જ માટે કુરૂઆન શરીફ તથા બીજા આકાશી પુસ્તકોમાં કિસ્સાઓનું વર્ણન આવ્યુ છે. જેનાથી જાણવાનું મળે કે અલ્લાહપાકની નાફરમાન કૌમો ઉપર તેનો ક્રોધ તથા ગુસ્સો કેવી રીતે ઉતરે છે. અને તેના દુષપરિણામો શું આવે છે ? અને તેનાથી વિપરિત ફરમાંબરદાર બંદાઓ સાથે તેનો વ્યવહાર કેવો હોય છે ? તેમના ઉપર કેવી રીતે રહમતો અને બરકતો ઉતરે છે, તથા તે સિધ્ધિના સોપાનો કેવી રીતે સર કરે છે ? દુન્યાની સલ્તનતો તેમના કબ્ઝામાં કેવી રીતે આવે છે. અને તે અલ્લાહપાકના બંદાઓ સાથે કેવી રીતે ન્યાય અને સહિષ્ણુતાથી વર્તે છે. આવા કિસ્સાઓના વારંવાર વર્ણનથી માણસ બોધગ્રહણ કરે છે.

## નબીઓના કિસ્સા વર્ણન કરવાનું કારણ આશ્વાસન અને બોધપાઠ

*અને રસૂલોના અહેવાલમાંથી આ સઘળું આપની આગળ અમે બયાન કરીએ છીએ કે જેથી તે વડે આપના દિલને ધીરજ આપીએ અને આ*



*કિસ્સાઓમાં આપની પાસે સત્ય પહોંચ્યું છે અને ઈમાનવાળાઓ માટે બોધ અને શિખામણ છે. (૧૨૦) અને જે લોકો (આવી દલીલો છતાં) ઈમાન નથી લાવતા તેઓને ફરમાવી દો કે તમે પોતાની સ્થિતિ પ્રમાણે કામ કરતા રહો. અમે પણ (પોતાની રીતે) કામ કરીએ છીએ. (૧૨૧) અને તમે (પરિણામની) રાહ જુઓ, અમે પણ રાહ જોઈએ છીએ. (૧૨૨) અને આકાશો તથા પૃથ્વીની સર્વ ગૈબની વાતોનું ઈલ્મ અલ્લાહપાકને જ છે. વળી, દરેક કામ તેની જ તરફ રુજૂઅ થશે. માટે તેની જ બંદગી કરો અને તેના જ ઉપર ભરોસો રાખો અને તમે જે કંઈ કરો છો તેનાથી આપનો પરવરદિગાર બેખબર નથી. (૧૨૩)*

એક કારણ એ પણ છે કે, આ કિસ્સાઓને વિવિધ શૈલી અને તેના પ્રકરણોને અલગ-અલગ રીતે રજૂ કરવાથી દરેક પ્રકરણથી એક ખાસ પ્રકારની બાબત સમજાવવાની હોય છે.

જેમકે હઝ. મૂસા (અલૈ.)નો કિસ્સો વારંવાર અલગ-અલગ શૈલીથી રજૂ કરવામાં આવ્યો છે. દરેક જગ્યાએ તેનાથી એક નવા પ્રકારનું પરિણામ બતાવવામાં આવે છે. કદી અલ્લાહપાકની કુદરત, તાકાત અને સર્વશક્તિમાન જાહેર કરવા માટે વર્ણન થાય છે, કદી યહૂદીઓ ઉપર અલ્લાહ તઆલાના ઉપકારો બતાવવાનો હેતુ હોય છે. કદી નાફરમાન કૌમોને સમજાવવા અને આજ્ઞાનું પાલન ન કરવાને લઈ ફિરઔન જેવી હાલાકી-બરબાદી વર્ણન કરવાનો હેતુ હોય છે. કદી યહૂદીઓને પોતાને જ પોતાના આગલા બાપ-દાદાનો ખરાબ વર્તનનો દાખલો આપી ડરાવવામાં આવે છે. કદી યહૂદીઓની શરારત, નાશુક્રી અને બદમાશી સાબિત કરવાનો હેતુ હોય છે. કદી આ કિસ્સામાં હઝ. મૂસા (અલ.)ના સાચા નબી હોવાની સાબિતી અને જૂઠા નબીઓની પોલ ખોલવાનો હેતુ હોય છે. કદી આ કિસ્સાનું સ્પષ્ટ વર્ણન કરી ખુદ આપ (સલ.)ની નુબૂવ્વતની સાચી દલીલ બતાવવાની હોય છે કે, તમારા બાપ-દાદાનું આટલુ વિગતવાર સાચુ વર્ણન સાચા નબી જ કરી શકે છે. આ રીતે યહૂદીઓને ઈમાન લાવવાની પ્રેરણા આપવાની હોય છે. કદી ફિરઔનના ઘમંડ, કુફ્ર અને બદમાશીને વર્ણન કરવાનો હેતુ હોય છે.



આ પ્રમાણે બધા જ કિસ્સાઓમાં કાંઈને કાંઈ નવી વાત રજૂ કરવાનો હેતુ હોય છે.

હવે જે ચાર નબીઓના કિસ્સાનું વારંવાર વર્ણન છે, તેનું પણ ખાસ કારણ છે. તે એ કે કુર્આન શરીફ અસલમાં ચાર પ્રકારના લોકોને સંબોધન કરે છે. (૧) સામાન્ય રીતે જગતભરના બધા જ માનવીઓ અને (૨) ખાસ કરીને અરબસ્તાનના મુશ્રિકો, (૩) યહૂદીઓ, (૪) ખ્રિસ્તીઓ.

(૧) સામાન્ય માણસોને બોધપાઠ માટે હઝરત આદમ અલયહિસ્સલામના કિસ્સાનું વર્ણન, જેમાં તેમના બાપ હઝ. આદમ (અલૈ.)ની પૈદાઈશ, જન્નતમાં જવું, બધા પાસે સજદો કરાવી માનવીની ઈઝઝત અને સન્માન કરવુ, શૈતાનનું બહેકાવવું અને તેના લઈ દુનિયામાં ઉતરવુ, ત્યાર બાદ તૌબા કરી અલ્લાહ તઆલાને રાઝી કરી લેવા, વગેરેનું વર્ણન કરી તેમને પણ તૌબા વગેરેની પ્રેરણા આપવામાં આવી.

(૨) અરબસ્તાનના મુશ્રિકો પોતાને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના અનુયાયી માનતા હતા. તો તેમને હઝ. ઈબ્રાહીમ (અલૈ.)ની તૌહીદ અને તેની હિફાઝત માટે વતન છોડી હિજરત તથા અલ્લાહપાકના બધા જ હુકમોનું પાલન અને કુરબાની આપવા માટે તત્પર રહેવું, વગેરે વર્ણન કરી બતાવ્યું કે ફક્ત જૂઠા દાવા કરવાથી તમે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના અનુયાયી નથી થઈ શકતા, બલ્કે સહાબાની જેમ તેમના તૌહીદના અકીદા મુજબ ચાલવાથી જ તેમનાથી તમારો સબંધ બાકી રહેશે.

(૩) સાથે યહૂદીઓ અને ખ્રિસ્તીઓને પણ હઝ. ઈબ્રાહીમ (અલૈ.)ના જીવન મુજબ ચાલવાનો આદેશ આપવામાં આવ્યો કે, તમો પણ હઝરત ઈબ્રાહીમ અલૈહિસ્સલામના ખાનદાનથી છો. માટે પોતાના દાદા હઝરત ઈબ્રાહીમ અલૈહિસ્સલામના જીવનને પોતાના માટે નમૂનારૂપ સમજો. તેમને યહૂદી કે ખ્રિસ્તી કહેવાથી કોઈ ફાયદો નથી. કારણકે તે તો ચોખ્ખી તૌહીદ ધરાવનાર મુસલમાન હતા.

(૪) યહૂદીઓને હઝરત મૂસા અલયહિસ્સલામ અને ખ્રિસ્તીઓને



હઝરત ઈસા (અલૈ.)ના કિસ્સાઓથી પ્રેરણા આપવા માટે આ કિસ્સાઓનું વારંવાર વર્ણન કર્યું. તથા આ કિસ્સાઓ તૌરાત (જુના કરાર) તથા બાઈબલ (નવા કરાર)માં તમે લોકોએ બદલી નાંખ્યા છે. તો કુર્આન શરીફ મારફતે દૂધનું દૂધ અને પાણીનું પાણી બન્નેવ અલગ તારવી આપ્યા. અને આ રીતે સાચા યહૂદી અને ખ્રિસ્તી ધર્મ જે હઝરત મુહમ્મદ (સલ.) પહેલા સાચા ધર્મો હતા, તેનું વર્ણન તથા તેમના અકીદાઓનું વર્ણન કરી બતાવ્યું કે, બધા જ આકાશી ધર્મો અલ્લાહ તઆલા તરફથી તૌહીદની દઅવતવાળા હતા. લોકોએ પોતાના તરફથી તેમાં ફેરફારો કરી નાંખ્યા હતા.

યહૂદીઓ મદીના શરીફમાં પણ રહેતા હતા. માટે તેમને સમજાવવા માટે હઝ. મૂસા (અલૈ.)નો કિસ્સો વારંવાર વર્ણન કરવામાં આવ્યો. ત્યારબાદ હઝ. ઈબ્રાહીમ અને પછી હઝ. ઈસા અલયહિસ્સલામનું વર્ણન છે.

એટલા જ માટે હઝરત મૂસા અલયહિસ્સલામનું વર્ણન ૧૩૫ વખતે આવ્યુ છે. અને એમના કિસ્સાનું ૭૨ જગ્યાએ વર્ણન છે. જ્યારે હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામનું વર્ણન ૬૯ વખતે અને હઝરત ઈસા અલયહિ-સ્સલામનું વર્ણન ૨૪ વખતે આવ્યુ છે.

કિસ્સાઓના વારંવાર વર્ણન બાબતે એ પણ જાણવુ જરૂરી છે કે, કુર્આન શરીફ ૨૩ વર્ષના લાંબા ગાળામાં થોડુ થોડુ વિવિધ મોકાસર ઉતર્યું છે. અને તે લોકો માટે ઉતર્યુ, જેમને પોતાના પ્રારંભિક ઈતિહાસમાં ડગલેને પગલે રોજ રોજ નવી-નવી મુસીબતો, પરિક્ષાઓ અને ઘણા સંઘર્ષોથી પસાર થવુ પડયુ હતું. બલ્કે પૂરા ૨૩ વર્ષનો સમગ્ર ગાળો અત્યંત પરેશાનીઓ અને તકલીફો સાથે જ પસાર થયો. એવા મોકા ઉપર તેમને સાંત્વન અને તસલ્લીની ઘણી જરૂર હતી. જેથી તેમની હિંમત અને શૌર્ય બાકી રહે. માટે એવા કપરા સમયે એમને આગલા નબીઓ અને તેમને માનનારા લોકોની સબ્ર અને અડગતાના કિસ્સાઓ સંભળાવીને તસલ્લી આપી કે, હકની રાહમાં વિવિધ પ્રકારની કુરબાનીઓ આપનાર તમો એકલા નથી, બલ્કે હકની દઅવતનો દરેક વ્યક્તિ અને સમાજ આ રસ્તાથી પસાર થયો છે.

શરૂની તકલીફો બાદ સફળતાઓએ તેમના કદમ ચૂમ્યા છે. દુશ્મનોને હાર વેઠવી પડી છે. અથવા દુશ્મન તમારી ધીરજ અને અડગતા જોઈ પોતાના બાતિલ અકીદાથી પોતે જ ડગમગી ગયા છે, અને હક્ક કબૂલ કરવા મજબૂર થયા છે.

આ જ કારણે કોઈ એક નબી અલયહિસ્સલામનો કિસ્સો (હઝ. યૂસુફ અલૈ. સિવાય) કુર્આન શરીફમાં એક જગ્યાએ પૂરો નથી હોતો, બલ્કે તેના થોડા થોડા અંશો વિવિધ જગ્યાઓએ વર્ણન કરવામાં આવે છે. જે સમય-સંજોગે જે નબી અલયહિસ્સલામના કિસ્સાના જે ખાસ અંશોની જરૂર પડી, તેને તે મોકાસર ઉતાર્યો.

બીજી વાત એ પણ છે કે, કિસ્સાઓના પુનરાવર્તનથી આ બાબત પણ સ્પષ્ટ થાય છે કે, કુર્આને પાક નાના-નાના મસ્અલા અને અહકામ વર્ણન કરવા માટે ઉતર્યું નથી. તે ફક્ત કાયદાઓ અને નિયમોનું વર્ણન કરે છે.

## હદીષ શરીફનું મહત્વ :

કુર્આન શરીફનો બુન્યાદી હેતુ અકીદાઓની સુધારણા, નસીહતો (બોધપાઠ) અને ઉચ્ચ અખ્લાક તથા સંસ્કાર પીરસવાનો છે. નાના-નાના પ્રશ્નો અને મસ્અલાનું વર્ણન તો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની તઅલીમ અને શિક્ષણ ઉપર છોડી દેવામાં આવ્યુ છે. કુર્આન શરીફની આ પ્રકારની નિતિ દ્વારા હદીષ શરીફનું મહત્વ પણ વર્ણન કરવાનું છે. ઈસ્લામી કાયદા-કાનૂન અને મસ્અલાઓ માટે ફક્ત કુર્આન શરીફની દલીલ જ માન્ય હોત. હદીષ શરીફ દલીલ સ્વરૂપે કુબૂલ કરવામાં ન આવતી હોત તો કુર્આન શરીફમાં વારંવાર કિસ્સાઓ વગેરે વર્ણન કરવાની જગ્યાએ મસ્અલા અને અહકામનું વર્ણન જ વધારે પ્રમાણમાં હોતે. પરંતુ આ વાતની સ્પષ્ટતા જરૂરી હતી કે, કુર્આન શરીફ અકીદાઓ અને અખ્લાકને દુરૂસ્ત કરવા માટે ઉતર્યું છે. માટે તે ફક્ત અહકામના કાયદાઓનું જ વર્ણન કરશે અને તેમાં પણ જે મસ્અલાનો સબંધ આપસમાં બંદાઓના દરમ્યાન ન્યાય અને હક્કો બજાવવા માટે છે, જેમકે સામાજિક તથા આર્થિક બાબતો, તેમનું

વિગતવાર વર્ણન કર્યું. જેમકે પતિ-પત્નીના આપસી સબંધો, હક્કો, બાળકો પ્રત્યે બન્નેવની જવાબદારી, ખાધા-ખોરાકી અને તઅલીમ-તરબિયત (કેળવણી) વગેરે તથા વેપાર-વાણિજ્યના કાયદાઓ, ખરીદનાર, વેપારી, દલાલો, હિસાબ લખનારા તથા ગવાહો વગેરેની જવાબદારીઓનું વર્ણન કરી સમાજમાં ન્યાયને પ્રોત્સાહન આપ્યુ.

કિસ્સાઓના પુનરાવર્તનનું એક કારણ એ પણ છે કે, તેનાથી કુર્આન શરીફનો ચમત્કાર અને મોઅજિઝહ પ્રતિ ઈશારો છે કે, માનવીય મનોવિજ્ઞાન એક વાતને વારંવાર સાંભળવાથી કંટાળી જાય છે. અને બે-ત્રણ વખત સાંભળ્યા બાદ તેમાં કોઈ રસ તથા દિલચસ્પી નથી રહેતી. પરંતુ કુર્આન શરીફનો એક જ કિસ્સો વારંવાર પઢ્યા-સાંભળ્યા બાદ પણ તેમાં દરેક વખતે નવી લઝઝત અને અજીબ કૈફીયત માલૂમ પડે છે. આ વાત માણસને એ પરિણામ સુધી પહોંચાડે છે કે, આ કુર્આન શરીફ કોઈ માનવીય દિમાગની ઉપજ નથી.

## નબીઓની દઅવત અને હાલાતનું વર્ણન :

સૂરએ અંબિયામાં નબી (સલ.) અને કુરૈશના સરદારો વચ્ચેના વાદ-વિવાદ અંગે ચર્ચા કરવામાં આવી છે. તેઓ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના રસૂલ હોવાના દાવા અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) દ્વારા તૌહીદ અને આખિરતની માન્યતાના આમંત્રણ અંગે જે શંકાઓ અને વાંધા રજૂ કરતા હતા, તેનો જવાબ આપવામાં આવ્યો છે. તેઓ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના વિરોધમાં જે યુક્તિઓ અજમાવી રહ્યા હતા, તે બદલ સમજાવવામાં આવ્યુ છે. અને આ કૃત્યોના માઠા પરિણામો અંગે ચેતવણી આપવામાં આવી છે. તેઓ આપ (સલ.)ના આમંત્રણનો જે ગફલત અને બેદરકારીથી ઈન્કાર કરી રહ્યા હતા, તે બદલ તેમને ખબરદાર કરવામાં આવ્યા છે. અને અંતે તેમને એ ભાન કરાવવામાં આવ્યું છે કે, જે વ્યક્તિને તમે પોતાના માટે તકલીફ અને રૂકાવટ સમજી રહ્યા છો, તે હકીકતમાં તમારા માટે કૃપા બનીને આવી છે.

સૂરતમાં ખાસ કરીને જે બાબતો ચર્ચવામાં આવી છે, તે આ છે :

- મક્કાના કાફિરોની આ ગેરસમજ કે માનવી કદાપી રસૂલ નથી હોઈ શકતો અને આ જ કારણે નબી (સલ.)ને રસૂલ માનવાના તેમના ઈન્કારનો વિગતવાર રદિયો આપવામાં આવ્યો છે. અને આના અનુસંધાનમાં બીજા નબીઓના કિસ્સા દર્શાવવામાં આવ્યા છે કે, તે બધા જ ઈન્સાન હતા. અને તેમણે પણ તે જ દઅવત તથા દુઆઓ માંગી છે, જે હઝરત મુહમ્મદ (સલ.)ના અકીદા, પ્રચારશૈલી અને દુઆઓમાં છે. નબીઓના આ કિસ્સાઓના હવાલાથી સૂરતનું નામ પણ ‘‘અંબિયા’’ રાખવામાં આવ્યુ છે.
- તેમના દ્વારા આપ (સલ.) અને કુરૂઆન અંગે વિવિધ અને વિરોધાભાસી વાંધાઓ ઉઠાવવા અને એક વાતને વળગી ન રહેવા માટે ટૂંકમાં ખૂબ જોરદાર અને અર્થસભર રીતે પકડ કરવામાં આવી છે.
- તેમના આ ખ્યાલને કે જીવન એક ખેલ માત્ર છે, જે થોડાક દિવસ ખેલાઈ આમ જ ખતમ થઈ જશે. તેનું કોઈ પરિણામ આવવાનું નથી, કોઈ હિસાબ-કિતાબ, બદલો અને સજા થવાના નથી. તેનો ખૂબ જ અસરકારક શૈલીમાં રદિયો આપવામાં આવ્યો છે. કેમકે તેમનો આ જ ખ્યાલ તેમની ગફલત અને ઉપેક્ષાનું કારણ હતું, જે તેઓ નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના આમંત્રણ પ્રત્યે દાખવી રહ્યા હતા.
- શિર્ક ઉપર તેમના આગ્રહ અને તૌહીદ વિરૂદ્ધ તેમના અજ્ઞાનતાપૂર્ણ પૂર્વગ્રહની સુધારણા માટે શિર્કની વિરૂદ્ધ અને તૌહીદના સમર્થનમાં ખૂબ જ ટૂંકી છતાં અસરકારક હૃદયગમ્ય દલીલો આપવામાં આવી છે. કેમકે નબી (સલ.) અને તેમની વચ્ચે શિર્કનો તેમનો આગ્રહ અને તૌહીદ વિરૂદ્ધ તેમનો અજ્ઞાનતાપૂર્ણ પૂર્વગ્રહ જ ઝઘડાના મૂળ હતા.
- તેમની એ ગેરસમજનું કે નબીને વારંવાર ખોટા ઠેરવવા છતાં જો તેમની ઉપર આફત નથી આવતી, તો ચોક્કસપણે નબી જ જુઠ્ઠા છે. અને અલ્લાહપાકની સજાઓની જે ધમકીઓ રસૂલ અમને સંભળાવે

છે, તે પોકળ ધમકીઓ જ છે. તેની દલીલ અને નસીહત બન્ને દ્વારા સમજ આપવામાં આવી.

નબીઓ (અલૈ.)ના જીવનના મુખ્ય બનાવોમાંથી કેટલાક ઉદાહરણો રજૂ કરવામાં આવ્યા છે. જેનો આશય એ સમજાવવાનો છે કે, માનવ ઈતિહાસમાં અલ્લાહપાક તરફથી આવેલા તમામ પયગમ્બરો માનવી હતા. અને નુબૂવ્વતના વિશિષ્ટ ગુણને બાદ કરતાં બીજા ગુણોમાં તેઓ દુનિયાના બીજા માનવીઓની જેમ જ માનવ હતા. તેમનામાં અલ્લાહપાકના ગુણો કે ખુદાઈનું રજ ભાર પણ મિશ્રણ ન હતું, બલ્કે તેઓ પોતાની દરેક જરૂરિયાત માટે ખુદ અલ્લાહ તઆલા સમક્ષ હાથ ફેલાવતા હતા. આ સૂરતમાં નબીઓ દ્વારા કરવામાં આવેલ દુઆઓમાં આ જ હકીકત દર્શાવવામાં આવી છે. તેમાં નબીઓની કાકલૂદી અને નમ્રતા એ વાતની દલીલ છે કે, તેઓ પોતાને અલ્લાહપાકના સંપૂર્ણ મોહતાજ અને જરૂરતમંદ સમજતા હતા.

આ ઉપરાંત આ જ ઐતિહાસિક ઉદાહરણો દ્વારા બીજી બે વાતો પણ સ્પષ્ટ કરવામાં આવી છે. એક એ કે, નબીઓ (અલૈ.) ઉપર જાતજાતની મુસીબતો આવી છે, અને તેમના વિરોધીઓએ પણ તેમને બરબાદ કરવાના પ્રયત્નો કર્યા છે, પરંતુ છેવટે અલ્લાહપાક દ્વારા અસાધારણ રીતે તેમની મદદ ફરમાવવામાં આવી છે. બીજું એ કે, તમામ નબીઓ (અલૈ.)નો દીન એક જ હતો. અને તે એ જ દીન હતો, જેને હઝ. મુહમ્મદ (સલ.) રજૂ કરી રહ્યા છે. માનવજાતનો મૂળ ધર્મ આ જ છે. અને દુનિયામાં બાકીના જેટલા ધર્મ બન્યા છે, તે ફક્ત પથભ્રષ્ટ માનવોએ ઉભા કરેલા વિભાજનો છે.

અંતે દર્શાવવામાં આવ્યું છે કે, માનવીની મુક્તિનો આધાર આ જ દીનનું અનુસરણ અપનાવવા ઉપર છે. જે લોકો તેને સ્વીકારી લેશે, તેઓ જ અલ્લાહ તઆલાની અંતિમ અદાલતમાં સફળ નિવડશે. અને જમીનના વારસ થશે. અને જે લોકો તેને ફગાવી દેશે, તેમને આખિરતમાં સૌથી ખરાબ પરિણામ ભોગવવા પડશે. અલ્લાહ તઆલા ચૂકાદાના સમય કરતાં ઘણા પહેલાં પોતાના નબી દ્વારા લોકોને આ હકીકતથી વાકેફ કરી રહ્યા છે. આ તેની ઘણી મોટી કૃપા છે. જે લોકો નબીના આગમનને પોતાના માટે

કૃપાને બદલે મુસીબત માની રહ્યા છે, તેઓ મૂર્ખ છે.

## નબીઓ અલ્લાહપાકથી જ માંગે છે, અલ્લાહપાક તરફથી નબીઓની દુઆઓ કબૂલ કરવી

### હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની દુઆ :

ફરી જ્યારે ઈબ્રાહીમ (અલૈ.)ને આગમાં નાખ્યા (ત્યારે) અમે કહ્યું કે, હે આગ ! ઈબ્રાહીમ (અલૈ.) પર ઠંડી અને ઈજા વિનાની થઈ જા. (૬૯) અને એ લોકોએ તેમની સાથે બુરાઈ કરવા ચાહ્યું તો અમે તેઓને જ નિષ્ફળ કરી દીધા. (૭૦) અને અમે ઈબ્રાહીમ (અલૈ.)ને તથા (તેમના ભત્રીજા) લૂત (અલૈ.)ને એવી ભૂમિ (શામ) તરફ મોકલીને (કાફિરોના અત્યાચારથી) બચાવી લીધા કે જેમાં અમે જગતવાસીઓ માટે બરકત મૂકી છે. (૭૧) અને (હિજરત પછી) અમે તે (ઈબ્રાહીમ અલૈ.)ને ઈસ્હાક (અલૈ.) (પુત્ર) અર્પણ કર્યા અને યઅકૂબ (અલૈ.) (પૌત્ર) વધારાના (આપ્યા) અને એ સૌને અમે (ઘણા જ) નેકબખ્ત બનાવ્યા. (૭૨) અને અમે તે સૌને સરદાર બનાવ્યા કે અમારા હુકમથી (મખ્લૂકને) રાહ બતાવતા હતા અને અમે તેમના તરફ નેક કામો કરવાનો અને (ખાસ કરી) નમાઝ કાયમ રાખવા તથા ઝકાત આપવાનો હુકમ મોકલ્યો અને તેઓ અમારી બંદગીમાં લાગેલા હતા. (૭૩)

### હઝરત લૂત (અલૈ.)ની દુઆ :

અને લૂત (અલૈ.)ને અમે હિક્મત તથા સદ્‌બુદ્ધિ અર્પણ કરી અને અમે તેમને એવી વસ્તીથી છૂટકારો આપ્યો કે જ્યાંના લોકો ગંદા કામ કરતા હતા. બેશક, તેઓ અતિ નઠારા, નાફરમાન લોકો હતા. (૭૪) અને અમે તે (લૂત અલૈ.)ને અમારી રહમતમાં લઈ લીધા; બેશક, તે નેકબખ્તોમાંથી હતા. (૭૫)

### હઝરત નૂહ (અલૈ.)ની દુઆ :

અને (હે નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ !) નૂહ (અલૈ.)નું વર્ણન કરો જ્યારે તેમણે એ (ઈબ્રાહીમ અલૈ.)ના પહેલાં દુઆ માંગી તો અમે

તેમની દુઆ કબૂલ કરી. પછી તેમને તથા તેમના તાબેદારોને મહાન ગભરાટથી છૂટકારો આપ્યો. (૭૬) અને અમે એવા લોકોથી તેમનો બદલો લીધો, જેઓએ અમારી આયતોને જૂઠી બતાવી હતી. બેશક, તે લોકો અતિ નઠારા હતા, તેથી અમે તેઓને સૌને જ ડૂબાડી દીધા. (૭૭)

## હઝરત ઐયૂબ (અલૈ.)ની દુઆ :

અને હઝરત ઐયૂબ (અલયહિસ્સલામ)નું વર્ણન કરો, જ્યારે કે તેમણે (સખત માંદગીમાં) પોતાના પરવરદિગારને પુકાર્યો કે, મને ઈજા પહોંચી રહી છે અને તું સૌ દયાળુઓ કરતાં વધુ દયાળુ છે. (૮૩) ફરી અમે તેમની દુઆ કબૂલ કરી લીધી અને તેમને જે દુ:ખ હતું તે દૂર કરી દીધું અને અમે તેમને (માંગ્યા વિના જ) તેમનું કુટુંબ આપ્યું અને તેમની સાથે તેટલા જ બીજા (આપ્યા.) અમારી ખાસ રહમતના કારણે તથા બંદગી કરનારાઓ માટે યાદગીરીના કારણે. (૮૪) અને હઝરત ઈસ્માઈલ (અલયહિસ્સલામ) તથા હઝરત ઈદરીસ (અલયહિસ્સલામ) અને હઝરત ઝુલકિફલ (અલયહિસ્સલામ)નું વર્ણન કરો, એ સૌ સબર કરનારા હતા. (૮૫) અને અમે તેમને અમારી (ખાસ) રહમતમાં લઈ લીધા હતા. બેશક, તેઓ નેકબખ્તોમાંથી હતા. (૮૬)

## હઝરત યૂનુસ (અલૈ.)ની દુઆ :

અને માછલીવાળા (યૂનુસ અલૈ.)નું વર્ણન કરો, જ્યારે તે ગુસ્સે થઈ ચાલ્યા ગયા અને તે ધારતા હતા કે અમે તેમને એ વાત પર પકડીશું નહિ. પછી તેમણે અંધકારોમાં (અલ્લાહપાકને) પુકાર્યા કે તારા સિવાય કોઈ મઅ્બૂદ નથી. તું (સૌ ખામીઓથી) પવિત્ર છે. બેશક, હું જ કસૂરવાર છું. (૮૭) જેથી અમે તેમની દુઆ કબૂલ કરી લીધી અને તે ગમથી તેમને છૂટકારો આપ્યો અને એવી જ રીતે અમે (બીજા) ઈમાનવાળાઓને (પણ) બચાવી લઈએ છીએ. (૮૮)

## હઝરત ઝકરિય્યા (અલૈ.)ની દુઆ :

અને ઝકરિય્યા (અલૈ.)નું વર્ણન કરો, જ્યારે તેમણે પોતાના પરવર-

દિગારને પુકાર્યા કે, હે મારા પરવરદિગાર ! મને એકલો (પુત્ર વિનાનો) રાખીશ નહિ અને તું તો સૌથી બેહતર વારિસ છે જ. (૮૯) ફરી અમે તેમની દુઆ સાંભળી લીધી અને તેમને યહ્યા (પુત્ર) આપ્યો અને તેમની (વાંઝ) પત્નીને (સંતાનના) લાયક કરી દીધી. બેશક, તે સૌ નેક કામોમાં દોડતા હતા અને આશા તથા ડર સાથે અમને પુકારતા હતા અને અમારી આગળ આજિઝી કરનાર હતા. (૯૦)

## ખુદાપાકની સુન્નત પ્રમાણે છેવટે નબીઓને જ દુન્યવી સફળતા પણ મળે છે :

અને અમારા ખાસ બંદા એટલે રસૂલો માટે અમારો (આ) હુક્મ પ્રથમથી થઈ ચૂક્યો છે (૧૭૧) કે, બેશક, તેમને જ મદદ આપવામાં આવશે. (૧૭૨) અને બેશક અમારૂ લશ્કર જ વિજયી રહેશે. (૧૭૩) માટે (હે નબી સલ. !) આપ થોડી મુદ્દત સુધી તેઓથી હટી જાઓ. (૧૭૪) અને તેઓને જોયા કરો, થોડા આગળ જતાં તેઓ પણ (પરિણામ) જોઈ લેશે. (૧૭૫) શું અમારી શિક્ષાને તેઓ ઉતાવળે માંગે છે ? (૧૭૬) ફરી જ્યારે તે શિક્ષા તેઓના આંગણામાં ઉતરી પડશે ત્યારે એ ડરાવવામાં આવેલાઓની સવાર બહુ બૂરી થશે. (૧૭૭) અને આપ એક (ચોક્કસ) સમય સુધી તેઓ(ની વિરૂદ્ધતા)નો ખ્યાલ ન કરો. (૧૭૮) અને જોતા રહો કે આગળ તેઓ પણ પોતાનું પરિણામ જોઈ લેશે; (૧૭૯) (હે નબી સલ. !) આપનો પરવરદિગાર મહાન ઈઝઝતવાળો છે. તે એવી વાતોથી પવિત્ર છે, જેને તેઓ (કાફિરો) બયાન કરે છે. (૧૮૦) અને સર્વે રસૂલો પર સલામ હોજો. (૧૮૧) અને સઘળા વખાણ અલ્લાહપાકને જ માટે છે, જે આખા જગતનો પાલનહાર (અને માલિક) છે. (૧૮૨)

## પહેલાંની કૌમોના અઝાબના કિસ્સાઓથી ઈબ્રત લઈ કુર્આન શરીફ ઉપર અમલ કરવો જોઈએ :

અને ઘણી વસ્તીઓ (એવી) હતી, જેઓએ પોતાના પરવરદિગારની તથા તેના રસૂલોની આજ્ઞાઓનું ઉલ્લંઘન કર્યું, જેથી અમે તેઓને સખત

હિસાબમાં પકડયા અને તેઓના ઉપર (દુનિયામાં પણ) સખત શિક્ષાની આફત નાખી. (૮) ફરી તેઓએ પોતાની કરણીની શિક્ષા ચાખી અને તેઓના કામમાં આખરે નુક્સાન જ આવ્યું. (૯) (વળી, આખિરતમાં) અલ્લાહપાકે તેઓના માટે સખત અઝાબ તૈયાર રાખ્યો છે. માટે હે બુદ્ધિશાળીઓ કે જેઓ ઈમાન લાવી ચૂક્યા છો, તમે અલ્લાહપાકથી ડરતા રહો. બેશક, અલ્લાહપાકે તમારા તરફ એક બોધ (કુર્આન) મોકલ્યું છે. (૧૦) (જેના લાવનાર) રસૂલ છે, જે તમને અલ્લાહપાકની સ્પષ્ટ આયતો પઢી સંભળાવે છે; કે જેથી તે લોકોને કે જેઓ અલ્લાહપાક પર ઈમાન લાવે અને સત્કાર્યો કરે તેમને (કુફ્ર તથા નાદાનીના) અંધકારોમાંથી (ઈમાનના) પ્રકાશ તરફ કાઢી લાવે અને જે શખ્સ અલ્લાહપાક પર ઈમાન લાવશે અને સત્કાર્ય કરશે, તેને અલ્લાહ તઆલા (જન્નતના) એવા બગીચાઓમાં દાખલ કરશે, જેમની નીચે નહેરો વહેતી હશે, જેમાં તેઓ નિરંતર સદા રહેશે. અલબત્ત, અલ્લાહ તઆલાએ તેને અતિ ઉત્તમ રોજી આપી. (૧૧) અલ્લાહ તઆલા એવો છે, જેણે સાત આકાશો બનાવ્યા અને તેટલી જ (સાત) જમીનો પણ; તે દરેક્ના અંદર ખુદાઈ હુક્મ ઉતર્યા કરે છે કે, જેથી તમે જાણી લો કે અલ્લાહ તઆલા દરેક વસ્તુ કરી શકે છે અને દરેક વસ્તુ અલ્લાહપાક્ના જ્ઞાનમાં સમાયેલી છે. (૧૨)

## ❃ નબીઓને મોકલવાના હેતુઓ ❃

કુર્આન શરીફની વિવિધ આયતોમાં અલ્લાહપાકે નબીઓને મોકલવાના હેતુઓ દર્શાવ્યા છે. જેમાંથી અમુક આયતો રજુ કરૂં છું :

- "આ તમામ રસૂલોને ખુશખબર આપનારા અને ડરાવનારા બનાવીને મોકલવામાં આવ્યા હતા, જેથી તેમને મોકલી દીધા પછી લોકો પાસે અલ્લાહ તઆલા સામે કોઈ દલીલ બાકી ન રહે અને અલ્લાહપાક દરેક સંજોગોમાં પ્રભુત્વશાળી અને હિકમતવાળા (તત્વદર્શી) છે. (લોકો નથી માનતા તો ન માને) પરંતુ અલ્લાહપાક સાક્ષી આપે છે કે, હે નબી ! જે કંઈ તેણે તમારા ઉપર ઉતાર્યું (નાઝિલ કર્યું) છે,

પોતાના જ્ઞાનમાંથી ઉતાર્યું છે અને તેના પર ફરિશ્તાઓ પણ સાક્ષી છે, જો કે અલ્લાહ તઆલાનું સાક્ષી હોવું જ પૂરતું છે.''

*(સૂરહ નિસાઅ્ : ૧૬૫-૧૬૬)*

- ''અમે જે રસૂલ મોકલીએ છીએ; એટલા જ માટે તો મોકલીએ છીએ કે તેઓ સદાચારી લોકોને શુભ સમાચાર આપનારા અને દુરાચારીઓને ડરાવનારા હોય.'' *(સૂરહ અન્આમ : ૪૮)*

- ''(અને આ વાત અલ્લાહપાકે સર્જનના આરંભમાં જ સ્પષ્ટપણે ફરમાવી દીધી હતી કે) હે આદમના સંતાન ! યાદ રાખો, જો તમારા પાસે સ્વયં તમારામાંથી જ એવા રસૂલો (ઈશદૂતો) આવે, જે તમને મારી આયતો સંભળાવી રહ્યા હોય, તો જે કોઈ અવજ્ઞા (નાફરમાની)થી બચશે અને પોતાનું વર્તન સુધારી લેશે, તેના માટે કોઈ ભય અને દુ:ખનું કારણ નથી, અને જે લોકો અમારી આયતોને ખોટી ઠેરવશે અને તેના સામે વિદ્રોહ કરશે, તેઓ જ દોઝખી (નર્કવાસી) હશે, જ્યાં તેઓ હંમેશા રહેશે.'' *(સૂરહ અઅ્રાફ : ૩૫-૩૬)*

- ''જો અમે તે (રસૂલ)ના આગમન પહેલાં આમને કોઈ યાતનાથી નષ્ટ કરી દીધા હોત તો પછી આ જ લોકો કહેતા કે હે અમારા પાલનહાર ! તેં અમારા પાસે કોઈ રસૂલ (ઈશદૂત) શા માટે ન મોકલ્યો કે અપમાનિત અને તિરસ્કૃત થતાં પહેલાં જ અમે તારી આયતોનું અનુસરણ અપનાવી લેતા ?'' *(સૂરહ તા-હા : ૧૩૪)*

- ''(હે પયગમ્બર ! આમને તે દિવસથી ચેતવી દો) જ્યારે અમે દરેક ઉમ્મત (સમુદાય)માંથી સ્વયં તેમનામાંથી જ એક સાક્ષી ઉભો કરીશું, જે તેમના સામે સાક્ષી આપશે અને આ લોકો સામે સાક્ષી આપવા અમે તમને લાવીશું, અને (તે જ સાક્ષીની તૈયારી છે કે) અમે આ ગ્રંથ (કુર્આન શરીફ) તમારા પર ઉતાર્યો છે, જે દરેક વસ્તુની સ્પષ્ટપણે સમજૂતી આપનારો છે. અને માર્ગદર્શન અને કૃપા અને ખુશખબરી છે તે લોકો માટે જેમણે આજ્ઞાપાલનમાં માથું ઝુકાવી દીધું છે.''

*(સૂરહ નહ્લ : ૮૯)*

## નબીઓનું આજ્ઞાપાલન જરૂરી :

- "કહો, અલ્લાહ તઆલાના આજ્ઞાંકિત (ફરમાંબરદાર) બનો અને રસૂલના આજ્ઞાંકિત બનીને રહો. પરંતુ જો તમે વિમુખ થાઓ છો તો બરાબર સમજી લો કે, રસૂલના શિરે જે કર્તવ્યનો ભાર મૂકવામાં આવ્યો છે, તેનો જવાબદાર તે છે અને તમારા પર કર્તવ્યનો જે ભાર મૂકવામાં આવ્યો છે, તેના જવાબદાર તમે. તેનું આજ્ઞાપાલન કરશો તો તમે પોતે જ માર્ગદર્શન પામશો, નહીં તો રસૂલની જવાબદારી એનાથી વિશેષ સહેજ પણ નથી કે સ્પષ્ટપણે આદેશ પહોંચાડી દે."
  *(સૂરહ નૂર : ૫૪)*

- "પછી હે પયગમ્બર ! તમે અલ્લાહપાકના અવતરિત કરેલા કાનૂન મુજબ આ લોકોના મામલાઓનો ફેંસલો કરો અને તેમની ઈચ્છાઓનું અનુસરણ ન કરો. સાવધાન રહો કે આ લોકો તમને ભ્રમમાં નાંખીને તે માર્ગદર્શનથી તસુ બરાબર પણ ચલિત કરવા ન પામે, જે અલ્લાહ તઆલાએ તમારા તરફ અવતરિત કર્યું છે, પછી જો તેઓ આનાથી વિમુખ થાય, તો જાણી લો કે અલ્લાહપાકે તેમના કેટલાક ગુનાઓના બદલામાં તેમને મુસીબતમાં નાંખવાનો નિર્ધાર જ કરી લીધો છે અને આ હકીકત છે કે, તે લોકોમાંથી ઘણાંખરા ફાસિક (અવજ્ઞાકારી) છે. (જો આ લોકો અલ્લાહપાકના કાનૂનથી વિમુખ બને છે) તો શું પછી જાહિલિય્યત (અજ્ઞાનતા)નો ફેંસલો ઈચ્છે છે ? જો કે જે લોકો અલ્લાહ તઆલા ઉપર ઈમાન રાખે છે, તેમના સમીપ અલ્લાહપાકથી વધુ સારો નિર્ણય કરનાર બીજો કોણ હોઈ શકે છે ?" *(સૂ.માઈદહ : ૪૯-૫૦)*

- "જુઓ, તમારા પાસે તમારા રબ તરફથી બુદ્ધિમત્તાનો પ્રકાશ આવી ગયો છે, હવે જે સમજદારીનો ઉપયોગ કરશે, તે પોતાનું જ ભલું કરશે અને જે આંધળો બનશે, પોતે જ નુકસાન ભોગવશે. હું તમારા પર કોઈ નિરીક્ષક નથી." *(સૂરહ અન્આમ : ૧૦૪)*

- "લોકો ! આ રસૂલ તમારી પાસે તમારા રબ તરફથી સત્ય્ લઈને આવી ગયા છે, ઈમાન લઈ આવો, તમારા જ માટે સારૂં છે. અને જો

ઈન્કાર કરો છો, તો જાણી લો કે આકાશો અને ધરતીમાં જે કંઈ છે, બધું જ અલ્લાહપાકનું છે અને અલ્લાહ તઆલા સર્વજ્ઞ જાણકાર પણ છે અને તત્વદર્શી પણ.'' *(સૂરહ નિસાઅ્ : ૧૭૦)*

**અલ્લાહપાકનો સંદેશો પહોંચાડવો નબીઓની જવાબદારી છે :**

- ''હે પયગમ્બર ! જે કંઈ તમારા રબ તરફથી તમારા પર અવતરિત કરવામાં આવ્યું છે, તે લોકો સુધી પહોંચાડી દો. જો તમે આમ ન કર્યું તો તેના તરફથી પયગામ પહોંચાડવાનો હક્ક અદા ન કર્યો.''
*(સૂરહ માઈદહ : ૬૭)*

- ''હે પયગમ્બર ! તમને તો અમે માત્ર એક ખુશખબર આપનાર અને સચેત કરનાર બનાવીને મોકલ્યા છે. આ લોકોને કહી દો કે, ''હું આ કામ માટે તમારા પાસે કોઈ વળતર નથી માંગતો. મારૂં વળતર કેવળ એ જ છે કે, જેની ઈચ્છા થાય તે પોતાના રબનો માર્ગ અપનાવી લે.''
*(સૂરહ ફુરકાન : ૫૬-૫૭)*

- ''હે પયગમ્બર ! કહી દો કે, લોકો ! તમારી પાસે તમારા રબ તરફથી સત્ય આવી ગયું છે. હવે જે સન્માર્ગ અપનાવે, તેનું સન્માર્ગ ઉપર ચાલવું તેના જ માટે લાભદાયક છે અને જે પથભ્રષ્ટ રહે તેની પથ-ભ્રષ્ટતા તેના જ માટે વિનાશકારી છે. અને હું તમારા પર કોઈ રખેવાળ નથી. અને હે નબી ! તમે તે માર્ગદર્શનનું અનુસરણ કરતા રહો, જે તમારા તરફ વહી મારફતે મોકલવામાં આવી રહ્યું છે અને ધૈર્ય રાખો ત્યાં સુધી કે અલ્લાહ તઆલા ફેંસલો કરી દે, અને તે જ સૌથી શ્રેષ્ઠ ફેંસલો કરનાર છે.'' *(સૂરહ યૂનુસ : ૧૦૮-૧૦૯)*

- ''હે નબી ! ધૈર્ય (હિંમત-સબ્ર)થી કામ કર્યે જાઓ અને તમારૂં આ ધૈર્ય અલ્લાહ તઆલાની જ મદદ અને તેણે અર્પેલ સદ્‌બુદ્ધિથી છે. આ લોકોની હરકતોથી દુઃખી ન થાઓ અને ન તો તેમની ચાલબાજીઓથી તમારૂં હૃદય દુભાય. અલ્લાહપાક તે લોકોના સાથે છે, જેઓ (તેનો) ડર રાખે છે અને જેઓ ઉત્તમ રીતે વર્તે છે.'' *(સૂરહ નહ્‌લ : ૧૨૭-૧૨૮)*

- "રસૂલ પર તો માત્ર સંદેશ પહોંચાડી દેવાની જવાબદારી છે. આગળ તમારી જાહેર અને છૂપી તમામ સ્થિતિને જાણવાવાળો અલ્લાહપાક છે. હે પયગમ્બર ! તેમને કહી દો કે, પાક (વિશુદ્ધ) અને નાપાક (અશુદ્ધ) કોઈ પણ સંજોગોમાં સમાન નથી. ચાહે નાપાકની વિપુલતા તમને ગમે તેટલી મુગ્ધ કરનારી હોય. તેથી હે લોકો જેઓ બુદ્ધિ ધરાવો છો, અલ્લાહપાકની અવજ્ઞાથી બચતા રહો. આશા છે કે તમને સફળતા પ્રાપ્ત થશે." *(સૂરહ માઈદહ : ૯૯-૧૦૦)*

- "હે પયગમ્બર ! કહો કે હું તો એક મનુષ્ય છું તમારા જ જેવો, મારા તરફ વહી મોકલવામાં આવે છે કે, તમારો અલ્લાહપાક બસ એક જ અલ્લાહ છે. તેથી જે કોઈ પોતાના રબની મુલાકાતનો ઉમ્મીદવાર હોય તેણે ભલાં કાર્યો કરવા જોઈએ અને બંદગીમાં પોતાના રબ સાથે કોઈ બીજાને ભાગીદાર ન બનાવવો જોઈએ." *(સૂરહ કહ્‌ફ : ૧૧૦)*

- "હે મુહમ્મદ ! કહો, હે મનુષ્યો ! હું તમારા સૌ માટે તે અલ્લાહનો પયગમ્બર છું, જે ધરતી અને આકાશોની બાદશાહીનો માલિક છે. તેના સિવાય કોઈ ઉપાસ્ય (ઈબાદતને લાયક) નથી, તે જ જીવન પ્રદાન કરે છે અને તે જ મૃત્યુ આપે છે. પછી ઈમાન લાવો અલ્લાહ તઆલા પર અને તેના મોકલેલા ઉમ્મી પયગમ્બર (હઝરત મુહમ્મદ સલ.) પર જે અલ્લાહ અને તેના આદેશોને માને છે. અને તેનું અનુસરણ કરો, આશા છે કે તમે સીધો માર્ગ પામી લેશો."
*(સૂરહ અઅ્‌રાફ : ૧૫૮)*

- "શું તેને છોડીને આ લોકોએ બીજા ઉપાસ્યો (મઅ્‌બૂદ) બનાવી લીધા છે ? હે પયગમ્બર ! આમને કહો કે, લાવો પોતાની દલીલ, આ ગ્રંથ પણ મૌજૂદ છે, જેમાં મારા જમાનાના લોકો માટે ઉપદેશ છે અને તે ગ્રંથો પણ મૌજૂદ છે, જેમાં મારા પહેલાંના લોકો માટે ઉપદેશ હતો. પરંતુ આમાંથી મોટાભાગના લોકો વાસ્તવિક્તાથી અજાણ છે, તેથી વિમુખ થયેલા છે. અમે તમારા પહેલાં જે રસૂલ (સંદેશવાહક) પણ મોકલ્યા છે, તેમને આ જ વહી મોકલી છે કે, મારા સિવાય કોઈ

ઉપાસ્ય (ઈબાદતને લાયક) નથી, પછી તમે લોકો મારી જ ઉપાસના કરો.'' *(સૂરહ અંબિયા : ૨૪-૨૫)*

- ''હે પયગમ્બર ! તેમને કહો, હું તમને એમ નથી કહેતો કે મારી પાસે અલ્લાહપાકના ખજાના છે, ન હું અદશ્યનું જ્ઞાન ધરાવું છું અને ન તો એમ કહું છું કે ફરિશ્તો છું. હું તો માત્ર તે વહી (દિવ્ય પ્રકાશના)નું અનુસરણ કરૂં છું, જે મારા પર અવતરિત કરવામાં આવે છે. પછી આમને પૂછો, શું આંધળો અને દેખતો બંને સમાન હોઈ શકે છે ?'' *(સૂરહ અન્આમ : ૫૦)*

**નબીઓને ન માનનારાની દલીલો :**

- ''અમે આ કુર્આનમાં લોકોને જુદી જુદી રીતે સમજાવ્યા, પરંતુ મોટાભાગના લોકો ઈન્કાર પર જ અક્કડ રહ્યા અને તેમણે કહ્યું, અમે તારી વાત નહીં માનીએ, જ્યાં સુધી તું અમારા માટે જમીનને ફાડીને એક ઝરણું ન વહેવડાવી દે અથવા તારા માટે ખજૂર અને દ્રાક્ષનો એક બગીચો પેદા થઈ જાય અને તું તેમાં નહેરો વહેવડાવી દે અથવા તું આકાશના ટુકડે-ટુકડા કરીને અમારા ઉપર પાડી દે, જેમકે તારો દાવો છે. અથવા અલ્લાહ અને ફરિશ્તાઓને રૂબરૂ અમારા સામે લઈ આવે અથવા તારા માટે સોનાનું એક ઘર બની જાય અથવા તું આકાશમાં ચઢી જાય અને તારા ચઢવાનો પણ અમે વિશ્વાસ નહીં કરીએ, જ્યાં સુધી તું અમારા પર એક એવું લખાણ ન ઉતારી લાવે, જે અમે વાંચીએ. હે પયગમ્બર ! આમને કહો, પવિત્ર અને મહાન છે મારો પાલનહાર, શું હું એક સંદેશો લાવનાર મનુષ્ય સિવાય બીજું પણ કંઈ છું ? લોકો સમક્ષ જ્યારે પણ માર્ગદર્શન આવ્યું તો તેના ઉપર ઈમાન લાવતાં તેમને કોઈ વસ્તુએ ન રોક્યા, પરંતુ તેમના આ જ કથને કે 'શું અલ્લાહપાકે મનુષ્યને પયગમ્બર બનાવીને મોકલી દીધા ?' એમને કહો, જો ધરતી પર ફરિશ્તાઓ સંતોષથી ચાલી-ફરી રહ્યા હોત તો અમે ચોક્કસ આકાશમાંથી કોઈ ફરિશ્તાને જ તેમના માટે પયગમ્બર બનાવીને મોકલતા. હે નબી ! આમને કહી દો કે, મારા અને તમારા

વચ્ચે બસ એક અલ્લાહપાકની જ સાક્ષી પૂરતી છે. તે પોતાના બંદા-ઓની હાલતની ખબર રાખે છે અને બધું જ જોઈ રહ્યો છે.''

*(સૂરહ બની ઈસરાઈલ : ૮૯-૯૬)*

- ''કહે છે, આ કેવા રસૂલ (ઈશદૂત) છે, જે ભોજન લે છે અને બજારોમાં હરે-ફરે છે ? શા માટે તેના પાસે કોઈ ફરિશ્તો મોકલવામાં ન આવ્યો, જે તેના સાથે રહેતો અને (ન માનનારાઓને) ધમકાવતો ? અથવા બીજું કંઈ નહીં તો તેના માટે કોઈ ખજાનો જ ઉતારી દેવામાં આવ્યો હોત અથવા તેના પાસે એક બાગ જ હોત, જેમાંથી આ (નિશ્ચિંતતાની) રોજી પ્રાપ્ત કરતો. અને આ જાલિમો કહે છે, તમે લોકો તો એક જાદુની અસર પામેલા માણસની પાછળ લાગી ગયા છો. જુઓ, કેવા કેવા તર્ક આ લોકો તમારા સામે પ્રસ્તુત કરી રહ્યા છે. એવા બહેકી ગયા છે કે, તેમને કોઈ સીધી વાત સૂઝતી નથી.'' *(સૂરહ ફુરકાન : ૭-૯)*

- ''જ્યારે તેમને અમારી સ્પષ્ટ વાતો સંભળાવવામાં આવે છે, તો તે લોકો જેઓ અમારી મુલાકાતની આશા રાખતા નથી, કહે છે કે, આના બદલે કોઈ બીજું કુર્આન લઈ આવો અથવા આમાં થોડો ફેરફાર કરો. હે નબી ! તેમને કહો, મારૂં આ કામ નથી કે મારા તરફથી આમાં કોઈ ફેરફાર અને ફેરબદલ કરી લઉં. હું તો માત્ર તે વહીનું અનુસરણ કરનારો છું, જે મારી પાસે મોકલવામાં આવે છે. જો હું મારા રબની અવજ્ઞા કરૂં (ન માનું) તો મને એક મોટા ભયંકર દિવસની સજાનો ડર છે.'' *(સૂરહ યૂનુસ : ૧૫)*

- ''અને જ્યારે કોઈ તેમને પૂછે છે કે, તમારા રબે આ કઈ વસ્તુ અવતરિત કરી છે, તો કહે છે, અરે ! એ તો અગાઉના સમયની પુરાણી વાર્તાઓ છે. આ વાતો તેઓ એટલા માટે કરે છે કે, કયામત (પુનર્જીવન)ના દિવસે તેઓ પોતાના બોજ પણ પૂરેપૂરા ઉઠાવે અને સાથે સાથે થોડાંક તે લોકોના બોજ પણ ઉઠાવે, જેમને આ લોકો અજ્ઞાનતાના કારણે પથભ્રષ્ટ (ગુમરાહ) કરી રહ્યા છે. જુઓ ! કેવી ભારે જવાબદારી છે, જે આ લોકો પોતાના માથે લઈ રહ્યા છે.'' *(સૂરહ નહ્‌લ : ૨૪-૨૫)*



- "આ લોકોને જ્યારે અમારી સ્પષ્ટ આયતો સંભળાવવામાં આવે છે અને સત્ય આમની સામે આવી જાય છે, તો આ ઈન્કાર કરનારા તેના વિશે કહે છે કે, આ તો સ્પષ્ટ જાદૂ છે. શું તેમનું કહેવું એ છે કે, રસૂલે આને પોતે જ ઘડી કાઢ્યું છે ? આમને કહો, જો મેં આને પોતે જ ઘડી કાઢ્યું છે, તો તમે મને અલ્લાહપાકની પકડમાંથી સહેજ પણ બચાવી નહીં શકો. જે વાતો તમે બનાવો છો અલ્લાહપાક તેને સારી રીતે જાણે છે, મારા અને તમારા વચ્ચે તે જ સાક્ષી આપવા માટે પૂરતો છે, અને તે મોટો ક્ષમાશીલ અને દયાળુ છે." *(સૂરહ અહ્‌કાફ : ૭-૮)*

- "યહૂદીઓ અને ખ્રિસ્તીઓ કહે છે કે, અમે અલ્લાહ તઆલાના પુત્રો અને તેના વહાલાં છીએ. તેમને પૂછો, પછી તે તમારા ગુનાહો માટે તમને કેમ સજા આપે છે ? હકીકતમાં તમે પણ એવા જ મનુષ્ય છો, જેવા બીજા મનુષ્યો ખુદાપાકે પેદા કર્યા છે. તે જેને ચાહે છે, માફ કરે છે અને જેને ચાહે છે, સજા આપે છે. ધરતી અને આકાશો અને તેમાં મૌજૂદ તમામ વસ્તુઓ તેની માલિકીની છે અને તેના જ તરફ સૌને જવાનું છે." *(સૂરહ માઈદહ : ૧૮)*

## નબીઓના ઈન્કારીઓને જવાબ :

- "અને હે પયગમ્બર ! તમારા પહેલાં પણ અમે મનુષ્યોને જ રસૂલ બનાવીને મોકલ્યા હતા, જેમના ઉપર અમે વહી (દિવ્ય પ્રકાશના) મોકલતા હતા. તમે લોકો જો જ્ઞાન ધરાવતા ન હોવ તો ગ્રંથવાળાઓને પૂછી લો. તે રસૂલોને અમે કોઈ એવા શરીર આપ્યા ન હતા કે તેઓ ભોજન ન લેતા હોય અને ન તેઓ હંમેશાં જીવંત રહેનારા હતા. પછી જોઈ લો કે અંતે અમે તેમના સાથે પોતાના વાયદા પૂરા કર્યા અને તેમને તથા જેને-જેને અમે ઈચ્છ્યું, બચાવી લીધા અને હદથી વધી જનારાઓને નષ્ટ કરી દીધા." *(સૂરહ અંબિયા : ૭-૯)*

- "અલ્લાહપાકના સોગંદ, હે નબી ! તમારા પહેલાં પણ ઘણી કૌમોમાં અમે રસૂલો મોકલી ચૂક્યા છીએ (અને પહેલાં પણ આ જ થતું રહ્યું



છે કે) શયતાને તેમના ખરાબ કરતૂતો તેમને સુંદર બનાવીને દેખાડ્યા (અને સંદેશવાહકોની વાત તેમણે માની જ નહીં). તે જ શયતાન આજે આ લોકોનો પણ સંરક્ષક બનેલો છે. અને આ લોકો દુ:ખદાયી સજાને પાત્ર બની રહ્યા છે. અમે આ ગ્રંથ તમારા પર એટલા માટે અવતરિત કર્યો છે કે, તમે તે મતભેદોની સત્યતા તેમના સામે સ્પષ્ટ કરી દો જેમાં તેઓ ગ્રસ્ત છે. આ ગ્રંથ માર્ગદર્શન અને કૃપા બનીને અવતરિત થયો છે તે લોકો માટે જેઓ એને માની લે.'' *(સૂરહ નહ્લ : ૬૩-૬૪)*

- ''આ લોકો કહે છે, જો કરૂણામય અલ્લાહપાક ઈચ્છતો (કે અમે તેમની ઉપાસના ન કરીએ) તો અમે કદાપિ તેમને ન પૂજતા. આ લોકો આ મામલાની વાસ્તવિક્તાને તદન જાણતા નથી, માત્ર અટકળો કરે છે. શું અમે આ પહેલાં કોઈ ગ્રંથ આમને આપ્યો હતો, જેની સનદ (પોતાની આ ફરિશ્તા-પૂજા માટે) આ લોકો પોતાના પાસે ધરાવતા હોય ? નહીં, બલ્કે આ લોકો કહે છે કે, અમે અમારા બાપ-દાદાઓને આ પદ્ધતિ પર જોયા છે અને અમે એમનાં જ પદ્‌ચિહ્નો પર ચાલી રહ્યા છીએ. આવી જ રીતે તમારા પહેલાં જે વસ્તીમાં પણ અમે કોઈ ડરાવનાર મોકલ્યો, તો તેના સુખ-સંપન્ન લોકોએ આવું જ કહ્યું કે, અમે અમારા બાપ-દાદાઓને આ જ પદ્ધતિ પર જોયા છે અને અમે તેમના જ પદ્‌ચિહ્નોનું અનુસરણ કરી રહ્યા છીએ. દરેક પયગમ્બરે તેમને પૂછ્યું, શું તમે તે જ પગદંડી પર ચાલ્યા જશો, ચાહે હું તમને એ રસ્તા કરતાં વધુ સાચો અને સારો માર્ગ બતાવું, જેના પર તમે પોતાના બાપ-દાદાઓને જોયા છે ? તેમણે બધા રસૂલોને આ જ જવાબ આપ્યો કે, જે દીન (ધર્મ) તરફ બોલાવવા માટે તમે મોકલવામાં આવ્યા છો અમે તેનો ઈન્કાર કરનારા છીએ. છેવટે અમે તેમની ખબર લઈ નાખી અને જોઈ લો, ખોટું ઠેરવનારાઓનું કેવું પરિણામ આવ્યું.'' *(સૂરહ ઝુખરુફ : ૨૦-૨૫)*
- ''અમે આ કુર્‌આનમાં લોકોને વિવિધ રીતે સમજાવ્યા છે. તમે ચાહે

કોઈ પણ નિશાની લઈ આવો, જે લોકોએ માનવાનો ઈન્કાર કરી દીધો છે, તેઓ એ જ કહેશે કે તમે અસત્ય પર છો. આવી રીતે મહોર મારી દે છે અલ્લાહપાક, તે લોકોના હૃદયો પર જેઓ જ્ઞાનહીન (અભણ) છે. તો (હે નબી !) સબ્ર કરો (ધૈર્ય રાખો), નિઃસંદેહ અલ્લાહ તઆલાનો વાયદો સાચો છે, અને કદાપિ હળવા ન સમજે તમને, તે લોકો જેઓ વિશ્વાસ કરતા નથી.'' *(સૂરહ રૂમ : ૫૮-૬૦)*

## ઈન્કારીઓની સજા :

● ''જે લોકો અમારા સામે રજૂ થવાનો ભય રાખતા નથી તેઓ કહે છે, અમારા પાસે ફરિશ્તાઓ કેમ ન મોકલવામાં આવે અથવા પછી અમે પોતાના રબને જોઈએ ? ખૂબ ઘમંડ લઈને બેઠા છે આ લોકો પોતાના મનમાં અને હદ વટાવી ગયા આ લોકો પોતાના વિદ્રોહમાં. જે દિવસે ફરિશ્તાઓને જોશે, તે અપરાધીઓ માટે કોઈ શુભ-સૂચનાનો દિવસ નહીં હોય. ચીસ પાડી ઉઠશે કે, ખુદાની પનાહ ! અને જે કંઈ તેમનું કર્યું-કરાવ્યું છે તેને અમે ધૂળની જેમ ઉડાવી દઈશું. માત્ર તે જ લોકો જેઓ જન્નત (સ્વર્ગ)ના હક્કદાર છે તે દિવસે સારી જગ્યાએ રોકાશે અને બપોર પસાર કરવા માટે ઉત્તમ જગ્યા પામશે. આકાશને ચીરીને આવતું એક વાદળ તે દિવસે પ્રગટ થશે અને ફરિશ્તાઓના ધાડાં ને ધાડાં ઉતારી દેવામાં આવશે. તે દિવસે વાસ્તવિક રાજ્ય માત્ર રહમાન (પરમ દયાળુ)નું હશે, અને તે કાફિરો (ઈન્કાર કરનારાઓ) માટે ઘણો સખત દિવસ હશે. અત્યાચારી મનુષ્ય પોતાના હાથ કરડી ખાશે અને કહેશે, અફસોસ ! મેં રસૂલનો સાથ આપ્યો હોત. હાય રે મારૂં દુર્ભાગ્ય ! કદાચ મેં ફલાણા માણસને મારો મિત્ર ન બનાવ્યો હોતે. તેના બહેકાવવામાં આવી જઈને મેં તે શિખામણ ન સ્વીકારી જે મારી પાસે આવી હતી. શયતાન મનુષ્ય માટે ઘણો જ બેવફા નીવડ્યો. અને રસૂલ કહેશે, હે મારા રબ ! મારી કૌમના લોકોએ આ કુર્આનને મજાકનો વિષય બનાવી લીધું હતું. હે નબી ! અમે તો આવી જ રીતે

ગુનેહગારોને દરેક નબી (પયગમ્બર)ના દુશ્મન બનાવ્યા છે, અને તમારા માટે તમારો રબ જ માર્ગદર્શન અને મદદ કરવા માટે પૂરતો છે.'' *(સૂરહ ફુરકાન : ૨૧-૩૧)*

- ''અને તે વ્યક્તિ કરતાં મોટો અત્યાચારી બીજો કોણ હશે, જે અલ્લાહ તઆલા પર જૂઠી તહોમત મૂકે અથવા કહે કે મારા પર વહી આવી છે, જો કે તેના પર કોઈ વહી ઉતારવામાં ન આવી હોય અથવા જે અલ્લાહ તઆલાની અવતરિત કરેલી વસ્તુના મુકાબલામાં કહે કે હું પણ આવી વસ્તુ ઉતારીને દેખાડી દઈશ. કદાચ, તમે તે અત્યાચારીઓને એ હાલતમાં જોઈ શકો જ્યારે કે તેઓ મૃત્યુના કષ્ટમાં ડૂબકીઓ ખાઈ રહ્યા હોય છે અને ફરિશ્તાઓ હાથ લંબાવી-લંબાવીને કહી રહ્યા હોય છે કે, લાવો, કાઢો પોતાના પ્રાણ. આજે તમને તે વાતોના બદલામાં અપમાનજનક યાતના આપવામાં આવશે, જે તમે અલ્લાહપાક પર જૂઠ ઘડીને નાહક બકતા હતા અને તેની આયતો વિરૂદ્ધ વિદ્રોહ કરતા હતા. (અને અલ્લાહ તઆલા ફરમાવશે) લો, હવે તમે એવા જ એકલા અમારી સામે હાજર થઈ ગયા, જેવા અમે તમને પહેલી વાર એકલા પેદા કર્યા હતા. જે કંઈ અમે દુનિયામાં તમને આપ્યું હતું, તે બધું તમે પાછળ મૂકી આવ્યા છો, અને હવે અમે તમારા સાથે તમારા તે ભલામણકર્તાઓને પણ જોતા નથી, જેમના વિશે તમે સમજતા હતા કે તમારા કામ પાર પાડવામાં તેમનો પણ કોઈ હિસ્સો છે, તમારા પરસ્પરના બધા સંપર્કો તૂટી ગયા અને તે સૌ તમને છોડી ગયા જેમનો તમે ભરોસો કરતા હતા.'' *(સૂરહ અન્આમ : ૯૩-૯૪)*

- ''આ લોકો જેઓ આ ગ્રંથને અને તે બધા ગ્રંથોને ખોટા ઠેરવે છે, જે અમે પોતાના રસૂલોની સાથે મોકલ્યા હતા, ટૂંકમાં જ આમને જણાઈ જશે, જ્યારે તોક (વજનદાર બેડી) એમના ગળાઓમાં હશે. અને સાંકળો જેમના વડે બાંધીને ખેંચવામાં આવશે, તેમને ઉકળતા પાણી તરફ અને પછી દોઝખની આગમાં ઝોકી દેવામાં આવશે. પછી એમને

પૂછવામાં આવશે, હવે ક્યાં છે અલ્લાહ તઆલા સિવાયના તે બીજા ઉપાસ્યો, જેમને તમે ભાગીદાર બનાવતા હતા ? તેઓ જવાબ આપશે, બધા છોડી ગયા અમને, બલ્કે અમે આ પહેલાં કોઈ વસ્તુને પોકારતા ન હતા. આવી રીતે અલ્લાહ તઆલા કાફિરો (ઈન્કાર કરનારાઓ)ના પથભ્રષ્ટ હોવાને પ્રમાણિત કરી દેશે. તેમને કહેવામાં આવશે, આ તમારૂં પરિણામ એટલા માટે આવ્યું કે, તમે ધરતી ઉપર અસત્યમાં મગ્ન હતા અને વધુમાં તેના ઉપર અભિમાન કરતા હતા. હવે જાઓ, જહન્નમ -ના દરવાજાઓમાં દાખલ થઈ જાઓ, તમારે હંમેશા ત્યાં જ રહેવાનું છે, ઘણું જ ખરાબ ઠેકાણું છે અહંકારીઓનું.'' *(સૂ.મુઅમિન : ૭૦-૭૬)*

- ''તેમના પછી અમે એક બીજા યુગની કૌમ ઉઠાવી. પછી તેમનામાં સ્વયં તેમની જ કૌમનો એક રસૂલ મોકલ્યો, (જેણે તેમને આમંત્રણ આપ્યું) કે અલ્લાહપાકની બંદગી કરો, તમારા માટે તેના સિવાય અન્ય કોઈ ઉપાસ્ય નથી. શું તમે ડરતા નથી ? તેની કૌમના જે આગેવાનોએ માનવાનો ઈન્કાર કર્યો અને આખિરત (પરલોક)માં રજૂ થવાને ખોટું ઠેરવ્યું, જેમને અમે દુનિયાના જીવનમાં સુખી-સંપન્ન બનાવ્યા હતા, તેઓ કહેવા લાગ્યા, આ માણસ કંઈ નથી પણ એક મનુષ્ય છે તમારા જ જેવો. જે કંઈ તમે ખાઓ છો, તે જ આ પણ ખાય છે અને જે કંઈ તમે પીઓ છો, તે જ આ પણ પીએ છે. હવે જો તમે પોતાના જ જેવા એક મનુષ્યનું અનુસરણ સ્વીકારી લીધું તો તમે નુકસાનમાં જ રહ્યા. આ તમને બતાવે છે કે, જ્યારે તમે મરીને માટી થઈ જશો અને હાડપિંજર બનીને રહી જશો, તે વખતે તમે (કબરો-માંથી) કાઢવામાં આવશો. અશક્ય, તદ્દન અશક્ય છે આ વાયદો જે તમારી સાથે કરવામાં આવી રહ્યો છે. જીવન કંઈ નથી, પણ માત્ર આ દુનિયાનું જીવન. અહીં જ અમારે મરવાનું અને જીવવાનું છે અને અમે કદાપિ ઉઠાવવામાં આવીશું નહીં. આ માણસ અલ્લાહ તઆલાના નામે માત્ર જૂઠ ઘડી રહ્યો છે અને અમે કદાપિ તેને માનવાના નથી.

રસૂલે કહ્યું : પાલનહાર ! આ લોકોએ મને જે રીતે ખોટો ઠેરવ્યો છે, તેના માટે હવે તું જ મારી મદદ કર. જવાબમાં કહેવામાં આવ્યું, નજીક છે તે સમય જ્યારે આ લોકો પોતાની કરણી પર પસ્તાવો કરશે. અંતે બરાબર સત્યપૂર્વક એક ઓચિંતા મોટા તોફાને તેમને ઝડપી લીધા અને અમે તેમને કચરો બનાવીને ફેંકી દીધા, દૂર થા અત્યાચારી કૌમ ! ત્યાર બાદ અમે તેમના પછી બીજી કૌમો ઉઠાવી, કોઈ પણ કૌમ પોતાના સમય પહેલાં ન તો નાશ પામી અને ન ત્યાર પછી રહી શકી. પછી અમે નિરંતર પોતાના રસૂલો મોકલ્યા. જે કૌમ પાસે પણ તેનો રસૂલ આવ્યો, તેણે તેને ખોટો ઠેરવ્યો અને અમે એક પછી એક કૌમને નષ્ટ કરતા ગયા. ત્યાં સુધી કે તેમને માત્ર દંતકથા બનાવી મૂક્યા. ફિટકાર એવા લોકો ઉપર, જેઓ ઈમાન નથી લાવતા.''

*(સૂરહ મુઅ્મિનૂન : ૩૧-૪૪)*

- ''ક્યારેય એવું નથી બન્યું કે, અમે કોઈ જાતિમાં પયગમ્બર મોકલ્યો હોય અને તે જાતિના લોકોને પહેલાં તંગી અને મુશ્કેલીમાં ન નાંખ્યા હોય. એ વિચારથી કે કદાચ તેઓ વિનમ્રતા અપનાવે. પછી અમે તેમની દુર્દશાને સુખમાં બદલી દીધી. ત્યાં સુધી કે તેઓ ખૂબ ફુલ્યા-ફાલ્યા અને કહેવા લાગ્યા કે, અમારા પૂર્વજો ઉપર પણ સારા અને ખરાબ દિવસો આવતા જ રહ્યા છે. છેવટે અમે તેમને ઓચિંતા જ પકડી લીધા અને તેમને ખબર સુદ્ધાં ન પડી. જો (મક્કાની) વસ્તીવાળા લોકો ઈમાન લાવતા અને તકવાનું વલણ અપનાવતા, તો અમે તેમના ઉપર આકાશ અને ધરતીમાંથી બરકતો (નિરંતર સમૃદ્ધિ)ના દ્વાર ખોલી દેતા. પરંતુ તેમણે તો ખોટું ઠેરવ્યું. તેથી અમે તે ખરાબ કમાણીના હિસાબમાં તેમને પકડી લીધા, જે તેઓ એકત્રિત કરી રહ્યા હતા. પછી શું વસ્તીવાળાઓના લોકો હવે તેનાથી નિર્ભય થઈ ગયા છે કે, અમારી પકડ ક્યારેક ઓચિંતી તેમના ઉપર રાતના સમયે નહીં આવી જાય, જ્યારે તેઓ ઉંઘતા હોય ? અથવા તેઓ નિશ્ચિંત થઈ ગયા છે કે, અમારો મજબૂત હાથ ક્યારેય તેમના ઉપર દિવસના સમયે નહીં પડે,

જ્યારે તેઓ રમી રહ્યા હોય ? શું આ લોકો અલ્લાહ તઆલાની ચાલથી ડરતા નથી ? જો કે અલ્લાહપાકની ચાલથી તે જ જાતિ ડરતી નથી, જે નાશ પામવાની હોય. અને શું તે લોકોને, જેઓ પહેલાંના ધરતીવાસીઓ પછી ધરતીના વારસ થાય છે, આ સત્યએ કોઈ પાઠ નથી શિખવાડ્યો કે જો અમે ઈચ્છીએ તો તેમના અપરાધો માટે તેમને પકડી શકીએ છીએ ? (પરંતુ તેઓ શિક્ષાપ્રદ હકીકતો તરફ બેદરકારી દાખવે છે) અને અમે તેમના હૃદયો ઉપર મહોર મારી દઈએ છીએ, પછી તેઓ કશું જ સાંભળતા નથી. આ જાતિઓ જેમના વૃત્તાંતો અમે તમને સંભળાવી રહ્યા છીએ (તમારા સમક્ષ દૃષ્ટાંતરૂપે મૌજૂદ છે) તેમના પયગમ્બરો તેમના પાસે સ્પષ્ટ પ્રમાણો લઈને આવ્યા, પરંતુ જે વસ્તુને તેઓ એક વખત ખોટી ઠેરવી ચૂક્યા હતા, પછી તેને તેઓ માનવાના ન હતા. જુઓ, આવી રીતે અમે સત્યનો ઈન્કાર કરનારાઓના હૃદયો ઉપર મહોર મારી દઈએ છીએ. અમે તેમના-માંથી ઘણાંખરાને વચનનું પાલન કરતા ન જોયા, બલ્કે મોટાભાગના-ઓને અવજ્ઞાકારી જ જોયા.'' *(સૂરઅ અઅ્રાફ : ૯૪-૧૦૨)*

## સઘળા નબીઓની એક જ દઅવત :

અલ્લાહપાકે આ દુન્યાને કસોટીની જગ્યા બનાવી છે. માટે બધા જ મનુષ્યોને જન્મજાત સદમાર્ગી નથી બનાવ્યા અને આ વિરોધ કરવાની શક્તિ એટલા માટે રાખી કે લોકો વિચારસરણી અને વ્યવહારના દરેક ખોટા-ખરા માર્ગને જોઈ લે. જબરદસ્તી નથી કરી. આના કારણે આ શક્યતા પેદા થઈ છે કે, માનવી અલ્લાહપાકની એ વિશિષ્ટ કૃપાને પામી શકે જે અધિકાર ન ધરાવતી અન્ય મખ્લૂકો માટે નથી બલ્કે માત્ર એ અધિકાર ધરાવતી મખ્લૂક માટે છે, જે જન્મજાત નહીં પણ સભાનતાપૂર્વક પોતાની મરજીથી અલ્લાહપાકને પોતાના વાલી અને માર્ગદર્શક બનાવે. આ વલણ જે મનુષ્ય અખત્યાર કરે છે, તેને અલ્લાહપાક સહારો આપી, તેનું માર્ગદર્શન કરી, તેને ભલા કર્મની પ્રેરણા આપી, પોતાની વિશિષ્ટ કૃપામાં દાખલ કરી દે છે.

અને જે મનુષ્ય પોતાના અખત્યારને ખોટી રીતે વાપરી બીજા લોકોને પોતાનો માર્ગદર્શક બનાવે છે, જે હકીકતમાં માર્ગદર્શક નથી, અને હોઈ શકતા પણ નથી, તેઓ એ કૃપાથી વંચિત રહી જાય છે. આના અનુસંધાનમાં આ પણ બતાવવામાં આવ્યુ છે કે, મનુષ્યનો અને સમગ્ર મખ્લૂકનો વાલી-પાલનહાર અને માર્ગદર્શક હકીકતમાં અલ્લાહ તઆલા જ છે. બીજાઓ ન હકીકતમાં વાલી છે, ન તો તેમનામાં આ શક્તિ છે કે, વાલીપણાંનો હક્ક ચૂકવી શકે.

સૃષ્ટિના માલિક સાથે જે શિર્ક તમે કરી રહ્યા છો, તે એવો મહાન ગુનો છે કે, આકાશ તેની ઉપર તૂટી પડે તો પણ અશક્ય નથી. તમારી આ બુરાઈથી ફરિશ્તાઓ આશ્ચર્યચકિત છે. તેમને દરેક ક્ષણે એ જ ભય છે કે, ક્યારે ખુદાપાકનો પ્રકોપ તમારી ઉપર ઉતરી પડે.

પછી એ બતાવવામાં આવ્યુ છે કે, જે દીન હઝ. મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) રજૂ કરી રહ્યા છે, તે હકીકતમાં શું છે ?

તેનો પ્રથમ પાયો આ છે કે, અલ્લાહપાક સૃષ્ટિ અને મનુષ્યના સર્જક, માલિક અને સાચા વાલી છે. તેથી તે જ મનુષ્યના હાકેમ પણ છે, અને આ તેનો જ હક્ક છે કે, તે મનુષ્યને દીન અને શરીઅત (માન્યતા અને વ્યવહારની વ્યવસ્થા) આપે અને મનુષ્યો વચ્ચેના મતભેદોનો ફેંસલો કરી બતાવે કે સત્ય શું છે અને અસત્ય શું છે. બીજી કોઈ હસ્તીને કાયદો આપનાર બનવાનો સમૂળગો અધિકાર જ નથી. બીજા શબ્દોમાં પ્રાકૃતિક સત્તાધીશ-પણાંની જેમ કાનૂની સત્તાધીશપણું પણ માત્ર અલ્લાહપાક માટે જ ખાસ છે. અલ્લાહપાક સિવાયની કોઈ હસ્તી આ સત્તાધીશપણું ધરાવી શકતી નથી.

આ જ આધાર ઉપર અલ્લાહ તઆલાએ આરંભથી મનુષ્ય માટે એક દીન ઠેરવ્યો છે. તે એક જ દીન હતો, જે દરેક જમાનામાં સર્વ નબીઓને આપવામાં આવતો રહ્યો. કોઈ પણ નબી પોતાના કોઈ અલગ ધર્મના પ્રસ્તુતકર્તા ન હતા. એ જ એક દીન પ્રથમ દિવસથી માનવવંશ માટે અલ્લાહ તઆલા તરફથી ઠેરવવામાં આવતો રહ્યો છે, અને બધા જ નબીઓ તેના જ અનુયાયી અને તેની જ તરફ બોલાવનારા રહ્યા છે.


તે દીન ક્યારેય માત્ર માની લઈને બેસી રહેવા માટે મોકલવામાં આવ્યો નથી, બલ્કે હંમેશાં એટલા માટે મોકલવામાં આવ્યો કે, ધરતી ઉપર તે જ સ્થપાય, ચાલે અને અમલમાં મૂકાય. અને અલ્લાહ તઆલાના રાજ્યમાં અલ્લાહપાકના દીન સિવાય કોઈ બીજાના ઘડી કાઢેલા દીનનું રાજ્ય ન ચાલે. નબીઓ (અલયહિમુસ્સલામ) આ દીનના માત્ર પ્રચાર માટે જ નહીં, બલ્કે તેને વ્યવહારમાં સ્થાપવા માટે નીમવામાં આવ્યા હતા.

માનવજાતનો અસલ દીન આ જ હતો, પરંતુ નબીઓ પછી હંમેશા એમ થતુ રહ્યું કે, સ્વાર્થી લોકો તેમાં આપમત, મનસ્વીપણું અને પોતાના હિત સાધવા વિભાજન ઉભા કરી નવા નવા ધર્મ કાઢતા રહ્યા. દુનિયામાં જેટલા પણ જુદા જુદા ધર્મો જોવામાં આવે છે, બધા એક જ દીનને વિકૃત બનાવીને પેદા કરવામાં આવ્યા છે.

હવે હઝ. મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને એટલા માટે મોકલવામાં આવ્યા છે કે, આ જુદી જુદી પદ્ધતિઓ, બનાવટી ધર્મો અને માનવસર્જિત દીનો-જીવનપદ્ધતિઓની જગ્યાએ એ જ અસલ દીન તમારી સામે રજૂ કરે અને આને જ સ્થાપવાનો પ્રયત્ન કરે.

આવી રીતે દીનનું એક ચોખ્ખુ અને સુસ્પષ્ટ ચિત્ર રજૂ કર્યા પછી તમને સમજાવીને સીધા માર્ગે લાવવા માટે જે સારામાં સારી પદ્ધતિ શક્ય હતી, તેનો ઉપયોગ કરી દેવામાં આવ્યો. એક તરફ અલ્લાહપાકે પોતાનો ગ્રંથ ઉતાર્યો, જે અત્યંત હૃદયસ્પર્શી પદ્ધતિથી તમારી પોતાની ભાષામાં તમને હકીકત બતાવી રહ્યો છે. અને બીજી તરફ હઝ. મુહમ્મદ (સલ.) અને એમના સહાબીઓના જીવન તમારી આંખો સામે મૌજૂદ છે. જેને જોઈને તમે જાણી શકો છો કે, આ ગ્રંથના માર્ગદર્શન હેઠળ કેવા મનુષ્ય તૈયાર થાય છે. આનાથી પણ જો તમે માર્ગદર્શન નહીં મેળવો, તો પછી દુનિયામાં કોઈ વસ્તુ તમને સીધા માર્ગ ઉપર લાવી શકતી નથી. આનું પરિણામ પછી આ જ છે કે, તમને એ જ ગુમરાહીમાં પડ્યા રહેવા દેવામાં આવે, જેમાં તમે સદીઓથી પડેલા છો. અને એ જ અંજામે તમને


પહોંચાડવામાં આવે, જે આવા ગુમરાહ લોકો માટે અલ્લાહ તઆલાને ત્યાં નિશ્ચિત કરી દેવામાં આવ્યો છે.

**બધા નબીઓનો એક જ ધર્મ (તૌહીદ) છે, લોકોએ તેમાં શિર્ક મેળવી દીધુ :**

**"સૂરએ શુરા"**માં વર્ણન છે : *અલ્લાહપાકે તમારા માટે દીનમાં તે જ માર્ગ રાખ્યો, જેનો નૂહ (અલૈ.)ને હુક્મ કર્યો હતો અને જે (બાબત)નો અમે આપના તરફ હુક્મ મોકલ્યો તે તથા જેનો ઈબ્રાહીમ (અલૈ.) અને મૂસા (અલૈ.) તેમજ ઈસા (અલૈ.)ને હુક્મ કર્યો હતો, તે એ જ છે કે, આ દીનને કાયમ રાખો અને તેમાં ફૂટફાટ ન નાખો, (છતાં) મુશ્રિકો પર (તવહીદ) ભારે લાગે છે, જેના તરફ આપ તેઓને બોલાવો છો, અલ્લાહ તઆલા ચાહે તેને પોતાના તરફ ચૂંટી લે છે અને જે કોઈ (તેના તરફ) રજૂ થાય તેને પોતાના તરફ માર્ગ દેખાડે છે. (૧૩) અને તે લોકોની પાસે (સત્ય) માહિતી આવી ગયા પછી જ પરસ્પરની હઠધર્મીના કારણે જ તેઓ જુદા (પંથો) પડ્યા; પણ જો નક્કી થયેલા વખત સુધી (મોહલતની) એક વાત જે આપના પરવરદિગાર તરફથી નીકળી ચૂકી છે, તે ન હોત તો (હમણાં જ) તેઓની વચ્ચે ફેંસલો થઈ જાય અને બેશક, જે લોકોને તેઓના પછી કિતાબ મળી છે, તેઓ એના વિશે મૂંજવનારી શંકામાં છે, (૧૪) માટે (હે રસૂલ સલ. !) આપ તેઓને (એ કુર્આન)ની જ તરફ બોલાવ્યા કરો, અને પોતે એના ઉપર જ કાયમ રહો, જેવું કે આપને ફરમાવ્યું છે અને તેઓની મનેચ્છાઓ પ્રમાણે ન ચાલો અને આપ ફરમાવી દો કે હું દરેક કિતાબ પર ઈમાન લાવ્યો છું, જેને અલ્લાહ તઆલાએ ઉતારી છે, તેમજ મને એ હુક્મ થયો છે કે, તમારી વચ્ચે ઈન્સાફ કરૂં; અલ્લાહ તઆલા અમારો માલિક છે તેમજ તમારો પણ; અમારા કર્મો અમારા માટે અને તમારા કર્મો તમારા માટે છે. અમારી અને તમારી વચ્ચે કંઈ તકરાર નથી; અલ્લાહ તઆલા આપણ સૌને (ક્યિામતમાં) એકઠા કરશે અને તેની જ તરફ (સર્વને) પાછા ફરવાનું છે. (૧૫)*

# ❃ નબીઓની દઅવતની વિવિધ રીતો ❃

દઅ્વત ઈલલ્લાહ વાસ્તવમાં અંબિયા (અલૈ.)નો હોદ્દો છે. ઉમ્મતના ઉલમા આ હોદ્દામાં તેમના નાયબ હોવાની હેસિયતનો ઉપયોગ કરે છે. માટે જરૂરી એ છે કે, તેમના અદબો અને તરીકાઓ પણ તેમની પાસેથી જ શીખે. જે દઅ્વત તે પદ્ધતિઓ ઉપર ન રહે, તે દઅ્વતના બદલે અદાવત અને ઝઘડા તથા વાદ-વિવાદનું કારણ બની જાય છે.

પયગમ્બરી દઅ્વતના સિદ્ધાંતોમાં જે માર્ગદર્શન કુર્આને કરીમે હઝરત મૂસા અને હઝરત હારૂન (અલૈ.) માટે નકલ કર્યું છે : **"ફકૂલા લહૂ કવ્લન...."** એટલે કે, ''ફિરઔનની સાથે વિનમ્રતાથી વાત કરો, કદાચ તેઓ સમજી જાય અથવા ડરી જાય.'' *(સૂ.તાહા : ૨૦:૪૪)* આ બાબત દરેક સત્યના આમંત્રણ આપનાર માટે દરેક સમયે સામે રાખવી જરૂરી છે કે, ફિરઔન જેવા અત્યાચારી કાફિર કે જેનું મૌત પણ અલ્લાહ તઆલાના જ્ઞાનમાં કુફ્ર ઉપર જ થવાનું હતું, તેના તરફ પણ જ્યારે અલ્લાહ તઆલા પોતાના દાઈને મોકલે છે તો વિનમ્ર વાતચીત કરવાની સૂચના સાથે મોકલે છે. આજે આપણે જે લોકોને દઅ્વત આપીએ છીએ, તે ફિરઔનથી વધારે ગુમરાહ નથી અને આપણામાંથી કોઈ મૂસા અથવા હારૂન (અલૈ.) સમાન હિદાયત પામેલ કે દાઈ નથી તો જ્યારે અલ્લાહ તઆલાએ પોતાના બંને પયગમ્બરોને એવી છૂટ ન આપી કે, કઠોર ભાષામાં તેમની સાથે વાતચીત કરે, તેના ઉપર કટાક્ષ કરે કે મ્હેણાં મારે, તેનું અપમાન કરે, તો આ અધિકાર આપણને ક્યાંથી પ્રાપ્ત થઈ ગયો ?

કુર્આને કરીમ અંબિયા (અલૈ.)ના આમંત્રણ અને પ્રચાર-પ્રસાર તથા કાફિરોની સાથે બહસ (ચર્ચા)થી ભર્યું પડ્યું છે. તેમાં ક્યાંય એવું નજરે નથી પડતું કે કોઈ અલ્લાહપાકના રસૂલે સત્યના વિરૂદ્ધ તેમના ઉપર કટાક્ષ કરનાર લોકોના જવાબમાં કોઈ કઠોર અથવા અણછાજતી વાત કહી હોય. તેના અમુક દાખલાઓ જોઈ લઈએ :

સૂરએ અઅ્રાફના સાતમાં રુકૂઅમાં આયત ૫૯ થી ૬૭ સુધી બે

પયગમ્બરો હઝરત નૂહ (અલૈ.) અને હઝરત હૂદ (અલૈ.) સાથે તેમની કૌમના વાદ-વિવાદ અને તેમના સખ્ત આક્ષેપોના જવાબમાં આ વડીલોએ જે શબ્દો કહ્યા, તે અત્રે પ્રસ્તુત છે.

હઝરત નૂહ (અલૈ.) અલ્લાહ તઆલાના તે ઉચ્ચ કક્ષાના પયગમ્બર છે, જેમની લાંબી ઉંમર દુનિયામાં મશ્હૂર છે. સાડા નવસો વર્ષ સુધી પોતાની કૌમમાં આમંત્રણ અને પ્રચાર-પ્રસાર કરી તેમની સુધારણામાં દિવસ-રાત મશ્ગૂલ રહ્યા. પરંતુ આ બદબખ્ત કૌમમાંથી અમુક ગણ્યા-ગાંઠ્યા લોકો સિવાય કોઈએ તેમની વાત ન માની, એ તો ખરૂં જ ! પોતે તેમનો એક પુત્ર અને પત્ની પણ કાફિરોની સાથે જોડાયેલા રહ્યા. તેમની જગ્યાએ આજનો કોઈ દઅ્વત અને સુધારણાનો દાવેદાર હોત તો આ કૌમની સાથે આવો વિનમ્ર કેવી રીતે હોત ! અંદાજો લગાવો, ત્યાર પછી જુઓ. તેમની બધી જ હમદર્દી અને તેમની ભલાઈ ઈચ્છવાની વૃત્તિ અને દઅ્વતના જવાબમાં તેમને કૌમે શું કહ્યું ?

“અમે તો આપને ખુલ્લી ગુમરાહીમાં જોઈ રહ્યા છે.” *(૭:૬૦)*

આ બાજુ અલ્લાહપાકના પયગમ્બર આ અત્યાચારી કૌમની ગુમરાહી અને દુષ્કૃત્યોનો પડદો ઉઠાવી નાંખવાના બદલે જવાબમાં શું ફરમાવે છે !

“મારા ભાઈઓ ! મારામાં કોઈ ગુમરાહી નથી, હું તો તમામ દુનિયાઓના પરવરદિગારનો રસૂલ અને સંદેશાવાહક છું (તમારા લાભની વાતો બતાવું છું).” *(૭:૬૧)*

ત્યારબાદ આવનાર અલ્લાહ તઆલાના બીજા રસૂલ હઝરત હૂદ (અલૈ.)એ તેમની કૌમને મોઅ્જિઝાઓ બતાવવા છતાં તેઓએ દુશ્મના-વટભરી રીતે કહ્યું કે, આપે પોતાના દાવા ઉપર કોઈ દલીલ રજૂ નથી કરી અને અમે આપના કહેવાથી પોતાના મઅ્બૂદો (મૂર્તિઓ)ને છોડવાના નથી. અમે તો એવું જ કહીએ છીએ કે, તમે જે અમારા મઅ્બૂદોની શાનમાં અસભ્ય વર્તન કરો છો, તેના કારણે તમે ગાંડપણમાં સપડાઈ ચૂક્યા છો. હઝરત હૂદ (અલયહિસ્સલામ)એ આ બધું સાંભળીને જવાબ આપ્યો : “હું

તો અલ્લાહ તઆલાને ગવાહ બનાવું છું અને તમે પણ ગવાહ રહો કે, હું તે મૂર્તિઓથી અળગો અને બાકાત છું કે જેને તમે અલ્લાહ તઆલાના ભાગીદાર માનો છો.'' *(સૂરએ હૂદ-૫૪)*

અને સૂરએ અઅ્રાફમાં છે કે, તેમની કૌમે તેમને કહ્યું : ''અમે તો તમને મૂર્ખામીમાં સપડાયેલા સમજીએ છીએ અને અમારૂં માનવું એ છે કે, તમે જૂઠું બોલનારાઓમાંથી છો.'' *(૭:૬૬)*

કૌમના આ મનદુઃખ થાય તેવા નિવેદનોના જવાબમાં અલ્લાહપાકના રસૂલ હૂદ (અલૈ.)એ તેમને ન તો કોઈ બુરૂં-ભલું કહ્યું અને ન જ તેમને કોઈ તેમની ગુમરાહી ઉપર કે અલ્લાહ તઆલા ઉપર તેમણે કરેલ આક્ષેપ-બાજી કે જૂઠાણાં વિશે કટાક્ષ કર્યો. બલ્કે જવાબમાં માત્ર એટલું જ કહ્યું : ''હે મારા જ્ઞાતિભાઈઓ ! મારા ઉપર કોઈ મૂર્ખામી કે કમબુદ્ધિ નથી, હું તો તમામ દુનિયાઓના પરવરદિગારનો રસૂલ છું.'' *(૭:૬૭)*

હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)ને અલ્લાહ તઆલાએ જે ઉચ્ચ કક્ષાના સ્થાન અને શ્રેષ્ઠ ગુણ-લક્ષણોથી નવાજ્યા હતા, તેમનું આ સંબોધન જે પોતાના પિતા સામે થઈ રહ્યું છે, તે સ્વભાવની સાલસતા અને સન્માનપૂર્વક વડીલની ભૂલને બતાવવાનો એક ઉચ્ચ કક્ષાનો વાર્તાલાપ છે કે, એક બાજુ બાપને શિર્કની ખુલ્લી ગુમરાહીમાં જોઈ રહ્યા છે, બલ્કે તેના પ્રચારક જોઈ રહ્યા છે. જેને મિટાવવા માટે જ હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)ને પેદા કરવામાં આવ્યા છે. તો બીજી બાજુ બાપનો અદબ, સન્માન અને મહોબ્બત છે. તે બંને વિરોધાભાસોને હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)એ કઈ રીતે ભેગા કર્યા તે ધ્યાન આપવાપાત્ર છે. પ્રથમ તો **''યા અબતિ''**નો શબ્દ જે પિતાની મહોબ્બત અને સન્માનનું પ્રતિક છે, દરેક વાક્યની શરૂઆતમાં આ શબ્દથી સંબોધન કર્યું. પછી કોઈ વાક્યમાં બાપ તરફ કોઈ શબ્દ એવો નથી જોડ્યો જેનાથી તેમનું અપમાન થાય અથવા તેમનું મનદુઃખ થાય કે, તેમને ગુમરાહ અથવા કાફિર કહ્યા હોય. બલ્કે પયગમ્બરી હિકમતની સાથે માત્ર તેમની મૂર્તિઓની લાચારી અને નિઃસહાયતાની જાહેરાત કરી તેઓનું ખોટી

પદ્ધતિ તરફ હોવા વિશે તેમનું ધ્યાન દોરવામાં આવ્યું. બીજા વાક્યમાં પોતાની તે નેઅમતની જાહેરાત કરી, જે અલ્લાહપાકે તેમને નુબૂવ્વતના જ્ઞાન સ્વરૂપે અર્પણ કરી હતી. ત્રીજા અને ચોથા વાક્યમાં તે ખરાબ પરિણામથી ડરાવ્યા, જે આ શિર્ક અને કુફ્રના પરિણામ સ્વરૂપે આવવાનું હતું. તેના ઉપર પણ તેમના પિતાએ વિચાર અને ચિંતન કરવાના બદલે અથવા પોતાના પુત્રની વિનંતી ઉપર કોઈ વિનમ્રતાનું વલણ અપનાવવાના બદલે ખૂબ કઠોરતાથી સંબોધન કર્યું. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તો પોતાના સંબોધનમાં **“યા અબતિ”**નો લાગણીસભર શબ્દ ઉપયોગ કર્યો હતો, પરંતુ તેના જવાબમાં સામાન્ય રીતે પ્રચલિત **“યા બુનય્ય”**નો શબ્દ હોવો જોઈતો હતો. પરંતુ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના બાપ આઝરે તેમને નામ લઈને બોલાવ્યા અને **“યા ઈબ્રાહીમુ”**થી સંબોધન કર્યું અને તેમને સંગસાર કરી (પથ્થર મારીને મારી) નાંખવાની ધમકી આપી અને ઘરમાંથી નીકળી જવાનો હુકમ આપ્યો.

હઝ. શુઅય્બ (અલૈ.)એ કૌમને અંબિયા (અલૈ.)ના ચાલ્યા આવતા રિવાજ પ્રમાણે અલ્લાહપાક તરફ આમંત્રણ આપ્યું અને તેમની કૌમમાં માપ-તોલમાં કમી કરવાની જે મોટી બુરાઈ હતી તેનાથી અટકી જવાનું માર્ગદર્શન આપ્યું તો તેમની કૌમે તેમની ઠઠ્ઠા-મશ્કરી કરી અને અપમાન-જનક વેણ કહ્યા : ‘‘હે શુઅય્બ ! શું તમને તમારી નમાઝ એવો હુકમ આપે છે કે, અમે પોતાના બાપદાદાના મઅ્બૂદોને છોડી દઈએ ? અને એ કે જે માલના અમે માલિક છે, તેમાં પોતાની મરજી પ્રમાણે જે ઈચ્છીએ ન કરીએ ? ખરેખર, તમે જ (માત્ર) મોટા દીન ઉપર ચાલનારા બુદ્ધિશાળી છો !?’’ *(૧૧:૮૭)*

તેમણે એક તો એ કટાક્ષ કર્યો કે, તમે જે નમાઝ પઢો છો, તે તમને મૂર્ખામીના કાર્યો શિખવાડે છે. બીજું એ કે માલ અમારો છે, તેના ખરીદ-વેચાણના વ્યવહારમાં તમારી કે અલ્લાહ તઆલાની શું દખલગીરી ? અમે જે પ્રમાણે ઈચ્છીએ, તેમાં વાપરવાનો અધિકાર ધરાવીએ છીએ. ત્રીજું

વાક્ય ઠઠ્ઠા-મશ્કરીનું એ કહ્યું કે, તમે જ મોટા બુદ્ધિશાળી અને દીન ઉપર ચાલનારા છો !

જાણ થઈ કે, આ બેદીન અને ભૌતિકતાના પૂજારીઓ માત્ર આજે જ પેદા નથી થયા, બલ્કે તેમના પણ અમુક પુરોગામીઓ છે, જેમની વિચાર-સરણી એ જ હતી, જે આજના અમુક નામના કહેવાતા મુસલમાનો કરી રહ્યા છે કે, અમે મુસલમાન છીએ, ઈસ્લામને માનીએ છીએ, પરંતુ આર્થિક વ્યવહારમાં અમે સોશ્યાલિઝમને અપનાવીએ છીએ. તેમાં ઈસ્લામની શું દખલગીરી છે ? અલબત્ત, આ જાલિમ કૌમની આ ઠઠ્ઠા અને મશ્કરીયુક્ત વાતચીતનો જવાબ અલ્લાહપાકના રસૂલે શું આપ્યો, જુઓ તો ખરા !

"હે મારી કૌમ ! વારૂ એ તો બતાવો કે, જો હું મારા પરવરદિગાર તરફથી દલીલ ઉપર કાયમ છું અને તેણે મને પોતાના તરફથી ઉત્તમ દૌલત એટલે કે નુબૂવ્વત આપી હોય તો પછી હું કેમ તેની તબ્લીગ ન કરૂં અને હું પોતે પણ તો તેના વિરૂદ્ધ કોઈ અમલ નથી કરતો, જે તમે બતાવો છો. હું તો માત્ર સુધારણા ઈચ્છું છું. જ્યાં સુધી મારી શક્તિમાં છે અને મને જે કંઈ સુધારણા અને અમલની તવફીક થાય છે, તે માત્ર અલ્લાહપાકની જ મદદથી છે. હું તેના જ ઉપર ભરોસો કરૂં છું અને બધી જ પ્રવૃત્તિઓને તેના જ તરફ રૂજૂઅ્ કરૂં છું." *(૧૧:૮૮)*

હઝરત મૂસા (અલૈ.)ને ફિરઔન તરફ મોકલતી વેળા જે વિનમ્રતા-પૂર્વક વાતચીતની સૂચના અલ્લાહપાક તરફથી આપવામાં આવી હતી. તેના ઉપર સંપૂર્ણ અમલ કર્યા છતાં ફિરઔનનું સંબોધન હઝરત મૂસા (અલૈ.) સાથે આ પ્રમાણે હતું :

"ફિરઔન કહેવા લાગ્યો, (અચ્છા તમે છો !) શું અમે તમારૂં બાળપણમાં પાલન-પોષણ નથી કર્યું ? અને તમે ઉંમરના તે વર્ષો અમારી પાસે રહ્યા અને તમે પોતે તે હરકત પણ કરી, જે કરી હતી (એટલે કે કિબ્તીની હત્યા કરી નાંખી હતી) અને તમે ઘણા નાશુક્રા છો." *(૨૬:૧૮-૧૯)*

તેમાં હઝરત મૂસા (અલૈ.) ઉપર પોતાનો ઉપકાર જતાવ્યો કે,

બાળપણમાં અમે જ તમારૂં પાલન-પોષણ કર્યું હતું અને એ અહેસાન પણ જતાવ્યું કે, મોટા થયા પછી પણ તમે લાંબા સમય સુધી અમારી પાસે રહ્યા. પછી એ ગુસ્સો કર્યો કે, હઝરત મૂસા (અલૈ.)ના હાથે જે એક કિબ્તી વિના ઈરાદે માર્યો ગયો હતો, તેના ઉપર ક્રોધ અને નારાજગીની જાહેરાત કરી કે, તમે કાફિરો (નાશુક્રાઓ)માંથી થઈ ગયા.

અત્રે કાફિરોમાંથી થઈ જવાનો એ શાબ્દિક અર્થ પણ હોઈ શકે છે. એટલે કે, "નાશુક્રી કરનારા" જેનો ભાવાર્થ એ થશે કે, અમે તો તમારા ઉપર ઉપકારો કર્યા અને તમે અમારા એક માણસને મારી નાંખ્યો, જે અમારા ઉપકારની નાશુક્રી હતી અને કાફિર પારિભાષિક ભાવાર્થ પણ હોઈ શકે છે. કારણ કે ફિરઔન પોતે ખુદાઈનો દાવેદાર હતો, તો જે તેની ખુદાઈનો ઈન્કારી હોય તે તેની દૃષ્ટિએ કાફિર થયો.

હવે આવી પરિસ્થિતિમાં હઝરત મૂસા (અલૈ.)નો જવાબ સાંભળો, જે પયગમ્બરી અખ્લાકનો શાનદાર નમૂનો છે કે, તેની સામે સૌથી પહેલાં તો તે કમજોરી અને કોતાહીનો સ્વીકાર કરી લીધો, જે તેમનાથી થઈ ગઈ હતી. એટલે કે એક ઈસ્રાઈલી (કિબ્તી) વ્યક્તિ સાથે લડનારને છોડાવવા માટે એક મૂક્કો માર્યો હતો, જેનાથી તે મરી ગયો. તો જો કે આ હત્યા જાણીબૂઝીને ઈરાદા-પૂર્વકની ન હતી, પરંતુ કોઈ દીની તકાદો પણ ન હતો, બલ્કે હઝરત મૂસા (અલૈ.)ની શરીઅત પ્રમાણે પણ તે વ્યક્તિ કતલ થવાપાત્ર ન હતો. એટલા માટે પ્રથમ એ સ્વીકાર કર્યો : "મેં આ કામ તે સમયે કર્યું હતું, જ્યારે કે હું નાવાકેફ હતો." *(૨૬:૨૦)*

ભાવાર્થ એ છે કે, આ કૃત્ય નુબૂવ્વત મળતાં પહેલાં થઈ ગયું હતું, જ્યારે કે તેના વિશે મને અલ્લાહ તઆલાનો કોઈ હુકમ ખબર ન હતો અને ત્યાર પછી ફરમાવ્યું : "પછી મને ડર લાગ્યો તો હું તમારા ત્યાંથી ફરાર થઈ ગયો, પછી મને મારા પરવરદિગારે સમજદારી અર્પણ કરી અને મને પોતાના પયગમ્બરોમાં સામેલ કરી લીધો." *(૨૬:૨૧)*

પછી તેના અહેસાન જતાવવાનો જવાબ એ આપ્યો કે, તમારૂં આ

અહેસાન જતાવવું સારૂં નથી. કારણ કે મારા પાલન-પોષણનો મામલો તમારા જ જુલમ અને અત્યાચારનું પરિણામ હતું કે, તમે બની ઈસ્રાઈલના બાળકોની હત્યાનો હુકમ આપ્યો હતો, એટલા માટે મારી વાલિદાએ મજબૂર થઈને મને નદીમાં તરતો મૂકી દીધો અને તમારા ઘર સુધી પહોંચવાની નોબત આવી.

ફરમાવ્યું : "(રહી પાલન-પોષણ કરવાના અહેસાન જતાવવાની વાત) બસ, આ તે નેઅમત છે, જેનું તું મારા ઉપર અહેસાન ધરાવે છે કે, તેં બની ઈસ્રાઈલને સખત અપમાનમાં રાખી હતી." *(૨૬:૨૨)*

ત્યારબાદ ફિરઔને જ્યારે પ્રશ્ન કર્યો : **"વમા રબ્બુલ આલમીન"** એટલે કે, દુનિયાઓનો પરવરદિગાર કોણ છે અને શું છે ? તો જવાબમાં ફરમાવ્યું કે, તે આસમાનો અને જમીનો અને જે કંઈ તેની મધ્યે છે, તે સૌનો પરવરદિગાર છે. તેના ઉપર ફિરઔને ઠઠ્ઠો-મશ્કરી કરવા દરબારીઓને કહ્યું : **"અલા તસ્મઉન"** એટલે કે, તમે સાંભળી રહ્યા છો ? આ કેવી બુદ્ધિ વિનાની વાત કહી રહ્યો છે ! તેના ઉપર હઝરત મૂસા (અલૈ.)એ ફરમાવ્યું : "તમારા અને તમારા બાપ-દાદાઓનો પણ તે જ પરવરદિગાર છે." *(૨૬:૨૬)*

આ દઅ્વત ઉપર ફિરઔને ચિડાઈને કહ્યું : "આ તમારા તરફ ખુદા તઆલાનો રસૂલ થવાનો જે દાવેદાર છે, તે ગાંડો છે."

મજનૂન અને ગાંડો કહી દેવાના નિવેદન ઉપર પણ હઝરત મૂસા (અલૈ.)એ તેનું ગાંડપણ અને પોતાની બુદ્ધિ સાબિત કરવાના બદલે તેના તરફ ધ્યાન જ ન આપ્યું, બલ્કે અલ્લાહપાકની એક સિફત વર્ણન કરી : "તે પરવરદિગાર છે પૂર્વ અને પશ્ચિમનો અને જે કંઈ તેના મધ્યે છે. જો તમને કંઈ બુદ્ધિ હોય." *(૨૬:૨૮)*

આ એક લાંબી વાતચીત છે, જે ફિરઔનના દરબારમાં હઝરત મૂસા (અલૈ.) અને ફિરઔન વચ્ચે થઈ રહી છે. જે સૂરએ શુઅ્રાના ત્રણ રૂકૂઅમાં વર્ણન થઈ છે. અલ્લાહપાકના સ્વીકૃતિપાત્ર રસૂલ હઝ. મૂસા (અલૈ.)ની

આ વાતચીતને પ્રથમથી અંત સુધી જુઓ, ન તો તેમાં ક્યાંય ઉશ્કેરાટ કે ભાવુકતાની જાહેરાત છે અને ન જ તેની કઠોર વાતચીતનો કોઈ કઠોર જવાબ છે. બલ્કે સતત અલ્લાહ જલ્લ શાનુહૂની વિશિષ્ટ સિફતો અને લક્ષણોનું વર્ણન છે અને તબ્લીગનો ક્રમ ચાલુ રાખ્યો છે.

આ ટૂંકો નમૂનો છે અંબિયા (અલૈ.)ની બહસ (ચર્ચા)નો, જે પોતાની જિદ્દી અને હઠધર્મી કૌમમાં કરવામાં આવી હતી અને બહસ (ચર્ચા) **“બિલ્લતી હિય અહસનુ”** જે કુર્આનની તઅલીમ છે, તેનો વ્યવહારિક ખુલાસો છે.

બહસ (ચર્ચા) ઉપરાંત દઅ્વત અને તબ્લીગમાં દરેક સંબોધકે દરેક પરિસ્થિતિ અનુસાર યોગ્ય વાતચીત કરવામાં હિકમતપૂર્ણ સિદ્ધાંતો અને વિષયો તથા વ્યાખ્યાઓમાં હિકમત અને મસ્લિહતનું ધ્યાન અને કાળજી પણ રાખવી જોઈએ. એ પ્રમાણે કે જે રીતે અંબિયા (અલૈ.)એ અપનાવ્યું હતું અને દઅ્વત ઈલલ્લાહને સ્વીકૃત, અસરકારક અને ટકાઉ બનાવવા માટે જે શૈલી અંબિયા (અલૈ.)એ અપનાવી છે, તે જ દઅ્વતની અસલ રૂહ છે. તેની વિગતો તે બધા જ નબવી શિક્ષણમાં ફેલાયેલી છે. નમૂના સ્વરૂપે અત્રે અમુક બાબતો જોઈ લઈએ.

રસૂલે કરીમ (સલ.)ની દઅ્વત અને તબ્લીગ તથા શિખામણ અને બોધપાઠમાં એ બાબતની ખૂબ કાળજી રાખવામાં આવતી હતી કે, શ્રોતા ઉપર ભાર ન પડે. સહાબએ કિરામ (રદી.) જે પ્રમાણે હુઝૂર (સલ.) ઉપર પ્રાણ ન્યોછાવર કરતા હતા, કે તેમના માટે એ બાબતની જરા પણ સંભાવના કે સંદેહ ન હતો કે, તેઓ હુઝૂર (સલ.)ની વાતો સાંભળીને અકળાઈ ઉઠે. તેમ છતાં તેમના માટે પણ રસૂલે કરીમ (સલ.)ની ટેવ એ જ હતી કે, તેઓ શિખામણ અને બોધપાઠ દરરોજ નહીં, બલ્કે અઠવાડિયાના અમુક દિવસોમાં કરતા હતા, જેથી લોકોને પોતાના કારોબાર અને પ્રવૃત્તિઓમાં કોઈ વાંધો ન આવે અને તેમના સ્વભાવ ઉપર તેનો ભાર ન પડે.

સહીહ બુખારીમાં હઝ. અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ (રદી.)ની રિવાયત

છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એક અઠવાડિયા પછી વઅઝ કરતા હતા. જેથી અમે કંટાળી ન જઈએ અને અન્યોને પણ રસૂલે કરીમ (સલ.) તરફથી આ જ સૂચના અને માર્ગદર્શન હતું.

હઝરત અનસ (રદી.) ફરમાવે છે કે, રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, ''લોકો ઉપર આસાની કરો, મુશ્કેલી પેદા ન કરો અને તેમને અલ્લાહપાકની રહમતની ખુશખબરી સંભળાવો, તેમને હતાશા અને ચિંતામાં ન નાંખો.'' *(સહીહ બુખારી, કિતાબુલ ઈલ્મ)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદી.) ફરમાવે છે કે, આપણે રબ્બાની શાસકો, વિદ્વાન તથા ફકીહ બનવું જોઈએ. સહીહ બુખારીમાં આ નિવેદન નકલ કરીને શબ્દ ''રબ્બાની''નું એવું વિવરણ કરવામાં આવ્યું છે કે, જે વ્યક્તિ દઅ્વત અને તબ્લીગ (પ્રચાર અને પ્રસાર) તથા શિક્ષણ તથા કેળવણીના સિદ્ધાંતોને સ્થાપિત કરતાં પહેલાં સહેલી-સહેલી વાતો બતાવે. જ્યારે લોકોને તેની ટેવ થઈ જાય તો તે સમયે બીજા હુકમો બતાવે, જે શરૂઆતના તબક્કામાં મુશ્કેલ છે. આવું કરનાર ''રબ્બાની આલિમ'' છે. આજકાલ જે વઅઝ અને તબ્લીગની અસર ઘણી જ ઓછી થાય છે, તેનું મોટું કારણ એ છે કે, ખાસ કરીને તેનું કામ કરનારા આ સિદ્ધાંતો અને અદબોની કાળજી રાખતા નથી. લાંબા-લાંબા ભાષણો, સમયે-કસમયે બોધપાઠ કરવા લાગી જવું, શ્રોતાની પરિસ્થિતિ જાણ્યા વિના તેને કોઈ કામ કરવા માટે મજબૂર કરવું, આ તે લોકોની આદત બની ચૂકી છે.

હુઝૂર (સલ.)ના દઅ્વત અને સુધારણાના કાર્યમાં એ બાબતની પણ ખૂબ કાળજી રાખવામાં આવતી હતી કે, શ્રોતાને હલકો પાડવામાં ન આવે અથવા તેનું અપમાન ન થાય. એટલા માટે જ્યારે કોઈ વ્યક્તિને જોતા કે તે વ્યક્તિ ખોટા અને ખરાબ કામમાં સપડાયેલો છે, તો તેને સીધે-સીધું સંબોધન કરવાને બદલે જાહેર સભાને સંબોધિત કરીને ફરમાવતા હતા : ''લોકોને શું થઈ ગયું છે કે, ફલાણું કામ કરવા લાગ્યા છે ?''

આ જાહેર સંબોધનમાં જેને સંભળાવવાનો મૂળ હેતુ રહેતો હતો,

તે પણ સાંભળી લેતો હતો અને દિલમાં શરમાઈને તેને છોડી દેવાની ફિકરમાં લાગી જતો.

અંબિયા (અલૈ.)ની સામાન્ય ટેવ એ જ હતી કે, શ્રોતાને શરમમાં નાંખવાથી બચતા હતા. એટલા માટે અમુક સમયે જે કાર્ય શ્રોતાથી થઈ જાય તો તેનો પોતાના તરફ સબંધ જોડીને સુધારણાનો પ્રયત્ન કરતા. સૂરએ યાસીનમાં છે : **"વમાલિય લા અઅ્બુદુલ્લઝી ફતરની"** એટલે કે, મને શું થઈ ગયું કે, હું પોતાના પેદા કરનારાની ઈબાદત ન કરૂં ?! દેખીતું છે કે આ પયગમ્બર તો દરેક સમયે ઈબાદતમાં મશ્ગૂલ હતા, સંભળાવવું તો તેમના શ્રોતાને હતું, જેઓ ઈબાદતમાં પ્રવૃત્ત નથી. પરંતુ તે કાર્યનો પોતાની સાથે સબંધ જોડ્યો.

દઅ્વતનો અર્થ બીજાને પોતાની પાસે બોલાવવું થાય છે. માત્ર તેની ખામીઓ વર્ણન કરવાનો અર્થ નથી અને આ બોલાવવું એવા જ સમયે બની શકે છે, જ્યારે કે સંબોધન કરનાર અને શ્રોતામાં કોઈ સમાનતા હોય. એટલા માટે કુર્આનમાં અંબિયા (અલૈ.)ની દઅ્વતનો વિષય મોટાભાગે **"યા કવ્મી"** હે કૌમ ! થી શરૂ થાય છે. જેમાં પોતાના ભાઈ તરીકેના સગપણની સમાનતાને પ્રથમ જતાવીને આગળ સુધારણા માટેની વાતચીત કરવામાં આવે છે કે, આપણે તો એક જ જ્ઞાતિના માણસો છીએ. કોઈ પરસ્પર સૂગ કે નફરત પણ ન હોવી જોઈએ. એવું કહીને પોતાની સુધારણાના કાર્યને શરૂ કરે છે.

હુઝૂર (સલ.)એ દઅ્વતનો કાગળ જે રોમના બાદશાહ હરક્યુલસના નામનો મોકલ્યો, તેમાં પ્રથમ રોમન કીંગને ''અઝીમુર્રૂમ''ના ઉપનામથી સંબોધન કર્યું. જેમાં તેનું યોગ્ય સન્માન અને પ્રતિષ્ઠાની જાહેરાત છે. કારણ કે તેમાં તેના મોટા હોવાનો સ્વીકાર પણ છે, પરંતુ તે મોટાઈ રોમનો માટે છે, પોતાના માટે નથી. ત્યારબાદ ઈમાનની દઅ્વત આ વિષય હેઠળ આપવામાં આવી : ''હે અહલે કિતાબ ! તે કલિમહ તરફ જલદી આવી જાઓ, જે અમારા અને તમારા દરમિયાન એકસમાન છે. એટલે એ કે,

આપણે અલ્લાહપાક સિવાય કોઈની ઈબાદત કરીશું નહીં.''

*(સૂરએ આલિ ઈમ્રાન : ૩:૬૪)*

જેમાં પ્રથમ પરસ્પર એકસમાન મુદ્દો એટલે કે, ''વહ્દત'' (એક માત્ર અલ્લાહપાકની ઈબાદત કરવા)નું વર્ણન કર્યું અને બતાવ્યું કે, તવહીદનો અકીદહ અમારા અને તમારા દરમિયાન સમાન છે. ત્યારબાદ ઈસાઈઓને પોતાની ભૂલ ઉપર આગાહ કર્યા.

રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના શિક્ષણ ઉપર ધ્યાન આપવામાં આવે તો દરેક શિક્ષણ અને દઅ્વતમાં આ જ પ્રમાણેના અદબો અને સિદ્ધાંતો જોવા મળશે. આજકાલ પ્રથમ તો દઅ્વત અને સુધારણા તથા અમ્ર બિલ મઅ્રૂફ અને નહ્ય અનિલ મુન્કર તરફ ધ્યાન જ નથી રહ્યું અને તેમાં જેઓ પ્રવૃત્ત થયા છે, તેમણે ફક્ત વાદ-વિવાદ કરવાને તથા વિરોધીઓ ઉપર આક્ષેપબાજી કરવાને, એકબીજાને નીચા દેખાડવાને, અપમાન કરવાને દઅ્વતો-તબ્લીગ સમજી લીધી છે, જે સુન્નતના ખિલાફ હોવાના કારણે કદાપિ અસરકારક અને લાભકારક નથી બની શકતું. તેઓ સમજતા રહે છે કે, અમે ઈસ્લામની બહુ મોટી સેવા કરી રહ્યા છે, પરંતુ વાસ્તવમાં તેઓ લોકોને દૂર કરવાનું (મુતનફ્ફિર થવાનું) કારણ બને છે.



# ❋ હઝરત આદમ અલયહિસ્સલામ ❋

કુર્આન શરીફમાં હઝરત આદમ અલયહિસ્સલામનું વર્ણન પચ્ચીસ જગ્યાએ કરવામાં આવ્યું છે.

**માનવીના અસ્તિત્વ (વુજૂદ)ની હકીકત અને ઉત્ક્રાંતિવાદ :**

હઝરત આદમ (અલયહિસ્સલામ) વિશે કુર્આન શરીફમાં જે હકીકતોનું વર્ણન કર્યું છે, તેને વિગતવાર જાણવા પહેલાં આ વાત સ્પષ્ટ કરવી જરૂરી છે કે, માનવીના અસ્તિત્વ (વુજૂદ) વિશે પાછલા દોઢસો વર્ષોથી એક નવો દૃષ્ટિકોણ ઉત્ક્રાંતિવાદ (Evolution)નો પેદા થયો છે. આ દૃષ્ટિકોણના આધારે માણસ પોતાની પ્રથમ પેદાઈશ (જન્મ)થી જ માનવી તરીકે અસ્તિત્વમાં આવ્યો નથી, બલ્કે વિવિધ તબક્કામાંથી પસાર થઈ વર્તમાન માનવીય શકલમાં પ્રગતિ પામ્યો છે. મતલબ કે, આ કાઈનાત (બ્રહ્માંડ)નો કોઈ પેદા કરનાર ખુદાપાક નથી. જ્યારે કુર્આન શરીફ તથા બધા જ આકાશી પુસ્તકોમાં છે કે, અલ્લાહ તઆલાએ પોતાની કુદરત અને ઈરાદાથી પ્રથમ હઝરત આદમ (અલયહિસ્સલામ)ને પેદા કર્યા. ત્યારબાદ હઝરત હવ્વા (રદી.)ને પેદા કરી માનવ-જીવનનો સિલસિલો આગળ વધાર્યો. અને માનવીને બીજી બધી જ મખ્લૂક ફરિશ્તા, જિન્નાત સહિત ઉપર શ્રેષ્ઠતા અર્પણ કરી. અને જગતની બધી વસ્તુઓ તેના તાબે કરી તેને પોતાનો નાયબ બનાવ્યો. *(સૂરએ તીન, બની ઈસ્રાઈલ, બકરહ, અહઝાબ)*

આ જગ્યાએ માનવીની પેદાઈશનો પ્રશ્ન મહત્વનો નથી. એનાથી વધુ મહત્વનો સવાલ તેના પેદા કરવાના હેતુ વિશે છે કે, આટલું વિશાળ આકાશ, પૃથ્વી, સમુદ્રો અને પહાડો તથા બધી જ માનવ જરૂરિયાતની વસ્તુઓ

બનાવ્યા બાદ માનવીને કોઈ જ હેતુ વગર પેદા કર્યો છે ? તેને સર્વશ્રેષ્ઠ બનાવ્યા બાદ તેનું મહત્વ ફક્ત એટલું જ છે કે, તેને પેદા કરવાનો કોઈ જ હેતુ ન હોય ? કુર્‌આન શ.ની સંખ્યાબંધ આયતો તેની શ્રેષ્ઠતા, કાઈનાતની બધી જ વસ્તુઓ તેના લાભ માટે પેદા કરી છે, તે દર્શાવવા સાથે તેને અલ્લાહપાકના અહકામના તાબે બનાવવાનો ઉલ્લેખ કરે છે. અને આ જ કારણસર કુર્‌આન શરીફ માનવીના આરંભ, પેદાઈશ વગેરેને ટૂંકમાં વર્ણન કરી મૃત્યુ બાદના જીવનના પ્રશ્નોને વધારે મહત્વ આપે છે.

ચાર્લ્સ ડાર્વિને વિવિધ પશુઓ અને જાનવરો વચ્ચે જાહેરી ફર્ક હોવા છતાં જીવવિજ્ઞાનની બાબતમાં ઘણુ મળતાપણું જોયું. જેથી તેમણે આ દષ્ટિકોણ અપનાવ્યો કે, માનવી અને બીજા જાનવરો (પશુઓ) બન્નેવ એક જ સંયુક્ત નસલથી સબંધ રાખે છે. પશુઓ અને વાનર જીવન સફરની પ્રારંભિક કડીઓ છે. અને ઈન્સાન આ પ્રગતિ તથા ઉત્ક્રાંતિવાદની આગલી કડી છે. આ દષ્ટિકોણે ૧૦૦ વર્ષ સુધી માનવદિમાગ પર કબ્ઝો જમાવ્યો, પરંતુ ત્યાર બાદના વિજ્ઞાનના વધુ વિકાસે આ દષ્ટિકોણ ઉપર પ્રશ્નાર્થચિન્હો લગાડ્યા છે. દા.ત. વૈજ્ઞાનિકોએ આધુનિક શોધખોળને લઈ પૃથ્વીની ઉંમર માલૂમ કરી લીધી છે. અંદાજે લગભગ ૨૦૦૦ મિલિયન વર્ષ પહેલાં પૃથ્વી અસ્તિત્વમાં આવી છે. આ મુદત ડાર્વિનના દષ્ટિકોણને સહીહ સાબિત કરવા માટે કાફી નથી.

કુર્‌આને જે દાવો ૧૪૦૦ વર્ષ પહેલાં કર્યો કે, સૃષ્ટિનો એક સર્જક છે, જે પોતાના ઈરાદાથી તેને ચલાવે છે. ત્યાર બાદ વૈજ્ઞાનિકોએ તેને રદ કરી કહ્યું કે, સૃષ્ટિ ફક્ત એક ભૌતિક મશીનરી છે, જે પોતે જ હરકત કરે છે. બસો વર્ષ બાદ તે 'Sir James Jeans'એ રદ કર્યો અને કહ્યુ કે, સૃષ્ટિ ભૌતિક નથી, બલ્કે વૈચારિક છે. જે.ડબ્લ્યુના શબ્દોમાં સૃષ્ટિનું છેલ્લુ સ્વરૂપ હરકત કરનાર સર્જક છે.

લંડનથી એક પુસ્તક છપાયું છે, જેનું નામ "અભણતા-અજ્ઞાનતાની ડીક્ષનરી" છે. જેમાં સાઈઠ પ્રખ્યાત વૈજ્ઞાનિકોએ વિભિન્ન શૈક્ષણિક

શાખાઓનું વિશ્લેષણ કરતાં બતાવ્યું કે, માનવી કેટલી વસ્તુઓ વિશે હજુ સુધી અભણ છે. સન્ડે ટાઈમ્સ લંડન, ૪ ડિસેમ્બર ૧૯૭૭ના પેજ-૧૩ ઉપર શિર્ષક લગાવ્યું છે : **“The Top Ten Secrets of Science.”**

અર્વાચિન યુગમાં પાણીને ફક્ત પ્યાસ બુજાવવાના સ્વરૂપમાં જોવાતું હતું. પરંતુ ઓગણીસમી સદીમાં જ્યારે સુક્ષ્મદર્શક યંત્ર દ્વારા જોવામાં આવ્યું તો પાણીમાં અસંખ્ય બેક્ટેરીયા દેખાયા. એ જ પ્રમાણે આકાશમાં જે તારાઓ દેખાતા હતા, તેટલાનું જ અસ્તિત્વ સમજવામાં આવતું હતું, પરંતુ દૂરબીનની શોધખોળ પછી તેની સંખ્યા ઘણી વધારે લાગી. આ જ પ્રમાણે ઘણી વસ્તુઓ છે, જે સમય વિતતા માનવીની સમજમાં આવી.

એટલા જ માટે વૈજ્ઞાનિકોએ સ્વીકાર કર્યો છે કે, જ્ઞાન બે પ્રકારના છે. એક તો વસ્તુઓનું જ્ઞાન અને બીજું સચ્ચાઈનું જ્ઞાન. વસ્તુઓને તો આપણે ડાયરેક જોઈ રહ્યા છે, પરંતુ અમુક વાસ્તવિક્તા અને સચ્ચાઈઓ છે, જેને આપણે જોઈ શકતા નથી, પરંતુ માનવી પડે છે. જેમકે અજવાળુ **(Light)**, આકર્ષણ **(Gravity)**, લોહચુંબકિય શક્તિ **(Magnatism)**, ન્યુક્લીયર **(Nuclear energy)** વગેરે સૃષ્ટિના સ્વિકાર્ય તથ્યો છે. પરંતુ આપણે તેને જોઈ શકતા નથી. આનાથી સાબિત થયું કે, **Direct Argument** જેટલુ વેલ્યુ ધરાવે છે, તેટલુ જ વેલ્યુ **Inferential Argument** ધરાવે છે.

### જીવસૃષ્ટિના વિકાસનો અભ્યાસ ડાર્વિનના ઉત્ક્રાંતિવાદને સંપૂર્ણ રદ કરે છે :

માનવી પોતાના મર્યાદિત જ્ઞાનથી સમગ્ર બ્રહ્માંડને તો શું જાણે ? તે એક લાંબી મુદત સુધી પોતાની પેદાઈશના તબક્કાઓ અને વિવિધ વસ્તુઓના મેળમેળાપથી તેનો ઉદ્‌ભવ અને અસ્તિત્વ કેવી રીતે થયું તે જાણી શકતો ન હતો. કુર્‌આન શરીફે ચૌદસો વર્ષ પહેલાં તેની પેદાઈશના ઉપર જણાવેલ જે અહેવાલ વર્ણન કર્યા તેના ઉપર મોર્ડન વિજ્ઞાનની રોશનીમાં વિચાર-વિમર્શ કરશે તો તેને પોતાની અજ્ઞાનતા, અભણતા અને

કમઝોરીનું ભાન થશે. અને ડાર્વિનના દૃષ્ટિકોણનું જૂઠુ તથા બુદ્ધિ વગરનું હોવાનું ભાન થશે.

ફ્રાન્સના પ્રખર વૈજ્ઞાનિક ડૉ. મોરીસ બોકાઈ લખે છે : ખરૂં કહો તો જીવન અને તેના સર્જન તથા વિકાસના ચમત્કારો અંગે વર્તમાન વિજ્ઞાને જે કંઈ માહિતી આપી છે, તે સમજદાર માણસને ઉપરોક્ત વિજ્ઞાનીએ બતાવી છે એથી ઉલ્ટી દિશા તરફ દોરી જઈ શકે છે. જીવસૃષ્ટિના વિકાસના એક પછી એક તબક્કાનો અભ્યાસ કરવામાં આવે તો ઉત્તરોત્તર વધુ અટપટી અને આંટીઘુંટીભરી કામગીરી જોવા મળશે. માણસ એની જેટલી વધારે વિગતો જાણતો જશે એટલો તે વધારે આશ્ચર્યમુગ્ધ થતો રહેશે. જીવનના સર્જન અને વિકાસની આ અદ્‌ભૂત ક્રિયા માત્ર ચાન્સથી એટલે આકસ્મિક રીતે અને આપમેળે અમલમાં આવી ગઈ હશે. એવી તેની માન્યતા ઉત્તરોત્તર ઘટતી જઈને સંપૂર્ણપણે નાબૂદ થઈ જશે. માણસ જ્ઞાનના પથ પર જેમ જેમ આગળ વધતો જશે અને ખાસ કરીને અતિ સુક્ષ્મ અણુ-પરમાણુઓ તરફ આવતો જશે, તેમ તેમ તેના માનસમાં એવી માન્યતા મક્કમપણે સ્થાપિત થતી જશે કે, આ બધી સૃષ્ટિનો જરૂર કોઈ સર્જનહાર હોવો જોઈએ. આવા પ્રસંગે માણસમાં અત્યંત વિનમ્રતા આવી જવી જોઈએ. એના બદલે કેટલાક માણસોમાં અભિમાન પેદા થાય છે. એવા માણસો ખુદાને લગતી કોઈ પણ માન્યતાની એવી જ રીતે ઠેકડી ઉડાવે છે, જેવી રીતે તેઓ તેમની મોજમજા અને આનંદ વિલાસની આડે આવતી કોઈ પણ ચીજને કચડી નાખવા તૈયાર હોય છે. પશ્ચિમમાં અત્યારે જે ભૌતિકવાદી એટલે દુન્યાદારી સમાજનો વિકાસ થઈ રહ્યો છે, તેનું આ પ્રતિબિંબ છે.

**માનવ પ્રજનન (પેદાઈશ-વિકાસ) :**

માનવી હજારો વરસથી લખતાં શીખ્યો છે. પ્રાચીન સમયમાં તેણે બીજા વિષયો સાથે પ્રજનનના વિષય ઉપર પણ કલમ ચલાવી હતી. એ બધા લખાણોમાં તેણે પ્રજનન અંગે જે થોડી-ઘણી વિગતો આપી હતી, એ બધી જ અનિવાર્યપણે ખોટી હતી. મધ્યયુગમાં અને છેક વર્તમાન સમયમાં

પણ પ્રજનનનો વિષય અનેક પ્રકારની દંતકથાઓ અને વહેમોથી ઘેરાયેલો હતો. આ વાત તદન સ્વાભાવિક હતી. પ્રજનનની પ્રક્રિયા અત્યંય અટપટી છે. તેને યોગ્ય રીતે જાણવા અને સમજવા માટે સૌથી પહેલાં તો શરીર રચનાનું યોગ્ય જ્ઞાન હોવું જરૂરી છે. એ ઉપરાંત આ વિષયની યોગ્ય સમજણ મેળવવા માટે સુક્ષ્મદર્શક યંત્ર એટલે કે માઈક્રોસ્કોપની શોધ પણ બેહદ જરૂરી હતી. એ ઉપરાંત શરીર વિજ્ઞાન (Phisology), પિંડ શાસ્ત્ર (Embryology) અને ગર્ભશાસ્ત્ર (Obsterics) વગેરે વિદ્યાઓના વર્તમાન વિકાસ તરફ દોરી જતી કેટલીક મૂળભૂત શોધખોળો પણ આવશ્યક હતી. આ બધી વસ્તુઓની ગેરહાજરીમાં પ્રાચીન સમયમાં પ્રજનન વિશે જે કંઈ લખાયું હોય તે ખોટી વિગતોથી ભરપૂર હોવું સ્વાભાવિક હતું.

પરંતુ કુર્આન શરીફ અંગે પરિસ્થિતી તદન અલગ છે. કુર્આનમાં કેટલીક જગ્યાએ પ્રજનનની પ્રક્રિયાની ચોકસાઈભરી વિગતો છે અને કેટલીક જગ્યાએ પ્રજનનના વિવિધ તબક્કાઓનું સ્પષ્ટ વર્ણન છે. એ વિગતો અને વર્ણનોની આયતોમાં એક પણ અસત્ય કે અસંગત કથન નથી. કુર્આન શરીફમાં આ વિષયને લગતી દરેક વાત સાદા શબ્દોમાં રજૂ કરવામાં આવી છે. જેને માણસો સારી રીતે સમજી શકે છે. આ બધી જ વિગતો કુર્આન નાઝિલ થયાની સદીઓ પછી થયેલી વૈજ્ઞાનિક શોધખોળો સાથે સંપૂર્ણપણે સુસંગત પુરવાર થઈ છે.

કુર્આન શરીફમાં માનવ પ્રજનનનો ઉલ્લેખ ડઝનબંધ આયતોમાં જુદા જુદા સબંધો સાથે કરવામાં આવ્યો છે. આ પૂરા વિષય અંગે કુર્આન શરીફમાં સમગ્રપણે શું કહેવામાં આવ્યું છે, એ સમજવા માટે કુર્આન શરીફની આ બધી આયતોને ભેગી કરવી અને તેમનો મુદ્દાવાર અભ્યાસ કરવો જરૂરી છે.

## કેટલીક મૂળભૂત વાતો :

માનવ પ્રજનનને લગતી કુર્આની આયતોના અભ્યાસ પહેલાં આ વિષયના કેટલાક મૂળભૂત મુદ્દાઓ સમજી લેવા જરૂરી છે. આ વાત પણ

યાદ રાખવાની છે કે, કુર્આન નાઝિલ થવાના સમયે અને પછીની કેટલીક સદીઓ સુધી આ મુદ્દાઓથી જગત અજાણ હતું.

પ્રાણીજગતમાં માનવી સ્તન ધરાવતા પ્રાણીઓના વર્ગમાં આવે છે. અને તેના પ્રજનનની પ્રક્રિયાનો ક્રમ પણ તેના વર્ગના બીજા પ્રાણીઓ સાથે મળતો આવે છે. બીજાશયમાંથી બહાર આવેલા બીજ કે અંડ ફળદ્રુપ થવાની સાથે આ પ્રક્રિયાનો આરંભ થાય છે. માસિક ઋતુશ્રાવના ચક્રની મધ્યમાં ફેલોપીઅન નળીઓની અધવચમાં બીજને ફળદ્રુપતા પ્રાપ્ત થાય છે. બીજને ફળદ્રુપ કરનારી વસ્તુ માનવ વીર્ય છે. એક જ સુક્ષ્મ જંતુ બીજને ફળદ્રુપ બનાવવા માટે પુરતું હોય છે. આવી રીતે બીજને ફળદ્રુપતા આપવા માટે વીર્યના પ્રવાહીના અત્યંત નજીવા પ્રમાણની જરૂરત રહે છે. એ નજીવા જથ્થામાં પણ અલબત્ત કરોડો વીર્યજંતુઓ હોય છે. આ પ્રવાહીનું ઉત્પાદન વૃષણો (Testicies) મારફત થાય છે. અને તેને હંગામી રીતે એવી જગાઓ અને નળીઓમાં સંઘરી રાખવામાં આવે છે, જે છેવટમાં મૂત્રમાર્ગમાં દોરી જાય છે. મૂત્રમાર્ગ પર આવેલી બીજી ગ્રંથિઓ તેમના પોતાના રસોનો કે સ્ત્રાવોનો આ વીર્યમાં ઉમેરો કરે છે.

આ પ્રક્રિયા મારફત ફળદ્રુપ થયેલું બીજ સ્ત્રીના પ્રજનનતંત્રમાં એક ચોક્કસ સ્થળે પોતાને સ્થાપિત કરે છે. ફળદ્રુપ બીજ ફેલોપીઅન નળી મારફત ગર્ભાશયમાં ઉતરે છે. ત્યાં તેનો વિકાસ થાય છે અને ગર્ભનળી (ઓર, Placenta) તૈયાર થાય છે. ફળદ્રુપ બીજ એ ગર્ભનળીની સહાયથી પોતાને ગર્ભાશયના ઘટ્ટ પ્રવાહી અને સ્નાયુમાં મજબૂતીથી સ્થાપિત કરી દે છે. એટલે કે ગર્ભાશયની દીવાલની અંદર જગા કરીને મજબૂતીથી ચોંટી જાય છે. ફળદ્રુપ બીજ ગર્ભાશય સિવાય બીજે ક્યાંય, દા.ત. ફેલોપીઅન નળીમાં પોતાને સ્થાપિત કરે તો ગર્ભના વિકાસમાં ખલલ પડશે એટલે કે ગર્ભપાત થઈ જશે.

ફળદ્રુપ બીજને શરૂઆતના તબક્કામાં પિંડ કહેવામાં આવે છે. આ ફળદ્રુપ બીજનો થોડા સમય પછી એટલો વિકાસ થાય છે કે, તેને નરી

આંખે જોઈ શકાય છે. એ સમયે તેનો આકાર માંસના એક નાનકડા લોચા જેવો હોય છે. અને એમાં કોઈ માનવ સ્વરૂપ જોઈ શકાતું નથી. એ પછી તેનો જે તબક્કાવાર વિકાસ થાય છે, એની વિગતો અત્યારે બહુ જાણીતી છે. એ તબક્કાઓમાં તેના હાડપીંજર, તેના સ્નાયુઓ, તેના જ્ઞાનતંતુઓ, તેના લોહીનું પરિભ્રમણ અને તેના આંતરડા વગેરેની રચના થાય છે.

માનવ પ્રજનનને લગતા મૂળભૂત મુદ્દાઓનો આટલો સાર વિષયને લગતી કુર્આની આયતોમાં જે વર્ણનો અપાયા છે અને જે શબ્દો વપરાયા છે, તેને સમજવામાં સહાય આપશે.

**કુર્આન શરીફમાં માનવ પ્રજનન :**

માનવ પિંડ માતાના ગર્ભાશયમાં પોતાના સ્થાન પર પહોંચે છે એ પહેલાં તેનામાં એક પછી એક કેવા ફેરફારો થાય છે, એનું કુર્આન શરીફ આ મુજબ નિર્દેશ કરે છે :

يَٰٓأَيُّهَا ٱلْإِنسَٰنُ مَا غَرَّكَ بِرَبِّكَ ٱلْكَرِيمِ ۝٦ ٱلَّذِى خَلَقَكَ
فَسَوَّىٰكَ فَعَدَلَكَ ۝٧ فِىٓ أَىِّ صُورَةٍ مَّا شَآءَ رَكَّبَكَ ۝٨

"અય ઈન્સાન ! તને કઈ વસ્તુએ તારા મહાન પરવરદિગારથી ભમાવી દીધો ? જેણે તારૂં સર્જન કર્યું અને તારૂં પ્રમાણસર ઘડતર કર્યું ? અને તેની ઈચ્છા મુજબનો તને આકાર આપ્યો ?" *(૮૨:૬/૮)*

وَقَدْ خَلَقَكُمْ أَطْوَارًا ۝

"(અલ્લાહપાકે) તમારૂં (જુદા જુદા) તબક્કાઓમાં ઘડતર કર્યું." *(૭૧:૧૪)*

કુર્આન શરીફની આ આયતો પ્રજનન અંગે સર્વાંગીય પ્રકારનો નિર્દેશ કરી જાય છે. એ સાથે કુર્આનની બીજી આયતોમાં પ્રજનન અંગે નીચે મુજબના મહત્વના મુદ્દાઓ તરફ ધ્યાન દોરવામાં આવ્યું છે :

- પ્રવાહીના અત્યંત નજીવા જથ્થા મારફત બીજને ફળદ્રુપ બનાવી શકાય છે.
- ફળદ્રુપતા આપતા પ્રવાહીના તત્વો.

- ફળદ્રુપ બીજનું ગર્ભાશયમાં સ્થાપિત કરવું.
- પિંડનો વિકાસ.
- ફળદ્રુપતા માટે જોઈતું જુજ પ્રવાહી.

બીજને ફળદ્રુપ બનાવવા માટે પ્રવાહીનો અત્યંત નજીવો જથ્થો જરૂરી હોવાનો ઉલ્લેખ કુર્આન શરીફમાં અગિયાર સ્થળે આવે છે. એ દરેક સ્થળે આ મુજબનો વાક્યપ્રયોગ જોવા મળે છે :

خَلَقَ الْاِنْسَانَ مِنْ نُّطْفَةٍ

"(અલ્લાહપાકે) માનવીને (વીર્યના) નજીવા જથ્થામાંથી પેદા કર્યો."
(૧૬:૪)

અહીં અરબી શબ્દ "નુત્ફતિન"નો અર્થ "(વીર્યનો) નજીવો જથ્થો" કરવામાં આવ્યો છે. (આ શબ્દનું એકવચન "નુત્ફહ" છે. જેનો અર્થ બિંદુ કે ટીપું થાય છે. આ શબ્દ જે ક્રિયાપદ પરથી આવ્યો છે, તેનો અર્થ "ટપકાવવું" થાય છે. આ શબ્દ કોઈ ડોલ કે બાલદી ખાલી કર્યા પછી તેના તળીયે જે કંઈ રહી જાય છે, એનો ઉલ્લેખ કરવા માટે વપરાય છે. આથી આ શબ્દ પ્રવાહીના તદન નજીવા જથ્થાનો અર્થ આપી જાય છે. અહીં એ પ્રવાહી વીર્ય છે. કારણ કે આ શબ્દને એક બીજી આયતમાં વીર્ય શબ્દ સાથે આ રીતે જોડવામાં આવ્યો છે :

اَلَمْ يَكُ نُطْفَةً مِّنْ مَّنِيٍّ يُّمْنٰى ۙ

"શું (માનવી) વીર્યનો એક નજીવો જથ્થો ન હતો, જેને રેડવામાં આવ્યું હતું ?"

અહીં અરબી શબ્દ "મની" વપરાયો છે. જેનો અર્થ વીર્ય થાય છે.

એક બીજી આયત એમ બતાવી જાય છે કે, પ્રવાહીના મજકુર નાના જથ્થાને એક મજબૂત સ્થાપિત રહેઠાણમાં (અરબી શબ્દ 'કરાર') નાંખવામાં આવ્યો છે. આ શબ્દપ્રયોગનો અર્થ દેખીતી રીતે જ જાતિય અવયવો થાય છે.

ثُمَّ جَعَلْنٰهُ نُطْفَةً فِيْ قَرَارٍ مَّكِيْنٍ ۠



"પછી અમે તેને (માનવીને) (વીર્યના) એક નજીવા જથ્થા તરીકે એક સલામત અને મજબૂત સ્થાપિત રહેઠાણમાં રાખ્યું." *(૨૩:૧૩)*

અહીં આ આયતમાં "મજબૂત સ્થાપિત રહેઠાણ" સાથે વપરાયેલા વિશેષણ "મકીન" તરફ ધ્યાન દોરવું જરૂરી લાગે છે. આ શબ્દનો અર્થ કરવો મુશ્કેલ છે. એ છતાં તેમાં એક મોભાદાર, ઉચ્ચતર અને સલામત જગાનો અર્થ રહેલો છે. વાત ગમે તેમ હોય, પણ અહીં એ શબ્દ એ જગાનો ઉલ્લેખ કરી જાય છે, જ્યાં માનવી માતાના શરીરતંત્રમાં વિકાસ પામે છે.

અહીં ફળદ્રુપતા માટે પ્રવાહીના તદન નજીવા જથ્થાની જરૂરતના મહત્વ પર ભાર મૂકવો જરૂરી છે. કારણ કે આ વાત આપણે આ વિષય અંગે અત્યારે જે કંઈ જાણીએ છીએ એની સાથે સંપૂર્ણપણે સુસંગત છે.

## ફળદ્રુપતા આપતા પ્રવાહીના તત્વો :

બીજને ફળદ્રુપતા આપતા પ્રવાહીનું કુર્આન જે વિવિધ રીતે વર્ણન કરે છે, તેનો અભ્યાસ રસપ્રદ છે :

- આ પ્રવાહી માટે "વીર્ય" (મની) શબ્દ વપરાયો છે.
- એ માટે "ઉછળતા પાણી"ના શબ્દો વપરાયા છે.

خُلِقَ مِنْ مَّآءٍ دَافِقٍ ۙ

"માનવીને ઉછળતા પાણીમાંથી (વીર્યમાંથી) બનાવવામાં આવ્યો." *(૭૫:૩૭)*

- 'તિરસ્કૃત' કે 'તુચ્છ પ્રવાહી'ના શબ્દ પણ વાપરવામાં આવ્યા છે.

ثُمَّ جَعَلَ نَسْلَهٗ مِنْ مَّآءٍ مَّهِيْنٍ ۚ

"ફરી તેના (માનવીના) વંશને સત્વો (અસ્તિત્વ ગુણો) સાથેના તુચ્છ પાણીથી બનાવ્યો." *(૮૬:૬)*

اَلَمْ نَخْلُقْكُّمْ مِّنْ مَّآءٍ مَّهِيْنٍ ۙ

"શું અમે તમને તુચ્છ પાણીથી નથી બનાવ્યા ?" *(૭૭-૨૦)*





અહીં વીર્ય માટે જે અરબી વિશેષણ ''મહીન''નો ઉપયોગ કરવામાં આવ્યો છે, તેનો અર્થ તુચ્છ કે તિરસ્કૃત થાય છે. આ વિશેષણ ખુદ પ્રવાહીના પ્રકારને કારણે વપરાયું નથી, બલ્કે મુખ્યત્વે એ કારણથી વપરાયું છે કે, વીર્ય પણ મૂત્રનળીના એ જ મુખમાંથી બહાર નીકળે છે, જ્યાંથી મુત્ર બહાર નીકળતું હોય છે.

- ''મિશ્રણ'' અથવા ''મિશ્ર પ્રવાહી''ના શબ્દો પણ ઉપયોગમાં લેવાયા છે. એ માટેનો અરબી શબ્દ ''અમ્શાજ'' છે.

إِنَّا خَلَقْنَا الْإِنسَانَ مِن نُّطْفَةٍ أَمْشَاجٍ

''અમે માનવીને મિશ્ર પ્રવાહીમાંથી પેદા કર્યો....'' *(૭૬:૨)*

વીર્યના મુખ્ય ભાગો ક્યા છે ? એટલે કે વીર્ય કઈ કઈ ચીજોનું બનેલું છે ?

વીર્યનું પ્રવાહી જુદા જુદા સ્ત્રાવોનું કે રસોનું બનેલું છે. જે શરીરની નીચે મુજબની ગ્રંથિઓમાંથી આવે છે :

- **વૃષણો** : પુરૂષની આ જાતિય ગ્રંથિ વીર્યના જંતુઓ પેદા કરે છે. આ જંતુઓ લાંબી પુંછડી ધરાવતો કોષ હોય છે. આ જંતુઓ એક પ્રકારના પ્રવાહીની અંદર હોય છે.

- **સેમિનલ વેસીકલ્સ** : વીર્યના જંતુઓનો આમાં સંઘરો થાય છે. સંઘરા માટેના આ અવયવો પ્રોસ્ટેટ ગ્રંથિ પાસે આવેલા હોય છે. તેમાંથી બે પ્રકારનો રસ પેદા થાય છે. પરંતુ એમાં ફળદ્રુપતા માટે ઉપયોગી કોઈ તત્વ હોતું નથી.

- **પ્રોસ્ટેટ ગ્રંથિ** : આ ગ્રંથિમાંથી પેદા થતો રસ વીર્યને તેની ચીકાસ અને તેની વિશિષ્ટ ગંધ આપે છે.

- **કુપર ગ્રંથિ** : આ ગ્રંથિ મેરી ગ્રંથિઓ તરીકે પણ ઓળખાય છે. મૂત્ર માર્ગની નજીક આવેલી આ ગ્રંથિઓ એક પ્રકારનું ચીકણું પ્રવાહી પેદા કરે છે. એ ઉપરાંત લીટરે ગ્રોથિઓ પ્રવાહીને ઘટતા આપે છે.



કુર્આન શરીફ જે મિશ્ર પ્રવાહીનો ઉલ્લેખ કરે છે, તે ઉપર મુજબની ચીજોનું બનેલું છે.

એ છતાં આ વિષય અંગે હજી કેટલુંક વધુ કહેવું બાકી છે. કુર્આન શરીફ જ્યારે જુદા જુદા ભાગોના બનેલા ફળદ્રુપતા આપતા પ્રવાહોની વાત કરે છે, ત્યારે સાથે સાથે તે એમ પણ કહે છે કે, માનવીના વંશને એ ચીજમાંથી બનાવ્યો, જે સત્વો સાથેનું તુચ્છ પાણી હતું.

ثُمَّ جَعَلَ نَسْلَهُ مِنْ سُلٰلَةٍ مِّنْ مَّآءٍ مَّهِيْنٍ ۞

“ફરી તેના (માનવીના) વંશને સત્વો સાથેના તુચ્છ પાણીથી બનાવ્યો.”

(૩૨:૮)

“સત્વ” માટેનો અરબી શબ્દ “સુલાલા” છે. એ શબ્દ એવી ચીજનો અર્થ આપી જાય છે, જેને કોઈ બીજી ચીજમાંથી બહાર કાઢવામાં આવી હોય. જે કોઈ ચીજનો સર્વોત્તમ ભાગ હોય. જે કોઈ ચીજનું સત્વ હોય. “સુલાલા” શબ્દનો ગમે એ રીતે અર્થ કાઢવામાં આવે પણ એનો અર્થ કોઈ એક ચીજના એક ભાગ જેવો જ થશે.

બીજની ફળદ્રુપતા અને પ્રજનન વીર્યના જંતુ મારફત થાય છે. આ જંતુ લાંબી પુંછડી અને ટુંકુ માથુ ધરાવતા કોષ હોય છે. તેમની લંબાઈ એક મીલીમીટરના દસ હજારમાં ભાગથી પણ ઓછી હોય છે. સામાન્ય સંજોગોમાં પુરૂષ એકી સાથે કરોડો વીર્ય જંતુઓનું ઉત્પાદન કરે છે. વિજ્ઞાનીઓના નિરીક્ષણ મારફત પુરવાર થયું છે કે, પુરૂષ એક જ સમાગમમાં કેટલાક ઘન સેન્ટીમીટર જેટલું વીર્ય બહાર પાડે છે. અને દરેક ઘન સેન્ટીમીટર વીર્યમાં અઢી કરોડ વીર્ય જંતુઓ હોય છે. એમાંથી માત્ર એક વીર્ય જંતુ સ્ત્રીના બીજને ભેદીને તેને ફળદ્રુપ બનાવે છે. બાકીના બધા વીર્ય જંતુઓ પાછળ રહી જાય છે. અને યોનિથી લઈને ફેલોપીઅન નળીઓ અને ગર્ભાશયના માર્ગે બીજ સુધીની લાંબી મુસાફરી પુરી કરી શકતા નથી. આ કારણથી બીજને ફળદ્રુપ બનાવવા માટે એ પ્રવાહીનો અત્યંત સુક્ષ્મ જથ્થો પુરતો છે. જેની રચના અત્યંત અટપટી છે.



આ બધી સમીક્ષા પછી આપણે આ વિષય પરના કુર્આન લખાણો અને વર્તમાન સમયની વૈજ્ઞાનિક માહિતી વચ્ચેની સંપૂર્ણ સુસંગતતાથી પ્રભાવિત થયા વગર રહેતા નથી.

## ગર્ભાશયમાં બીજનું સ્થાપિત થવું :

ફેલોપીઅન નળીમાં બીજ ફળદ્રુપ થઈ ગયા પછી તે ગર્ભાશયની અંદર ઉતરી આવે છે. આ ક્રિયાને બીજ સ્થાપિત થવાની ક્રિયા કહેવામાં આવે છે. ફળદ્રુપ થયેલા બીજનું ગર્ભાશયમાં સ્થાપિત થવાનો ઉલ્લેખ કુર્આનમાં આ મુજબ કરવામાં આવ્યો છે :

وَنُقِرُّ فِي الْاَرْحَامِ مَا نَشَآءُ اِلٰٓى اَجَلٍ مُّسَمًّى

"....અમે જે (વીર્યજંતુ)ને ઈચ્છીએ તેને ગર્ભમાં એક નિશ્ચિત મુદત સુધી ઠેરવી (રોકી) દઈએ છીએ." *(૨૨:૫)*

વીર્યજંતુ મારફત બીજ ફળદ્રુપ થયા પછી તેનો વિકાસ થાય છે. અને કોઈ છોડ જેવી રીતે જમીનમાં મૂળિયાફેલાવી એમાંથી પોષણ મેળવે છે એવી જ રીતે ફળદ્રુપ બીજ પણ ગર્ભાશયની જાડી દીવાલમાંથી પોષણ મેળવવા લાગે છે. આ પ્રક્રિયાનું પરિણામ એ આવે છે કે, ફળદ્રુપ બીજનો વિકાસ થવા ઉપરાંત તે ગર્ભાશયની જાડી દીવાલને વળગી પડે છે. અથવા તેની સાથે ચોંટી જાય છે. ફળદ્રુપ બીજના વિકાસની આ બધી વિગતો અંગે તાજેતરની શોધખોળો મારફત જાણવા મળ્યું છે.

ફળદ્રુપ બીજનું ગર્ભાશયની દીવાલને વળગી પડવાનો ઉલ્લેખ કુર્આન શરીફમાં પાંચ અલગ-અલગ જગ્યાએ કરવામાં આવ્યો છે. એમાંથી એક ઉલ્લેખ સૂરએ અલકની શરૂઆતમાં આ મુજબ કરવામાં આવ્યો છે :

اِقْرَاْ بِاسْمِ رَبِّكَ الَّذِيْ خَلَقَ ۚ خَلَقَ الْاِنْسَانَ مِنْ عَلَقٍ ۚ

"તારા પરવરદિગાર, જેણે તારૂં સર્જન કર્યું તેના નામથી વાંચ (પઢ). જેણે માનવને એ ચીજમાંથી બનાવ્યો, જે (મજબુતીથી) વળગી પડે છે." *(૯૬:૧/૨)*



ગર્ભશાસ્ત્રની એ જ આધુનિક ભાવનાનો કુર્આન શરીફમાં વધુ ચાર જગ્યા પર ઉલ્લેખ કરવામાં આવ્યો છે. એમાં વીર્યના નજીવા જથ્થાથી લઈને અંતિમ પરિણામ સુધીના તબક્કાવાર ફેરફારોનું પણ વર્ણન કરવામાં આવ્યું છે.

فَإِنَّا خَلَقْنٰكُمْ مِّنْ تُرَابٍ ثُمَّ مِنْ نُّطْفَةٍ ثُمَّ مِنْ عَلَقَةٍ

"અમે તમારૂં સર્જન કર્યું એ ચીજમાંથી જે વળગી પડે છે." *(૨૨:૫)*

خَلَقَكُمْ مِّنْ تُرَابٍ ثُمَّ مِنْ نُّطْفَةٍ ثُمَّ مِنْ عَلَقَةٍ

"અલ્લાહપાકે તમને (વીર્યના) નજીવા જથ્થામાંથી, પછી એ ચીજ જે વળગી પડે છે એમાંથી પેદા કર્યા...." *(૪૦:૬૭)*

اَلَمْ يَكُ نُطْفَةً مِّنْ مَّنِيٍّ يُّمْنٰى ۝ ثُمَّ كَانَ عَلَقَةً فَخَلَقَ فَسَوّٰى ۝

"શું માનવી વીર્યનો એ નજીવો જથ્થો ન હતો, જેને રેડવામાં આવ્યો? એ પછી તે એવી ચીજ બની ગયો જે વળગી પડતી હતી. પછી અલ્લાહ તઆલાએ એનું પ્રમાણસર ઘડતર કર્યું (અવયવો બનાવ્યા)." *(૭૫-૩૭/૩૮)*

સ્ત્રીના શરીરમાં ગર્ભને સાચવતા અવયવ ગર્ભાશય માટે કુર્આનમાં એ શબ્દ ઉપયોગમાં લેવાયો છે, જે અરબીમાં અત્યારે પણ અરબી શબ્દ "અરહામ" આવ્યો છે. જેનો અર્થ ગર્ભાશયો થાય છે. કેટલીક જગ્યાએ એ માટે 'મજબૂત સ્થાપિત રહેઠાણ' એટલે 'કરાર' શબ્દ વાપરવામાં આવ્યો છે.

## વૈજ્ઞાનિકોની મર્યાદા-અજાણતા :

વિજ્ઞાને આપણી સૃષ્ટિના જેટલા પદાર્થની શોધનો દાવો કર્યો છે, તે આપણી સૃષ્ટિના કુલ પદાર્થનો એક ટકાથી પણ ઓછો ભાગ છે. એટલે કે, ૦.૪% તથા ૩.૬% ભાગ આંતર મંદાકિનીય ગેસનો છે, જ્યારે સૃષ્ટિનો ૯૬% પદાર્થ અજ્ઞાત છે. જેને નિસ્તેજ પદાર્થ કે ઉર્જા કહેવામાં આવે છે. આ પદાર્થને દૂરબીન વડે જોવું પણ અશક્ય છે. કારણ કે તે પદાર્થ પ્રકાશ તથા વિજચુંબકીય વિકિરણ (**Electromagnatic Radiation**)ને ન બહાર

ફેંકે છે, ન અંદર શોષે છે. એના કારણે આ પદાર્થ વિજ્ઞાનની પકડથી બહાર છે. એટલે વિજ્ઞાન તેની સાચી હકીકતથી બિલ્કુલ દૂર છે.

સૃષ્ટિના પદાર્થોથી આપણી અજ્ઞાનતાનો સિલસિલો અહીં જ પૂરો નથી થતો, બલ્કે આપણી સૃષ્ટિમાં એક અન્ય પ્રકારનો પદાર્થ અસ્તિત્વ ધરાવે છે. જેની વસ્તુસ્થિતિથી પણ વિજ્ઞાન સંપૂર્ણપણે વાકેફ નથી. તે પદાર્થને 'પ્રતિ પદાર્થ' કહેવામાં આવે છે. પ્રતિ પદાર્થના કણો પણ એટલા જ દ્રવ્યના હોય છે, જેવી રીતે સામાન્ય પદાર્થના કણો હોય છે. પરંતુ પ્રતિ-પદાર્થના કણો સામાન્ય કણોની તુલનામાં વિરોધી વીજભાર ધરાવે છે. એ કારણે પદાર્થ તથા પ્રતિપદાર્થ એકબીજામાં ભળી નથી શકતા, બલ્કે જ્યારે તેઓ એકબીજાની સામે આવે છે, તો આ બન્ને પદાર્થ ક્ષણવારમાં એકબીજાને ખતમ કરી નાંખે છે.

એટલે વૈજ્ઞાનિકોનું માનવું છે કે, આપણી આ સૃષ્ટિમાં બહુ દૂર આવેલી આકાશગંગાઓ સંપૂર્ણપણે પ્રતિદ્રવ્યની બનેલી હોય શકે છે. માત્ર એટલું જ નહીં, બલ્કે આપણી આ આખી સૃષ્ટિની જેમ એક પ્રતિ આકાશગંગાઓ, પ્રતિ તારાઓ અને પ્રતિગ્રહોથી બનેલી એક જુદી પ્રતિ-સૃષ્ટિનું અસ્તિત્વ પણ હોય શકે છે. *(એન્સાયક્લોપીડિયા બ્રિટાનિકા : ૧૧/૭૦૩, ૧૯૮૩)*

આ દૃષ્ટિકોણથી જોવામાં આવે તો ખબર નહીં આપણી આ સૃષ્ટિમાં બીજા કેટલા પ્રકારના દ્રવ્યો એવા હશે, જેની સ્થિતિ વિશે આપણે જાણતા નથી. અને આપણી આ સૃષ્ટિથી પર અન્ય કેટલા પ્રકારના દ્રવ્યો, સૃષ્ટિઓ છૂપાયેલી હશે, જેને આપણે ભૌતિક સ્તરે ભલે શોધી નથી શકતા, પરંતુ તેમના સંભવિત અસ્તિત્વને આધુનિક ગણિતિક (ભૌતિક) પધ્ધતિઓથી જાણી શકીએ છીએ. આ સ્થિતિમાં દ્રવ્ય તથા સૃષ્ટિ વિશે આપણા જ્ઞાન કરતાં અજ્ઞાનતાની કોઈ સીમા નહીં રહેશે. એટલે આપણી જાણકાર તથા અજાણવાળી સૃષ્ટિના આ વિશાળ પરિપ્રેક્ષ્યમાં આપણા જ્ઞાત તુચ્છ દ્રવ્યમાં નવા શોધાયેલા ઉપઅણુ હિગ્સ બોસોનને ''ગોડ પાર્ટિકલ'' (ખુદાઈ કણ)નું નામ આપવાને અંધારામાં બચકા ભરવા સિવાય કશું નહીં કહેવાશે.


વૈજ્ઞાનિકોમાં ખુદા વિશે એક બીજો દષ્ટિકોણ પણ સામાન્ય છે. આ વિચાર 'ખુદાના ઈન્કાર'નો વિચાર છે. એટલે કેટલાક મોટા વૈજ્ઞાનિકો નાસ્તિક છે. દિલચસ્પ વાત એ છે કે, હિગ્સ બોસોન (કહેવાતો ગોડ પાર્ટિકલ)નો મુખ્ય સંશોધક પ્રો. પીટર હિગ્સ પણ નિરીશ્વરવાદી (નાસ્તિક) છે. થોડાક દિવસો અગાઉ વિશ્વના એક ટોચના વૈજ્ઞાનિક સ્ટીફન હોકિંગ, જે સૃષ્ટિના પ્રારંભ તથા વિકાસ માટે પોતાના સંશોધનો માટે વિખ્યાત છે. તેમણે કહ્યું છે કે, મને એ વાતના ચોક્કસ પુરાવા મળ્યા છે કે, ખુદાનું અસ્તિત્વ નથી.

આપણી આ સૃષ્ટિ અને તેનાથી જુદુ અસ્તિત્વ ધરાવતી ચીજો વિશે આપણા જ્ઞાન અને અજ્ઞાનના પ્રમાણ વિશે આગળ જે ચર્ચા કરવામાં આવી તેને લક્ષમાં લેતાં સ્ટીફન હોકીંગનો આ દાવો અત્યંત હાસ્યાસ્પદ જણાય છે. દેખીતી વાત છે કે, જ્યારે સૃષ્ટિની કુલ અસ્તિત્વ ધરાવતી ચીજો વિશે આપણી અજ્ઞાનતાની કોઈ સીમા નથી, તો પછી તેમાં કોઈ ચીજ કે હસ્તીનું અસ્તિત્વ ન હોવાનો ચૂકાદો કેવી રીતે આપી શકાય ? હોકીંગનું આ નિવેદન ચોક્કસ જ એક મોટા વૈજ્ઞાનિક તરફથી આપવામાં આવેલ એક અવૈજ્ઞાનિક નિવેદન છે, જે વૈજ્ઞાનિક સંશોધનના સિદ્ધાંતોથી બિલ્કુલ વિરૂદ્ધ છે.

## ભૌતિક (માદ્દી) સ્તરે ખુદાપાકની શોધ :

અહીં એક બીજો પ્રશ્ન ઘણો મહત્વપૂર્ણ છે. અને તે એ કે, શું માનવી ક્યારેક ખુદાપાકને ભૌતિક સ્તરે શોધી શકશે ? એનો જવાબ વૈજ્ઞાનિક દષ્ટિકોણથી ભલે કાંઈ પણ આપવામાં આવે, પરંતુ આ સંદર્ભે ઈસ્લામનું માનવું એ છે કે, આ કામ માનવીની ક્ષમતાની બહાર છે. કારણ કે ખુદા તઆલાએ માનવીને એ શક્તિ જ નથી આપી તેમજ માનવી પર આ પ્રકારના 'સાક્ષાત્કાર'ની જવાબદારી પણ નાખી નથી. એટલે કેટલીયે હદીષોમાં અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ લોકોને ખુદા તઆલા વિશે તાત્વિક (માદ્દી) ચર્ચા કરવાની જ મનાઈ ફરમાવી છે. તેના બદલે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ સૃષ્ટિમાં વ્યાપ્ત ખુદાના


ચિહ્નો પર ચિંતનમનન કરવાનો આદેશ આપ્યો છે. એનાથી જાણવા મળે છે કે, ખુદાપાક કેટલા સુંદર રચનાકાર છે તથા તે કેટલા મહાન છે. એક હદીષમાં છે : "સર્જનમાં ચિંતનમનન કરો, સર્જકમાં ચિંતન-મનન નહીં કરો." *(દુર્રે મન્થૂર, સુયૂતી : ૨/૪૦૮)* બીજી એક હદીષમાં છે કે, "અલ્લાહ તઆલાની નેઅમતો વિશે ચિંતનમનન કરો, સ્વયં અલ્લાહ તઆલાની બાબતમાં ચિંતનમનન નહીં કરો." *(દુર્રે મન્થૂર : ૨/૪૦૯)*

સારાંશ કે, આધુનિક વૈજ્ઞાનિક સંશોધનોએ તે હકીકત સારી પેઠે સ્પષ્ટ કરી દીધી છે કે, ખુદાપાકનો ઈન્કાર જેવી રીતે અવૈજ્ઞાનિક બાબત છે, એવી જ રીતે ખુદાપાકના અસ્તિત્વને ભૌતિક સ્તરે શોધવાનો દાવો પણ અવૈજ્ઞાનિક વાત છે. ઈસ્લામી શિક્ષાઓનો સારાંશ પણ આ જ છે. બીજી બાજુ કુર્આને ખુદા તઆલાની ઓળખ મેળવવા માટે જે રીતે દર્શાવી છે, તેમાંથી એક રીત એ છે કે, અલ્લાહપાકે સર્જેલી આ સૃષ્ટિમાં તેની જે નિશાનીઓ વિખેરાયેલી પડી છે, તેમાં ચિંતનમનન કરી ખુદા તઆલાના સર્જન-સંચાલનમાં સૌંદર્ય તથા ન્યાયના દર્શન કરો. બીજી રીત એ છે કે, કુર્આન અને વિજ્ઞાનને એકબીજાને અનુરૂપ પૂરવાર કરવામાં આવે છે, જેનાથી એ હકીકત સુધી પહોંચી શકાય કે, કુર્આન અને સૃષ્ટિ બન્નેનો સર્જક એક જ છે. કુર્આનમાં છે : નજીકના ભવિષ્યમાં અમે તેઓને અમારી નિશાનીઓ ક્ષિતિજોમાં (આકાશો અને ધરતીની વચમાં) દેખાડીશું અને ખુદ તેઓની અંદર પણ દેખાડીશું. ત્યાં સુધી કે તેમની સમક્ષ સ્પષ્ટ થઈ જાય કે તે (કુર્આન કે ઈસ્લામ) સત્ય છે.

રોજબરોજની વૈજ્ઞાનિક શોધો અને કુર્આનના વર્ણનો વચ્ચે જે સમરૂપતા દેખાઈ રહી છે એ તે જ કુર્આની વિચારને સમર્થન આપી રહી છે, અને ખુદ હિગ્સ બોસોનની શોધ (ગોડ પાર્ટિકલ) જે સાચા અર્થમાં ખુદાઈ સર્જનનું કારનામું છે, તેનાથી પણ કુર્આની વિચારને અનુમોદન મળે છે.

અલ્લાહપાકની જાત, તેની સિફતો અને ગુણ-લક્ષણોની મૂળ વાસ્તવિક્તા સુધી મનુષ્યની બુદ્ધિ ક્યારેય નથી પહોંચી શકતી. આ બધી બાબતો મનુષ્યની

કલ્પનાથી પણ ઉપરવટ છે. તેમાં ચિંતન અને મનન કરવાથી તથા ઉંડો વિચાર કરવાથી આશ્ચર્ય પામવા સિવાય કોઈ પરિણામ મળતું નથી. એટલા માટે અલ્લાહની પવિત્ર જાતમાં વિચાર કરવા કરતાં તેની મખ્લૂકમાં તેની નિશાનીઓ વિશે વિચાર કરવો જોઈએ.

અમુક સમયે અલ્લાહ જલ્લ શાનુહુની જાત અને સિફતોમાં વધારે ચિંતન માણસની અધૂરી બુદ્ધિના કારણે ગુમરાહી અને માર્ગ ભટકવાનું કારણ બની શકે છે. એટલા માટે અલ્લાહપાકની મઅ્રિફતમાં પહોંચેલા લોકોએ વસિય્યત કરી છે કે, ‘‘અલ્લાહ તઆલાની પૈદા કરેલી નિશાનીઓ-માંથી ચિંતન અને મનન કરો, પરંતુ પોતે અલ્લાહપાકની જાત અને તેની સિફતોમાં ચિંતન અને મનન ન કરો’’ કે તે તમારી પહોંચથી બહાર છે. સૂર્યના પ્રકાશમાં દરેક પદાર્થ જોઈ શકાય છે, પરંતુ પોતે કોઈ વ્યક્તિ નરી આંખે તે સૂર્યને જોવા ઈચ્છે તો આંખો અંજાઈ જાય છે. જાત અને સિફાતના મસ્અલામાં મોટા-મોટા નિષ્ણાંત ફિલોસોફરો અને દુનિયાઓની સહેલગાહ કરનારા પહોંચેલા લોકો પણ છેવટે આવી જ શિખામણ આપે છે.

અલબત્ત, ચિંતન અને મનન તથા બુદ્ધિનો સારો ઉપયોગ કરવાનું મેદાન અલ્લાહ તઆલાની નિશાનીઓની જાણકારી પ્રાપ્ત કરવાનું છે. જેમાં સાચું ચિંતન-મનન કરવાનું ચોક્કસ એ પરિણામ હોય છે કે, તેના દ્વારા અલ્લાહ તબારક વ તઆલાની મઅ્રિફત (પરિચય) પ્રાપ્ત થાય છે. આટલું વિશાળ અને મહાન આસમાન તથા તેમાં સૂર્ય, ચંદ્ર, તારાઓ જે જોનારને પોતાની જગ્યાએ સ્થિર દેખાય છે. જો તેમાં કોઈ ગતિ છે તો તે ગતિના જાણકાર ખગોળશાસ્ત્રીઓને જ તેની ખબર પડે છે. આ જ તારાઓમાં અમુક ગ્રહો પણ છે. આ બધા અવકાશી પદાર્થો સૉલાર સિસ્ટમના એક એવા વ્યવસ્થાપન અને અચૂક ગતિઓના મજબૂત કાયદાઓ હેઠળ કાર્યરત્ છે કે, તેમાં એક સેકંડના કરોડમાં ભાગની પણ ચૂક થતી નથી. ન તો તેની મશીનરીનો કોઈ સ્પેરપાર્ટ ઘસાય છે, ન તો તે તૂટે છે અને ન જ ક્યારેય તેને કોઈ વર્કશોપમાં રીપેરીંગ માટે મોકલવાની જરૂર પડે છે. ન તો આ

મશીનરીને ક્યારેય રંગ-રોગનની આવશ્યક્તા હોય છે. હજારો-લાખો વર્ષોથી સતત આ અવકાશી વ્યવસ્થાપન તંત્ર એક નિશ્ચિત સમય સાથે કાર્યરત્ છે. જે પ્રમાણે પૃથ્વી ગ્રહ, તેના ઉપરની નદીઓ, પહાડો, મેદાનો, જંગલો ઉપરાંત જાતજાતનું સજીવ-નિર્જીવ પ્રાણી જગત, વનસ્પતિ જગત ઉપરાંત પૃથ્વીના પેટાળમાં ધરબાયેલા ખનીજો તથા જમીન અને આસમાન વચ્ચે ચાલનારી હવા, તેમાં પૈદા થનારી વીજળી-વાદળો અને વરસાદ તથા આ બધી સૃષ્ટિ માટેનું એક સમવાયી તંત્ર પોતાની ચોક્કસ વ્યવસ્થા સાથે કાર્યરત્ છે. આ બધી જ નિશાનીઓ બુદ્ધિશાળી વ્યક્તિ માટે તથા સમજનાર વિચારક માટે કોઈ એવી સંપૂર્ણ જાતનો પરિચય આપે છે, જે જ્ઞાન અને હિકમત તથા શક્તિ અને તાકાતમાં સૌથી ઉપરવટ છે. અને તેનું જ નામ મઅ્રિફતે ઈલાહી છે. આમ, આ ચિંતન અને મનન ''મઅ્રિફતે ઈલાહિય્યહ'' (અલ્લાહના પરિચય) સુધી પહોંચવાનું કારણ હોવાના લીધે એક ઈબાદત પણ છે. એટલા માટે હઝરત હસન બસરી (રહ.)એ ફરમાવ્યું : ''એક ક્ષણ માટે કુદરતની નિશાનીઓમાં ચિંતન કરવું સમગ્ર રાતની ઈબાદત કરતાં ઉત્તમ અને વધારે લાભદાયક છે.'' *(ઈબ્ને કષીર)*

હઝરત મુફતી શફીઅ સા. (રહમતુલ્લાહ અલયહ) ફરમાવે છે કે, ''માનવીએ વિચારવું જોઈએ કે, અલ્લાહ તઆલાએ આટલુ મોટું-પહોળુ આકાશ (કોઈપણ ટેકા કે સ્તંભ-પિલર વગર) બનાવ્યું. એમાં સૂર્ય, ચંદ્ર, તારલાઓ અને બીજા ગ્રહો બનાવ્યા. જેમની ભ્રમણ ગતિ અને સમયમાં એક પળનો પણ વધારો-ઘટાડો નથી થતો, ન તો એમાં ભાંગફોડ થાય છે, ન તો એમને ક્યારેય વર્કશોપમાં મોકલવાની જરૂર પડે છે, ન તો ગ્રીસ કે ઓઈલ લગાડવું પડે છે ! તેઓ હજ્જારો વર્ષોથી પોતાની ધરી ઉપર એકધારી રીતે ભ્રમણ કરી રહ્યા છે ! એ જ પ્રમાણે પૃથ્વીનો ગોળો, એની અંદરની નદીઓ, સમુદ્રો, પર્વતો, વૃક્ષો-જંગલો, પશુ-પક્ષીઓ વગેરે, ધરતીના પેટાળમાં ઘરબાએલા ખનીજતત્વો, ધાતુઓ, ધરતી અને આકાશ વચ્ચે ચાલતી હવા, એમાં પેદા થતી વિજળી અને વર્ષા, એનું વ્યવસ્થિત આયોજન એ બધુ જ માનવીઓએ વિચારવા-અધ્યયન કરવાની બાબત છે.'' *(મઆરિફુલ કુર્આન)*

અલ્લાહપાકે મનુષ્યને બુધ્ધિ જેવી મહાન નેઅમત એટલા માટે જ અર્પી છે કે, એના સદ્ઉપયોગથી એ પોતાનું જીવન સુખમય બનાવે અને બીજાઓને પણ લાભ પહોંચાડે.

## ફરિશ્તાઓ વિશે :

કુર્આન શરીફ તથા આકાશી કિતાબોમાં માનવી સાથે ફરિશ્તા અને જિન્નાત નામની મખ્લૂકનું પણ વર્ણન છે. અમૂક વૈજ્ઞાનિકો તેનો ઈન્કાર કરે છે. જ્યારે કે ઉપર વૈજ્ઞાનિકોની ઘણી બધી અજાણતા વિશેની વિગતો રજુ કરી ચૂક્યો છું. ન જાણવું કોઈ વસ્તુની ન હોવાની દલીલ થઈ શકતી નથી.

કુર્આન શરીફમાં ફરિશ્તાઓનું વર્ણન ૮૬ આયતોમાં ૮૮ વખતે આવ્યું છે તથા હદીષો અને બાઈબલ વગેરે આકાશી પુસ્તકોમાં પણ ફરિશ્તાઓનું વર્ણન આવ્યું છે.

- આ દુનિયામાં આપણી નિગાહો કે નજરોથી છૂપાયેલી એક એવી મખ્લૂક પણ મૌજૂદ છે, જેને અલ્લાહપાકે નૂરથી બનાવી છે. આ મખ્લૂકને ફરિશ્તા (મલાઈકહ) કહેવામાં આવે છે.

- ફરિશ્તાઓ નૂરથી સર્જન (પેદા) કરવામાં આવેલ માસૂમ (નિર્દોષ) તાબેદારી કરનાર બંદાઓ છે.

  અલ્લાહ તઆલા એમની તાબેદારી વિશે ફરમાવે છે કે, (અલ્લાહ તઆલા) જે કંઈ હુકમ તેમને આપે તેમાં તેઓ અલ્લાહ તઆલાની જરા પણ નાફરમાની કરતા નથી અને જે કંઈ તેમને હુકમ થાય છે તે કામ (તરત) કરે છે. *(સૂરએ તહરીમ : ૬)*

- ફરિશ્તાઓ દરેક સ્વરૂપ ધારણ કરી શકે છે. જેમકે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પાસે હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામ કેટલીક વાર માનવ સ્વરૂપમાં પણ આવેલા છે.

- ફરિશ્તાઓ માનવીય ગુણો, ક્રોધ, દ્વેષ, અભિમાન વગેરેથી પાક છે. જેમકે કુર્આનમાં છે : અને જે કાંઈ આકાશોમાં અને જે કાંઈ પૃથ્વીમાં



પ્રાણીઓમાંથી છે, તે સૌ તથા ફરિશ્તાઓ પણ અલ્લાહ તઆલાને જ સિજદો કરે છે. અને તેઓ અભિમાન કરતા નથી. *(સૂરએ નહલ : ૪૯)*

- ફરિશ્તાઓ ખાતા-પીતા નથી, ઉંઘતા નથી, શાદી-વિવાહ કરતા નથી. તેઓને કોઈ સંતાન નથી અને તેઓ કોઈના સંતાન નથી.

- ફરિશ્તાઓનો ખોરાક અલ્લાહપાકની બંદગી અને એની પ્રસન્નતા (ખુશ્નૂદી) છે. અને એમની તરસ કલામે ઈલાહીને સાંભળવાની ઉત્કંથા છે. જ્યાં કલામે ઈલાહી (કુર્‌આન શરીફ)ની તિલાવત થાય છે, ત્યાં ફરિશ્તાઓના ઝૂંડને ઝૂંડ આવી જાય છે.

  કુર્‌આન શરીફમાં છે : અને રઅદ (ફરિશ્તો) તેની ખૂબીઓ વર્ણવે છે તેમજ સઘળા ફરિશ્તા પણ અલ્લાહ તઆલાથી ડરતા તસ્બીહ પઢે છે. *(સૂ.રઅદ : ૧૩)* અને ફરિશ્તા પોતાના પરવરદિગારના વખાણ સહિત તેની તસ્બીહ પઢતા રહે છે, તેમજ પૃથ્વીવાળાઓ માટે બખ્શિશ માંગતા રહે છે. *(સૂ.શૂરા : ૫)*

- ફરિશ્તાઓનું એક જૂથ જન્નતની વ્યવસ્થા પર નિયુક્ત છે અને એક જૂથ દોઝખના સુરક્ષક છે.

  કુર્‌આન શરીફમાં છે : તે(જહન્નમ)ના ઉપર ૧૯ ફરિશ્તા ચોકીદાર છે. અને અમે જહન્નમના પહેરાવાળા ફરિશ્તા જ રાખ્યા છે. *(સૂરએ મુદસ્સિર : ૩૦-૩૧)* તે (જહન્નમ)ના ઉપર કડક સ્વભાવના બળવાન ફરિશ્તા નિમાયેલા છે કે (અલ્લાહ) જે કંઈ તેમને હુકમ આપે તેમાં તેઓ અલ્લાહ તઆલાની જરા પણ નાફરમાની કરતા નથી અને જે કંઈ તેમને હુકમ થાય તે કામ (તરત) કરે છે. *(સૂ.તહરીમ-૬)*

- આઠ ફરિશ્તાઓ અર્શે ઈલાહીને ઉઠાવનારા છે.

  કુર્‌આન શરીફમાં છે : જે ફરિશ્તા અર્શને ઉઠાવી રહ્યા છે તથા જેઓ તેમની આસપાસ છે, તે સૌ પોતાના પરવરદિગારના વખાણ સાથે પવિત્રતા બયાન કરે છે. *(સૂ.મુઅમિન : ૭)* અને (તે વેળા) ફરિશ્તા તેના



કિનારાઓ પર આવી જશે અને આપના પરવરદિગારના અર્શને તે દિવસે આઠ ફરિશ્તા પોતાના ઉપર ઉઠાવી રાખશે. *(સૂ.હાક્કહ- ૧૭)*

- કેટલાક ફરિશ્તાઓ માનવજાતની હિફાઝત અને સુરક્ષા માટે નિયુકત છે. કુર્આન શરીફમાં છે : અને તે જ (અલ્લાહપાક) પોતાના બંદાઓ ઉપર ગાલિબ (વર્ચસ્વ ધરાવે) છે, અને તે તમારા ઉપર રક્ષકો (ફરિશ્તા) મોકલે છે. *(સૂરએ અન્આમ : ૬૧)*
- ફરિશ્તાઓ પર ઈમાન લાવવું જરૂરી છે, અને એમનો ઈન્કાર (ન માનવું) કુફ્ર છે.

કુર્આન શરીફમાં છે : પરંતુ મહાન નેકી એ છે કે, જે કોઈ અલ્લાહપાક પર અને છેલ્લા દિવસ (આવવા) પર અને ફરિશ્તાઓની હસ્તી પર અને (સર્વ આકાશી) કિતાબો અને (સઘળા) પયગમ્બરો પર ઈમાન લાવે. *(સૂ.બકરહ-૧૭૭)* હે ઈમાનવાળાઓ ! (જરૂરી અકીદાઓ સબંધી સાંભળો કે) અલ્લાહપાક ઉપર અને તેના રસૂલ (સલ.) ઉપર યકીન રાખો તથા જે કિતાબ (કુર્આને કરીમ) પોતાના રસૂલ (સલ.) પર ઉતારી છે તેના ઉપર તથા જે કિતાબ પ્રથમ (બીજા નબીઓ પર) ઉતારી હતી તેના ઉપર (પણ યકીન રાખો). અને જે શખ્સ અલ્લાહ તઆલા પર અને તેના ફરિશ્તાઓ પર તથા તેની કિતાબો પર તેમજ તેના રસૂલો પર અને કિયામતના દિવસ પર યકીન નહીં રાખે, તો તે શખ્સ માર્ગ (રસ્તો) ભૂલી બહુ દૂર જઈ પડ્યો.
*(સૂરએ નિસાઅ : ૧૩૬)*

### જિન્નાત વિશે :

જિન્નાત પણ એક અલગ જાતિ છે. કુર્આન શરીફની ૩૧ આયતોમાં ૩૨ વખતે તેમનું વર્ણન કરવામાં આવ્યું છે. કુર્આન શરીફથી સાબિત થાય છે કે, તે પણ માનવીની જેમ શરીઅતના અહકામના મુકલ્લફ (તાબે) છે. તેમનામાં સારા-નરસા બન્નેવ પ્રકાર છે. તેમનો વંશીય સિલસિલો (શાદી-વિવાહ) પણ ચાલુ છે.

- અલ્લાહપાકે એક મખ્લૂક આગથી પેદા કરી છે, એને જિન્ન કહે છે.



અલ્લાહ તઆલા ફરમાવે છે : તેણે જ ઈન્સાન (આદમ અલૈ.)ને ઠીકરા માફક ખણખણતી સૂકી માટીથી બનાવ્યા અને જાન્ન (જિન્નાતના બાપ)ને આગની જવાળાથી બનાવ્યો. *(સૂ.રહમાન : ૧૪,૧૫)* અને અમે ઈન્સાન (આદમ અલયહિસ્સલામ)ને સડેલા કાદવથી બનેલી ખણખણાટવાળી માટીથી પેદા કર્યા અને અમે તેના પહેલાં ગરમ હવામાંની આગથી જાન્ન (જિન્નાતના બાપ)ને બનાવ્યો હતો. *(સૂ.હિજ્ર : ૨૫,૨૬)*

- જિન્નાતોમાં સ્ત્રી-પુરૂષ, સારા અને લંપટ (ખરાબ), આલિમ અને જાહિલ (અભણ) દરેક પ્રકારના હોય છે.

  કુરઆન શરીફમાં છે : “અને એ (લોકોએ કહ્યું) કે અમારામાં પ્રથમથી કોઈ નેક છે અને કોઈ બીજા પ્રકારના (બુરા) પણ છે.” *(સૂ.જિન્ન : ૧૧)*

- કુરઆન શરીફમાં જેમને શયાતીન કહેવામાં આવ્યા છે, તે પણ જિન્નાત પૈકી જ શરારતખોર લોકોનું નામ છે.

  કુરઆન શરીફમાં ફરમાવ્યું : અને (તે વખતને યાદ કરો) જ્યારે અમે ફરિશ્તાઓને કહ્યું કે આદમ (અલૈ.)ની સામે સજદો કરો, તો ઈબ્લિસ સિવાય સૌએ સજદો કર્યો. તે જિન્નાતમાંથી હતો તેથી તેણે પોતાના પરવરદિગારના હુકમોનું ઉલ્લંઘન કર્યું. *(સૂરએ કહફ : ૫૦)*

- શાપિત અને હડધૂત થયેલ ઈબ્લિસ (શયતાન) જીન્નાતોમાંથી જ છે, જેમ કે ઉપર આયતમાં વર્ણન છે.

- નબીએ અકરમ (સલ.) જિન્નાતોના પણ પયગમ્બર છે.

- જિન્નાતો પણ અહકામે ઈલાહી (અલ્લાહ તઆલાના હુકમો)ના પાલન માટે બંધાયેલા છે.

  અલ્લાહ પાક ફરમાવે છે : “અને મેં જિન્નાત તથા ઈન્સાનને એટલા માટે જ પેદા કર્યા છે કે, મારી બંદગી કર્યા કરે.” *(સૂરએ ઝારિયાત : ૫૬)*

- જિન્નાત અને ફરિશ્તાઓનું અસ્તિત્વ કુરૂઆને કરીમ અને સુન્નતે નબવીની નક્કર દલીલોથી સાબિત થાય છે, જેનો ઈન્કાર (ન માનવું) કુફ્ર છે.



## પાપ (ગુનાહ) અંગેનો દૃષ્ટિકોણ :

માનવજીવનને મૂંઝવતા મોટા પ્રશ્નો પૈકીનો એક પાપ અને બુરાઈનો પ્રશ્ન છે. ખ્રિસ્તી ધર્મમાં એવું સામાન્યપણે માનવામાં આવે છે કે, પાપની ઉત્પત્તિ મનુષ્યના આદિ માતા-પિતા હઝરત આદમ અને હઝરત હવ્વા (અલૈ.) **(Adam & Eve)**ના જન્નતમાંના નિવાસ દરમ્યાન થઈ હતી. એ પ્રસંગ માનવીની પડતીનો સબબ બન્યો. અને ત્યારથી એણે માનવજાતિ પર અપરાધ, કલંક અને ગભરામણની છાપ મારી દીધી.

ઈસ્લામે આ આખા મુદ્દા બાબત એવું વલણ અપનાવ્યું છે કે, અમારી જાણમાં અન્ય કોઈ ધર્મે એવું નથી અપનાવ્યું. કુર્આન શરીફ કહે છે કે, અલ્લાહપાકે હઝરત આદમ અને બીબી હવ્વાને જન્નત (સ્વર્ગ)માં રહેવા અને ત્યાંની વસ્તુઓનો મનગમતો ઉપયોગ કરવાની આજ્ઞા આપવા ઉપરાંત વિપુલ સાધનો અને સગવડોની ખાતરી આપી હતી. પરંતુ તેઓને એ વિશેષ વૃક્ષની નજીક ન જવાની ચેતવણી અપાઈ હતી. એ પછી શયતાને પોતાના પ્રપંચ વડે તે બન્નેને લાલચમાં નાંખી તેઓના સુખી નિવાસસ્થાનમાંથી હાંકી કઢાવ્યા. તેઓને સ્વર્ગમાંથી કાઢી મૂકવામાં આવ્યા અને પૃથ્વી પર ઉતારી દેવાયા કે જેથી ત્યાં વસે, મરે અને છેવટે અંતિમ ચૂકાદા કાજે ફરી ઉપાડવામાં આવે. પોતાના કૃત્યની હકીકત જાણી તેઓને લજ્જા અને પાપ અનુભવીને પસ્તાવો (તૌબા) કર્યો. તેઓએ અલ્લાહ તઆલા પાસે દયાની પ્રાર્થના કરી અને તેઓને માફ કરી દેવામાં આવ્યા.

આ સાંકેતિક પ્રસંગ અતિ મહત્વપૂર્ણ રીતે અર્થસૂચક છે. તે એ હકીકતનો નિર્દેશ કરે છે કે, માનવ અસ્તિત્વ સદા અપૂર્ણ અને અભાવવાળું છે. પછી તે સ્વર્ગમાં પણ કેમ ન વસતું હોય, પરંતુ હઝરત આદમ (અલૈ.) અને હઝ. હવ્વા (અલૈ.)થી થઈ ગઈ તેવી ભૂલથી એની આધ્યાત્મિક સુધારણા અવરોધાઈ કે નૈતિક ઉન્નતિ અટકી નથી જતી, બલ્કે એથી ઉલટું ઈન્સાની હસ્તીમાં પોતાની ભૂલો તથા ક્ષતિઓને પિછાણવાની પૂરતી યોગ્યતા છે. વળી એથી વધુ મહત્વપૂર્ણ વાત એ છે કે, એને એવું ભાન પણ છે કે, કઈ

તરફ વળવું, અને કોની પાસેથી માર્ગદર્શન મેળવવું જોઈએ. અને એ બધાથી પણ વધીને અગત્યનું સત્ય એ છે કે, ઈમાનદારીપૂર્વક મદદ માંગનારા-ઓની અલ્લાહપાક હરહંમેશ દુઆ કબૂલ કરે છે. અલ્લાહપાક એટલો બધો દયાળુ અને કૃપાળુ છે કે, એની ક્ષમા સર્વવ્યાપી અને એની મહેર બધાને આવરી લે છે. *(કુરૂઆન : ૭-૧૫૬)* છેલ્લે જે હકીકત પ્રકાશમાં આવે છે, તે એ કે જાતિ **(Sex)** કે વંશની બિના પર આધારિત પાપની ધારણા ઈસ્લામી શિક્ષણની વિરૂદ્ધ છે.

ખ્રિસ્તીઓમાં આ માન્યતા છે કે, હઝરત આદમ (અલૈ.)ની ભૂલના કફ્ફારા (બદલા) સ્વરૂપે અલ્લાહપાકે નઉઝુબિલ્લાહ પોતાના પુત્ર હઝરત ઈસા (અલૈ.)ને સૂળી પર ચઢાવ્યા. આ માન્યતાએ ખ્રિસ્તીઓમાં બે પ્રકારના વિરોધાભાસી વિચારો-દૃષ્ટિકોણોને જન્મ આપ્યો. અમૂક લોકોએ આનાથી એમ સમજ્યું કે, માનવી (હઝ. આદમ અલૈ.)ની શરૂઆત પેદા થવા સાથે ગુનાહથી થઈ. તેને લઈને તે લોકો પોતાના જીવનમાં માયુસી-નાસીપાસી અને કમહિંમતી તથા લઘુતાગ્રંથીમાં પિડાયા. અને પોતાને હંમેશા ગુનેહગાર સમજવા લાગ્યા. જ્યારે બીજા અમૂક ખ્રિસ્તીઓ આ માન્યતાના આધારે એમ સમજવા લાગ્યા કે, જ્યારે હઝરત ઈસા (અલૈ.) આપણા બધાના જ ગુનાહોના બદલામાં ફાંસીએ લટકાવવામાં આવ્યા છે. તો હવે આપણે ગમે તેટલા ગુનાહ કરીશું, તો પણ કોઈ પકડ કે સજા થવાની નથી. કારણ કે તેનો કફ્ફારો અપાય ગયો છે.

બીજી તરફ અલ્લાહ તઆલાએ ઈન્સાનને એની બંદગી માટે સર્જયો છે, નહિ કે એનો સમોવડીયો, હરીફ, અવતાર. આનો અર્થ એ થયો કે માનવી ગમે તેટલો ભલો અને કામિલ બની જાય, તો પણ સર્જન હોવાની બિના પર એ પોતાના સર્જકથી એ ગુણોમાં અવશ્ય અત્યંત ઉતરતો છે. છતાં એ પણ ચોક્કસ છે કે, ઈન્સાન એ ખૂબીઓથી સદંતર વંચિત નથી, બલ્કે એ ગુણો માણસની મર્યાદિત પ્રકૃતિ, ક્ષમતા તથા જવાબદારીના પ્રમાણસર છે. આનાથી માનવીના અપૂર્ણ તથા ભૂલને પાત્ર હોવાનો ખુલાસો થાય છે.

ઈસ્લામના નૈતિક મૂલ્યાંકન મુજબ એ ગુનો નથી કે, માનવી અધૂરો અને ભૂલને પાત્ર છે. એ તો પોતે એક અલ્પજીવી સર્જન હોવાની રૂએ એની પ્રકૃતિના ભાગરૂપે છે. પરંતુ અગર એ સબંધિત સંપૂર્ણતા પ્રાપ્ત કરવા માટેની સાધન-સામગ્રી ઉપલબ્ધ હોવા છતાં એ માટે પ્રયાસ કરવાનું પસંદ ન કરે, તો તે પાપ છે. એવું પ્રત્યેક કાર્ય, ચિંતન કે ખરાબ ઈરાદો ગુનો છે કે, જે (૧) સ્વૈચ્છિક (ઈરાદાપૂર્વક) હોય, (૨) અલ્લાહપાકના સ્પષ્ટ કાનૂનનું ઉલ્લંઘન કરતો હોય, (૩) અલ્લાહ તઆલા કે ઈન્સાનના હક પર તરાપ સમાન હોય, (૪) લાગલગાટ કે વારંવારનું હોય, (૫) મન કે શરીરને હાનિકારક હોય અને (૬) સાધારણ રીતે ટાળી શકાય તેમ હોય.

આ પાપના તે મૂળ તત્વો છે, જે ન તો વંશ પરંપરાગત છે કે, ન તો સ્વાભાવિક છે. એ પણ ખરું છે કે, માનવીમાં બૂરાઈ આચરવાની અદશ્ય તાકાત મૌજૂદ છે, તે છતાં એ એમાં રહેલી પવિત્રતા તથા ભલાઈની શક્તિ કરતાં મોટી નથી. અગર એ ભલાઈના બળને બદલે બુરાઈની શક્તિને અમલી બનાવવાનું પસંદ કરશે, તો એ પોતાની શુદ્ધ પ્રકૃતિમાં બહારના એક નવા તત્વનો ઉમેરો કરશે. માત્ર આવા બહારના વધારાના તત્વના ઉમેરા બદલ જ માનવીએ જવાબ આપવો પડશે.

ઈસ્લામમાં ગુનાહ નાના અને મોટા બે પ્રકારના હોય છે. કેમકે અમુક અપરાધ ખુદાપાક સામેના હોય છે અને અમુક ખુદા અને ઈન્સાન બંને સામેના. ગુનેહગાર અગર ઈમાનદારીપૂર્વક માફી માંગે (તૌબા કરે) તો અલ્લાહ તઆલા એની સામેના એક પાપ સિવાયના બધા અપરાધોને માફ કરી દે છે. કુર્આન શરીફ કહે છે કે, સાચે જ અલ્લાહ તઆલા શિર્ક (અનેકેશ્વરવાદ)ને ક્ષમા નથી કરતો, પરંતુ તે આ સિવાયના ગુનાહોને માફ કરે છે. અને ઈચ્છે તેને નજાત, મુક્તિ, મોક્ષ કે બક્ષિસ અથવા મગફિરત આપી દે છે. તેમ છતાં જો કોઈ અનેકેશ્વરવાદી કે નાસ્તિક પણ ખુદાપાક તરફ મનપૂર્વક પાછો વળે છે, તો તેનો ગુનો માફ કરી દેવાશે. માણસ સામેનો અપરાધ માત્ર ત્યારે જ માફ થઈ શકે છે કે, જ્યારે તેનું નુકસાન

કરાયું તે પોતે ગુનેહગારને ક્ષમા કરે અથવા યોગ્ય બદલા અથવા સજાને અમલી બનાવવામાં આવે.

ટૂંકસાર એ કે, પાપ મેળવાયેલી વસ્તુ હોય છે, નહીં કે જન્મથી વળગેલી. આકસ્મિક છે, નહીં કે પ્રકૃતિજન્ય (જન્મજાત). ખાળી શકાય તેમ છે, નહીં કે અનિવાર્ય. એ અલ્લાહ તઆલાના જગજાહેર કાનૂનનું ઈરાદાપૂર્વકનું ઉલ્લંઘન છે. અગર કોઈ માણસથી કોઈ એવું કાર્ય થઈ જાય છે કે, જે ખરેખર પ્રાકૃતિક પરિબળોને વશ થઈને કે રોકી ન શકાય તેવા કારણે થયું હોય તો તે ઈસ્લામમાં પાપ નથી. નહીંતર અલ્લાહપાકનો હેતુ જ નિરૂદ્દેશ્ય (કારણ વગરનો) બની જશે, અને મનુષ્યની જવાબદારી વ્યર્થ ગણાશે. અલ્લાહ તઆલા ઈન્સાનને તેટલું જ કામ સોંપે છે કે, જે માનવશક્તિ અને પહોંચની હદમાં હોય.

**હઝરત આદમ અલયહિસ્સલામની પેદાઈશ :**

હઝરત આદમ (અલૈ.)નું નામ કુરૂઆન શરીફમાં પચ્ચીસ આયતોમાં પચ્ચીસ વખત આવેલું છે. સૌપ્રથમ આદમ (અલૈ.)ની પેદાઈશ અને ખલીફહ એટલે નાયબ બનાવવાનો કિસ્સો શરૂ થાય છે. જે મનુષ્ય જાતિ પર બહુ ભારે એહસાન છે. અલ્લાહ તઆલાએ પ્રથમ જમીન, આસમાન, ફરિશ્તા, જિન્નાત પેદા કર્યા અને જિન્નોને જમીન પર વસાવ્યા. લાંબા કાળ સુધી જમીન પર તેઓનો વસવાટ રહ્યો. પછી ધીમે ધીમે તેઓમાં ઈર્ષા અને અદેખાઈ હદ ઉપરાંત વધી પડવાથી ફસાદ અને ખૂનરેઝીઓ (કત્લે આમ) કરવા લાગ્યા ત્યારે અલ્લાહપાકના હુકમથી કેટલાક ફરિશ્તાઓએ પૃથ્વી પર આવી ઘણાખરાને કત્લ કર્યા, અને બાકીનાઓને મારીને પહાડો તથા ટાપુઓમાં હાંકી કાઢ્યા અને તે ફરિશ્તા પોતે જિન્નાતોની જગ્યાએ પૃથ્વી પર વસ્યા. ઈબ્લીસ જે જિન્નાતોમાંથી હતો, પરંતુ તે રડી કરગરીને તૌબા કરવાથી બચી ગયો હતો, તે પણ આ ફરિશ્તાઓની સાથે રહેવા લાગ્યો અને ઘણી જ ઈબાદત કરતો રહ્યો. ઈલ્મના કારણે એને સરદારી પણ મળી. પરિણામે તેના અંદર મોટાઈ અને હુંપદનો રોગ પેદા થયો,

તેથી સમજ્યો કે હું અલ્લાહપાકની નજીક તેની સઘળી મખ્લૂકથી શ્રેષ્ઠ છું ત્યારે અલ્લાહ તઆલાએ ઈબ્લીસ તેમજ સઘળા ફરિશ્તાઓ પર તેમનો મત જાણવાના હેતુથી પોતાના ખલીફહને પેદા કરવાનો વિચાર દર્શાવ્યો. ફરિશ્તાઓએ તો જે જે વસ્તુઓના મિશ્રણથી હઝરત આદમ (અલૈ.)ને બનાવવાના હતા, તે લક્ષમાં રાખી તેમાંથી માત્ર એક વસ્તુ આગથી પેદા થયેલા જિન્નાત ઉપર ધોરણ બાંધીને અથવા લવ્હે મહફૂઝમાં ઈન્સાનોની સારી-નરસી હાલત જોઈ આશ્ચર્યતાથી પૂછ્યું કે, અમારા જેવા આજ્ઞાંકિત અને સંપૂર્ણ રીતે તાબેદારી કરનારાઓ હોવા છતાં એક એવા બંદાને, જેના વંશજોમાં જો કે તાબેદારો હશે ખરા, પરંતુ ઘણાખરા ખૂનરેઝી અને ફસાદ કરશે, તેવાને ખલીફહ (પ્રતિનિધિ) બનાવવામાં શું ભેદ છે ? મતલબ કે ફરિશ્તાઓની વાત સવાલ તરીકે છે, અલ્લાહ તઆલા પર ટીકા રૂપે નથી.

સારાંશ કે, અલ્લાહપાકે દરેક પ્રકારની રંગબેરંગી માટીથી હઝરત આદમ (અલૈ.)નું પૂતળું બનાવી દિલમાં અનેક પ્રકારની શક્તિઓ મૂકી અને ખાસ રૂહ નાંખી સજીવન કર્યા પછી દરેક પેદા કરેલી વસ્તુઓનાં નામ, તેમની હકીકત અને ગુણો તેમજ તેના નફા-નુકસાન સહિત શીખવી આ જ્ઞાન તેમના દિલમાં ઉતાર્યું, પણ ફરિશ્તાઓમાં આ જ્ઞાન પ્રાપ્ત કરવાની શક્તિ જ ન હોવાથી તેઓ કંઈ જાણી શક્યા જ નહીં. પછી ફરિશ્તાઓને સવાલ કર્યો કે તમે ધારો છો તે પ્રમાણે શું તમે ખિલાફતનું કામ કરી શકો છો ? અને જો એ વાતમાં સાચા છો, તો આ વસ્તુઓનાં નામ અને ગુણ બતાવો. કેમકે ખિલાફત માટે એના જ્ઞાનની જરૂર છે. ત્યારે આ જ્ઞાન નહિં હોવાથી તેઓએ પોતાની ખામી અને લાચારી કબૂલ કરી. ફરી હઝરત આદમ (અલૈ.)એ તે વસ્તુઓનાં નામો બતાવ્યા, તો તેઓ સાંભળીને દંગ થઈ ગયા અને હઝરત આદમ (અલૈ.)ની શ્રેષ્ઠતા માની લીધી. એથી જણાયું કે, દીની ઈલ્મ સૌથી શ્રેષ્ઠ સિફત છે. જુઓ, ફરિશ્તા એટલી બધી ઈબાદત કરે છે, પરંતુ ઈલ્મમાં ઈન્સાનથી પાછળ હોવાના કારણે ખિલાફત ઈન્સાનને જ મળી અને તેમણે પણ કબૂલ કર્યું. એથી સાબિત થયું કે, મનુષ્યોમાં ખાસ ખાસ વ્યક્તિઓ એટલે અંબિયા (અલૈ.)ને સઘળા જ

ફરિશ્તાઓ પર ફઝીલત છે અને ખાસ મુસલમાનો જેવા કે અવલિયા નેક લોકોનું સામાન્ય ફરિશ્તા-ઓથી શ્રેષ્ઠ હોવું હદીસથી સાબિત છે.

## શયતાનનો સૌપ્રથમ ગુનોહ : ઈર્ષા-હસદ :

હઝરત આદમ (અલૈ.)ની ખિલાફત અને શ્રેષ્ઠતા સાબિત થઈ ગયા પછી ફરિશ્તાઓને જેઓમાં ઈબ્લીસ પણ શામીલ હતો, તે સૌને હઝરત આદમ (અલૈ.)ના તરફ સિજદો કરવાનો હુકમ કર્યો (જેમકે હાલ કિબ્લહ તરફ સિજદો કરવાનો હુકમ છે), તો ઈબ્લીસ સિવાય સૌએ સિજદો કર્યો. માત્ર ઈબ્લીસ પોતાની અતિશય ઈબાદતના કારણે પોતાને સૌથી શ્રેષ્ઠ ગણી ખિલાફતની પદવીને લાયક પોતાને જ સમજતો હતો, તેથી જ્યારે ખિલાફત હઝરત આદમ (અલૈ.)ને મળી, તો તેને અદેખાઈ આવી અને ગર્વથી ગુસ્સે થઈ સિજદો કર્યો નહીં, જેથી મલઉન બન્યો. પરંતુ અલ્લાહ તઆલા પ્રથમથી જ જાણતા હતા કે, તે કાફિરો (નાશુક્રો) છે. આ બનાવથી કેટલીક વાતો જણાઈ :

- ઈર્ષા સૌથી મોટો ગુનોહ છે કે એણે જ શયતાનનું નખ્ખોદ વાળ્યું.
- અલ્લાહ તઆલાની મરજી પર રાજી રહેવું જોઈએ.
- પોતાના ઈલ્મ અને બંદગી પર ગર્વ ન કરવો જોઈએ. છેલ્લી ઘડી પર જ સઘળો આધાર છે. જુઓ, શયતાનનું કેવું માઠું પરિણામ આવ્યું ?
- અલ્લાહ તઆલાની બારગાહમાં ગુસ્તાખી કરવી સખત ગુનોહ છે.

હઝરત આદમ (અલૈ.) અને બીબી હવ્વા (અલૈ.) જન્નતમાં રહેવા લાગ્યાં, પણ શયતાનને તેની જગ્યાએથી કાઢી મૂકવામાં આવ્યો હોવાથી તેની ઈર્ષા વધી અને એમને જન્નતમાંથી કાઢવાની ચિંતામાં પડ્યો. આખરે તે જન્નતમાં ગયો અને અનેક પ્રકારથી ઉલટું-સીધું સમજાવીને ભૂલથાપમાં નાંખ્યા, તો બીબી હવ્વાએ પ્રથમ તે ઝાડમાંથી ખાઈ લીધું અને હઝરત આદમ (અલૈ.)ને પણ ખવડાવ્યું. આ ભૂલની શિક્ષામાં જન્નતની બહાર નીકળીને સદાને માટે નહી, બલ્કે અમુક મુદત સુધી જમીન પર રહેવાનો હુકમ થયો. તેની સાથે જ અવલાદમાં દુશ્મનાવટની પણ ખબર મળી.

## હઝરત આદમ (અલૈ.)ની તૌબા કરવી :

હઝરત આદમ (અલૈ.)નું દિલ કંઈ પથ્થરનું ન હતું કે, આવો સખત હુકમ સાંભળી કંઈ અસર ન થાય ! બેચેન થઈ પોતાની ભૂલ પર બહુ પસ્તાયા અને અતિશય રડવા લાગ્યા. ત્યારે અલ્લાહ તઆલાએ પોતાની રહમતથી તેમને તૌબા કરવાની સમજ આપી. થોડાક શબ્દો બતાવ્યા તે પ્રમાણે દુઆ માંગતા તેમની તૌબા કબૂલ થઈ અને અલ્લાહપાકે પોતાની કૃપાથી ભૂલ માફ કરી. એ દુઆના શબ્દો આઠમાં સીપારામાં આવ્યા છે.

મતલબ કે તૌબા કબૂલ કરી, પરંતુ જન્નતમાં તરત પાછા જવાની પરવાનગી ન મળી, દુનિયામાં રહેવાનો જ હુકમ બહાલ રહ્યો. વળી, ખલીફહ જન્નત માટે નહીં, બલ્કે જમીનના માટે જ હોવાથી અહીં જ રહેવું યોગ્ય હતું. તેમજ અલ્લાહપાકે ફરમાવી દીધું છે કે, તાબેદારોને દુનિયામાં રહેવું નુકસાનકર્તા નથી અને નાફરમાનો માટે દોઝખ છે. એ તાબેદારી અને નાફરમાનીની પરીક્ષા પણ દુનિયામાં જ થઈ શકે છે.

અલ્લાહપાક **"સૂરએ બકરહ"**માં આ કિસ્સાને વિગતવાર વર્ણન કરતાં ફરમાવે છે : *અને (તે વખતને યાદ કરો) જ્યારે આપ (સલ.)ના પરવર-દિગારે ફરિશ્તાઓને કહ્યું કે, અવશ્ય હું જમીનમાં એક નાયબ બનાવીશ. ફરિશ્તા બોલ્યા કે, શું આપ પૃથ્વી પર એવા લોકોને પેદા કરશો, જેઓ તેમાં ફસાદ મચાવશે તથા ખૂનરેઝીઓ કરશે ? હાલાંકે અમે આપના વખાણની તસ્બીહ પઢતા રહીએ છીએ, તેમજ આપની પવિત્રતાનું વર્ણન કરતા રહીએ છીએ. અલ્લાહ તઆલાએ કહ્યું : બેશક, (તેને બનાવવામાં) હું જે (હિક્મતો) જાણું છું, તે તમે જાણતા નથી. (૩૦) અને આદમ (અલૈ.)ને (બનાવ્યા પછી તેમને) સર્વ વસ્તુઓનાં નામ શીખવ્યા. પછી તે વસ્તુઓ ફરિશ્તાઓની રૂબરૂ કરી દીધી. પછી કહ્યું : જો તમે સાચા છો, તો મને એમનાં નામ બતાવો. (૩૧) ફરિશ્તાઓએ અરજ કરી, તું જ (સૌ ઐબોથી) પાક છે, અમે તો એટલું જ જાણીએ છીએ, જેટલું કે તેં અમને શીખવ્યું છે. ખરેખર, તું જ ઘણો જાણકાર અને હિક્મતવાળો છે. (૩૨)*

અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે, હે આદમ (અલૈ.) ! એમને આ સર્વ વસ્તુઓનાં નામ બતાવી દો. પછી જ્યારે હઝરત આદમ (અલૈ.)એ તેઓને સૌ વસ્તુઓનાં નામ બતાવ્યા, ત્યારે (અલ્લાહપાકે) ફરમાવ્યું કે, શું મેં તમને કહ્યું ન હતું કે, હું આકાશો અને પૃથ્વીની સર્વ છૂપી વાતોને ખૂબ જાણું છું. વળી, તમે જે (વાત) જાહેર કરો છો તેમજ જે (વાત)ને છુપાવો છો, તેને પણ ખૂબ જાણું છું. (૩૩) અને (યાદ કરો) જ્યારે અમે ફરિશ્તાઓને હુક્મ કર્યો કે, આદમ (અલૈ.)ની સામે સિજદામાં પડી જાઓ, ત્યારે ઈબ્લીસ સિવાય સૌ સિજદામાં પડી ગયા; પણ તેણે કહ્યું માન્યું નહિ અને ગર્વ કર્યો અને તે કાફિરો માંહેનો થઈ ગયો. (૩૪) અને અમે કહ્યું : હે આદમ (અલૈ.) ! તમે તથા તમારા પત્ની જન્નતમાં રહ્યા કરો અને તેમાં જ્યાંથી જે ચાહો તે તમે બન્ને ખૂબ ખાઓ. પણ આ ઝાડની પાસે ન જતા, નહિ તો તમે પણ તે લોકોમાં શામિલ થઈ જશો, જેઓ પોતાનું નુકસાન કરનારાઓ છે. (૩૫) પછી શયતાને તે બન્નેને તે (ઝાડ)થી ભૂલથાપ આપી, પછી તેઓ જે (અમન ચમન)માં હતા, તેમાંથી તેમને કઢાવ્યા, અને અમે કહ્યું, તમે નીચે પૃથ્વી પર ઉતરો, કે તમારામાંથી અમુક અમુકના દુશ્મન રહેશો, અને તમારા માટે પૃથ્વી પર અમુક મુદ્દત (મૌત) સુધી રહેઠાણ અને લાભ ઉઠાવવાનું છે. (૩૬) પછી આદમ (અલૈ.)એ પોતાના પરવરદિગારથી (તૌબાના) થોડાક શબ્દો શીખી લીધા, ત્યારે અલ્લાહ તઆલાએ તેમના ઉપર રહેમની નજર (એટલે તૌબા કબૂલ) કરી. બેશક, તે જ ઘણો માફ કરનાર (અને) મહા દયાળુ છે. (૩૭) અમે હુક્મ કર્યો કે, આ જન્નતમાંથી તમે બધા નીચે (પૃથ્વી પર) ઉતરો. પછી જો મારા તરફથી (નબી મારફતે) તમને કોઈ બોધ પહોંચે તો (તેના પર અમલ કરજો). જે કોઈ મારા બોધ પર ચાલશે, તો તેઓને ન કંઈ બીક હશે અને ન તેઓ દિલગીર થશે. (૩૮) પણ જે લોકો ઈન્કાર કરશે અને અમારા હુક્મોને જૂઠાડશે, તેઓ જ દોઝખી થશે (અને) તેઓ તેમાં સદા રહેશે. (૩૯)

**હઝરત આદમ અલયહિસ્સલામ અને શયતાનનો કિસ્સો :**

**"સૂરએ અઅ્રાફ"**માં ફરમાવ્યું : અને અમે જ તમને પ્રથમ (માટીથી)

પૈદા કર્યા, ફરી તમને સ્વરૂપ આપ્યું, પછી અમે ફરિશ્તાઓને કહ્યું કે, આદમ (અલૈ.)ને સિજદો કરો, તો ઈબ્લીસના સિવાય સૌએ સિજદો કર્યો. તે સિજદો કરનારાઓમાં શામિલ ન થયો. (૧૧) અલ્લાહપાકે ફરમાવ્યું કે, જ્યારે મેં (પોતે) તને (સિજદાનો) હુકમ કર્યો, તો કઈ વસ્તુએ તને સિજદો કરવાથી અટકાવ્યો ? તે બોલ્યો કે હું તેમનાથી શ્રેષ્ઠ છું, (કારણ કે) તેં મને આગથી બનાવ્યો છે અને તેમને માટીથી બનાવ્યા છે. (૧૨) અલ્લાહપાકે ફરમાવ્યું કે, (જ્યારે તું એવો નાફરમાન છે) ત્યારે આકાશથી ઉતરી જા ! તને આ લાયક નથી કે તું અત્રે ગર્વ કરે. બસ, તું (અહીંથી) નીકળી જા ! બેશક, તું (એ ગર્વના કારણે) તુચ્છ ગણનારાઓમાં થઈ ગયો. (૧૩) તેણે અરજ કરી : મને તે દિવસ સુધી મોહલત આપ, જે દિવસે લોકોને (કબરોથી) ઉઠાડવામાં આવશે, (૧૪) અલ્લાહપાકે ફરમાવ્યું : (વારૂ) તને મોહલત આપવામાં આવે છે. (૧૫) (ફરી) તે બોલ્યો: તેં મને ગુમરાહ કર્યો છે, તેથી હું પણ અવશ્ય તારા સીધા માર્ગ પર તેમની તાકમાં બેસીશ. (૧૬) પછી તેમની ઉપર તેમની આગળથી તેમજ પાછળથી અને જમણી બાજુથી તેમજ ડાબી બાજુથી હુમલો કરીશ અને તું તેઓમાંના ઘણાને શુક્રગુઝાર પામીશ નહિ. (૧૭) અલ્લાહપાકે ફરમાવ્યું : અહીંથી બુરા હાલથી મરદૂદ થઈને નીકળી જા, (પછી) તેઓમાંથી જે કોઈ તારે રસ્તે ચાલશે, તો હું (પણ) જરૂર તમારા સૌથી જહન્નમને ભરી દઈશ. (૧૮) અને (અમે કહ્યું) હે આદમ (અલૈ.) ! તમે અને તમારી બીવી જન્નતમાં રહો અને જ્યાંથી ચાહો ત્યાંથી ખાઓ, પણ આ ઝાડ પાસે ન જશો; નહિ તો તમે બન્ને ગુનેહગાર થઈ જશો. (૧૯) પછી શયતાને બન્નેના દિલમાં વસવસો નાખ્યો કે જેથી તેમના ગુપ્ત ભાગો, જે એકબીજાથી છૂપા હતા તે તેમના માટે જાહેર કરી દે અને તે કહેવા લાગ્યો કે, તમારા પરવરદિગારે તમને આ ઝાડથી માત્ર એટલા માટે રોક્યા છે કે તમે બન્ને (તે ખાઈને) ફરિશ્તા ન થઈ જાઓ યા (જન્નતમાં) સદાના રહીશ ન બની જાઓ. (૨૦) અને તે બન્નેને સોગંદ ખાઈ કહ્યું કે, હું તો તમારા બન્નેનું ભલું ચાહનાર જ છું. (૨૧) પછી તે બન્નેને ધોકો આપી (ગુનાહની તરફ) ખેંચી લીધા. પછી જ્યારે તેમણે તે

ઝાડ(ના ફળ)ને ચાખ્યું; ત્યારે તેમના ગુપ્ત ભાગ એક-બીજાથી રૂબરૂ જાહેર થઈ ગયા અને તેઓ જન્નતના (ઝાડોના) પાંદડાં પોતાના ઉપર વળગાડવા (એટલે નગ્નતા ઢાંકવા) લાગ્યા અને તેમના પરવરદિગારે તેમને પોકારીને કહ્યું કે, શું મેં તમને આ (ઝાડ પાસે જવા)ની મનાઈ કરી ન હતી અને ચેતવ્યા ન હતા? કે ચોક્કસ શયતાન તમારા બન્નેનો ખુલ્લો શત્રુ છે. (૨૨) બન્ને અરજ કરવા લાગ્યા કે, હે અમારા પરવરદિગાર ! અમે અમારી જાન પર બહુ ઝુલ્મ કર્યો અને જો તું અમને માફ નહિ કરે અને અમારા પર દયા નહિ કરે તો અમે જરૂર તબાહ થઈ જઈશું. (૨૩) અલ્લાહપાકે ફરમાવ્યું : તમે સૌ (પૃથ્વી પર) ઉતરી જાઓ, (ત્યાં) તમે માંહોમાંહે એકબીજાના દુશ્મન રહેશો અને તમારા માટે અમુક વખત સુધી જમીન પર રહેવાનું ઠેકાણું અને (જીવનનું) સાધન (બનાવ્યું) છે. (૨૪) (વળી) ફરમાવ્યું કે, તેમાં જ તમે જીવન ગાળશો અને તેમાં જ મરશો તથા તેમાંથી જ (કિયામતના દિને) બહાર કાઢવામાં આવશો. (૨૫)

## બાહ્ય તથા આંતરિક પોશાકના ફાયદાઓ :

હે આદમની અવલાદ ! અમે તમારા માટે પોશાક ઉત્પન્ન કર્યો કે, જે તમારી નગ્નતાને ઢાંકે છે અને (તે તમારા શરીરનો) શણગાર પણ છે; પરંતુ (જે) પરહેઝગારીનો પોશાક (છે) તે સૌથી સારો છે. આ (પોશાકની ઉત્પત્તિ પણ) અલ્લાહપાકની (કુદરતની) નિશાનીઓમાંથી છે કે જેથી લોકો વિચાર કરે. (૨૬)

## શયતાનથી બચવાની નસીહત :

હે આદમ (અલૈ.)ના વંશજો ! (જો જો) શયતાન તમને (ખુદા તઆલાના માર્ગથી) બહેકાવે નહિ, જેમકે તમારા માં-બાપને (બહેકાવી) જન્નતથી બહાર કઢાવ્યા (અને) તેઓથી તેમના કપડાં પણ ઉતરાવ્યાં કે જેથી તેમને એક-બીજાની નગ્નતા દેખાડે, તે અને તેનું લશ્કર તમને એવી રીતે જુએ છે કે, તમે તેઓને જોતાં નથી. ખરેખર, અમે શયતાનોને તે લોકોના જ દોસ્ત થવા દઈએ છીએ કે જેઓ ઈમાન લાવતા નથી. (૨૭)

## શયતાનને મોહલત આપવાનું રહસ્ય :

અલ્લાહપાક ફરમાવે છે કે, જ્યારે તેં એ દરખાસ્ત કરી તો તું સમજી લે કે, અલ્લાહપાકના ઈલ્મમાં પણ તને મોહલત આપવાનુ પ્રથમ નક્કી થયેલું હોવાથી તને કિયામતના દિવસ સુધી મૌતથી મોહલત આપવામાં આવે છે. શયતાન કિયામત સુધી જીવતો રહેશે. કિયામત આવતાં સૌના ફના થઈ જવા પછી તે પણ મરણ પામશે અને તે પછી હશ્રના મેદાનમાં સર્વ મખ્લૂકની માફક ફરી સજીવન થઈ ઉઠશે. આ પ્રમાણે તેની માંગણી મુજબ તેને મોહલત આપવામાં એ રહસ્ય છે કે, જ્યારે અલ્લાહ તઆલાએ પોતાની કામિલ સિફતો અને બાદશાહીની મહત્તા જાહેર કરવા ચાહ્યું ત્યારે તેણે જગતની રચના કરી. એ સૌ રચના અને તેના બંદોબસ્તથી અલ્લાહ તઆલાનો હેતુ એ જ છે કે, લોકોને તેની સંપૂર્ણ કુદરત અને તેના અપાર ઈલ્મ વગેરે ગુણોની માહિતી થતાં તેની બંદગી કરે. તો વાત તદ્દન સ્પષ્ટ છે કે, જગતની રચનાથી આ હેતુ સંપૂર્ણ રીતે ત્યારે જ પૂરો થઈ શકે છે, જ્યારે કે મખ્લૂકમાં તેની દરેક પ્રકારની સિફતો અને કમાલોની અસર જોવામાં આવે તો એના માટે જગતમાં તાબેદાર, વફાદાર તેમજ નાફરમાન અને ગુનેહગાર દરેક પ્રકારના લોકો હોવા જોઈએ. તે ઉપરાંત ખુદાઈ દુશ્મનોને સંપૂર્ણ રીતે બળ અજમાવવા અને સ્વાભાવિક સઘળી શક્તિઓ અને તેનાં સાધનોનાં ઉપયોગ કરવા માટે છેલ્લી ઘડી સુધી મોહલત અને આઝાદી પણ મળવી જોઈએ કે જેનાં પરિણામે આખરે ખુદાઈ સત્તાના સૈનિકો વિજેતા બને અને શત્રુઓ સંપૂર્ણ શિક્ષાને પાત્ર ઠરે. તો ભલાઈ અને બુરાઈ તથા તેના મૂળને પેદા કરવાનો પણ તે જ હેતુ છે, જે જગત રચનાનો છે. ત્યારે આ વાત જરૂરી થઈ કે સૌથી મોટા દુશ્મન ઈબ્લીસને જે બુરાઈઓના મૂળ રૂપ છે, તેને પૂરતી મોહલત મળવી જોઈએ કે જેથી તે કિયામતના કાયમ થતાં સુધી પોતાની શક્તિઓ અને સાધનોનો પેટ ભરીને ઉપયોગ કરી લે, પરંતુ આ મુકાબલો સર્વ વ્યાપી તથા સર્વશક્તિમાન અલ્લાહ તઆલા સાથે અસંભવિત હોવાથી અલ્લાહ તઆલાના નાયબ અને ખલીફા તરીકે મનુષ્યને મુકાબલામાં મૂક્યા કે જેથી તેને મનગમતી

રીતે લડાઈનો મોકો મળી શકે અને જ્યાં સુધી માનવી નાયબ અને ખલીફહ તરીકેની ફરજો બજાવતો રહે ત્યાં સુધી ખાસ શાહી ફોજ એટલે ફરિશ્તાઓ વડે તેની મદદ કરવામાં આવે અને નિર્બળતા છતાં ખુદાઈ કૃપાથી શત્રુઓ પરાજિત થાય. તો ખૂબ સમજી લો કે, આ પૃથ્વી ઈબ્લીસ અને માનવજાતિ માટે યુદ્ધનું મેદાન છે અને બંને બાજુથી યુદ્ધમાં જાનતોડ કોશિશો થવા માટે બન્નેમાં હદ ઉપરાંત દુશ્મની હોવી જરૂરી હોવાથી આ બાબતો બની ગઈ કે, ઈબ્લીસે હઝરત આદમ (અલયહિસ્સલામ)ને સિજદો ન કર્યો, તેથી તેને મરદૂદ કરવામાં આવ્યો અને બીજી બાજુ હઝરત આદમ (અલયહિસ્સલામ)ને ઈબ્લીસના વસવસા અને ધોકાથી જન્નત છોડવી પડી. આ પ્રમાણે દરેકના દિલમાં એકબીજાની અદાવતનાં મૂળ જામી લડાઈ શરૂ થઈ ગઈ.

**કાબીલ-હાબીલ :**

અહલે કિતાબ (યહુદીઓ) નબીઓના વંશજો હોવાથી ગર્વપૂર્વક પોતાને અલ્લાહપાકના પ્યારા ગણતા. તેઓનો ઘમંડ તોડવા આ કિસ્સો પણ સંભળાવ્યો કે, જુઓ કાબીલ હઝરત આદમ (અલૈ.)નો પુત્ર જ હતો, છતાં અદેખાઈથી પોતાના ભાઈનું ખૂન કર્યું તો મરદૂદ થયો અને નબીના પુત્ર હોવું તેને લાભદાયી ન થયું, તો તમારા જેવા વંશજો શું વિસાતમાં ? માટે આગલી આયતમાં વર્ણન થતી તમારી નબીઓના નાહક ખૂન કરવાની અને તેઓની વિરૂદ્ધતાની કુટેવ મુજબ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની પણ ઈર્ષાથી વિરૂદ્ધતા ન કરો, નહીં તો કાયમના મરદૂદ રહેશો.

હઝરત હવ્વા (અલૈ.)ને પ્રત્યેક હમલમાં બે બચ્ચાં (છોકરો-છોકરી) સાથે થતાં. તે વખતે જરૂર હોવાથી ભાઈ-બહેનના નિકાહ દુરૂસ્ત હતા. છતાં હઝરત આદમ (અલૈ.) એક સાથે જન્મેલા ભાઈ-બહેન સાથે નિકાહ ન કરતા હતા. તે મુજબ હઝરત આદમ (અલૈ.) જે પુત્રી હાબીલને આપવા લાગ્યા, તેની જ માંગણી કાબીલે પણ કરી. હઝરત આદમ (અલૈ.)એ તેને ઘણો સમજાવ્યો, પણ માન્યું નહીં, તો બન્નેનું મન રાખી તેઓને અલ્લાહ

તઆલાની નિયાઝ કરવા કહ્યું. તે સમયે આગનું નિયાઝને બાળી દેવું, એ તેના કબૂલ થવાની નિશાની હતી. હાબીલ નબીના હુકમસર હતો, તેથી તેની નિયાઝને ગૈબથી આગ આવી બાળી ગઈ અને કાબીલની નિયાઝને પડતી મૂકી. તે ઈર્ષાથી તેણે હાબીલના પ્રાણ લેવાનો નિશ્ચય કર્યો અને આખરે મારી જ નાંખ્યો. પરિણામે તે પણ ગાંડો થઈને મર્યો અને આજ સુધી જેટલાં નાહક ખૂન થયાં અને હવે પછી થશે, તે સૌના ગુનાહ તેના ઉપર લખવામાં આવે છે.

## ઈસ્લામમાં ભય-આતંક ફેલાવવો સૌથી મોટો ગુનોહ :

**"સૂરએ માઈદહ"**માં આ કિસ્સાને વર્ણન કરતાં ફરમાવે છે : અને *(હે નબી સલ. !) આપ તેઓને આદમ (અલૈ.)ના બે પુત્રોનો બનાવ સત્યતા-પૂર્વક સંભળાવો (એટલે કે) જ્યારે બન્નેએ એક-એક નિયાઝ (અલ્લાહ તઆલાના નામ પર) ભેટ ચઢાવી, ત્યારે તે બન્નેમાંથી એક (હાબીલ)ની કબૂલ થઈ ગઈ અને બીજા (કાબીલ)ની કબૂલ થઈ નહિ; ત્યારે બીજાએ (ગુસ્સે થઈને) કહ્યું કે, હું તને જરૂર મારી નાખીશ. તે બોલ્યો (એમાં મારો શું વાંક ? નિયાઝ તો) અલ્લાહપાક પરહેઝગારોની જ કબૂલ કરે છે. (૨૭) (છતાં) જો તું મને કતલ કરવા માટે મારા ઉપર હાથ ચલાવીશ, તો પણ હું તને મારવા માટે તારા ઉપર હાથ ચલાવીશ નહિ, (કારણ કે) હું કુલ જહાનના પરવરદિગાર અલ્લાહ તઆલાથી ડરૂં છું. (૨૮) હું એ ચાહું છું કે (તારા અત્યાચાર છતાં હું પાપમાં ન સપડાઉં તો) મારો ગુનોહ તેમજ તારા ગુનાહને તું જ પોતાના શિરે લઈ લે. પછી તું દોઝખીઓમાં શામિલ થઈ જાય અને અત્યાચારીઓની શિક્ષા એવી જ થાય છે. (૨૯) પછી તો તેનું મન (નિર્ભયપણે) પોતાના ભાઈનું ખૂન કરવા પર રાજી થઈ ગયું, તો તેણે ભાઈને મારી જ નાખ્યો, જેથી તે નુકસાન ઉઠાવનારાઓમાં શામિલ થઈ ગયો. (૩૦) પછી (તેને લાશની વ્યવસ્થાની સૂઝ ન પડી તો) અલ્લાહ તઆલાએ એક કાગડો મોકલ્યો, જે (ચાંચ અને પંજાઓ વડે) જમીન ખોતરતો (અને મરેલા કાગડાને દાટતો) હતો કે જેથી તેને દેખાડી આપે કે પોતાના ભાઈની લાશ કેવી રીતે છુપાવે; (ત્યારે) તે બોલ્યો : હાય*

*અફસોસ ! મારાથી એટલું ન બન્યું કે આ કાગડાની બરાબર થાત કે પોતાના ભાઈની લાશને છૂપાવી શક્ત ! ફરી તે બહુ ખસિયાણો થયો. (૩૧) એ જ (બનાવના) કારણથી (સૌના ઉપર ખાસ કરી) બની ઈસ્રાઈલ (યહૂદીઓ)ના ઉપર અમે લખી (મુકર્રર કરી) દીધું કે, કોઈએ (નાહક બીજાનો) પ્રાણ તેના બદલા વિના લીધો હોય અથવા દેશમાં તેના ફસાદ કર્યા વિના જ જે માણસ કોઈનો પ્રાણ લે, તો (અમુક રીતે તેને એવું પાપ થશે કે) જાણે તેણે સૌ માણસોને મારી નાખ્યા અને જેણે એક પ્રાણને બચાવી લીધો, તો (એટલો સવાબ થશે કે) જાણે તેણે સૌ માણસોને બચાવી લીધા અને તેઓ (યહૂદીઓ)ની પાસે (આ બાબત મુકર્રર કર્યા પછી) અમારા ઘણા રસૂલો સ્પષ્ટ મુઅજિઝા લઈ આવી ચૂક્યા છે, તે પછી પણ તેઓમાંના ઘણાખરા લોકો દુનિયામાં હદથી વધતા જ રહ્યા. (૩૨)*

એક મુસલમાન બીજા મુસલમાનને મારવા લાગે તો પોતાના રક્ષણ અર્થે ઝુલ્મીને મારવાની છૂટ છે. છતાં જો સબર કરે તો શહાદતનો દરજો છે. જેમકે હાબીલે પોતે બળવાન હોવા છતાં અલ્લાહ તઆલાથી ડરીને મુકાબલો કર્યો નહીં, પરંતુ કાફિરો અથવા બાગીઓના મુકાબલામાં બદલા કે બચાવ અર્થે શરઈ મસ્લિહત અને જરૂરત હોય ત્યાં હાથ-પગ જોડી બેસી રહેવું જાઈઝ નથી.

ભાઈને મારવાની યુક્તિ નહીં સૂઝતાં કાબીલ વિમાસણમાં પડ્યો તો શયતાને એક જાનવરનું માથું પથ્થર પર મૂકી બીજો પથ્થર તેના ઉપર માર્યો. આ જોઈ તેણે પણ તેમ કર્યું કે, ઉંઘી રહેલા હાબીલનું માથું પથ્થરથી છૂંદી નાંખ્યું. પરંતુ એ જ સૌથી પહેલું મરણ હોવાથી લાશને શું કરવું તેની સૂઝ ન પડી અને કાબીલ ગભરાયો કે એની લાશ પડી રહેશે, તો તે જોઈ લોકો મને પકડશે. તેથી લાશની ગાંસડી બાંધી કેટલાક દિવસો સુધી તે લઈ ફર્યા કર્યો. વળી, માતા-પિતા તેમજ સૌ ભાઈઓને ખબર પડતાં સૌ નારાજ થયા, જેથી તેનું શરીર કાળું પડી ગયું. આખરે અલ્લાહ તઆલાએ એક કાગડો મોકલ્યો. તેણે ચાંચ વડે જમીન ખોતરી તે ઉપરથી કાબીલ સમજ્યો કે એની લાશને દફન કરવી જોઈએ. રિવાયત છે કે, એક કાગડાએ જમીન

ખોતરીને બીજા મરેલા કાગડાને દફન કર્યો તે તેણે જોયું. વળી, એક પક્ષીની સ્વજાતિની બીજા પક્ષી પ્રત્યે આવી લાગણી જોઈ પોતાના કુકર્મ પર તેને એ કારણે ખેદ થયો કે, તેને પીડા થઈ. સૌ કુટુંબીજનો દુશ્મન થઈ ગયા, પરંતુ એ પસ્તાવો કતલનો ગુનોહ કરવા પર થયો ન હતો કે તૌબા તરીકે ગણાઈ લાભકારક થાય.

માણસે પોતાની ઝીંદગીમાં કોઈ ગુનાહનું માધ્યમ ન બનવુ જોઈએ તથા કોઈ ગુનોહ નવો શરૂ કરી લોકોને તેની આદત ન પાડવી જોઈએ. હઝરત આદમ અલયહિસ્સલામના એક પુત્રે બીજા પુત્રને કતલ કરી નાંખી આવનારી માનવ નસલ માટે ગુનાહનો એક નમૂનો રજૂ કર્યો. તો કિયામત સુધી એકબીજાને નિર્દોષ કતલ કરનારાના ગુનાહમાં પણ તે શરીક થઈ ગયો. તેની બુદ્ધિ પણ મારી ગઈ અને તેને એ સમજ ન પડી કે પોતાના ભાઈ હાબીલની લાશનું શું કરે ? છેવટે એક એવા પક્ષી (કાગડા) મારફતે બુદ્ધિ આપવામાં આવી, જે પોતે પણ લુચ્ચાઈમાં પ્રખ્યાત છે. અને કાબીલે પોતે કહેવુ પડયુ કે, અફસોસ ! હું કાગડા જેવો પણ ન બની શક્યો, જેણે બીજા કાગડાને મારી સામે ચાંચથી ખોડી દફન કર્યો.

પૃથ્વી પર પ્રથમ આ મહાન ગુનાહ થયા પછી જ તેનો રિવાજ પડ્યો. તેથી એમ ફરમાવવામાં આવ્યું કે, નાહક કોઈ એકનો પ્રાણ લેવો સૌને મારવા સમાન છે. કારણ કે એકનું જોઈ બીજાઓ પણ તેવા પ્રકારના ગુનાહ પર નીડર બની જાય છે. તેની રૂએ ખૂનની પહેલ કરી અશાંતિના બીજ વાવનાર જાણે સૌના કતલનો તેમજ સામાન્ય અશાંતિનો માર્ગ મોકળો કરે છે. તેથી તે પહેલ કરનાર પાછલા સૌના ગુનાહોમાં શામિલ થાય છે અને એકને કોઈ ઝુલ્મીના પંજામાંથી છોડાવી પ્રાણ બચાવનાર જાણે સૌને શાંતિમય જીવનનું આમંત્રણ આપી બચાવે છે.

## ફરિશ્તાઓના સજદહ્‌ની હકીકત :

ફરિશ્તાઓને હુકમ આપવામાં આવ્યો છે કે, હઝરત આદમ (અલૈ.)ને સિજદહ્‌ કરે અને સૂરએ યૂસુફમાં હઝ. યૂસુફ (અલૈ.)ના માતા-પિતા અને

ભાઈઓનું મિસર પહોંચી યૂસુફ (અલૈ.)ને સિજદહ્ કરવાનું વર્ણન છે. દેખીતું છે કે, તે સિજદહ્ ઈબાદત માટે નથી હોઈ શકતો. કારણ કે અલ્લાહ તઆલા સિવાય કોઈ અન્યની ઈબાદત કરવી કુફ્ર અને શિર્ક છે. જેથી અત્રે ઈબાદત માટે સિજદહ હોવાની કોઈ એવી શક્યતા કે સંભાવના જ નથી. કોઈ પણ નબી (અલૈ.)ની શરીઅતમાં અલ્લાહપાકને છોડીને કોઈ અન્યની ઈબાદત કરવી જાઈઝ નથી. હા, એવી શક્યતા હોઈ શકે છે કે, પ્રાચીન અંબિયા (અલૈ.)ના યુગમાં સિજદહ્નું સ્વરૂપ અને હૈસિયત એવી હશે, જે આજના સમયમાં સલામ, હસ્તધૂનન (મુસાફહો કરવો), ભેટવું, હાથ ચૂમવા અથવા ઈઝઝત ખાતર ઉભા થઈ જવું વગેરે સ્વરૂપે પ્રચલિત છે.

ઈમામ જસ્સાસ (રહ.)એ અહકામુલ કુર્આનમાં ફરમાવ્યું છે કે, અગાઉના નબીઓની શરીઅતમાં મોટાઓ (વડીલો)ની ઈઝઝત અને સન્માન માટે સિજદો કરવો મુબાહ (જાઈઝ) હતો. હઝરત મુહમ્મદ (સલ.)ની શરીઅતમાં તે રદ થઈ ગયું અને વડીલોની ઈઝઝત ખાતર ફક્ત સલામ કે હાથ મેળવવાની કે ભેટવાની પરવાનગી આપવામાં આવી. કોઈના માનમાં રુકૂઅ કરવો, સિજદહ્ કરવો કે નમાઝમાં જે રીતે હાથ બાંધી ઉભા થવામાં આવે છે, તેમ કરવું જાઈઝ નથી.

એનો ખુલાસો એ પણ છે કે, વાસ્તવમાં કુફ્ર, શિર્ક અને અલ્લાહપાકને છોડીને અન્યની ઈબાદત કરવી ઈમાનના મૂળ સિદ્ધાંતો વિરૂદ્ધ છે. તે ક્યારેય કોઈ શરીઅતમાં જાઈઝ નથી હોઈ શકતું. પરંતુ અમુક પ્રવૃત્તિઓ અને અમલો એવા હતા કે જે પોતે કુફ્ર કે શિર્ક નથી, પરંતુ લોકોની અજ્ઞાનતા અને ગફલતના કારણે તે કૃત્યો શિર્ક અને કુફ્ર બની જાય છે. આવા કૃત્યોને અગાઉના નબીઓની શરીઅતોમાં સદંતર નિષેધ (હરામ) કરવામાં નથી આવ્યા, બલ્કે તેના દ્વારા શિર્ક કરવાથી રોકવામાં આવ્યું. જેમકે સજીવોના ચિત્ર દોરવા અને તેનો ઉપયોગ કરવો પોતાની જાતે કુફ્ર કે શિર્ક નથી, પરંતુ તે ચિત્રોની પૂજા કરવી કુફ્ર અને શિર્ક છે. એટલા માટે પહેલાંની શરીઅતોમાં ચિત્ર બનાવવું જાઈઝ હતું, પરંતુ ''સદે ઝરાએઅ્'' એટલે કે કુફ્ર-શિર્કના

ચોર દરવાજાઓ બંધ કરવા માટે શરીઅતે મુહમ્મદી (સલ.)માં સજીવોના ચિત્ર દોરવાનો નિષેધ કરવામાં આવ્યો છે.

હઝરત સુલયમાન (અલૈ.)ના કિસ્સામાં વર્ણન છે : **"યઅ્મલૂન લહૂ મા યશાઉ મિમ્ મહારીબ વ તમાષીલ."** જિન્નાત એમના માટે મોટા મેહરાબો અને તસ્વીરો (ચિત્રો) બનાવ્યા કરતા હતા. *(૩૪:૧૩)*

એવી જ રીતે પહેલાંની શરીઅતોમાં કોઈના માન-સન્માન ખાતર સિજદહ્ કરવો જાઈઝ હતો, પરંતુ લોકોની અજ્ઞાનતાના કારણે આ જ બાબત શિર્ક અને મૂર્તિપૂજાનું માધ્યમ બની ગઈ અને તે અંબિયા (અલૈ.)ની શરીઅતોમાં ફેરફારનું કારણ બની ગઈ અને પછી આ રિવાજે અન્ય અંબિયા (અલયહિસ્સલામ)ની શરીઅતોને નષ્ટ કરી નાંખી. હવે શરીઅતે મુહમ્મદી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) કાયમી અને છેલ્લી શરીઅત છે. રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ઉપર નુબૂવ્વત અને રિસાલત પૂર્ણ થઈ ચૂકી છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની શરીઅત અંતિમ શરીઅત હોવાના કારણે તેનો નાશ થવાથી અથવા તેમાં ફેરફાર થવાથી બચાવવા માટે પ્રત્યેક તે સંભાવનાઓ અને શક્યતાઓને રદ કરી નાંખવામાં આવી, જે માર્ગે શિર્ક અને મૂર્તિપૂજા ઈસ્લામમાં દાખલ થઈ શકે છે. આ સિલસિલામાં તે તમામ વસ્તુઓ હરામ ઠરાવવામાં આવી જે અગાઉના કોઈક સમયે શિર્ક અને મૂર્તિપૂજાનું માધ્યમ બની હતી.

સજીવનું ચિત્ર દોરવું અને તેનો ઉપયોગ કરવો એ જ કારણથી હરામ કરવામાં આવ્યું. એ જ રીતે કોઈના માન-સન્માનમાં રૂકૂઅ-સિજદહ્ કરવો પણ હરામ કરવામાં આવ્યું. બલ્કે એટલે સુધી કે દિવસના તે સમયમાં નમાઝ પઢવી પણ હરામ કરવામાં આવી, જેમાં મુશ્રિકો અને કાફિરો પોતાની મૂર્તિઓ અને મા'બૂદો (આરાધ્ય દેવો)ની પૂજા કરે છે, જેથી દેખીતી રીતે ઈબાદતના સમયની સમાનતાના કારણે તે શિર્ક અને મૂર્તિપૂજાનું માધ્યમ ન બનવા પામે.

સહીહ મુસ્લિમમાં છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ

માલિકોને હુકમ કર્યો કે, ''પોતાના ગુલામોને 'અબ્દી' એટલે કે 'મારો બંદો' કહીને ન બોલાવે અને ગુલામોને એ હુકમ આપ્યો કે, પોતાના માલિકોને રબ્બી 'મારો રબ' ન કહે.'' હાલાંકે શાબ્દિક અર્થના સંદર્ભમાં બંદાનો અર્થ ગુલામ અને રબનો અર્થ પાલનપોષણ કરનાર થાય છે. આવા શબ્દોના ઉપયોગની મનાઈ ફક્ત એટલા માટે કરવામાં આવી કે આ શબ્દો શિર્ક નજીક લઈ જનારા છે. કોઈ પણ સમયે અજ્ઞાનતાના કારણે આવા શબ્દો માલિકોની પૂજાનો દરવાજો ખોલી શકે છે. એટલા માટે આવા શબ્દોના ઉપયોગની મનાઈ કરવામાં આવી.

ખુલાસો એ છે કે, હઝરત આદમ (અલૈ.)ને ફરિશ્તાઓનો સિજદહ્ અને હઝરત યૂસુફ (અલૈ.)ને તેમના માતા-પિતા અને ભાઈઓના સિજદહ્નો કુર્આનમાં જે ઉલ્લેખ થયો છે, તે 'સિજદએ તા'ઝીમી' (માન-સન્માન ખાતર કરવામાં આવેલો સિજદહ્) હતો, જે તેમની શરીઅતોમાં આજની શરીઅતોની જેમ સલામ, હાથ મેળવવો, ભેટવું, હાથ ચૂમવો વગેરેનો દરજ્જો રાખતો હતો અને જાઈઝ હતો. શરીઅતે મુહમ્મદી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને કુફ્ર અને શિર્કની કોઈ નાની સરખી સંભાવના અને શક્યતાથી પણ પાક રાખવામાં આવી છે. એટલા માટે અલ્લાહ તઆલાએ આ શરીઅતમાં માત્ર અલ્લાહ તઆલા સિવાય અન્ય કોઈને પણ માન-સન્માન ખાતર સિજદહ્ કે રુકૂઅ કરવાની પરવાનગી આપી નથી.

અમુક ઉલમાએ ફરમાવ્યું છે કે, ''નમાઝ જે મૂળ શારીરિક ઈબાદત છે, તેમાં ચાર પ્રમાણે શારીરિક પ્રક્રિયા કરવામાં આવે છે. ઉભા થવું, બેસવું, રુકૂઅ કરવો, સિજદહ કરવો. તેમાં પહેલી બે પ્રક્રિયા ઉભા થવું અને બેસવું એવી ક્રિયાઓ છે, જે વ્યક્તિ પોતાની રોજીંદી શારીરિક હલન-ચલનની આવશ્યક્તાના કારણે ટેવ પ્રમાણે કરતો જ હોય છે. અને તે ક્રિયા નમાઝમાં ઈબાદત સ્વરૂપે પણ કરવામાં આવે છે. પરંતુ રુકૂઅ અને સિજદહ્ એવી ક્રિયાઓ છે, જેની વ્યક્તિને ટેવ હોતી નથી, માત્ર તે નમાઝમાં ઈબાદત સ્વરૂપે જ ખાસ રીતે કરવામાં આવે છે. એટલા માટે આ બંને

ક્રિયાઓને શરીઅતે મુહમ્મદી (સલ.)માં ઈબાદતના જ હુકમમાં ગણીને અલ્લાહપાક સિવાય કોઈ અન્યની સામે રુકૂઅ કે સિજદહ્ કરવાની મનાઈ કરવામાં આવી છે.''

**“સૂરએ હજ્જ”**માં અલ્લાહપાક ફરમાવે છે : *શું આપે જોયું (જાણ્યું) નથી કે, અલ્લાહપાકને સૌ સિજદો કરે છે. જે કોઈ આકાશોમાં છે અને જે કોઈ પૃથ્વીમાં છે અને સૂર્ય તથા ચંદ્ર અને તારા તથા પર્વતો અને વૃક્ષો તથા પશુઓ અને ઘણા લોકો પણ અને ઘણાખરા (લોકો) એવા છે કે (તાબેદારી નહિ કરવાથી) તેઓના ઉપર અઝાબ નિર્માણ થઈ ચૂક્યો છે અને (સત્ય એ છે કે) અલ્લાહપાક જેને ઝલીલ કરે તેને કોઈ માન આપનાર નથી. બેશક, અલ્લાહપાક (હિક્મત અનુસાર) જે ચાહે છે તે કરે છે. (૧૮)*

**“સૂરએ હામીમ સજદહ”**માં અલ્લાહપાક ફરમાવે છે : *અને તે(ની કુદરત)ની નિશાનીઓ પૈકી રાત અને દિવસ તથા સૂર્ય અને ચંદ્ર છે; (માટે) સૂર્યને કે ચંદ્રને તમે સિજદો ન કરો, પણ તે અલ્લાહ તઆલાને જ સિજદો કરો કે જેણે તે સૌને સર્જ્યા. જો તમે તેને જ પૂજતા હો તો. (૩૭)*

રસૂલ (સલ.)ની અસંખ્ય પ્રખ્યાત હદીષોથી કોઈ મખ્લૂકના માન-સન્માનમાં સિજદહ્ કરવો હરામ હોવાનું સાબિત થયેલ છે. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું : “જો મેં અલ્લાહ તઆલા સિવાય કોઈ અન્ય માટે ‘સિજદએ તા'ઝીમી’ (માન-સન્માન ખાતર કરવામાં આવતો સિજદહ્) જાઈઝ હોવાનું ઠરાવ્યું હોત, તો મેં પત્નીઓને હુકમ આપ્યો હોત કે તે પોતાના પતિઓને સિજદહ કરે !'' (પરંતુ શરીઅતમાં સિજદએ તા'ઝીમી સદંતર હરામ છે, માટે કોઈએ પણ કોઈના માટે સિજદહ્ કરવો જાઈઝ નથી.)

**બોધ :** વિચારવા યોગ્ય વાત છે કે, ઈબ્લીસ (શયતાન) જ્ઞાન અને બુદ્ધિમાં તે દરજ્જો ધરાવતો હતો કે, તેને ‘તાઉસુલ મલાઈકહ’ (ફરિશ્તાઓનો સરદાર) કહેવામાં આવતો હતો. પછી તેના દ્વારા આવી નિચલી કક્ષાની હરકત કઈ રીતે થઈ ? અમુક ઉલમા કહે છે કે, “તેના

તકબ્બુર અને અભિમાનના કારણે અલ્લાહપાકે તેને આપેલા જ્ઞાન, બુદ્ધિ અને સમજદારીની દૌલત તેની પાસેથી છીનવી લીધી હતી, એટલા માટે તે આવી અજ્ઞાનતાનું કામ કરી બેઠો.'' અને અમુક ઉલમાએ કહ્યું છે કે, ''ઉંચા હોદ્દાની લાલચ અને ખુદપસંદીએ વાસ્તવિક્તાનો જાણકાર હોવા છતાં તેને આ મુસીબતમાં મૂકી દીધો.'' તફસીર રૂહુલ મઆનીમાં આ જગ્યાએ એક શે'ર નકલ કરવામાં આવ્યો છે, જેનો ખુલાસો એ છે કે, કેટલાક સમયે કોઈ ગુનાહના વબાલના કારણે કોઈ સાચા અને નેક માણસથી પણ અલ્લાહપાકનું સમર્થન-મદદ હટી જાય છે, તો તેની પ્રત્યેક કોશિશ અને અમલ તેને ગુમરાહી તરફ ધકેલી દે છે.

રૂહુલ મઆનીમાં તેનાથી એ પણ સાબિત કરવામાં આવ્યું છે કે, માણસનું ઈમાન એ જ ભરોસાપાત્ર ગણવામાં આવશે, જે ઉંમરની છેલ્લી ઘડી અને આખિરતની પહેલી મંઝિલ મૌત સુધી સાથે રહે. હાલનું ઈમાન અને અમલ તથા જ્ઞાન અને મઅ્રિફત ઉપર માણસને ગર્વ ન હોવો જોઈએ.

## નબીઓનું મઅસુમ (બેકસુર) હોવું :

હઝરત આદમ (અલૈ.)ને કોઈ ખાસ ઝાડ ખાવાની મનાઈ કરવામાં આવી હતી અને તાકીદ પણ કરવામાં આવી હતી કે, શયતાન તમારો દુશ્મન છે. એવું ન થાય કે તે તમને ગુનાહમાં સપડાવી દે. આમ છતાં હઝરત આદમ (અલૈ.)એ તે ઝાડ ખાઈ લીધું, જે દેખીતો ગુનોહ છે. હાલાંકે અંબિયા (અલૈ.) ગુનાહોથી મા'સૂમ (દોષમુક્ત) હોય છે. હકીકત એ છે કે, અંબિયા (અલૈ.)ની બધા જ ગુનાહોથી ઈસ્મત (પાકીઝગી-પવિત્રતા) બૌદ્ધિક રીતે અને હદીષની રૂએ સાબિત છે. ચારે ઈમામો અને ઉમ્મતનો ઈજ્માઅ (એકમત-સર્વસંમતિ) છે કે, અંબિયા (અલૈ.) તમામ નાના-મોટા ગુનાહોથી મા'સૂમ અને સુરક્ષિત હોય છે.

કારણ એ છે કે, અંબિયા (અલૈ.)ને લોકો માટે આદર્શ નમૂના સ્વરૂપે અલ્લાહપાકના ખલીફા તરીકે મોકલવામાં આવતા હતા અને જો તેમનાથી પણ કોઈ કામ અલ્લાહપાકની મરજી વિરૂદ્ધ ગુનાહે કબીરા અથવા સગીરા

સ્વરૂપે થઈ શકતું હોય તો નબીઓના નિવેદનો અને તેમના કર્મો પરથી લોકોનો ભરોસો અને વિશ્વાસ ખતમ થઈ જશે અને તેમના આદર્શ જીવનને નમૂનો બનાવવું શક્ય નહીં બની શકે અને આવી પરિસ્થિતિમાં જો નબીઓ ઉપર જ ભરોસો અને સંતોષ નહીં રહે, તો દીનનું શું ઠેકાણું અને હૈસિયત બાકી રહેશે ?

જો કે કુર્આને કરીમમાં ઘણી બધી આયતોમાં અનેક નબીઓના અનેક કિસ્સાઓ મૌજૂદ છે. જેનાથી ખબર પડે છે કે, તેમનાથી લગઝીશ (ઈજતેહાદી-ભૂલ) થઈ. અને અલ્લાહ તઆલા તેમનાથી ક્ષણિક નારાજ પણ થયા. હઝરત આદમ (અલૈ.)નો આ કિસ્સો પણ તેમાં શામિલ છે.

આવા કિસ્સાઓ બાબતે ઉમ્મત સર્વસંમત છે કે, કોઈ ગલતફહમી (ગેરસમજ) અથવા શરતચૂકના કારણે તેમનાથી કોઈ ભૂલચૂક થઈ જાય છે. કોઈ પયગમ્બર જાણીબૂઝીને અલ્લાહ તઆલાના હુકમ વિરૂદ્ધ કામ નથી કરતા. ભૂલચૂક, ઈજતેહાદ (અર્થઘટન)માં હોય છે તથા આવી ભૂલ માફી પાત્ર હોય છે, જે શરીઅતની વ્યાખ્યામાં ગુનોહ કહી શકાય નહીં અને આ ભૂલચૂક અથવા ગલતી તેમનાથી એવા કામોમાં નથી થઈ શકતી, જેનો સબંધ ઈસ્લામની તબ્લીગ, શિક્ષણ અને અલ્લાહપાકના અહકામો સાથે હોય. બલ્કે પોતાના વ્યક્તિગત જીવનને લગતા કાર્યોમાં આવી ભૂલચૂક થઈ શકે છે. *(તફસીરે બહરુલ મુહીત)*

પરંતુ આવી બાબતોને પણ ભૂલ સ્વરૂપે રજૂ કરવાનું કારણ આ છે કે, અલ્લાહ તઆલા પાસે અંબિયા (અલૈ.)નો દરજ્જો ઉચ્ચ કક્ષાનો છે. અને જો મોટાઓથી નાની અમથી ભૂલ પણ થઈ જાય તો તેને ઘણી મોટી ભૂલ સમજવામાં આવે છે. એટલા માટે કુર્આન શરીફમાં એવા કિસ્સાઓને ગુનાહ અથવા 'મઅ્સિયત'ની વ્યાખ્યા આપવામાં આવી છે. અને તેના ઉપર નારાજગી પણ વ્યક્ત કરવામાં આવી છે. જ્યારે કે, વાસ્તવમાં તે ગુનોહ છે જ નહીં.

હઝરત આદમ (અલૈ.)ના આ કિસ્સા સંદર્ભે તફસીરના ઉલમાએ

ઘણા ખુલાસાઓ લખ્યા છે, જેમાંથી અમુક આ પ્રમાણે છે :

પ્રથમ એ કે, જે વખતે હઝરત આદમ (અલૈ.)ને મનાઈ કરવામાં આવી હતી કે, તમે એક ખાસ ઝાડ તરફ ન જશો. તેનો હેતુ એ જ હતો કે, ખાસ ઝાડ એટલે કે એકમાત્ર તે ઝાડ નહીં, પરંતુ તે પ્રકારના બધા જ ઝાડોની પ્રજાતિ પાસે ન જશો. જેવી રીતે હદીષમાં છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ એક વખતે રેશમી કપડું અને હાથમાં સોનાનો એક ટુકડો લઈને ફરમાવ્યું કે, ‘‘મારી ઉમ્મતના પુરૂષો માટે આ બંને વસ્તુઓ હરામ છે.’’ સ્વાભાવિક છે કે, હરામ ફક્ત તે કપડું અને તે સોનું ન હતું, જે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના હાથમાં હતું, પરંતુ બધા જ રેશમી કપડાંઓ અને બધા જ સોનાનો આ જ હુકમ છે. અહીંયાં એવી શંકા પણ ઉપજી શકે છે કે, મનાઈ ફક્ત તે કપડાંની અને તે સોનાની સાથે ખાસ હતી, જે તે વખતે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના હાથમાં હતું. એવી જ રીતે હઝરત આદમ (અલૈ.)ને એ વિચાર આવ્યો હશે કે, જે ઝાડ તરફ ઈશારો કરીને મનાઈ કરવામાં આવી હતી, મનાઈ ફક્ત તે એક ઝાડ માટે ખાસ છે. શયતાને આ જ વસવસો તેમના દિલમાં મજબૂત કરી દીધો હશે અને કસમો ખાઈને ભોળવી નાંખ્યા હશે કે, હું તમારો શુભચિંતક (ખેરખ્વાહ) છું, તમને કોઈ ખોટી બાબતનો મશવરો (સલાહ) નથી આપી રહ્યો કે, જે તમારા માટે નુકસાનકારક અને પ્રતિબંધિત હોય. જે ઝાડની મનાઈ કરવામાં આવી છે તે બીજું છે, આ ઝાડની મનાઈ કરવામાં આવી નથી.

અને એ પણ શક્ય છે કે, શયતાને હઝરત આદમ (અલૈ.)ને વસવસામાં નાંખી દીધા હોય કે તે ઝાડની મનાઈ ફક્ત તમારી પૈદાઈશ વખતે ખાસ હતી, જેમકે નાના બાળકને શરૂઆતની ઉંમરમાં સખત અને ભારે ખોરાક ખાવાથી રોકવામાં આવે છે અને હલકો પ્રવાહી ખોરાક આપવામાં આવે છે અને શક્તિ પૈદા થઈ ગયા પછી દરેક પ્રકારના ખોરાકની પરવાનગી આપવામાં આવે છે. તો હવે તમે શક્તિશાળી બની ગયા છો એટલા માટે હવે તેની મનાઈ રહી નથી.



અને એવું પણ શક્ય છે કે, હઝરત આદમ (અલૈ.)ને જે વખતે શયતાને તે ઝાડ ખાવાના ફાયદાઓ બતાવ્યા કે, તે ખાવાથી હંમેશા-હંમેશના માટે જન્નતની નેઅ્‌મતોમાં રહેવાનો સંતોષ અને શાંતિ થઈ જશે. તે વખતે તે ઝાડ ખાવા માટેનો મનાઈ હુકમ યાદ ન રહ્યો હોય, જે શરૂઆતમાં આ ઝાડ વિશે આપવામાં આવ્યો હતો. કુર્‌આન મજીદની આયત **"ફનસિય વલમ નજિદ લહૂ અઝમન"** "આદમ (અલૈ.) ભૂલી ગયા અને અમે તેમનામાં પરિપક્વતા (પાકા-મજબૂત ઈરાદાવાળા) ન જોઈ." *(૨૦:૧૧૫)* આ બાબત તે જ સંભાવનાને ટેકો આપે છે.

અલબત્ત, અસંખ્ય શક્યતાઓ અને સંભાવનાઓ હોય શકે છે. તે બધાનો ખુલાસો એ છે કે, જાણીબૂજીને હઝ. આદમ (અલૈ.)એ નાફરમાની ન કરી હતી. ભૂઈ થઈ ગઈ અથવા ઈજતેહાદી શરતચૂક થઈ, જે વાસ્તવમાં કોઈ ગુનોહ નથી, પરંતુ હઝરત આદમ (અલૈ.)ની નુબૂવ્વતની શાન અને અલ્લાહપાકની નિકટતાના શ્રેષ્ઠ મરતબાના સંદર્ભમાં આ ભૂલ પણ ઘણી મોટી સમજવામાં આવી અને કુર્‌આનમાં તેને 'મઅ્‌સિયત'ના શબ્દ વડે ઓળખાવી અને હઝરત આદમ (અલૈ.)ને તૌબા તથા પસ્તાવા પછી તેને માફ કરી દેવાનો ઉલ્લેખ પણ કરવામાં આવ્યો.

હઝરત આદમ (અલયહિસ્સલામ) પોતાની ભૂલ પર પસ્તાવો ન કરે અને પથ્થરદિલ બની જાય એવા સ્વભાવના ન હતા. તેઓ બેચૈન થઈ ગયા અને અલ્લાહ તઆલા પાસે તરત જ માફીની વિનંતી કરવા લાગ્યા. પરંતુ પયગમ્બરની મઅ્‌રિફત અને અલ્લાહ તઆલાના અત્યંત ડરના કારણે કોઈ વાત મુખેથી નીકળતી ન હતી કે, માફીની વિનંતી પણ કદાચ અલ્લાહ તઆલાની શાનના ખિલાફ હોઈ શકે છે, એવું સમજીને કે ક્યાંક આવી યાચના પણ વધારે ક્રોધનું કારણ ન બની જાય, જીભ મૌન હતી ! અલ્લાહ રબ્બુલ ઈઝઝત દિલોની વાતોથી વાકેફ છે અને રહીમ તથા કરીમ છે. હઝરત આદમ (અલયહિસ્સલામ)ની આવી હાલત જોઈને અલ્લાહપાકે જ અમુક વાક્યો માફી માટે શીખવાડી દીધા. તેનું વર્ણન આ આયતમાં છે કે,



"પછી હઝરત આદમ (અલયહિસ્સલામ)એ પોતાના રબથી અમુક શબ્દો શીખી લીધા, પછી તેણે તેમની તૌબા કબૂલ કરી. નિ:શંક, તે તૌબા કબૂલ કરનાર, રહમ કરનાર છે." પરંતુ પૃથ્વીની સપાટી ઉપર આવવામાં બીજી હજારો હિકમતો અને મસ્લિહતો હતી. દા.ત. તેમની નસ્‌લોથી ફરિશ્તાઓ અને જિન્નાતોથી ભિન્ન પ્રકારની એક મખ્લૂક મનુષ્યજાતિનું અસ્તિત્વમાં આવવું અને તેમને શરીઅતના હુકમો અને અધિકારો આપીને તેના જવાબદાર બનાવવા, પછી તેમનામાં ખિલાફતે ઈલાહિય્યહ કાયમ કરવી, શરીઅતના હુકમોનું અમલીકરણ કરાવવું, જેથી અમુક મખ્લૂક પ્રગતિ કરે અને તે સ્થિતિએ પહોંચી શકે, જે સ્થાન ઘણા ફરિશ્તાઓને પણ પ્રાપ્ત નથી. આ હેતુનું વર્ણન હઝરત આદમ (અલયહિસ્સલામ)ની પૈદાઈશ પહેલાં જ કરી દેવામાં આવ્યું હતું.

## તૌબા (ગુનાહોની માફી)ની હકીકત :

તૌબાનો અસલ અર્થ પાછા ફરવું, રુજૂઅ્ કરવો (શરણે થવું) થાય છે અને જ્યારે તૌબાનો સબંધ વ્યક્તિ તરફ કરવામાં આવે છે, તો ત્રણ વસ્તુઓનું સંયુક્ત મિશ્રણ હોય છે. એક પોતાના કરેલા ગુનાહોને ગુનાહ સમજવા અને તેના ઉપર શરમિંદા થઈ પસ્તાવો થવો. બીજું, તે ગુનાહોને બિલ્કુલ છોડી દેવા અને ત્રીજું હવે પછી આવનારા સમયમાં આવા ગુનાહો ન કરવાનો પાકો અને મજબૂત ઈરાદો કરવો. આ ત્રણ બાબતોમાંથી એકની પણ કમી હશે, તો તે તૌબા નથી. એનાથી સ્પષ્ટ થયું કે, ફક્ત જીભથી "તૌબા અલ્લાહ, તૌબા અલ્લાહ" કરવાથી છૂટકારો થવાનો નથી. જ્યાં સુધી કે આ ત્રણે બાબતો ભેગી કરવામાં ન આવે. એટલે કે થઈ ગયેલા ગુનાહોથી નદામત (અફસોસ) અને પસ્તાવો તથા વર્તમાનમાં તેને છોડી દેવા અને ભવિષ્યમાં તેને ક્યારેય ન કરવાનો પાકો ઈરાદો કરવો. અહીંયાં તૌબાનો સબંધ અલ્લાહ તઆલા સાથે છે, એનો અર્થ છે તૌબા કબૂલ કરવી. અમુક સલફથી પૂછવામાં આવ્યું કે, "કોઈ વ્યક્તિથી કોઈ ગુનોહ થઈ જાય તો તે શું કરે ?" તો કહ્યું કે, "તે જ કામ કરે, જે તેમના અગાઉ તેમના બાપ હઝરત આદમ (અલૈ.) અને માં હવ્વાએ કર્યું કે, પોતાની જાત

ઉપર નદામત, શરમિંદગી અને પસ્તાવો કરે તથા આવનાર સમયમાં એવા પાકા ઈરાદા સાથે અલ્લાહ તઆલાને માફીની વિનંતી કરે **"રબ્બના ઝલમ્ના અન્ફુસના"** એટલે કે, "હે અમારા પરવરદિગાર ! અમે અમારી જાત ઉપર ઝુલ્મ (અત્યાચાર) કર્યો છે, જો તું અમારા ઉપર રહમ નહીં કરે અને માફ નહીં કરે, તો અમે મોટા નુકસાન ઉઠાવનારા બની જઈશું." *(૭:૨૩)* એવી જ રીતે હઝરત મૂસા (અલૈ.)એ વિનંતી કરી કે, **"રબ્બિ ઈન્ની ઝલમ્તુ નફ્સી ફગ્ફિરલી"** એટલે કે "હે મારા પાલનહાર રબ ! મેં મારી જાત ઉપર અત્યાચાર કર્યો છે, તો હવે તમે જ મારી મગફિરત ફરમાવો." *(૨૮:૧૬)* અને હઝરત યૂનુસ (અલૈ.)એ જ્યારે ભૂલચૂક કરી, તો વિનંતી કરી : **"લા ઈલાહ ઈલ્લા અન્ત સુબ્હાનક ઈન્ની કુન્તુ મિનઝ્ ઝાલિમીન."** એટલે કે, "અલ્લાહ તઆલા સિવાય કોઈ ઈબાદતના લાયક નથી, તું દરેક બુરાઈઓથી પાક છે, હું અત્યાચારી બની ગયો છું (મારા ઉપર રહમ ફરમાવ)." *(૨૧:૮૭)*

## દુઆ ફક્ત અલ્લાહપાકથી જ માંગવામાં આવે :

આ આયતથી એ પણ સ્પષ્ટ થઈ ગયું કે, તવબા કબૂલ કરવાનો અને ગુનાહને માફ કરવાનો અધિકાર અલ્લાહ તઆલા સિવાય કોઈને નથી. યહૂદીઓ અને ઈસાઈઓ આ કાયદા વિશે અજ્ઞાનતામાં પડી મોટા ફિત્નામાં સપડાઈ ગયા. તેઓ પાદરીઓ તથા પીરો પાસે જતા અને તેમને અમુક ભેટસોગાતો આપીને પોતાના ગુનાહો માફ કરાવી લેતા અને સમજતા હતા કે, તેમણે માફ કરી દીધું તો અલ્લાહપાકે પણ માફ કરી દીધું. આજે પણ ઘણા અજ્ઞાની મુસલમાનો આવી જાતના ખોટા અને ગુમરાહીભર્યા અકીદા (માન્યતા)ઓ રાખે છે, જે સદંતર ગલત છે. કોઈ આલિમ અથવા પીર-મુરશિદને ગુનાહો માફ કરવાનો અધિકાર નથી. વધારેમાં વધારે તે દુઆ કરી શકે છે. નબીઓએ પણ પોતાની તકલીફો-મુસીબતોમાં અલ્લાહપાકને જ પુકાર્યા હતા.

**"કુલ્નહ્બિતુ મિન્હા જમીઆ"** જન્નતમાંથી જમીન ઉપર ઉતરવાનો

હુકમ આ અગાઉની આયતમાં આવી ચૂક્યો છે. આ સ્થળે તેનું પુનરાવર્તન કરવામાં લગભગ એ હિકમત છે કે, પહેલી આયતમાં જમીન પર ઉતારવાનું વર્ણન ક્રોધ અને સજા સ્વરૂપે આવ્યું હતું. એટલા માટે તેની સાથે મનુષ્યની પરસ્પરની અદાવત અને દુશ્મનીનો પણ ઉલ્લેખ કરવામાં આવ્યો અને અહીંયાં પૃથ્વી પર ઉતારવાનો હુકમ એક ખાસ હેતુ એટલે કે ખિલાફતે ઈલાહિય્યહને પૂર્ણ કરવા માટે માનપૂર્વક આપવામાં આવ્યો, અને એટલા જ માટે હઝરત આદમ (અલૈ.)ને હિદાયત સાથે મોકલવાનું વર્ણન છે. જે ખિલાફતે ઈલાહિય્યહના હોદ્દાની રૂએ જરૂરી છે. આ બાબતથી એ પણ સ્પષ્ટ થઈ ગયું કે, પૃથ્વી ઉપર ઉતરવાનો શરૂઆતનો હુકમ નારાજગી અને સજા સ્વરૂપે હતો, પરંતુ પછીથી જ્યારે ભૂલ માફ કરવામાં આવી તો અન્ય હિકમતો અને હેતુઓને ધ્યાનમાં રાખી પૃથ્વી પર ઉતરવાના હુકમનું સ્વરૂપ બદલી નાંખવામાં આવ્યું. અને હવે પૃથ્વી પર હઝરત આદમ (અલૈ.)ને ખલીફા સ્વરૂપે ઉતારવામાં આવી રહ્યા હતા અને આ જ તે હિકમત છે કે, જેનો ઉલ્લેખ હઝરત આદમ (અલૈ.)ના સર્જન સમયે ફરિશ્તાઓને કરવામાં આવ્યો હતો કે, પૃથ્વી ઉપર એમને ખલીફા બનાવવાના છે.

## હઝરત આદમ (અલૈ.)ના કિસ્સામાં બોધપાઠ :

- અલ્લાહપાકની હિકમતો, ભેદો અને મસ્લેહતો બેશુમાર છે. આ વાત અશક્ય છે કે, કોઈપણ મહાન હસ્તી ચાહે તે નબીઓ હોય કે ફરિશ્તાઓ હોય, અલ્લાહપાકના આ ભેદોને જાણી શકે. એટલા જ માટે ફરિશ્તાઓ સૌથી વધુ નજીક હોવા છતાં હઝરત આદમ અલયહિસ્સલામને ખલીફા અને નાયબ બનાવવાની હિકમત અને ભેદ સમજી ન શક્યા. અને જ્યાં સુધી આ કિસ્સાની સમગ્ર બાબતો તેમની સમક્ષ ન આવી, ત્યાં સુધી અચંબામાં જ રહ્યા.
- અલ્લાહ તઆલાની રહમત-તવઝ્ઝુહ કોઈ વસ્તુ ઉપર પડી જાય તો તે મોટો મરતબો અને ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરી લે છે. ઈન્સાન (હઝરત આદમ અલ.)ને જ જોઈ લઈએ કે, એક મુઠ્ઠીભર માટીનું પુતળુ, તેને

અલ્લાહપાકે પોતાનો નાયબ (ખલીફા) બનાવ્યો. અને ત્યાર બાદ નુબૂવ્વત અને રિસાલતનો હોદ્દો અર્પણ કર્યો. પરંતુ આ બાબતો કોઈ આકસ્મિક નથી બનતી, બલ્કે તે વસ્તુની સલાહિય્યત (લાયકાત) પ્રમાણે અજીબોગરીબ હિકમતો અને મસ્લેહતોની અત્યંત બારીક વ્યવસ્થાથી સંકળાયેલ હોય છે.

- ઈન્સાનને ચાહે ગમે તેટલો મોટો મરતબો-સ્થાન પ્રાપ્ત થયુ, પરંતુ તેની જન્મજાત-પ્રાકૃતિક કમજોરી પોતાની જગ્યાએ બાકી રહે છે. જેથી કોઈ તેને ખુદાઈનો દરજ્જો ન આપે. હઝરત આદમ (અલૈ.)માં આ માનવીય અંશ બાકી હતો. જેને લઈ આટલા ઉચ્ચ સ્થાને બિરાજમાન થયા બાદ પણ શયતાની વસવસાનો અસર આવી ગયો.

- ગુનેહગાર હોવા છતાં બંદો જ્યારે સાચા દિલથી તવબા અને શરમિંદગી બતાવે છે, તો તેના માટે રહમતનો દરવાજો બંધ થતો નથી, બલ્કે અલ્લાહપાક બંદાની તવબાને કબૂલ કરી તેનાથી રાજી થઈ જાય છે. હઝરત આદમ અલયહિસ્સલામની તવબા કબૂલ કરી માનવજાતને બતાવ્યુ કે, માનવીની પ્રકૃતિ-તબીઅત ગુનોહ કરવાની તો છે, પરંતુ સાથે તેની માફી માંગવી, રડવું-કકલવું પણ હઝ. આદમ (અલૈ.)ની તબીઅત અને તરીકો રહ્યો છે.

એના મુકાબલામાં ગુનોહ કરી ઘમંડ રાખવો, તકબ્બુર કરવો એ મોટામાં મોટી નેકી અને ઈબાદતોને પણ ધોઈ નાંખે છે. શયતાન ઘણો મોટો ઈબાદતગુઝાર હતો, પરંતુ અલ્લાહ તઆલાના હુકમનો અનાદર કરવાને કારણે બધી જ ઈબાદતો ખાકમાં મળી ગઈ. અને તે ફક્ત નાફરમાન જ નથી રહેતો, બલ્કે બીજા લોકો પાસે ગુનોહ કરાવવાનો ઝરીયો (માધ્યમ) બની જાય છે. શયતાનને ઘમંડની આ પણ સજા મળી કે, તેને તવબાની તૌફીક ન મળી. બલ્કે તેણે લોકોને ગુમરાહ કરવાની પરવાનગી માંગી. અને તેના ઘમંડની નહૂસતને લઈ તેને ગુનાહ કરાવવાનું માધ્યમ પણ બનાવી દેવામાં આવ્યો. આમાં ઘણી મોટી નસીહત અને બોધપાઠ છે.

## ❃ હઝરત નૂહ અલયહિસ્સલામ ❃

કુર્આન શરીફમાં હઝરત નૂહ (અલૈ.)નું વર્ણન ૪૩ જગ્યાએ (ટૂંકુ તથા વિગતવાર) આવ્યું છે.

હઝ. આદમ (અલયહિસ્સલામ)નો કિસ્સો પ્રથમ આવી ગયો, તેમના પછી સૌથી મહાન અને પ્રખ્યાત રસૂલ હઝરત નૂહ (અલયહિસ્સલામ) છે. તેથી હવે તેમના વર્ણનથી શરૂઆત કરી. હઝરત નૂહ (અલયહિસ્સલામ) હઝરત ઈદ્રીસ (અલયહિસ્સલામ)ના પૌત્રના દીકરા છે. હઝરત આદમ (અલયહિસ્સલામ)ની વફાત પછી એકસો છવ્વીસ વર્ષે પેદા થયા અને પચાસ વર્ષની વયે પયગમ્બરી મળી. હઝરત આદમ (અલયહિસ્સલામ)ના પછી તેમના વંશજો અમુક મુદત સુધી તવહીદ પર કાયમ રહ્યા. પછી મૂર્તિપૂજાની શરૂઆત હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)ના કથન અનુસાર આ પ્રમાણે થઈ કે કેટલાક નેક મહાન પુરૂષોની વફાત થતાં લોકોએ તેઓની ભક્તિ તથા આદર્શ જિંદગીની યાદગાર તરીકે તેઓના ફોટા તૈયાર કર્યા. થોડીક મુદત પછી તેમના સ્વરૂપ મુજબ પૂતળાં બનાવ્યા. પછી કેટલાક સમય બાદ તેની પૂજા થવા લાગી. જ્યારે આ મૂર્તિપૂજાનો ચેપી રોગ બધે પ્રસરી ગયો ત્યારે અલ્લાહ તઆલાએ હઝરત નૂહ (અલયહિસ્સલામ)ને મોકલ્યા. તેમણે પોતાની કૌમને તૂફાન (જળપ્રલય) આવવા અગાઉ સાડા નવસો વર્ષ સુધી તવહીદ અને પરહેઝગારી તરફ બોલાવ્યા અને દુનિયા તેમજ આખિરતના અઝાબથી ડરાવ્યા, છતાં લોકોએ તેમને નાદાન અને ગુમરાહ બતાવી કોઈ વાત સાંભળી નહીં, તો અંતે તૂફાનના અઝાબે સૌને ઘેરી લીધા અને સૌ કાફિરો ડૂબી મર્યા. એક પણ બચવા પામ્યો નહીં. આ જળપ્રલય પછી હઝરત નૂહ (અલયહિસ્સલામ) ત્રણસો વર્ષ જીવ્યા.

## હઝ. નૂહ (અલૈ.)ની બેચેની અને સમજાવવાનો પ્યારો અંદાજ :

**"સૂરએ નૂહ"**માં વર્ણન છે : બેશક, અમે નૂહ (અલૈ.)ને તેમની કૌમ તરફ (આ હુકમ આપી) મોકલ્યા કે પોતાની કૌમને એ પહેલા ડરાવે કે તેઓના ઉપર દુ:ખદાયક અઝાબ આવી પહોંચે (૧) તો તેમણે કહ્યું કે હે મારી કૌમ ! હું તમને ખુલ્લી રીતે ડરાવનાર છું. (૨) (તેથી કહું છું) કે તમે અલ્લાહપાકની જ બંદગી કરો તથા તેનો જ ડર રાખો અને મારી આજ્ઞા માનો. (૩) તો તે તમારા કેટલાક ગુનાહ માફ કરશે અને નિર્માણ થયેલી મુદ્દત (મોત) સુધી તમને મોહલત આપશે. બેશક, અલ્લાહપાકની નિર્માણ કરેલી મુદ્દત જ્યારે આવી પહોંચશે તો તેમાં ઢીલ થશે નહિ, જો તમે સમજતા હોત ! (તો ઠીક થાત) (૪) (આખરે) નૂહ (અલૈ.)એ અરજ કરી કે હે મારા પરવરદિગાર ! હું મારી કૌમને રાત-દિવસ (ઈમાન તરફ) બોલાવતો રહ્યો, (૫) પણ મારા બોલાવવા પર તેઓ (દીનથી) વધારે નાસવા લાગ્યા. (૬) અને મેં જ્યારે પણ તેઓને (ઈમાનનું) આમંત્રણ કર્યું કે જેથી તેઓને તું માફ કરે, તો તેઓએ પોતાના આંગળા પોતાના કાનોમાં નાખી દીધા અને પોતાના કપડાં પોતાના ઉપર લપેટી લીધાં અને તેઓએ હઠ કરી તેમજ હદ ઉપરાંત અભિમાન કર્યું, (૭) પછી મેં તેઓને પુકારીને બોલાવ્યા, (૮) પછી મેં તેઓને (ખાસ ઢબથી) જાહેરમાં કહ્યું તેમજ છુપી રીતે ખાનગીમાં પણ સમજાવ્યા (૯) અને મેં (તેઓને સમજાવતાં) કહ્યું કે પોતાના પરવર-દિગારથી (પાપોની) માફી ચાહો. બેશક, તે બહુ બખ્શનાર છે. (૧૦) તો તે તમારા ઉપર આકાશથી (વર્ષાની) ધારો છોડી મૂકશે (૧૧) તથા તમને સંપત્તિ અને અવલાદમાં વૃદ્ધિ આપશે અને તમારા માટે બાગ બનાવી આપશે તેમજ તમારા માટે નહેરો (વહેતી) કરી નાખશે. (૧૨) તમને શું થઈ ગયું છે કે, તમે અલ્લાહ તઆલાની મહત્તાની માન્યતા રાખતા નથી ? (૧૩) જ્યારે કે તેણે જ તમને જુદી જુદી સ્થિતિ પર બનાવ્યા. (૧૪) શું તમને ખબર નથી કે અલ્લાહ તઆલાએ સાત આકાશોને એકના ઉપર એક કેવી રીતે સર્જ્યા ? (૧૫) અને તે આકાશોમાં ચંદ્રને પ્રકાશ(ની વસ્તુ) બનાવ્યો અને સૂર્યને ચળકતો દીવો બનાવ્યો. (૧૬) અને

અલ્લાહપાકે તમને પૃથ્વીથી ખાસ પ્રકારે પેદા કર્યા. (૧૭) ફરી તમને (મૃત્યુ પછી) તેમાં જ પાછા લઈ જશે અને (કિયામતમાં તેમાંથી જ) તમને બહાર કાઢશે. (૧૮) અને અલ્લાહપાકે તમારા માટે પૃથ્વીને (જાણે) પાથરણું બનાવી, (૧૯) કે જેથી તમે તેના પહોળા રસ્તાઓમાં ચાલો. (૨૦) (સૂ.નૂહ)

**"સૂરએ યૂનુસ"**માં ફરમાવ્યું : અને તમે તેઓને નૂહ (અલૈ.)નો કિસ્સો સંભળાવો. જ્યારે તેમણે પોતાની કૌમને કહ્યું : હે મારી કૌમ ! જો તમારા ઉપર મારૂં રહેવું અને અલ્લાહપાકની આયતોથી બોધ આપવું ભારે થઈ પડ્યું છે, તો (ભલે) મેં તો અલ્લાહ તઆલા પર જ ભરોસો કર્યો છે. તેથી હવે તમે સૌ પોતાના શરીકો સાથે મળી પોતાની યુક્તિનો નિર્ણય કરી લો. પછી તમને પોતાની યુક્તિમાં કંઈ શંકા (કે બીક જેવું) રહેવા પામે નહિ. પછી મારી સાથે (જે કરવું હોય તે) કરી નાંખો અને મને (જરા પણ) મોહલત ન આપો. (૭૧) પછી પણ જો તમે મોઢું ફેરવી લો તો (તમે જાણો છો કે) મેં તમારી પાસે કંઈ બદલો માંગ્યો નથી, મારો બદલો તો અલ્લાહ તઆલાના જ ઝિમ્મે છે. વળી, મને હુકમ થયો છે કે, હું ફરમાંબરદાર રહું. (૭૨) છતાં તે લોકો તેમને જૂઠાડતા રહ્યા, જેથી અમે નૂહ (અલૈ.)ને તથા તેમની સાથે જેઓ વહાણમાં હતા તેમને બચાવી લીધા અને તેમને (પૃથ્વી પર) આબાદ કર્યા અને જે લોકો અમારી આયતોને જૂઠાડતા હતા તેઓને ડૂબાડી દીધા. તો જોઈ લો કે જે લોકોને (અઝાબથી) ડરાવવામાં આવ્યા હતા તેઓનું કેવું (માઠું) પરિણામ આવ્યું ? (૭૩)

**આયતોનો ભાવાર્થ** : આપ (સલ.) મક્કાવાસીઓને હઝરત નૂહ (અલૈ.) અને તેમની કૌમનો કિસ્સો સંભળાવો કે જેથી તેઓ સમજી જાય કે જૂઠાઓ ખરી રીતે સફળ થઈ શકતા નથી. થોડાક દિવસના મોજશોખ પછી સદા માટે હલાક-બરબાદ થાય છે. માટે જો એ લોકો પણ આપ (સલ.)ની વિરૂદ્ધતાથી અને આપને જૂઠાડવાથી અટકશે નહીં તો એ લોકોનું પરિણામ પણ તે જૂઠાડનારાઓ જેવું જ આવશે. વળી, એમાં નબી (સલ.)ને ધીરજ આપી કે, મુશ્રિકોની શરારત અને દુશ્મનીથી વધુ દિલગીર ન થાય.

કારણ કે દરેક નબીના શત્રુઓ અંતે વિનાશ પામ્યા. સામાન્ય લોકોને એથી માનવું પડે છે કે, આવી રીતે પાછલી કૌમોનો ખરો અહેવાલ અલ્લાહ તઆલાના શીખવ્યા વિના ઉમ્મી નબી બતાવી શકતા નથી, માટે આપ સાચા નબી છે.

હઝરત નૂહ (અલૈ.) સૈકાઓ સુધી પોતાની કૌમને અલ્લાહપાકની તરફ બોલાવતા રહ્યા અને કૌમની બેહદ સતામણી સહન કરતા રહ્યા, પણ જ્યારે તેઓનો જુલ્મ હદથી વધી ગયો, તો તેમણે કહ્યું કે, મારા સમજાવવાથી ખોટું લગાડો છો તો મારી વિરૂદ્ધ જે કંઈ કરવું હોય તે એકત્ર થઈ જાહેરી રીતે દિલ ખોલી કરી નાંખો. ગુપ્ત કાવતરાં કરવાની જરૂર નથી. સારાંશ કે હું તમારી એવી વાતોથી ડરતો નથી, તો તબ્લીગથી કદી પણ અટકીશ નહીં. આગળ લાલચનો ઈન્કાર છે. મતલબ કે, તમારાથી નથી ડરતો કે નથી લાલચ રાખતો. આ વાતોથી જણાયું કે, હઝરત નૂહ (અલૈ.) તવક્કુલમાં બહુ જ ઉંચા મુકામ પર હતા અને અલ્લાહપાકની મદદનો બેહદ ભરોસો રાખતા હતા અને તેઓ એવું ઈચ્છતા હતા કે, લોકો મારી વાતો ઉપર ઉંડો વિચાર કરી તાબેદારી કરવા તરફ દોરાય.

ઈબ્રતથી આંખોવાળા જોઈ લે કે, જૂઠાડનારાઓનું પરિણામ કેવું આવ્યું ! અનેક પ્રકારે સૈકાઓ સુધી સમજાવવા છતાં લાભ ન થયો, બલ્કે દુશ્મની વધતી જ ગઈ, તો એકદમ પાણીનું તોફાન મોકલી સર્વને ડૂબાડી દીધા. હઝરત નૂહ (અલૈ.) પોતાના સાથીઓ સહિત બચ્યા. તેઓ જ ડૂબાડનારાઓની જગ્યાએ આબાદ થયા.

**હઝરત નૂહ અલયહિસ્સલામની દઅવત :**

**“સૂરએ હૂદ”**માં ફરમાવ્યું : *અને અલબત્ત, અમે નૂહ (અલૈ.)ને તેમની કૌમ તરફ (રસૂલ બનાવી) મોકલ્યા. (તેમણે તેઓને કહ્યું કે) બેશક, હું તમને આ વાતથી જાહેરી રીતે ડરાવનાર છું (૨૫) કે અલ્લાહપાકના સિવાય કોઈની ઈબાદત ન કરો (અને આ વાત નહિ માનો તો) હું તમારા પર દુ:ખદાયક દિવસના અઝાબથી ડરૂં છું. (૨૬) તો તેમની કૌમના સરદારો જે*

કાફિર હતા તે બોલ્યા કે અમે તો તમને અમારા જેવો જ માણસ જોઈએ છીએ અને અમે જોઈએ છીએ કે તે જ લોકો તમારા તાબે થયા છે, જે દેખીતી રીતે અમારામાં નીચ અલ્પ બુદ્ધિના છે અને અમે અમારી ઉપર તમારા સૌની કંઈ શ્રેષ્ઠતા જોતા નથી; બલ્કે અમે ધારીએ છીએ કે તમે સૌ જૂઠા છે. (૨૭) નૂહ (અલૈ.)એ કહ્યું કે, હે મારી કૌમ ! સારૂં, એ તો બતાવો કે જો હું મારા પરવરદિગારના તરફથી દલીલ પર હોઉં અને તેણે મને પોતાની પાસેથી રહમત (નુબૂવ્વત) અર્પણ કરી હોય છતાં તે તમને સૂજતી ન હોય તો શું અમે તમને તેના (માનવા) ઉપર મજબૂર કરી શકીએ છીએ, જ્યારે કે તમે તેનાથી તિરસ્કાર કરતા રહો ? (૨૮) અને હે મારી કૌમ ! (તબ્લીગ)ના ઉપર હું તમારાથી કંઈ દૌલત માંગતો નથી. મારો બદલો તો માત્ર અલ્લાહપાકના ઝિમ્મે છે અને (તમારી ઈચ્છાથી) હું ઈમાનવાળાઓને કાઢી મૂકનાર નથી, (કારણ કે) એ લોકો પોતાના માલિકથી (ઈઝઝત સાથે) મળનાર છે; પરંતુ હું જોઉં છું કે તમે લોકો નાદાની વાપરો છો (૨૯) અને હે કૌમ ! જો હું (કદાચ) તેમને કાઢી પણ મૂકું તો અલ્લાહપાકની પકડથી મને કોણ છોડાવશે ? શું તમે એટલું પણ સમજતા નથી ? (૩૦) વળી, હું તમને એમ નથી કહેતો કે મારી પાસે અલ્લાહપાકના સઘળા ખઝાના છે અને ન (એમ કહીશ કે) હું તમામ ગૈબની વાતો જાણું છું અને ન આ કહું છું કે હું ફરિશ્તો છું અને ન એમ કહીશ કે જેઓ તમારી નજરોમાં નીચ છે તેમને અલ્લાહપાક કદી ભલાઈ (સવાબ) નહિ આપે. તેઓના મનમાં જે કંઈ છે, તેને અલ્લાહપાક ખૂબ જાણે છે. એવી વાત કહું ત્યારે તો હું અન્યાયી થઈ જાઉં. (૩૧) (સૂરએ હૂદ)

**આયતોનો ભાવાર્થ** : હઝરત નૂહ (અલૈ)ની કૌમ વદ, સુવાઅ, યગૂસ, યઉક અને નસ્ર નામક મૂર્તિઓ જેનું વર્ણન ૨૯મા સીપારામાં છે, તેની પૂજા કરતી હતી. તે છોડી દેવા તેઓને કહ્યું.

દુઃખદાયક દિવસથી મતલબ તે દિવસ છે કે, જેમાં દુઃખદ બનાવો બનવા પામે, જેમકે કિયામતનો દિવસ અથવા તેઓને ડૂબાડવામાં આવ્યા તે દિવસ.



કાફિરોના સરદારોએ કહ્યું : તમે પણ અમારા જેવા જ છો. તમારામાં કઈ વાતની વિશેષતા છે, જેથી તમે એ પદવીને પાત્ર થયા કે તમને નબી માની તાબેદારી કરીએ ? અને જે થોડાક નીચ લોકો તમારે તાબે થયા છે તેમને પ્રથમ તો એટલી બુદ્ધિ જ ક્યાંથી હોય ? તે ઉપરાંત એ લોકો પણ વગર વિચાર્યે જ તાબે થઈ ગયા છે. એટલે તે વાત કંઈ અમારા ધ્યાનમાં આવતી નથી, કારણ કે એવા લોકો ઘણું કરી માલમતા વગેરેની લાલચથી દોરવાઈ જાય છે. તો એવા લોકોના માની લેવા પર તમારી સત્યતાનો કંઈ આધાર નથી, બલ્કે તમે સૌ તદ્દન જૂઠા છો.

હઝરત નૂહ (અલૈ.)એ ફરમાવ્યું કે, મનુષ્યને નુબૂવ્વત નહીં મળી શકવાની તમારી પાસે કોઈ દલીલ નથી, બલ્કે મારી પાસે તો મુઅજિઝહ વગેરે ખુદાઈ નૂર અને રહમતની દલીલો મવજૂદ છે. છતાં તમને દિલની સૂઝ નહીં હોવાથી તેને જોવા-વિચારવાની શક્તિ નથી તો શું તમને અણગમો હોવા છતાં અમે બળજબરી કરી તેનો ઈકરાર કરાવીએ ?

એટલે કંઈક પણ ફાયદા ખાતર માણસ જૂઠું બોલે છે. જ્યારે મને નુબૂવ્વતના દાવામાં ધનદૌલત કે દુનિયાની કોઈ વસ્તુની દરકાર નથી. હું માત્ર આખિરતમાં અલ્લાહ તઆલાથી બદલો ચાહું છું, તો પછી મને જૂઠું બોલવાથી શું ફાયદો ? ખુલાસો એ કે મારા દાવાની અસત્યતા પર કોઈ દલીલ નથી, બલ્કે ઉલટી સત્યતા સાબિત થાય છે, છતાં શંકા કરવી મૂર્ખાઈ છે. વળી, કાફિરોના સરદારો નૂહ (અલયહિસ્સલામ)ને કહેતા કે ઈમાન લાવેલા નીચ લોકોને તમારી પાસેથી દૂર કરો તો અમે તમારી પાસે બેસીએ. તેના જવાબમાં ફરમાવ્યું કે, જે ઈમાનવાળા લોકોને અલ્લાહ તઆલાની પાસે માન મળશે, તેમને હું કેવી રીતે દૂર કરી શકું ? તમે નાદાનીથી તેમની કદર કરતા નથી. હલાલ રોજી મેળવવા ખાતર ધંધો કરવાથી માણસ નીચ ગણવાને પાત્ર થતો નથી.

એટલે તમે જે લોકોને નીચ અથવા આપમતલબી કહો છો તેમના દિલની હકીકત અલ્લાહ તઆલાની મુલાકાત વેળા જણાશે. અત્યારે જો તે



અલ્લાહપાકના ખાસ બંદાઓને મારી પાસેથી કાઢી મૂકું તો તેની પકડથી મને કોણ બચાવશે ? શું તમારામાં શક્તિ છે ? તો પછી એવી અવિચારી માંગણી શા માટે કરો છો ?

કાફિરો હઝરત નૂહ (અલૈ.)ને કહેતા હતા કે, તમારામાં અમારાથી કોઈ વસ્તુ વિશેષ જોતા નથી. તેના જવાબમાં હઝરત નૂહ (અલૈ.)એ ફરમાવ્યું કે, હું ફરિશ્તો નથી. ગૈબની વાતો હું જાણતો નથી. અલ્લાહપાકના ખજાના મારા હાથમાં નથી, પરંતુ મારા ઉપર તેણે જે કૃપા કરી છે તે તમારી આંખોથી છૂપી છે. વળી, ગરીબ ઈમાનદારોને સવાબ નહીં મળે એમ કહી શકતો નથી. જો એમ કહું તો અન્યાયી ઠરૂં, બલ્કે હું તો કહું છું કે અલ્લાહ તઆલાએ દુનિયામાં તમને જે કંઈ આપ્યું છે તેથી બેહતર તેમના માટે આખિરતમાં તૈયાર કર્યું છે.

હઝરત નૂહ (અલૈ.) તોફાનથી પહેલાં કાફિરો દરમ્યાન સાડા નવસો વર્ષ રહ્યા. દરેક વખતે તેઓને નસીહત કરતા, શંકાઓનો જવાબ આપતા તેથી વાદવિવાદ ચાલુ રહેતો. તેથી તેઓએ કંટાળીને અઝાબની માંગણી કરી. તેના જવાબમાં હઝરત નૂહ (અલૈ.)એ ફરમાવ્યું કે, અઝાબ લાવવું મારા અધિકારમાં નથી. અલ્લાહ તઆલા ચાહશે ત્યારે મોકલશે. તે વખતે તમે કોઈ રીતે અલ્લાહપાકને લાચાર કરી પોતાનો બચાવ કરી શકશો નહીં.

તમારી હઠધર્મી ઉપરાંત અતિશય નિડરતાપૂર્વક અઝાબની માંગણી જોતાં જણાય છે કે, અલ્લાહપાક તમને તમારા કુકર્મોના કારણે ગુમરાહીમાં જ પડ્યા રાખવા ચાહે છે, તો મારો બોધ લાભદાયક થઈ શકતો નથી. તેમજ અલ્લાહ તઆલા દરેકનો માલિક હોવાથી તે જે કંઈ કરે તેમાં તેને કોઈ અટકાવી શકતું નથી. વળી, સૌને તેની જ તરફ પાછા જવાનું છે, તેથી તે સૌની કરણીનો યોગ્ય બદલો આપશે. અહીં સુધી હઝરત નૂહ (અલૈ.)ની કૌમના સવાલોના જવાબ હતા અને જેટલા સવાલો હઝરત નૂહ (અલૈ.)ની કૌમના હતા, તેટલા જ હુઝૂર (સલ.)ની કૌમના પણ હતા. તો જાણે આ બધા જવાબ તેઓને જ મળ્યા. તે ઉપરાંત આ લોકોનો કુર્આન સબંધી

એક બીજો દાવો હતો તેનો જવાબ આગલી આયતમાં છે.

હઝરત નૂહ (અલયહિસ્સલામ) કિતાબ લાવ્યા ન હતા તેથી તેમની કૌમને આ વાત કે, એ તો એમણે પોતે જ ઘડી કાઢી છે, એમ કહેવાનો વખત ક્યાંથી આવે ?

જ્યારે કૌમની સતામણીનો પાર ન રહ્યો અને પોતે અઝાબ માંગવા લાગ્યા, ત્યારે હઝરત નૂહ (અલૈ.)એ દુઆ માંગી : **'અન્ની મગ્લૂબુન ફન્તસિર'** કે હું અશક્ત છું. હે અલ્લાહપાક ! તું એ લોકોથી બદલો લે. અલ્લાહ તઆલાએ તેનો જવાબ આપતાં ધીરજ આપી કે, વધુ દિલગીર ન થાઓ, તેઓના વિનાશનો વખત આવી ગયો છે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) ફરમાવે છે કે, હઝરત નૂહ (અલૈ.) વહાણને કેવું અને કેવી રીતે બનાવવું તે જાણતા ન હતા, તો વહી આવી કે મરઘાના સીના જેવા આકારનું બનાવો. ફરી હઝરત નૂહ (અલૈ.) જંગલમાં વહાણ બનાવવા લાગ્યા, તો કાફિર સરદારો મશ્કરી કરતા કે, વહાણ તો બનાવો છો, પણ પાણી ક્યાં છે ? વળી, કહેતા કે પહેલાં તો નબી હતા, હવે સુથાર થઈ ગયા ? મતલબ કે એવી હાલતમાં તેમણે વર્ષોમાં ઘણું લાંબુ, પહોળું, ઉંચું વહાણ બનાવ્યું અને રોગન લગાડી દીધું. તે વહાણના ત્રણ દરજા બનાવ્યા. નીચલો ભાગ પક્ષીઓ માટે, વચલો ભાગ પશુઓ તથા હિંસક પ્રાણીઓ માટે અને ઉપલો ભાગ માણસો માટે ખાવા-પીવાના સરસામાનની જોગવાઈ સહિત હતો. વહાણમાંના માણસોની સંખ્યા ૭૯ હતી. હઝરત નૂહ (અલૈ.)ની સાથે એંસી પૂરા થાય છે.

કાફિરોને પાણીનું તોફાન આવતાં ડૂબી જવાની ચેતવણી આપી અને પોતે વહાણ બનાવવા લાગ્યા, તેથી હસતા કે સૂકી જમીનમાં ડૂબવાનો બચાવ કરે છે અને ઈમાનવાળા તેઓના ઉપર હસતા કે માથે મૌત ભમી રહ્યું છે છતાં હસે છે, કેવા મૂર્ખા છે.

જેમનો વંશ-વેલો બાકી રહેવો મુકદ્દરમાં હતો, તે દરેક ઉપયોગી જાનવરનું એક-એક જોડું વહાણમાં લઈ લીધું. ઘરવાળાઓમાંથી જેઓના

ઉપર અઝાબનો હુકમ થયો હતો તે એક છોકરો "કન્આન" તથા તેની માં અને સ્ત્રી ડૂબી ગયા. હઝરત નૂહ (અલૈ.)ની એક મુસલમાન સ્ત્રી તથા ત્રણ પુત્રો તેમની ઔરતો સહિત બચ્યા.

તન્નૂરથી મતલબ પૃથ્વીની સપાટી છે અને કેટલાકના કહેવા મુજબ હઝરત નૂહ (અલૈ.)ના ઘરમાંનું દાદી હવ્વા રોટી પકાવતા હતા તે મીરાસમાં મળેલું તન્નૂર (ચૂલો) છે. સારાંશ કે જમીનમાંથી અથવા તન્નૂરમાંથી પાણી ઉભરાતાં અઝાબની શરૂઆત થશે ત્યારે વહાણમાં સવાર થઈ જજો, તો પાણી નીકળ્યા પછી સૌ સવાર થઈ ગયા. ફરી ચાળીસ રાત-દિવસ સુધી જમીનમાંથી પાણી ઉભરાતું અને આકાશથી જોશભેર વરસતું હતું.

હદીસ શરીફમાં છે કે, જ્યારે વહાણ ચલાવવાની તેમની ઈચ્છા થતી ત્યારે 'બિસ્મિલ્લાહ' કહેતા, તેથી તે ચાલુ થઈ જતું તેમજ થોભાવવા ચાહતા તો પણ 'બિસ્મિલ્લાહ' કહેવાથી થોભી જતું. એ જ કારણથી હઝરત નૂહ (અલૈ.)એ સૌને સવાર થતી વખતે આ ખાસ 'બિસ્મિલ્લાહ' શીખવી હતી.

તે છોકરો કાફિર હતો તેથી તેને ઈમાન લાવી વહાણ પર સવાર થવા કહ્યું અથવા મુનાફિક હતો તેથી હઝરત નૂહ (અલૈ.)એ બોલાવ્યો કે, જલ્દી સવાર થઈ જા, નહીં તો કાફિરો સાથે ડૂબી જઈશ. વહાણ પર સવાર થયા પછી પણ દીકરાને વહાણમાં આવવા સમજાવવાની વાતચીત થતી હતી કે તોફાન વધી પડ્યું અને બન્ને વચ્ચે એક મોટું મોજું આવી પડવાથી તે ડૂબી ગયો. તે દિવસે સૌથી ઉંચા પહાડના ઉંચા ઝાડો પણ ડૂબી ગયા હતા. પક્ષી સરખાંનો પણ બચાવ રહ્યો ન હતો.

પાણી ઓછું થયું ત્યારે ઉંચા પહાડોના શિખરો દેખાયા અને જૂદી નામે પહાડ ઉપર વહાણ થોભી ગયું. કામ પતી ગયું, કાફિરો હલાક થયા. તોફાન જતું રહ્યું અને ઈમાનવાળાઓને નજાત મળી અને કાફિરોના રહમતથી દૂર હોવાનું કહી બચેલા મુસ્લિમોના વંશજોને કુફ્રથી બચવા ચેતવણી આપી. હઝરત નૂહ (અલૈ.) પોતાના સાથીઓ સહિત મુહર્રમની દસમી તારીખે પહાડ પર વહાણથી બહાર નીકળ્યા. તે દિવસે શુક્ર બજાવવા તરીકે તેમણે



રોઝો રાખ્યો. તેથી જ એ દિવસનો રોઝો રાખવો સુન્નત થયો.

હઝરત નૂહ (અલૈ.)એ પોતાના પુત્ર કિન્આનના બચાવ માટે એ આશાએ દુઆ કરી કે, કદાચ અલ્લાહ તઆલા તેને સૂઝ આપશે. પણ તે કુફ્ર ઉપર મરનાર હોવાથી દુઆ કબૂલ થઈ નહીં.

માણસ જે વાત જાણતો ન હોય તે જ પૂછે છે, પરંતુ મરજી જોઈ પૂછવું જોઈએ. વડાની મરજી વિરૂદ્ધ બાબતમાં તેને પૂછવું નાદાનોનું કામ છે. મરજી નહીં હોવાનું કારણ એ કે, હઝરત નૂહ (અલૈ.)ને જાલિમો પૈકી કોઈના પણ માટે દુઆ માંગવાની મનાઈ હતી, પરંતુ તે સ્પષ્ટ ન હોવાથી હઝરત નૂહ (અલૈ.)એ આ દીકરાનું તે મનાઈમાં શામિલ હોવું સમજી શક્યા નહીં. તેથી તેને ગુનેહગાર ન કહેતાં ''નાદાનીનું કામ'' બતાવ્યું.

હઝરત નૂહ (અલૈ.) ધ્રુજી ઉઠ્યા અને તૌબા કરી. પરંતુ એમ ન કહ્યું કે, હવે પછી એવી દરખાસ્ત નહીં કરૂં. કારણ કે એમાં એક પ્રકારનો દાવો છે. બંદાને તેની તાકાત ક્યાં છે ? બલ્કે તેને તો જોઈએ કે, ફરી તેમ નહીં કરવાના નિશ્ચય સાથે અલ્લાહ તઆલાની પનાહ પણ માંગે કે કદાચ ફરી તેવું ન થઈ જાય.

જૂદી પહાડ પર વહાણના થોભવા બાદ થોડા દિવસ પછી તદન પાણી સૂકાઈ ગયું ત્યારે અલ્લાહપાકે પોતે અથવા ફરિશ્તા મારફતે ફરમાવ્યું કે, સલામતી અને બરકતો સાથે જમીન ઉપર ઉતરો. ઉઝઝડ જમીન ફરી આબાદ થઈ જશે. એ સલામતી અને બરકતોમાં કિયામત સુધીના મુસલમાનો શામિલ છે. તેમજ એમાં અલ્લાહ તઆલાએ દિલાસો આપ્યો કે, હવે પછી સઘળી મનુષ્યજાતિ પર કિયામત પહેલાં કદી પણ એવી આમ હલાકી આવશે નહીં, પરંતુ કાફિરોના થોડાક જ ટોળાં હલાક થશે.

એટલે હાલ કોઈ કાફિર નથી, પરંતુ હવે પછી કેટલાક કાફિરો પણ થશે, તો તેઓને અમે માત્ર દુનિયામાં જ ઐશ-આરામ આપીશું, પણ આખિરતમાં તેઓને દુઃખ ઉઠાવવું પડશે.

એટલે એ બાબતને કોઈ જાણતું ન હતું તેમજ જાણવાના સાધનો પણ



ન હતા, તેથી સાબિત થયું કે, એ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને વહીથી જ જણાયું અને એ જ નબી હોવાની સાબિતી છે. છતાં પણ એ લોકો આપની વિરૂદ્ધતા કરે છે, તો તેમની સતામણી પર સબ્ર કરો. જેવી રીતે હઝરત નૂહ (અલૈ.)ને જૂઠાડનાર કાફિરોનું બૂરૂં પરિણામ આવ્યું, તે જ પ્રમાણે આ કાફિરોનું પણ થોડા જ દિવસ જોરશોર છે, પછી સત્ય જ તરશે. ધીરજ-સબ્રના ફળ મીઠા જ છે.

**"સૂરએ અઅ્રાફ"**માં છે : *બેશક, અમે નૂહ (પયગમ્બર)ને તેમની કૌમ તરફ મોકલ્યા, તો તેમણે (તેઓને) કહ્યું કે, હે મારી કૌમ ! તમે અલ્લાહ તઆલાની જ બંદગી કરો, તેના સિવાય તમારો કોઈ મઅ્બૂદ નથી, (છતાં તમે માનતા નથી તો) મને તમારા માટે એક મહાન દિવસના અઝાબનો ખતરો છે. (૫૯) તેમની કૌમના આગેવાનો બોલ્યા કે ખરેખર, અમે તમને ચોખ્ખી ભૂલમાં જોઈએ છીએ. (૬૦) (નૂહ અલૈ.એ) કહ્યું કે, હે મારી કૌમ ! હું જરાય ભૂલમાં નથી, પરંતુ સૃષ્ટિ (કાયનાત)ના પરવર-દિગારનો રસૂલ છું. (૬૧) (તેથી) તમને મારા પરવરદિગારના સંદેશા પહોંચાડું છું તેમજ તમારી ભલાઈ ચાહું છું અને અલ્લાહપાકના તરફથી જે વાતો હું જાણું છું, તે તમે જાણતા નથી. (૬૨) શું તમે આ વાતથી અચરજ પામો છો કે તમારી પાસે તમારા પરવરદિગાર તરફથી તમારા માંહેના એક માણસની મારફતે બોધ આવ્યો, એટલા માટે કે તે તમને ડરાવે અને એ માટે કે તમે (નાફરમાનીથી) બચો અને એ માટે કે કદાચને તમારા ઉપર દયા થાય. (૬૩) છતાં તે લોકો નૂહ (અલૈ.)ને જુઠાડતા રહ્યા તો અમે તેમને તથા તેમની સાથે જે લોકો વહાણમાં હતા તેમને બચાવ્યા અને જે લોકો અમારી આયતોને જૂઠાડતા હતા, તેઓને ડૂબાડી દીધા. બેશક, તે લોકો (છતી આંખે) આંધળા બન્યા હતા. (૬૪)* (સૂ.અઅ્રાફ)

કુરૂઆનની આયત **"વલકદ અરસલ્ના નૂહન્ ઈલા કવ્મિહી"**થી સાબિત થાય છે કે, હઝરત નૂહ (અલૈ.)ની બઅ્ષત અને નુબૂવ્વત ફક્ત પોતાની કૌમ માટે હતી, સમગ્ર દુનિયા માટે સર્વસામાન્ય ન હતી અને

તેમની કૌમ ઈરાકમાં વસવાટ કરતી હતી. તે સંસ્કૃતિ અને સભ્યતાની દૃષ્ટિએ આગળ પડતી કૌમ હતી, પરંતુ શિર્કમાં સપડાયેલી હતી. હઝરત નૂહ (અલૈ.)એ પોતાની કૌમને જે આમંત્રણ આપ્યું તે આ હતું **"યા કવ્મિઅ્-બુદુલ્લાહ મા લકુમ મિન ઈલાહિન ગય્રૂહ. ઈન્ની અખાફુ અલયકુમ અઝાબ યવ્મિન અઝીમ."** એટલે કે, "હે મારી કૌમ ! તમે અલ્લાહપાકની ઈબાદત કરો, તેના સિવાય કોઈ તમારો મઅ્બૂદ નથી, મને તમારા ઉપર એક મોટા દિવસના અઝાબનો ભય છે." આ આયતના પ્રથમ વાક્યમાં અલ્લાહ તઆલાની ઈબાદત તરફ આમંત્રણ આપવામાં આવ્યું છે, જે મૂળ હેતુ છે. બીજા વાક્યમાં શિર્ક અને કુફ્રથી બચવાની તાકીદ કરવામાં આવી છે, જે તે કૌમમાં કોઈ મહામારી કે ચેપી રોગની જેમ ફેલાઈ ગઈ હતી. ત્રીજા વાક્યમાં તે ભયંકર અઝાબના ભયની ચેતવણી આપવામાં આવી છે કે, વિરોધ વંટોળના કારણે તે અઝાબ આવી પડશે. આ ભયંકર અઝાબનો અર્થ આખિરતનો અઝાબ પણ હોઈ શકે છે અને દુનિયામાં જળપ્રલયનો અઝાબ પણ ! *(તફસીરે કબીર)*

તેમની કૌમે જવાબમાં કહ્યું : **"કાલલ્મલઉ મિન કવમિહી ઈન્ના લનરાક ફી દલાલિમ્ મુબીન"** શબ્દ **'મલઉ'** "કૌમના સરદારો અને જ્ઞાતિના આગેવાનો" માટે બોલવામાં આવે છે. ભાવાર્થ એ છે કે, હઝરત નૂહ (અલૈ.)ની આ દઅવતના જવાબમાં કૌમના સરદારોએ કહ્યું કે, "અમે તો એવું સમજીએ છીએ કે, તમે ખુલ્લી ગુમરાહીમાં પડ્યા છો, અમારા બાપ-દાદાઓના ધર્મમાંથી અમને કાઢવા ઈચ્છો છો અને કયામતમાં પુનઃ સજીવન થવાના તથા બદલો અને સજાના વિચારો આ બધી ભ્રમણા છે."

આ હૃદયને ઠેસ પહોંચાડે એવી વાતચીતના જવાબમાં હઝરત નૂહ (અલૈ.)એ પોતાની પયગમ્બરી શૈલીમાં જે જવાબ આપ્યો, તે પ્રચારકો (મુબલ્લિગો) અને સુધારકો માટે એક મહત્વનું શિક્ષણ અને માર્ગદર્શન પુરું પાડે છે કે, ઉશ્કેરાટમાં આવી જવાય અથવા ક્રોધિત થઈ જવાય એવી વાત ઉપર પણ ઉશ્કેરાયા વિના કે ક્રોધિત થયા વિના સાદા શબ્દોમાં તેમની શંકા દૂર કરવાનો પ્રયત્ન કરવામાં આવે.


**"કાલ યાકવ્મિ લય્સ બી દલાલતુંવ વલાકિન્ની રસૂલુમ્ મિર્રબ્બિલ આલમીન. ઉબલ્લિગુકુમ રિસાલાતિ રબ્બી વઅન્સહુ લકુમ વઅઅ્લમુ મિનલ્લાહિ માલા તઅ્લમૂન."** એટલે કે, હે મારી કૌમ ! મારામાં કોઈ ગુમરાહી નથી, પરંતુ વાત એ છે કે, હું તમારી જેમ બાપ-દાદા અને વડવાઓના કુરિવાજો અને અજ્ઞાનતાઓનો અનુયાયી નથી. બલ્કે હું પરવરદિગારે આલમ તરફથી રસૂલ છું, જે કંઈ કહું છું અલ્લાહ રબ્બુલ ઈઝઝતના માર્ગદર્શન દ્વારા કહું છું. અને અલ્લાહ તઆલાઓ સંદેશ તમને પહોંચાડું છું, જેમાં તમારૂં જ ભલું છે. ન તો તેમાં અલ્લાહ તઆલાનો કોઈ લાભ છે અને ન જ મારો કોઈ સ્વાર્થ છે. તેમાં રબ્બુલ આલમીનનો શબ્દ શિર્કના અકીદહ ઉપર કુઠરાઘાત સમાન છે કે, તેમાં ચિંતન-મનન કરવામાં આવે તો કોઈ દેવી-દેવતા આ વિચાર સામે ઉભા રહી શકતા નથી. ત્યારબાદ ફરમાવ્યું કે, તમને કયામતના અઝાબમાં જે શંકાઓ છે, તેનું કારણ તમારી અજ્ઞાનતા અને બેખબરી છે. મને અલ્લાહપાક તરફથી તેનું ચોક્કસ જ્ઞાન આપવામાં આવ્યું છે.

ત્યારબાદ તેમની શંકાઓનો જવાબ આપવામાં આવ્યો છે, જે સૂરએ મુઅમિનૂનમાં સ્પષ્ટતા સાથે પ્રસ્તુત છે : **"મા હાઝા ઈલ્લા બશરૂમ મિસ્લુકુમ યુરીદુ અંય્યતફદ્દલ અલયકુમ વલવ શાઅલ્લાહુ લઅન્ઝલ મલાઈકહ."** એટલે કે, તેમની કૌમને હઝરત નૂહ (અલૈ.)ની દઅ્વત ઉપર એક શંકા એ પણ હતી કે, આ તો અમારી જ જેમ એક મનુષ્ય અને પુરૂષ છે, અમારી જ જેમ ખાય-પીએ છે, સૂઈ જાય છે, જાગે છે, તેને અમે કેવી રીતે પોતાનો આગેવાન અને અનુસરણને લાયક માની લઈએ ? જો અલ્લાહ તઆલાએ અમારા માટે કોઈ સંદેશ મોકલવો હતો, તો તેણે ફરિશ્તાઓને મોકલ્યા હોત. જેમની વિશેષતા અને મોટાઈ આપણા બધા ઉપર જાહેર થઈ જાત. હવે આ તો એના સિવાય કોઈ બાબત નથી કે અમારી જ કૌમનો અને જ્ઞાતિનો એક વ્યક્તિ અમારા ઉપર પોતાની શ્રેષ્ઠતા અને મોટાઈ સ્થાપિત કરવા માંગે છે.




તેના જવાબમાં ફરમાવ્યું : **“અવ અજીબ્તુમ અન જાઅકુમ ઝિક્રુમ મિર્રબ્બિકુમ અલા રજુલિમ્ મિન્કુમ લિયુન્ઝિરકુમ વલિતત્તકૂ વ લઅલ્લકુમ તુરહમૂન.”** એટલે કે, “શું તમને તેના ઉપર આશ્ચર્ય છે કે, તમારા પરવરદિગારનો સંદેશ તમારા તરફ એક એવા વ્યક્તિ મારફતે આવ્યો, જે તમારી જ જાતિનો છે. જેથી તે તમને ડરાવે અને જેથી તમે ડરી જાઓ અને જેથી તમારા ઉપર રહમ (કૃપા) કરવામાં આવે.” એટલે કે તેના ડરાવવાથી તમે ચેતી જાઓ અને વિરોધ-વંટોળ છોડી દો, જેના પરિણામે તમારા ઉપર અલ્લાહપાકની રહમત નાઝિલ થાય.

મતલબ એ છે કે, આ કોઈ આશ્ચર્યની વાત નથી કે, મનુષ્યને રસૂલ બનાવવામાં આવે. પ્રથમ તો અલ્લાહ તઆલા કુલમુખ્તિયાર છે, જેને ચાહે પોતાની નુબૂવ્વત અને રિસાલત અર્પણ કરે. તેમાં કોઈને ચું-ચા કરવાનો કોઈ અધિકાર કે મજાલ નથી. તદુપરાંત વાસ્તવિક ઘટના ઉપર વિચાર કરવામાં આવે તો સ્પષ્ટ થઈ જશે કે, સામાન્ય મનુષ્યની જેમ રિસાલત અને નુબૂવ્વતનો હેતુ મનુષ્ય દ્વારા જ પૂરો થઈ શકે છે, ફરિશ્તાઓનું એ કામ નથી હોઈ શકતું.

કારણ કે રિસાલતનો મુખ્ય ઉદ્દેશ્ય એ છે કે, અલ્લાહ તઆલાની સંપૂર્ણ તાબેદારી અને આજ્ઞાપાલન ઉપર તથા તેની ઈબાદત ઉપર લોકોને કાયમ કરવામાં આવે અને તેમના હુકમોનો વિરોધ કરવાથી બચાવવામાં આવે અને એવું ત્યારે જ થઈ શકે છે કે, તેમના જેવો કોઈ મનુષ્ય એક માનવીય નમૂનો અને ઉદાહરણ બનીને તેમને બતાવે કે, મનુષ્યના તકાદાઓ અને ઈચ્છાઓની સાથે પણ અલ્લાહપાકના હુકમો અને આજ્ઞાઓનું પાલન કરી શકાય છે અને તેની ઈબાદત પણ સાથે સાથે ભેગી થઈ શકે છે. જો ફરિશ્તા આ દઅવત લઈને આવ્યા હોત અને પોતાના દાખલાઓ લોકો સામે રજૂ કર્યા હોત તો બધા લોકો એ ઉજર (બહાનુ) જાહેર કરી શકતા હતા કે, ફરિશ્તા તો મનુષ્યની શારીરિક આવશ્યકતાઓથી પાક છે, ન તો તેમને ભૂખ અને તરસ લાગે છે, ન ઉંઘ આવે છે, ન જ તેઓ થાકે છે. તો



તેમના જેવા અમે કઈ રીતે બની શકીએ છીએ ? પરંતુ જ્યારે પોતાનામાંથી જ પોતાની જ જાતિનો એક મનુષ્ય પોતાની બધી જ માનવ તરીકેની આવશ્યક્તાઓ અને વિશેષતાઓ ધરાવતો હોય અને તે છતાં અલ્લાહ તઆલાના હુકમોનું અને આજ્ઞાઓનું સંપૂર્ણ પાલન કરીને બતાવે, તો તેમના માટે કોઈ બહાનું હોઈ શકતું નથી.

આ જ વાતને એ તરફ ઈશારો કરવા માટે ફરમાવ્યું : **'લિયુન્ઝિરકુમ વલિતત્તકૂ'** મતલબ એ છે કે, જેના ડરાવવાથી પ્રભાવિત થઈને લોકો ડરી જાય તે એ જ હોય શકે છે, જે તેમની જ પ્રજાતિ અને તેમના જ જેવી મનુષ્યરૂપી શારીરિક વિશેષતાઓ સાથે અસ્તિત્વ ધરાવતો હોય. એ શંકા મોટાભાગની ઉમ્મતોના કાફિરોએ રજૂ કરી કે, કોઈ મનુષ્ય નબી અને રસૂલ ન હોવો જોઈએ. આ સંદર્ભે કુર્આને બધાને આ જ જવાબ આપ્યો છે. અફસોસ છે કે, કુર્આનની આટલી બધી સ્પષ્ટતાઓ હોવા છતાં આજે પણ લોકો રસૂલે કરીમ (સલ.)ના મનુષ્ય હોવાથી ઈન્કાર કરવાની હિંમત કરી રહ્યા છે. અજ્ઞાન મનુષ્ય એ વાસ્તવિક્તા નથી સમજતો અને તે કોઈ પોતાના જેવા જ મનુષ્યની શ્રેષ્ઠતાને સ્વીકાર કરવા માટે તૈયાર થતો નથી. એ જ કારણ છે કે, પોતાના સમકાલીન અવલિયા અને ઉલમાથી સૂગ અને નફરત તથા નિચલી કક્ષાનો વર્તાવ હંમેશા અજ્ઞાન લોકોની ટેવ હોય છે.

હઝરત નૂહ (અલૈ.)ની કૌમની હૃદયને ઠેસ પહોંચાડનારી વાતચીતના જવાબમાં હઝરત નૂહ (અલૈ.)એ આ હમદર્દીભર્યું બોધપાઠથી ભરપૂર વલણ અપનાવ્યું. તે છતાં તેમની દુષ્ટ કૌમ ઉપર તેનો કોઈ પ્રભાવ ન પડ્યો, બલ્કે આંધળા બનીને જૂઠાડવામાં જ રાચેલા રહ્યા, તો અલ્લાહ તઆલાએ તેમના ઉપર પ્રલયનો અઝાબ મોકલી આપ્યો.

ઈરશાદ ફરમાવ્યો : **"ફકઝ્ઝબૂહુ ફઅન્જય્નાહુ વલ્લઝીન મઅહૂ ફિલ્ફુલ્કી વઅગ્રક્નલ્લઝીન કઝ્ઝબૂ બિઆયાતિના ઈન્નહુમ કાનૂ કવ્મન્ અમીન."** એટલે કે, હઝરત નૂહ (અલૈ.)ની જાલિમ કૌમે તેમના બોધપાઠ અને ભલાઈની કોઈ પરવા ન કરી અને તેને બરાબર જૂઠાડવાની

નીતિ ઉપર અડગ રહ્યા. જેનું પરિણામ એ આવ્યું કે, અમે હઝરત નૂહ (અલૈ.) અને તેમના સાથીઓને એક જહાઝમાં સવાર કરીને પ્રલયથી છૂટકારો અપાવ્યો અને જે લોકોએ અમારી આયતોને જૂઠાડી હતી, તેમને ડૂબાડી દીધા. બેશક, આ લોકો આંધળા થઈ રહ્યા હતા.

## તુચ્છ લોકો :

તેઓનો ત્રીજો વાંધો આ હતો : **"વમા નરાક ત્તબઅક ઈલ્લલ્લઝીન હુમ અરાઝિલુના બાદીયર રઅ્યી."** એટલે કે, અમે નિહાળી રહ્યા છે કે, તમારા ઉપર ઈમાન લાવનારા બધા ઉપરછલ્લી નજરે તુચ્છ, અપમાનિત અને કમીના લોકો છે. કોઈ શરીફ, પ્રતિષ્ઠિત કે મોટો વ્યક્તિ નથી. આ વાંધાના બે પાસાઓ છે. એક એ કે, જો તમારી વાત સાચી હોત તો કૌમના મોટા ગણાતા લોકોએ તેનો સ્વીકાર કર્યો હોત, તે જૂઠાઓ અને નીચ લોકોનું આપની વાત કબૂલ કરવું એ વાતની નિશાની છે કે, આપની દઅવત (આમંત્રણ) સ્વીકાર કરવા પાત્ર જ નથી. બીજું પાસું એ છે કે, અમારા માટે આપની ઈમાનની દઅવત સ્વીકાર કરવાથી રૂકાવટ એ છે કે, અમે ઈમાન લઈ આવીએ તો મુસલમાન હોવાની હેસિયતથી અમે પણ તે નીચ લોકો સમકક્ષ સમજવામાં આવીશું, નમાઝોની સફોમાં અને અન્ય સભાઓમાં અમારે તેમની સાથે તેમના ખભે-ખભા મિલાવી બેસવું પડશે અને અમે એવું કરી શકતા નથી.

વાસ્તવિક્તાથી દૂર આ અજ્ઞાનીઓએ ગરીબો, ફકીરોને કે જેમની પાસે માલ અને આર્થિક છૂટછાટ નથી તથા દુન્યવી જાહોજલાલી કે હોદ્દો નથી તેમને 'અરાઝિલ' એટલે કે 'નીચ' ઠરાવી રાખ્યા હતા. જ્યારે કે એ પોતે જ એક અજ્ઞાનતાપૂર્ણ વિચારસરણી છે. સન્માન અને અપમાન, બુદ્ધિ તથા સમજદારી માલ-દૌલત ઉપર આધારિત નથી, બલ્કે અનુભવ સાક્ષી છે કે, હોદ્દો અથવા માલ એક નશો હોય છે, જે મનુષ્યને ઘણી બધી યોગ્ય અને સાચી વાતો સમજવા અને સ્વીકાર કરવાથી અટકાવી દે છે. અશક્ત ગરીબ વ્યક્તિ સામે આ અવરોધો હોતા નથી તેથી તે સાચી વાતનો સ્વીકાર

કરવામાં અગ્રસ્થાને રહે છે. એ જ કારણ છે કે, પ્રાચીનકાળથી અલ્લાહ તઆલાની પવિત્ર ટેવ (સુન્નતુલ્લાહ) એ જ રહી છે કે, પયગમ્બરો ઉપર પ્રથમ ઈમાન લાવનારા ગરીબો અને ફકીરો જ હોય છે. અગાઉ નાઝિલ થઈ ચૂકેલી આસમાની કિતાબોમાં તેના ખુલાસાઓ પણ ઉપસ્થિત છે. એટલા માટે જ જ્યારે રૉમન સમ્રાટ હિરકલ (હરક્યુલસ) પાસે રસૂલે કરીમ (સલ.)ના ઈમાનના આમંત્રણનો મુબારક પત્ર પહોંચ્યો અને તેને એવી ચિંતા થઈ કે, ઘટનાની તહકીક (ઝિણવટભરી તપાસ) કરવી જોઈએ. કારણ કે તેણે તવરાત અને ઈન્જીલમાં અંબિયા (અલૈ.)ની નિશાનીઓ વાંચેલી હતી. તેણે તે સમયે અરબના જે લોકો અબૂ સુફયાન વગેરે સિરીયા આવ્યા હતા તેમને ભેગા કરીને આ નિશાનીઓ વિશે અમુક પ્રશ્નો કર્યા.

તે પ્રશ્નોમાંથી એક પ્રશ્ન એ પણ હતો કે, રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નું અનુસરણ કરનારાઓમાં કૌમના કમજોર અને ગરીબ લોકો છે અથવા તેઓ કે જેઓ કૌમના મોટાઓ કહેવાય છે ? તે લોકોએ બતાવ્યું કે, કમજોર અને ગરીબ લોકો છે ! આ સાંભળી હિરકલે એકરાર કર્યો કે, આ નિશાની તો સાચા નબી હોવાની છે, કારણ કે અંબિયા (અલયહિસ્સલામ)નું શરૂઆતમાં અનુસરણ કરનારા આ જ કમજોર અને ગરીબ લોકો હોય છે.

ખુલાસો એ છે કે, ગરીબો અને ફકીરોને નીચ સમજવું અજ્ઞાનતા હતી. વાસ્તવમાં રઝીલ 'નીચ' તો તે છે, જેઓ પોતાના પેદા કરનાર અને પોષનાર માલિકનો પરિચય ન મેળવે, તેના હુકમો અને આજ્ઞાઓથી મોઢું ફેરવે. તેથી સુફિયાન ષૌરી (રહ.)થી કોઈએ પૂછ્યું કે, 'કમીના' અને 'રઝીલ' (દુષ્ટ અને નીચ) લોકો કોણ છે ? તો ફરમાવ્યું : "તે લોકો જેઓ બાદશાહો અને અધિકારીઓની ખુશામતમાં પ્રવૃત્ત રહે." ઈબ્નુલ અઅ્રાબીએ ફરમાવ્યું કે, "કમીનો તે વ્યક્તિ છે, જે પોતાનો દીન વેચીને દુનિયા કમાય." કોઈએ પૂછ્યું કે, સૌથી વધારે કમીનો કોણ છે ? તો ફરમાવ્યું કે, "તે વ્યક્તિ જે પોતાનો દીન બરબાદ કરીને અન્યની દુનિયા

શણગારે.'' ઈમામ માલિક (રહ.)એ ફરમાવ્યું કે, ''કમીનો તે વ્યક્તિ છે, જે સહાબએ કિરામ (રદી.)ને બુરૂં કહે. કારણ કે તેઓ સમગ્ર ઉમ્મતના સૌથી વધારે ઉપકારક છે. જેમના દ્વારા ઈમાનની દૌલત અને શરીઅત સર્વત્ર પહોંચી છે.''

અલબત્ત, તેમની આ અજ્ઞાનતાપૂર્ણ ધારણાઓનો રદિયો ત્રીજી આયતમાં પ્રથમ તો એ રીતે આપવામાં આવ્યો છે કે, પયગમ્બરની નજર કોઈના માલ ઉપર નથી હોતી, તે કોઈની પાસેથી પોતાની સેવા અને હમદર્દીનું વળતર નથી લેતા. તેમનું વળતર તો માત્ર અલ્લાહ તઆલાના જિમ્મે હોય છે. એટલા માટે તેમની દષ્ટિમાં માલદાર અને ગરીબ સમાન હોય છે. તમે એ બાબતથી ન ડરો કે અમે માલદાર છે. જો મુસલમાન થઈ જઈશું તો અમારી પાસે માલની માંગણી કરવામાં આવશે.

બીજું એ બતાવવામાં આવ્યું કે, જો ઈમાન સ્વીકાર કરવા માટે એ જ શરત રજુ કરો છો કે, હું ગરીબ લોકોને પોતાની પાસેથી કાઢી મૂકું તો સમજી લો કે, હું એવું કદાપી કરી શકતો નથી. કારણ કે આ લોકો જો કે ગરીબ છે, પરંતુ અલ્લાહ રબ્બુલ ઈઝઝતની બારગાહમાં તેમની પહોંચ અને પ્રતિષ્ઠા છે. એવા લોકોને કાઢી મૂકવા કોઈ બુદ્ધિનું કાર્ય નથી.

અને **'મુલાકૂ રબ્બિહિમ્'**નો એ અર્થ પણ હોય શકે છે કે, જો ધારી લો કે હું તેમને કાઢી મૂકું તો કિયામતના દિવસે જ્યારે આ લોકો પરવરદિગારની સામે જશે અને ફરિયાદ કરશે તો મારી પાસે શું જવાબ હશે ? ચોથી આયતમાં આ જ વિષય છે કે, જો હું તેમને કાઢી મૂકું તો મને અલ્લાહ તઆલાના અઝાબથી કોણ બચાવશે ? અંતે ફરમાવ્યું છે કે, આ બધી તમારી અજ્ઞાનતા છે કે તમે માનવજાતને નુબૂવ્વતના પાત્ર સમજતા નથી અથવા ગરીબ લોકોને કાઢી મૂકવાની આ માંગણી કરો છો.

## હઝરત નૂહ (અલૈ.)ની પોતાની કૌમ બાબતે ચિંતા :

હઝરત નૂહ (અલૈ.)ને અલ્લાહ તઆલાએ લગભગ એક હજાર વર્ષની લાંબી ઉંમર અર્પણ કરી હતી. એની સાથે અલ્લાહ તઆલા તરફથી દાવત

આપવા અને કૌમની સુધારણા કરવાની ચિંતા તથા પયગમ્બર તરીકેનો સંઘર્ષ પણ એ દરજ્જાનો અર્પણ કર્યો હતો કે, તેઓ આ લાંબી ઉંમરમાં પણ હંમેશા પોતાની કૌમને સત્ય દીન અને કલિમએ તવહીદની દઅવત આપતા રહ્યા. કૌમ તરફથી કઠોર અને સખત ત્રાસનો સામનો કરવો પડ્યો. તેમની કૌમ તેમના ઉપર પથ્થરબાજી કરતી હતી. એટલે સુધી કે તેઓ બેહોશ થઈ જતા, પછી જ્યારે હોશ આવતો તો દુઆ કરતા હતા કે, યા અલ્લાહ ! મારી કૌમને માફ કરી આપ. આ મૂર્ખ અને અજ્ઞાન લોકો છે, કશું જાણતા નથી. કૌમની એક પેઢી પછી બીજી પેઢીને અને બીજી પછી ત્રીજી પેઢીને આ જ આશાએ આમંત્રણ આપતા રહ્યા કે, કદાચ તેઓ સત્યનો સ્વીકાર કરી લે.

જ્યારે આવી પ્રવૃત્તિમાં જ સદીઓ પસાર થઈ ચૂકી તો અલ્લાહ રબ્બુલ ઈઝઝતની સામે પોતાની હૃદયદ્રાવક પરિસ્થિતિની ફરિયાદ કરી, જે સૂરએ નૂહમાં ઉપસ્થિત છે, **"રબ્બિ ઈન્ની દઅવ્તુ કવ્મી લય્લંવ વનહારા, ફલમ યઝિદ્હુમ દુઆઈ ઈલ્લા ફિરારા."** *(૭૧:૫-૬)* અને આટલી લાંબી તકલીફો પછી તે અલ્લાહપાકના બંદાની જીભ ઉપર આ દુઆ આવી : **"રબ્બિન્સુરની બિમા કઝ્ઝબૂની."** હે મારા પરવરદિગાર ! તેમના જૂઠાણાના મુકાબલામાં મારી મદદ કર. *(૨૩:૨૬ અને ૩૯)* હઝરત નૂહ (અલૈ.)ની કૌમનો અત્યાચાર અને બળજબરી મર્યાદા વટાવી ગયા પછી અલ્લાહ તઆલાએ હઝરત નૂહ (અલૈ.)ને એ આયતોમાં સંબોધન કર્યું, જે ઉપર પ્રસ્તુત છે. *(બગવી, મઝહરી)*

એમાં પ્રથમ તો હઝરત નૂહ (અલૈ.)ને એ બતાવવામાં આવ્યું કે, તમારી કૌમમાં જેમને ઈમાન લાવવાનું હતું, તેઓ ઈમાન લઈ આવ્યા. હવે કોઈ નવો વ્યક્તિ ઈમાન કબૂલ કરશે નહીં. તેમના દિલો ઉપર તેમની હઠધર્મી અને શરારતના કારણે સીલ વાગી ચૂક્યું છે અને એટલા માટે હવે તમે આ કૌમનો ગમ ન કરો. તેઓના ઈમાન સ્વીકાર ન કરવાના કારણે દિલગીર અને પરેશાન ન થાઓ.

બીજી વાત એ બતાવવામાં આવી કે, હવે અમે આ કૌમ ઉપર પાણીના

તોફાન (જળપ્રલય)નો અઝાબ મોકલવાના છે. એટલા માટે તમે એક વહાણ તૈયાર કરો, જેમાં તમારા બાળ-બચ્ચાં અને જેટલા પણ મુસલમાનો છે, પોતાની જરૂરિયાતની વસ્તુઓ સાથે સમાવી શકાય. જેથી તોફાનના સમયે આ સૌ તેમાં સવાર થઈને છૂટકારો પામી શકે. હઝરત નૂહ (અલૈ.)એ હુકમ પ્રમાણે વહાણ બનાવ્યું, પછી જ્યારે તોફાનની શરૂઆતની નિશાનીઓ ઉપસ્થિત થઈ ગઈ કે જમીનમાંથી પાણી ઉભરાવા લાગ્યું તો હઝરત નૂહ (અલૈ.)ને હુકમ આપવામાં આવ્યો કે, પોતે પોતાના બાળ-બચ્ચાં અને તે લોકો કે જેઓ તમારા ઉપર ઈમાન લાવ્યા છે આ વહાણમાં સવાર થઈ જાઓ અને માનવ તરીકેની જરૂરિયાતો જે પ્રાણીઓ સાથે સંલગ્ન છે, જેમકે ગાય, બળદ, બકરી, ઘોડા, ગધેડા વગેરે તેમનું પણ એક-એક જોડું વહાણમાં સવાર કરી લો. હઝરત નૂહ (અલૈ.)એ હુકમ પ્રમાણે બધાને વહાણમાં સવાર કરાવી લીધા.

અંતે ફરમાવ્યું કે, હઝરત નૂહ (અલૈ.) ઉપર ઈમાન લાવનાર અને વહાણ ઉપર સવાર થનાર મુસલમાનોની સંખ્યા ઘણી ઓછી હતી.

## દરેક સવારીનું ચાલવું અને થોભવું માત્ર અલ્લાહ તબારક વ તઆલાની કુદરતથી જ છે :

માનવી જો થોડા ચિંતનથી કામ લે તો તેને જાણ થશે કે, વહાણ હોય અથવા જમીન ઉપર કોઈ ચાલનાર સવારી, ન તો તેનું ઉત્પન્ન કરવું તેની કુદરતમાં છે અને ન જ ચલાવવું કે થોભાવવું તેના સામર્થ્યમાં છે. માનવી પોતાની ઉપરછલ્લી નજરના કારણે એવું સમજી બેસે છે કે, હું જ તેને બનાવું છું અને ચલાવું છું. જ્યારે કે વાસ્તવિક્તા એ છે કે, ન તો તેણે તે લોખંડ, લાકડું, પિત્તળ, એલ્યુમિનિયમ વગેરે પેદા કર્યું છે, જે આ બધી સવારીઓનું મૂળ ભૌતિક તત્વ છે અને ન જ એ તેના કાબૂમાં છે કે, એક ગ્રામ લોખંડ અથવા એક ફૂટ લાકડું પેદા કરી શકે. પછી આ ભૌતિક તત્વોથી જાતજાતના યંત્રો બનાવવાની બુદ્ધિ અને સમજ માનવીએ પોતે પેદા કરી લીધી છે ? જો પોતે પેદા કરી લેવું માનવીના કાબૂમાં હોત તો

દુનિયામાં કોઈ વ્યક્તિ મૂર્ખ કે મંદ બુદ્ધિનો ન હોત. દરેક વ્યક્તિ ન્યુટન અને આઈન સ્ટાઈન બનવાનો પ્રયત્ન કરત ! ક્યાંનું લાકડું, ક્યાંનું લોઢું, ક્યાંના યંત્રો અને ઓજારોનો ઉપયોગ કરીને સવારીનો ઢાંચો પણ બની ગયો. હવે આ મણબંધીને તણબંધી ભારે વજનને લઈને જમીન ઉપર દોડવું અથવા હવામાં ઉડવા માટે જે શક્તિ (પાવર)ની આવશ્યક્તા છે તે ભલે પેટ્રોલથી પ્રાપ્ત થતી હોય અથવા હવા કે પાણીના ટકરાવથી વીજળી સ્વરૂપે પ્રાપ્ત થતી હોય, દરેક પરિસ્થિતિમાં વિચારવાની વાત એ છે કે, તેમાં માનવીએ કઈ વસ્તુને પેદા કરી છે ? પેટ્રોલ તેણે પેદા કર્યું અથવા હવા ? પાણી તેણે બનાવ્યું ? તેમાં ઑક્સિજન-હાઈડ્રોજનની શક્તિ તેણે ઉત્પન્ન કરી ?

જો માનવી થોડી બુદ્ધિથી કામ લે તો તેને વિજ્ઞાનના આશ્ચર્યજનક અને તેની પ્રગતિના શિખર ઉપર બિરાજતા આ યુગમાં પણ પોતાની પરવશતા અને લાચારીની અનુભૂતિ થશે અને એનો સ્વીકાર કર્યા વિના નહીં રહી શકે કે દરેક સવારીનું ચાલવું અને થોભવું બધું સૃષ્ટિના સર્જનહાર હક તઆલાના જ કબ્જામાં છે.

ગાફેલ મનુષ્ય પોતાની બાહ્ય જોડ-તોડની કળાને કે જેનું નામ વૈજ્ઞાનિક સંશોધનો છે તેના ઉપર ગર્વ અને મિથ્યાભિમાનના નશામાં એવો મસ્ત થઈ જાય છે કે, વાસ્તવિક હકીકત દૃષ્ટિથી અદૃશ્ય થઈ જાય છે. અલ્લાહ તઆલા પોતાના પયગમ્બરો દ્વારા આ ગફલતના પદડાને દૂર કરે છે અને **“બિસ્મિલ્લાહિ મજ્રેહા વ મુરસાહા”**ની મૂળ હકીકત સામે લાવી દે છે. જોવામાં તો આ એક-બે વાક્યનો ટૂંકો ફકરો છે, પરંતુ વિચાર કરવામાં આવે તો આ એક દરવાજાની કૂંચી અને કળ છે કે, જે મનુષ્યને ભૌતિક દુનિયામાં રહેવા છતાં આધ્યાત્મિક દુનિયાનો નિવાસી બનાવે છે અને તેને સૃષ્ટિના અણુએ અણુમાં અલ્લાહપાકની આશ્ચર્યજનક કળા-કારીગીરીના અસ્તિત્વનો જાત અનુભવ થવા લાગે છે.

અહિંયાંથી જ મુઅમિનની દુનિયા અને કાફિરની દુનિયામાં તફાવત પડી જાય છે. સવારી ઉપર બંને સવાર થાય છે, પરંતુ મુઅમિનના કદમ

જે સવારી ઉપર પડે છે, તે તેનાથી ફક્ત જમીનની મુસાફરી પૂર્ણ નથી કરતો, બલ્કે તેનો ઉપરની દુનિયા સાથે પણ સબંધ જોડી આપે છે.

## પૃથ્વી-આકાશને સંબોધન તથા દરેક વસ્તુની તસ્બીહ પઢવી :

ચોથી આયતમાં જળપ્રલય પૂર્ણ થવાનો અને પરિસ્થિતિ સામાન્ય થવાનો ઉલ્લેખ આ પ્રમાણે કરવામાં આવ્યો છે કે, હક તઆલાએ પૃથ્વીને સંબોધન કરીને હુકમ આપ્યો : "હે પૃથ્વી ! તું પોતાનું પાણી શોષી લે." ભાવાર્થ એ હતો કે, જે પ્રમાણે પાણી ઉભર્યું હતું, એટલા માટે તેને હુકમ આપવામાં આવ્યો કે, પૃથ્વી તેને ફરીવાર પોતાની અંદર ઉતારી લે. આસમાનને હુકમ આપવામાં આવ્યો કે, હવે પાણી વરસાવવાનું બંધ કરી આપે. તે જ પ્રમાણે જમીનમાંથી નીકળેલ પાણી ફરી જમીનમાં સમાઈ ગયું અને આસમાનથી પાણી વરસવાનું બંધ થઈ ગયું. આસમાનનું વરસેલું જેટલું પાણી જમીન ઉપર હતું, તેને કુદરતે દરિયાઓ અને નહેરોનું સ્વરૂપ આપી દીધું, જેથી માનવી લાભ ઉઠાવે. *(તફસીરે કુર્તુબી અને મઝહરી)*

આ આયતમાં અલ્લાહ તઆલાએ આસમાન અને જમીનને સંબોધન કરીને હુકમો આપ્યા છે, જ્યારે કે જાહેર દૃષ્ટિમાં તે કોઈ સજીવ કે બુદ્ધિ ધરાવનાર પદાર્થો નથી. એટલા માટે અમુક લોકોએ તેને અલંકારિક સ્વરૂપે વર્ણન થયાનું બતાવ્યું છે. પરંતુ ઘટના એમ છે કે, આપણી દૃષ્ટિ અને આપણા ઈન્દ્રિય જ્ઞાનના આધારે દુનિયાના જેટલા પદાર્થો મૃત, નિર્જીવ અને બુદ્ધિહીન છે, વાસ્તવમાં તે સૌ પોતપોતાની રીતે સજીવ અને સમજ ધરાવતા પદાર્થો છે. અલબત્ત, તેમની સમજ એ કક્ષામાં નથી કે જે કક્ષામાં મનુષ્ય વગેરે સજીવોને પ્રાપ્ત છે, એટલા માટે તેમને સમજ વિનાના ઠરાવીને શરીઅતના હુકમોના જવાબદાર બનાવવામાં આવ્યા નથી. કુર્આન મજીદની ઘણી બધી આયતો એ બાબતે સાક્ષી છે. જેમકે **"વઈમ્ મિન શય્ઈન ઈલ્લા યુસબ્બિહુ બિહમ્દિહી"** એટલે કે, "કોઈ વસ્તુ એવી નથી કે જે અલ્લાહ તઆલાના વખાણ અને તસ્બીહ પઢતી ન હોય. *(૧૭:૪૪)*

અને એ દેખીતું છે કે, અલ્લાહપાકની તઅરીફ અને વખાણ તેના

પરિચય ઉપર અવલંબિત છે અને પરિચય સમજદારી અને બુદ્ધિ ઉપર. આથી જાણ થઈ કે દરેક વસ્તુ ઉપર સમજ કે બુદ્ધિ પોતપોતાના અસ્તિત્વ અનુસાર ઉપસ્થિત છે. (સજીવ-નિર્જીવ વ્યાખ્યાઓ અને સિદ્ધાંતો માનવસર્જિત છે.) તે પોતાની આ જ બુદ્ધિ અને સમજદારીથી પોતાના સર્જનહારને ઓળખે છે અને જે કામ માટે તેના પેદા કરનારાએ તેને લગાવી છે, તેનું કામ તે ખૂબ સારી રીતે સમજે છે અને તેની પૂર્ણતામાં અચૂક રીતે મજબૂતીથી લાગેલ છે. કુર્આને કરીમની આયત **"અઅ્તા કુલ્લ શયઈન ખલ્કહુ ષુમ્મ હદા."** *(૨૦:૫૦)* નો આ જ અર્થ છે. એટલા માટે આ આયતમાં જો આસમાન અને જમીનના સંબોધનને વાસ્તવિક અર્થમાં સંબોધન ઠરાવવામાં આવે તો કોઈ વાંધો નથી.

## જમીન, આસમાન અને તેમાં ઉપસ્થિત તે સમગ્ર વસ્તુઓની તસ્બીહ કરવાનો ભાવાર્થ :

આ વસ્તુઓમાં બધા જ ફરિશ્તાઓ અને મનુષ્યો તથા જિન્નાતો જે મુઅમિન છે, તેમનું અલ્લાહપાકની તસ્બીહ કરવું તો દેખીતું છે, બધા જ જાણે છે. કાફિર મનુષ્ય અને નાસ્તિક જે દેખીતી રીતે તસ્બીહ (પવિત્રતા વર્ણન) નથી કરતા તેઓ પણ, એ જ પ્રમાણે વિશ્વના બીજા પદાર્થો જેના વિશે કહેવામાં આવે છે કે, તેમનામાં બુદ્ધિ કે સમજદારી નથી તેમની તસ્બીહ પઢવાનો અર્થ શું છે ? અમુક ઉલમાએ ફરમાવ્યું કે, તેમની તસ્બીહ કરવાનો ભાવાર્થ "તસ્બીહે હાલ" એટલે કે તેમની પરિસ્થિતિની ગવાહી છે. કારણ કે અલ્લાહપાક સિવાય દરેક વસ્તુની સમગ્ર પરિસ્થિતિ બતાવી રહી છે કે, તે ન તો પોતાના અસ્તિત્વમાં સ્વતંત્ર છે અને ન જ પોતાના કાયમી ટકી રહેવામાં આઝાદ છે. બલ્કે તે કોઈ ઘણી જ મોટી શક્તિના તાબે ચાલી રહી છે. આ જ પરિસ્થિતિની ગવાહી તેની તસ્બીહ છે.

પરંતુ અન્ય સંશોધનકારોના નિવેદનો છે કે, આ તસ્બીહ એટલે "તસ્બીહે ઈખ્તિયારી" (સ્વેચ્છાએ કરવામાં આવતું અલ્લાહ તઆલાની પવિત્રતાનું વર્ણન) તો માત્ર ફરિશ્તાઓ અને મુઅમિન જિન્નાતો અને મનુષ્યો

માટે ખાસ છે. પરંતુ ''તક્વીની'' (અદશ્ય હુકમોના આધિન હોવાના) સ્વરૂપે અલ્લાહ તઆલાએ સમગ્ર સૃષ્ટિના કણે-કણને પોતાની તસ્બીહ પઢનારો બનાવી રાખ્યો છે. કાફિર પણ પ્રથમ તો સામાન્ય રીતે અલ્લાહ તઆલાને જ માને છે અને તેની શ્રેષ્ઠતાનો સ્વીકાર પણ કરે છે અને જે ભૌતિકપરસ્ત નાસ્તિકો અથવા આધુનિક યુગના કોમ્યુનિસ્ટો અલ્લાહપાકના અસ્તિત્વનો જ ઈન્કાર કરે છે અને દેખીતી રીતે અલ્લાહપાકના અસ્તિત્વને જ નથી માનતા, પરંતુ તેમના અસ્તિત્વનું દરેક અવયવ વિના ઈરાદે બળજબરીપૂર્વક અલ્લાહ તઆલાની તસ્બીહ કરી રહ્યું છે. જેમકે વૃક્ષ અને પથ્થર-માટી વગેરે બધી જ વસ્તુઓ અલ્લાહ તઆલાની તસ્બીહમાં પ્રવૃત્ત છે. પરંતુ તેમની આ તસ્બીહ જે અદશ્ય અને અલ્લાહ તઆલાના હુકમને આધિન છે, તેને સામાન્ય લોકો સાંભળતા નથી. કુર્આને કરીમનો ઈરશાદ છે : **''વલાકિલ્લા તફકહૂન તસ્બીહહુમ''** *(૧૭:૪૪)* આ બાબતે દલીલ કરે છે કે, આ દરેક કણે-કણની તસ્બીહ તકવીની અને કોઈ એવી વસ્તુ છે, જેને સામાન્ય માણસ સમજી શકતો નથી. ''તસ્બીહે હાલી'' એ બાબત ઉપર દલીલ કરે છે કે, આ સૃષ્ટિના કણે-કણની તસ્બીહ અદશ્ય (તક્વીની) સ્વરૂપે કોઈ એવી વસ્તુ છે, જેને સામાન્ય મનુષ્ય સમજી શકતો નથી. ''તસ્બીહે હાલી''ને દરેક બુદ્ધિશાળી અને સમજદાર વ્યક્તિ સમજી અને જાણી શકે છે. આથી જાણ થઈ કે, આ તસ્બીહ માત્ર ''તસ્બીહે હાલી'' નથી, બલ્કે વાસ્તવિક છે. પરંતુ આપણી સમજ અને બુદ્ધિથી ઉપરવટ છે.

હદીષ શરીફમાં રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો જે એ મોઅ્જિઝો ઉપસ્થિત છે કે, રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની મુઠ્ઠીમાં કાંકરીઓની તસ્બીહ કરવી સહાબએ કિરામ (રદી.)ના કાનોએ સાંભળ્યું, તેનું મોઅ્જિઝો હોવું તો દેખીતું છે, પરંતુ ખસાઈસે કુબરામાં શૈખ જલાલુદ્દીન સુયૂતિ (રહ.)એ ફરમાવ્યું કે, કાંકરીઓનું તસ્બીહ પઢવું રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો મોઅ્જિઝો નથી, તે તો જ્યાં કંઈ પણ છે તસ્બીહ પઢી રહી છે, બલ્કે આપ (સલ્લલ્લાહુ અલયહિ

વસલ્લમ)નો મોઅ્જિઝો તો એ છે કે, તે આપ (સલ.)ના હાથ મુબારકમાં આવ્યા પછી તેની તે તસ્બીહ કરવું કાનોથી સંભળાવા લાગ્યું.

ઈમામ કુર્તુબી (રહ.)એ આ જ સંશોધનને વધારે વજનદાર ઠરાવ્યું છે અને તેના ઉપર કુર્આન અને સુન્નતની ઘણી બધી દલીલો વર્ણન કરી છે. દા.ત. સૂરએ યાસીનમાં હઝરત દાવૂદ (અલયહિસ્સલામ) વિશે ઈરશાદ છે : **"ઈન્ના સખ્ખરનલ જિબાલ..."** (એટલે કે, અમે પહાડોને કામે લગાડ્યા કે તે હઝરત દાવૂદ (અલૈ.)ની સાથે સવાર અને સાંજ તસ્બીહ કરે છે. *(૪૮:૧૮)* અને સૂરએ બકરહમાં પહાડોના પથ્થરો વિશે **"ઈન્ન મિન્હા લમા...."** ઈરશાદ છે. (પહાડના અમુક પથ્થર અલ્લાહપાકના ડરથી નીચે ગબડી પડે છે. *(૨:૭૪)* જેમાં પથ્થરોમાં પણ એક પ્રકારની બૌદ્ધિક ક્ષમતા તથા અલ્લાહપાકનો ડર હોવાનું સાબિત થાય છે, તથા સૂરએ મરયમમાં નસારાનું હઝરત ઈસા (અલૈ.)ને અલ્લાહપાકના બેટા કહેવાના રદિયામાં **"વતખિર્રુલ જિબાલુ..."** ફરમાવવામાં આવ્યું. ''આ લોકો અલ્લાહપાકના માટે બેટો ઠરાવે છે, તેમના તે કુફ્રના કલિમાથી પહાડો ઉપર ભય છવાય જાય છે અને તે ગબડવા લાગે છે.'' *(૧૯:૯૦-૯૧)* દેખીતું છે કે, આ ડર તેમની સમજવાની ક્ષમતાની જાણકારી આપે છે અને સમજવાની ક્ષમતા હોવા પછી તસ્બીહ કરવું કોઈ અશક્ય બાબત નથી.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ (રદી.)એ ફરમાવ્યું કે, એક પહાડ બીજા પહાડને કહે છે કે, હે ફલાણા ! શું તારા ઉપરથી કોઈ એવો વ્યક્તિ પસાર થયો છે, જે અલ્લાહ તઆલાને યાદ કરનારો હોય ? જો તે કહે કે, હા ! તો આ પહાડ તેનાથી ખુશ થાય છે. તેના ઉપર દલીલ માટે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ (રદી.)એ આ આયત પઢી : **"વકાલુ ત્તખઝર્ રહમાનુ વલદન"** *(૧૯:૮૮)* અને પછી ફરમાવ્યું કે, જ્યારે આ આયતથી સાબિત થયું કે, પહાડ કુફ્રનો કલિમો સાંભળવાથી પ્રભાવિત થાય છે અને તેના ઉપર ભય છવાય જાય છે, તો શું તમારો એવો વિચાર છે કે તે બાતિલ નિવેદનોને સાંભળે છે અને સત્ય વાત તથા અલ્લાહપાકના ઝિક્રને નથી

સાંભળતા ? અને તેનાથી પ્રભાવિત નથી થતા ? *(કુર્તુબી, બ હવાલએ રકાઈક ઈબ્ને મુબારક)* અને રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, "કોઈ જિન્નાત અને મનુષ્ય અને વૃક્ષ અને પથ્થર તથા ઢેફું એવું નથી, જે મુઅઝ્ઝિનનો અવાજ સાંભળે છે અને કયામતના દિવસે તેમના ઈમાન અને નેક હોવાની ગવાહી ન આપે."

*(મુઅત્તા ઈમામ માલિક વ સુનન ઈબ્ને માજહ, બ રિવાયતે અબૂ સઈદ ખુદરી)*

ઈમામ બુખારી (રહ.)એ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ (રદી.)ની રિવાયતથી નકલ કર્યું છે કે, અમે ખાવાની (વાનગીનો) તસ્બીહનો અવાજ સાંભળ્યા કરતા હતા, જ્યારે કે તે (વાનગી) ખાવામાં આવી રહી હોય અને એક બીજી રિવાયતમાં છે કે, અમે રસૂલે કરીમ (સલ.)ની સાથે ખાવું ખાતા (જમવા બેસતા) તો ખાવાની (વાનગીની) તસ્બીહનો અવાજ સાંભળ્યા કરતા હતા. સહીહ મુસ્લિમમાં હઝરત જાબિર ઈબ્ને સમુરહ (રદી.)ની રિવાયતથી નકલ થયું છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, હું મક્કહ મુકર્રમહને આ પથ્થરથી ઓળખું છું જે બઅ્ષત અને નબૂવ્વત પહેલાં મને સલામ કર્યા કરતો હતો અને હું હજુ પણ તેને ઓળખું છું. અમુક લોકોએ કહ્યું કે, તેનાથી ઈશારો "હજ્રે અસ્વદ" છે. વલ્લાહુ અઅ્લમુ.

ઈમામ કુર્તુબી (રહ.)એ ફરમાવ્યું કે, હદીષ શરીફની રિવાયતોમાં આ પ્રમાણેની ઘટનાઓ ઘણી બધી છે. અને "ઉસ્તુવાનએ હન્નાનહ" (એક સૂકા ઝાડનું થડ જેનો સહારો લઈ રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) મસ્જિદમાં ખુત્બો આપ્યા કરતા હતા)ની હિકાયત તો ખૂબ પ્રચલિત અને મુસલમાનોની મુખે રમતી રહે છે, જેના રડવાનો અવાજ સહાબએ કિરામ (રદી.)એ સાંભળ્યો હતો. જ્યારે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ખુત્બાના સમયે તેને છોડીને મિમ્બર ઉપર ખુત્બો આપવાની શરૂઆત કરી.

આ રિવાયતો પછી તે શું અસંભવ છે કે, જમીન અને આસમાનની

દરેક વસ્તુમાં તેની કક્ષા પ્રમાણેની બૌદ્ધિક ક્ષમતા અને સમજદારી હોય અને દરેક વસ્તુ સાચી પદ્ધતિથી અલ્લાહપાકની તસ્બીહ કરે ! ઈબ્રાહીમ (રહ.)એ ફરમાવ્યું છે કે, આ તસ્બીહ સજીવ અને નિર્જીવ બંને વસ્તુઓમાં સમાન છે. એટલે સુધી કે દરવાજાના કવચાંના અવાજમાં પણ તસ્બીહ છે. ઈમામ કુર્તુબી (રહ.)એ ફરમાવ્યું કે, જો તસ્બીહનો ભાવાર્થ ''તસ્બીહે હાલી'' હોત તો પ્રસ્તુત આયતમાં હઝરત દાવૂદ (અલૈ.)ની કોઈ વિશિષ્ટતા શું રહે ? ''તસ્બીહે હાલી'' તો દરેક મનુષ્ય, દરેક સજીવ અને દરેક વસ્તુ વિશે જાણી શકાય છે. એટલા માટે દેખીતું એ જ છે કે, આ ''તસ્બીહે કવલી'' (મૌખિક તસ્બીહ) હતી અને જેમકે ખસાઈસે કુબરાના હવાલાથી ઉપર નકલ કરવામાં આવ્યું છે કે, કાંકરીઓનું તસ્બીહ કરવું મોઅ્જિઝો નથી, તે તો દરેક પરિસ્થિતિમાં અને દરેક સમયે સર્વસામાન્ય છે, તેના વિશે રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો મોઅ્જિઝો તો એ હતો કે, તે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના હાથ મુબારકમાં આવ્યા પછી તેની તસ્બીહ એ પ્રમાણેની થઈ ગઈ કે, સામાન્ય લોકોના કાનોએ સાંભળી. એ જ પ્રમાણે પહાડોની તસ્બીહ પણ હઝરત દાવૂદ (અલૈ.)નો મોઅ્જિઝો એ જ સ્વરૂપે છે કે તેમના મોઅ્જિઝા વડે તે તસ્બીહ કાનોના સાંભળવાપાત્ર બની ગઈ. વલ્લાહુ અઅ્લમુ.

ચોથી આયતના અંતે ફરમાવ્યું કે, પૃથ્વી અને આસમાને અલ્લાહ તઆલાના હુકમનું પાલન કર્યું અને જળપ્રલયનો કિસ્સો સમાપ્ત થયો તથા હઝરત નૂહ (અલૈ.)નું વહાણ ''જૂદી'' પહાડ ઉપર થોભી ગયું અને અત્યાચારીઓને હંમેશા માટે ''રહમતથી દૂર'' કહેવામાં આવ્યા.

'જૂદી' પહાડ આજે પણ આ જ નામથી કાયમ છે. તેનું સ્થિતિસ્થાન હઝરત નૂહ (અલૈ.)ના મૂળ વતન ઈરાક મૌસૂલના ઉત્તરે ઈબ્ને ઉમર ટાપુ નજીક આર્મેનિયાની સરહદ નજીક છે. આ એક પર્વતમાળા છે, જેના એક ભાગનું નામ જૂદી છે. તેના જ એક ભાગને 'અરારત' કહેવામાં આવે છે. હાલની તવરાતમાં વહાણ થોભવાના સ્થળને 'અરારત' બતાવવામાં આવ્યું

છે. તે બંને રિવાયતોમાં કોઈ એવો મોટો ફરક નથી, પરંતુ પ્રખ્યાત પ્રાચીન ઈતિહાસમાં પણ છે કે, હઝરત નૂહ (અલૈ.)નું વહાણ 'જૂદી' પહાડ ઉપર આવીને થોભ્યું હતું.

## તોફાન થોભવું :

ચોથી આયતમાં જળપ્રલયના કિસ્સાનો અંત એ રીતે વર્ણન કર્યો છે કે, જ્યારે તોફાન સમાપ્ત થઈ ચૂક્યું અને હઝરત નૂહ (અલયહિસ્સલામ)નું વહાણ 'જૂદી પહાડ' ઉપર થોભી ગયું તથા પૃથ્વી ઉપરનું પાણી પૃથ્વીએ શોષી લીધું તથા આસમાનનું બાકી બચેલું પાણી નહેરો અને દરિયાઓ સ્વરૂપે સુરક્ષિત થઈ ગયું. જેના પરિણામે જમીન માનવ વસવાટ માટે યોગ્ય બની ગઈ ત્યારે હઝરત નૂહ (અલયહિસ્સલામ)ને કહેવામાં આવ્યું કે, હવે તમે પહાડ ઉપરથી જમીન ઉપર ઉતરો અને કોઈ ફિકર-ચિંતા ન કરો. કારણ કે તમારા ઉપર અમારા તરફથી સલામતી અને બરકતો થશે. એટલે કે આફતો અને મુસીબતોથી સલામતી થશે અને માલ તથા ઔલાદમાં વધારો અને બરકત થશે.

આ ઈરશાદ પ્રમાણે તોફાન પછી દુનિયામાં સમગ્ર માનવ વસવાટ હઝરત નૂહ (અલયહિસ્સલામ)ની અવલાદ છે. કુર્આને બીજી જગ્યાએ ઈરશાદ ફરમાવ્યો છે : **"વજઅલ્ના જુર્રિય્યતહૂ હુમુલ્બાકીન."** *(૩૭:૭૭)* એટલે કે, આ ઘટના પછી દુનિયામાં બાકી રહેનાર બધી કૌમો માત્ર હઝરત નૂહ (અલયહિસ્સલામ)નો જ વંશ અને અવલાદ હશે. આથી હઝરત નૂહ (અલૈ.)ને ઈતિહાસકારોએ ''આદમે ષાની'' (બીજા આદમ) કહ્યા છે.

## નુબૂવ્વતની દલીલ :

હઝરત નૂહ (અલયહિસ્સલામ)ના પ્રલયની આ વિગત રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને વહી દ્વારા જાણ કરાવીને તેમની કૌમને સંભળાવી, તો આ ઘટના પોતે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના સત્ય નબી હોવાની એક સાક્ષી બની ગઈ. તેના ઉપર ધ્યાન દોરવા માટે પાંચમી આયતમાં ઈરશાદ થયો કે, હઝરત નૂહ (અલયહિસ્સલામ) અને

તેમના તોફાનની ઘટના આ ગૈબની ખબરો છે, જેને ન તો તમે પ્રથમથી જાણતા હતા અને ન જ તમારી અરબ કૌમ તેનાથી વાકેફ હતી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ તેમને બતાવ્યું તો તેનો સ્રોત એના સિવાય શું હોઈ શકે છે કે, તે માત્ર અલ્લાહ તઆલાની વહી દ્વારા તમને બતાવવામાં આવ્યું છે. કારણ કે જો તમારી કૌમના લોકો ભણેલા-ગણેલા અને વિશ્વના ઈતિહાસની જાણકારી રાખનારા હોત તો એ કલ્પના પણ કરી શકાતી હતી કે, તમે તે લોકો પાસેથી સાંભળીને આ ઘટનાઓ વર્ણન કરી આપી છે. પરંતુ જ્યારે કે સમગ્ર કૌમ પણ આ ઘટનાઓથી અજાણ હતી અને તમે શિક્ષણ પ્રાપ્ત કરવા માટે ક્યારેય કોઈ બીજા દેશનો પ્રવાસ કર્યો નથી, તો આ ખબરનો એક માત્ર માર્ગ અને સ્રોત વહી હોવાનું સાબિત થઈ ગયું, જે નબી અને પયગમ્બરે બરહક (સાચા) હોવાની સ્પષ્ટ દલીલ છે.

અંતિમ આયતમાં રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને તસલ્લી અને સાંત્વના આપવા માટે ફરમાવવામાં આવ્યું કે, તમારી નુબૂવ્વત અને રિસાલત ઉપર સૂર્યથી વધારે પ્રકાશિત દલીલો સાબિત થઈ ચૂકી હોવા છતાં પણ જો અમુક કમનસીબ બદ્‌બખ્ત લોકો ન માને અને તમારી સાથે વાદ-વિવાદ કરતા રહે, તો તમારે તમારાથી અગાઉ થઈ ચૂકેલા પયગમ્બર હઝરત નૂહ (અલયહિસ્સલામ)ના જીવનચરિત્રને જોવું જોઈએ કે, તેમણે સમગ્ર એક હજાર વર્ષોની લાંબી ઉંમર તેમના ત્રાસ અને પીડાઓ વેઠવામાં પસાર કરી દીધી અને છતાં જે પ્રમાણે તેમણે ધૈર્ય દાખવ્યું, તમે પણ એવા જ ધૈર્યથી કામ લો. કારણ કે એ બાબત નક્કી છે કે, અંતે સફળતા મુત્તકી (અલ્લાહથી ડરનાર) લોકોને જ મળે છે.

## હઝરત નૂહ અલયહિસ્સલામના કિસ્સાથી બોધપાઠ :

- દરેક માણસ પોતાના અમલનો જવાબદાર છે. એટલા માટે બાપની બુઝુર્ગી-નેકી બેટાના ગુનાહનો કફ્ફારો-ઈલાજ બની શકતી નથી. એ જ પ્રમાણે બેટાની નેકી બાપને કામ લાગી શકતી નથી. હઝરત નૂહ અલયહિસ્સલામની નુબૂવ્વત આપના બેટા કન્આનને કામ ન લાગી

શકી. અને હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામની નુબૂવ્વત પોતાના બાપ આઝર માટે છૂટકારાનું કારણ ન બની શકી.

- માણસ માટે જેમ નેક-સારી દોસ્તી જરૂરી છે, તેમ બૂરા લોકોની સોહબત-સંગથી દૂર રહેવુ જરૂરી છે. હઝરત નૂહ અલયહિસ્સલામના ફરઝંદને બૂરી દોસ્તીએ જ નુકસાન કર્યું.

- અલ્લાહપાક ઉપર સહીહ ભરોસા સાથે જાહેરી અસ્બાબ (માધ્યમ) વાપરવા તવક્કુલના વિરૂદ્ધ નથી, બલ્કે માધ્યમનો વપરાશ તવક્કુલની સહીહ રીત છે, અને તે જ કારણે તોફાનથી બચવા અલ્લાહપાકે હઝરત નૂહ (અલૈ.)ને સ્ટીમ્બર (કશ્તી) બનાવવાનો હુકમ કર્યો.

- અલ્લાહ તઆલા તરફથી સારા-ખરાબ કૃત્યોની સજા અસલ તો આખિરતમાં મળશે. પરંતુ અમૂક વખતે દુન્યામાં પણ અત્યાચારીઓને તેમના અમલની સજા મળી જાય છે. જેમકે તૂફાને નૂહ (અલયહિસ્સલામ) તથા આદ, ષમૂદ, ફિરઔન, નમરૂદ વગેરેને દુન્યામાં પણ સઝા મળી ગઈ.



## ❃ હઝરત ઈદ્રીસ અલયહિસ્સલામ ❃

કુર્આન શરીફમાં હઝરત ઈદ્રીસ અલયહિસ્સલામનું વર્ણન ફક્ત બે જગ્યાએ કરવામાં આવ્યું છે.

**"વઝકુર ફિલ કિતાબિ ઈદ્રીસ"** હઝરત ઈદ્રીસ (અલૈ.) હઝ. નૂહ (અલૈ.)ના એક હજાર વર્ષ પહેલાં હઝરત નૂહ (અલૈ.)ના વડવાઓમાંથી છે. *(રૂહુલ મઆની બ હવાલએ મુસ્તદરક હાકિમ)* અને તેઓ હઝરત આદમ (અલૈ.) પછી પ્રથમ નબી અને રસૂલ છે. જેમના ઉપર અલ્લાહ તઆલાએ ત્રીસ સહીફા નાઝિલ કર્યા. *(કમા ફી હદીષ અબૂઝર ઝમખશરી)* અને હઝરત ઈદ્રીસ (અલૈ.) સૌથી પહેલા માનવી છે, જેમને ઈલ્મે નુજૂમ અને હિસાબ (ખગોળશાસ્ત્ર તથા ગણિતશાસ્ત્ર) મોઅ્જિઝા સ્વરૂપે અર્પણ કરવામાં આવ્યું. *(બહરે મુહીત)* અને સૌથી પહેલા મનુષ્ય છે, જેમણે કલમથી લખવાની અને કપડાં સીવવાની શોધ કરી. તેમના આવતા પહેલાં લોકો સામાન્ય રીતે જાનવરોના ચામડાનો પોશાકની જગ્યાએ ઉપયોગ કરતા હતા. અને સૌ પ્રથમ તોલ-માપની પદ્ધતિ પણ તેમણે જ શોધી હતી તથા હથિયારોનું સંશોધન પણ તેમનાથી જ શરૂ થયું. તેમણે હથિયારો શરૂ કરીને બનૂ કાબિલ સાથે જિહાદ કર્યો. *(બહરે મુહીત, કુર્તુબી, મઝહરી, રૂહ)*

**"વરફઅ્નાહુ મકાનન્ અલિય્યા"** એટલે કે, અમે હઝરત ઈદ્રીસ (અલૈ.)ને ઉચ્ચ સ્થાન ઉપર ઉઠાવી લીધા. તેનો અર્થ એ છે કે, તેમની નુબૂવ્વત અને રિસાલત તથા અલ્લાહ તઆલાની સમીપતાનું ખાસ સ્થાન અર્પણ કરવામાં આવ્યું અને અમુક રિવાયતોમાં જે તેમને આસમાન ઉપર ઉઠાવી લેવાની બાબત નકલ થઈ છે, તેના વિશે ઈબ્ને કષીર ફરમાવે છે :



“આ કઅ્બ અહ્બારની ઈસ્રાઈલી રિવાયતમાંથી છે અને તેમાંથી અમુકમાં ઘણું બધું નકારાત્મક અને અપરિચિત છે.”

કુર્આને કરીમના પ્રસ્તુત શબ્દો જો કે એ બાબતે સ્પષ્ટ નથી કે, અહીંયાં દરજ્જાઓ ઉંચા કરવાનો ભાવાર્થ છે અથવા આસમાનમાં જીવતા ઉઠાવી લેવાનો ભાવાર્થ છે. એટલા માટે તેમને આકાશ તરફ ઉઠાવી લેવાની બાબત ચોક્કસ નથી અને કુર્આન શરીફની તફસીર તેના ઉપર અવલંબિત નથી. *(બયાનુલ કુર્આન)*



# ❀ હઝરત હૂદ અલયહિસ્સલામ ❀

કુર્આન શરીફમાં હઝરત હૂદ અલયહિસ્સલામનું વર્ણન સાત જગ્યાએ કરવામાં આવ્યું છે.

આદ કૌમ હઝરત નૂહ (અલૈ.)ના પૌત્ર ઈરમની અવલાદમાંથી છે. તે ઉપરથી જ એ કૌમને આદે ઈરમ પણ કહે છે. તેઓ અહકાફ (યમન)માં વસતા હતા. હઝ. હૂદ (અલયહિસ્સલામ) તે જ કૌમમાંથી હોવાના કારણે તેઓના કૌમી તેમજ વતની ભાઈ (ત્યાંના મૂળ રહીશ) થઈ ગયા. તેથી જ તેઓના ભાઈ તરીકે ફરમાવ્યું. તે લોકોમાં પણ મૂર્તિ પૂજા બહુ ફેલાઈ ગઈ હતી. રોજી આપનાર, વરસાદ મોકલનાર, તંદુરસ્તી બક્ષનાર, વગેરે પ્રત્યેક હેતુ અને હાજત પૂર્ણ કરનાર જુદા જુદા દેવતાઓ બનાવી રાખ્યા હતા અને તેઓને પૂજતા હતા. હઝ. હૂદ (અલયહિસ્સલામ)એ તેઓને એનાથી અટકાવ્યા અને એ મહાન પાપની શિક્ષાથી ડરાવ્યા.

**"સૂરએ અઅ્રાફ"**માં ફરમાવ્યું : *અને (એવી જ રીતે) અમે આદ કૌમની તરફ તેઓના ભાઈ હૂદ (પયગમ્બર)ને મોકલ્યા. તેમણે કહ્યું કે, મારી કૌમ ! તમે અલ્લાહ તઆલાની જ બંદગી કરો, તેના સિવાય તમારો કોઈ મઅ્બૂદ નથી; તો શું તમે (અઝાબથી) ડરતા નથી ? (૬૫) તેમની કૌમમાંના સરદારો જેઓ કાફિર હતા તેઓ બોલ્યા : અમે તો જોઈએ છીએ કે તમે બેવકૂફ છો અને બેશક, અમે તમને જૂઠા લોકો માંહેના ધારીએ છીએ. (૬૬) (હૂદ અલૈ.એ) કહ્યું કે, હે મારી કૌમ ! મારામાં જરાય મૂર્ખાઈ નથી, પરંતુ હું તો સમગ્ર જહાનના પરવરદિગારનો (મોકલેલો) રસૂલ છું. (૬૭) પોતાના પરવરદિગારના સંદેશા (અને હુક્મો) તમને પહોંચાડું છું અને હું*

તમારો વિશ્વાસુ શુભેચ્છક છું. (૬૮) શું તમે આ વાતથી અચરજ પામો છો કે, તમારી પાસે તમારા પરવરદિગાર તરફથી તમારા માંહેના એક માણસ મારફતે નસીહત આવી કે જેથી તે તમને ડરાવે. વળી, (તે હાલત) યાદ કરો, જ્યારે (અલ્લાહ તઆલાએ) તમને નૂહ (અલયહિસ્સલામ)ની કૌમ પછી (દેશમાં) સરદાર બનાવ્યા અને તમારા શરીરનો ફેલાવો વધારી દીધો; માટે તમે અલ્લાહ તઆલાના ઉપકારોને યાદ કરો કે જેથી તમે સફળ થાઓ. (૬૯) તેઓ બોલ્યા, શું અમારી પાસે આપ એટલા જ માટે આવ્યા છો કે અમે એક જ અલ્લાહ તઆલાની બંદગી કરીએ અને અમારા બાપદાદા જેઓને પૂજતા હતા તેઓને છોડી દઈએ ? બસ, જો આપ સાચા છો તો જે અઝાબથી અમને ડરાવો છો, તે અમારી પાસે લઈ આવો. (૭૦) તેમણે કહ્યું : તમારા ઉપર તમારા પરવરદિગાર તરફથી અઝાબ અને કોપ આવવાની તૈયારીમાં જ છે, (છતાં) શું તમે મારી સાથે એવા નામો વિશે ઝઘડો કરો છો કે જેને તમે તથા તમારા વડીલોએ (પોતાના તરફથી) રાખી લીધાં છે ? (અને ખરું જોતાં) અલ્લાહ તઆલાએ તો તેઓની (બંદગી માટે) કોઈ પણ દલીલ ઉતારી નથી, માટે તમે (અઝાબની) રાહ જુઓ, હું પણ તમારી સાથે રાહ જોઉં છું. (૭૧) છેવટે અમે હૂદ (અલયહિસ્સલામ)ને તથા તેમની સાથે જે લોકો હતા તેમને પોતાની કૃપાથી બચાવ્યા અને તે લોકોનાં મૂળ સુદ્ધાં કાપી નાંખ્યા કે જેઓ અમારી આયતોને જુઠાડતા હતા અને તેઓ ઈમાન લાવનાર જ ન હતા. (૭૨)

હઝરત હૂદ (અલૈ.)ના જવાબમાં તેઓ કહેવા લાગ્યા : તમે નર્યા મૂર્ખ છો કે પોતાના વડીલોના પંથને ત્યજી આખી કૌમથી છૂટા પડો છો અને સાવ જૂઠા પણ છો કે, પોતાની વાતોને અલ્લાહ તઆલાના તરફની બતાવી અઝાબથી નાહક અમને ડરાવો છો.

એનો જવાબ હઝરત હૂદ (અલૈ.)એ આ પ્રમાણે આપ્યો : મારી કોઈ વાત મૂર્ખાઈની નથી. અલ્લાહપાકના તરફથી જે પદવી (હુકમ) મને મળી છે, તેના હક અદા કરૂં છું, બલ્કે એમાં તમારી જ મૂર્ખાઈ છે. કારણ કે પોતાના સાચા શુભેચ્છક જેમની પ્રામાણિકતા અને સત્યતા પ્રથમથી જ

સર્વમાન્ય છે, તેને હવે બુદ્ધિહીન અને બેવકૂફ બનાવી પોતે પોતાનું નુકસાન કરી રહ્યા છો.

એટલે હઝરત નૂહ (અલૈ.)ની કૌમના પછી અલ્લાહ તઆલાએ તમારી સત્તા કાયમ કરી અને તેઓની જગ્યાએ તમને આબાદ કર્યા. વળી, કદાવર હોવામાં તેમજ શારીરિક બળમાં સૌથી વધારી દીધા. આ ઉપકારો યાદ દેવાડી ચેતવણી આપી કે, મૂર્તિપૂજા અને રસૂલને જૂઠાડવાના કારણે તેઓની જે દશા થઈ તે તમારી ન થવા પામે, માટે વર્ણિત ઉપકારો તેમજ તે સિવાયના અલ્લાહ તઆલાના અગણિત ઉપકારો યાદ કરીને તેના શુક્રગુઝાર અને ફરમાંબરદાર થઈ જાઓ તો દુનિયા તેમજ આખિરતમાં સંપૂર્ણ સફળતા મળશે, પણ જો સાચા ઉપકારકર્તાની વિરૂદ્ધતા કરશો અને દ્રોહી બનશો તો બન્ને જગતમાં નુકસાન ભોગવવું પડશે.

જ્યારે તમારી શરારત, બેઅદબી અને બેશરમી હદ વટાવી ગઈ છે, તો હવે સમજો કે અલ્લાહ તઆલાનો અઝાબ અને કોપ તમારા ઉપર આવી જ પહોંચ્યો, હવે કંઈ વિલંબ થનાર નથી.

એટલે મૂર્તિઓનાં અમુક નામો રાખી અમુક અમુકને વરસાદ, રોજી, અવલાદ વગેરે આપનાર બતાવો છો. એ બધા તમારા અને તમારા વડીલોનાં જ ગોઠવી કાઢેલા નામો છે, જેમાં સત્યતા અને ખરાપણું જરાય નથી. એ પથ્થરોમાં ખુદાઈ ગુણો ક્યાંથી આવ્યા ? તો પછી એવી નામની કલ્પિત મૂર્તિઓ જેના મઅ્બૂદ હોવા પર કોઈ પ્રકારની કંઈ જ દલીલ નથી, તેના સબંધી મારી સાથે તવહીદના દાવામાં ઝઘડા અને વિવાદ કરો છો, તો અલ્લાહ તઆલા તમારા ઝઘડાઓનો ફેંસલો કરે તેની રાહ જુઓ, હું પણ તે જ ફેંસલાની રાહ જોઉં છું.

તેઓએ નસીહત નહીં માનતાં અઝાબની માંગણી કરી તો ત્રણ વર્ષ સુધી દુકાળ પડ્યો. તે સમયે કોઈ આફત આવતી તો હાલ જે સ્થળે બયતુલ્લાહ છે, ત્યાં આવી લોકોની કાકલૂદી અને આજિઝી કરવાથી આફત ટળી જતી. તે વખતે ત્યાં લાલ રેતીનો ટેકરો હતો. તે લોકોએ પણ ત્યાંનો

ઈરાદો કર્યો. ત્યાં પહોંચીને ઈમાનવાળાઓએ કહ્યું કે, જ્યાં સુધી તમે હઝરત હૂદ (અલૈ.) પર ઈમાન નહીં લાવો, ત્યાં સુધી વરસાદ નહીં આવે. તેથી તેમને કેદ કર્યા અને કાફિરોએ જઈ દુઆ માંગી. ત્યાર પછી તેઓને વાદળના ત્રણ ટુકડા દેખાયા. સફેદ, કાળો અને લાલ અને ગેબથી અવાજ આવ્યો કે, જેને ચાહો તેને પસંદ કરો. તેઓએ કાળાને પસંદ કર્યો કે તેમાંથી મુશળધાર વરસાદ પડશે. પછી પોતાના સ્થળે જઈ બીજા લોકોને વાદળના શુભ સમાચાર આપ્યા. તે સૌ લોકો જોવા બહાર દોડી આવ્યા. પરંતુ તેમાં વંટોળિયાનો અઝાબ હતો. તે હુકમ થતાં ચાલુ થયો. એક અઠવાડિયું સતત પવનનું એટલું જોર રહ્યું કે, તેમાં સૌ કાફિરો અથડાઈ-ભટકાઈને નાશ પામ્યા. તે પછી હઝરત હૂદ (અલૈ.) યમન તરફ ચાલ્યા ગયા. ફરી હઝરમોત ઈલાકામાં આવી વફાત પામ્યા. તેમની કબર ત્યાં જ છે.

## હઝરત હૂદ અલયહિસ્સલામની દઅવત અને કૌમના જવાબો :

**"સૂરએ હૂદ"**માં ફરમાવ્યું : *અને અમે આદ (કૌમ)ના તરફ તેઓના ભાઈ હૂદ (અલૈ.)ને મોકલ્યા. તેમણે કહ્યું કે, હે મારી કૌમ ! (માત્ર) અલ્લાહ તઆલાની જ બંદગી કરો. તેના સિવાય તમારો કોઈ મઅ્બૂદ નથી. તમે સૌ (શરીક ઠેરવવામાં) જૂઠું કહો છો. (૫૦) હે મારી કૌમ ! હું તમારાથી એના ઉપર કંઈ જ બદલો માંગતો નથી. મારી મજૂરી તેના જ ઉપર છે કે જેણે મને પેદા કર્યો. છતાં શું તમે સમજતા નથી ? (૫૧) અને હે મારી કૌમ ! પોતાના માલિકથી પોતાના ગુનાહ બખ્શાવો. ફરી (ઈમાન લાવી) તેના તરફ રજૂ થાઓ તો તે તમારા ઉપર આસમાનથી (વરસાદની) ધારો છોડી દેશે અને તમને વધુ શક્તિ આપી (હાલની) શક્તિમાં વૃદ્ધિ કરશે અને પાપી રહી મોઢું ન ફેરવો. (૫૨) તેઓએ કહ્યું કે હૂદ (અલૈ.) ! આપ અમારી પાસે કંઈ દલીલ લાવ્યા નથી અને અમે (માત્ર) આપના કહેવાથી અમારા દેવતાઓને છોડનાર નથી તેમજ આપને કોઈ રીતે અમે માનનારા નથી. (૫૩) અમે તો એમ જ કહીએ છીએ કે અમારા કોઈ દેવતાએ આપને બૂરી રીતે નડતર કરી છે. હૂદ (અલૈ.)એ ફરમાવ્યું : હું*

અલ્લાહપાકને સાક્ષી રાખું છું અને તમે પણ સાક્ષી રહો કે જે વસ્તુઓને તમે (અલ્લાહપાકના) શરીક બનાવો છો, તેથી હું બેઝાર છું. (૫૪) તે અલ્લાહપાકના સિવાય, તેથી તમે સઘળા મળી મારા હક્માં દાવ રચો. ફરી મને (જરા પણ) મોહલત ન આપો. (૫૫) મેં તો અલ્લાહપાક પર ભરોસો કર્યો છે, જે મારો અને તમારો પણ માલિક છે. પૃથ્વી પર કોઈ ચાલનાર (પ્રાણી) નથી; પરંતુ અલ્લાહ તઆલાના જ કબ્જામાં તેની પેશાની છે. બેશક, મારો પરવરદિગાર સીધા માર્ગ પર (મળે) છે. (૫૬) છતાં જો તમે મોઢું ફેરવશો તો મારા દ્વારા જે સંદેશો તમારા તરફ મોકલવામાં આવ્યો છે, તે હું તમને પહોંચાડી ચૂક્યો અને મારો પરવરદિગાર તમારા સિવાય બીજા લોકોને તમારી જગ્યાએ આબાદ કરશે, પણ અલ્લાહપાકનું તમે કંઈ બગાડી શકશો નહિ. ચોક્કસ મારો પરવરદિગાર દરેક વસ્તુ પર રક્ષક છે. (૫૭) અને જ્યારે અમારો હુક્મ પહોંચ્યો ત્યારે અમે હૂદ (અલૈ.)ને તથા જે લોકો તેમની સાથે ઈમાન લાવ્યા હતા, તેમને પોતાની કૃપાથી બચાવી લીધા અને તેમને અતિ સખત અઝાબથી સુરક્ષિત રાખ્યા (૫૮) અને આ (તે જ) આદ કૌમ છે કે જેઓએ પોતાના માલિકની આયતોનો ઈન્કાર કર્યો અને તેના રસૂલોને માન્યા નહિ, પણ એવાઓના હુક્મને તાબે થયા જેઓ બળજબરી કરનાર (અને) વિરોધી હતા (૫૯) અને (તેથી જ) આ દુનિયામાં પણ લઅનત તેઓની પાછળ લાગેલી રહી અને ક્યિામતના દિવસે પણ (લાગેલી રહેશે.) સાંભળી લો ! આદે પોતાના માલિકનો ઈન્કાર કર્યો (અને) સાંભળી લો ! આદને ફિટકાર છે જે હૂદ (અલયહિસ્સલામ)ની કૌમ હતી. (૬૦) અને અમે ષમૂદની તરફ તેઓના (કૌમી) ભાઈ સાલિહ (અલયહિસ્સલામ)ને મોકલ્યા. તેમણે કહ્યું કે, હે કૌમ ! અલ્લાહપાકની બંદગી કરો. તેના સિવાય તમારો કોઈ જ મઅ્બૂદ નથી. તેણે જ તમને જમીનથી પેદા કર્યા અને તેમાં તમને વસાવ્યા. તો તે અલ્લાહ તઆલા પાસે પોતાના ગુનાહ બખ્શાવો. ફરી (ઈમાન લાવી) તેની તરફ રુજૂઅ રહો. બેશક, મારો પરવરદિગાર નજીક હોય (દુઆનો) કબૂલ કરનાર છે. (૬૧) તેઓ બોલ્યા : હે સાલિહ (અલયહિસ્સલામ) ! આ પહેલાં અમે આપનાથી (અનેક પ્રકારની) આશાઓ

*રાખતા હતા, પણ શું આપ અમને તે વસ્તુઓની પૂજાથી રોકો છો, જેને અમારા બાપ-દાદા પૂજતા હતા અને જે દીન તરફ આપ બોલાવો છો, તેના વિશે અમે શંકામાં છીએ, જેણે અમને મૂંઝવણમાં નાખ્યા છે. (૬૨)*

**આયતોનો ભાવાર્થ** : દરેક નબીએ બિનસ્વાર્થીપણું બતાવવા આ વાત કહી છે. સારાંશ કે કોઈ પણ પ્રકારના સ્વાર્થ વિના માત્ર લાગણીથી જ તમારી ભલાઈની વાત કહેનારને દુશ્મન કહો છો. કેવા મૂર્ખા છો ?

"આસમાનમાંથી ધારો છોડી દેશે" એટલે જરૂર મુજબ ખૂબ વરસાદ વરસાવશે. કારણ કે દરેકને વરસાદની ચાહના તો સદા હોય છે જ, પણ તે લોકોના કુફ્રના કારણે તેઓના ઉપર ત્રણ વર્ષથી દુકાળ હતો તેથી ખાસ કરી ફરમાવ્યું : વળી, શત્રુઓના મુકાબલામાં શારીરિક બળ, સંખ્યાબળ વગેરેની ખાસ જરૂર પડે છે. તેથી ફરમાવ્યું કે, આર્થિક તેમજ શારીરિક રીતે સમર્થ કરી અવલાદમાં પણ બરકત આપશે.

તેઓની આ વાત કે, "આપ પોતાની સચ્ચાઈની કંઈ દલીલ લાવ્યા નથી" એ માત્ર દુશ્મની અને કપટથી હતી. નહીં તો હઝરત હૂદ (અલૈ.) તેઓને મુઅજિઝહ દેખાડી ચૂક્યા હતા, પરંતુ તેઓના મનગમતા નહીં હોવાથી તેના તરફ લક્ષ નહીં આપતાં એમ કહી દીધું.

કાફિરોએ કહ્યું કે, હે હૂદ (અલૈ.) ! આપ અમને અમારા મઅબૂદોની બંદગીથી રોકતા હતા અને તેઓને બુરૂં-ભલું કહેતા હતા, તેથી તે મઅબૂદો પૈકી કોઈએ પોતાની નડતરથી તમને ગાંડા બનાવી દીધા છે, તેથી આવી કઢંગી વાતો કરો છો અને જગતને મૂર્ખ બનાવી સૌને પોતાના દુશ્મન બનાવી રહ્યા છો.

ત્યારે હૂદ (અલૈ.)એ જવાબ આપ્યો : અત્યારે તમારી ધમકીના જવાબમાં પણ અલ્લાહ તઆલા સિવાય તમારા સૌ મઅબૂદોથી અદાવત અને નારાજી દર્શાવું છું. તો તમે તમારા દેવતાઓ સાથે મળી બને તે યુક્તિ કરી લો. પણ યાદ રાખો કે તેઓ કંઈ જ કરી શકતા નથી. જ્યારે તમારી સહાય છતાં તેઓ કંઈ કરી શકતા નથી તો એકલા શું ધૂળ કરી શકશે ?



એટલે પૃથ્વીમાં જે કંઈ છે તે સૌ તેના જ કબજામાં છે. તેના હુકમ સિવાય કોઈ કંઈ કરી શકતું નથી, તો હું તમારાથી ડરતો નથી. એમાં પણ એક મુઅજિઝો છે કે, હું એકલો એવી મોટી બળવાન, લોહીની તરસી દુશ્મન કૌમને સામાન્ય ચેલેન્જ આપું છું છતાં કોઈ કંઈ કરી શકે તેમ નથી. એ જ નવી દલીલ કાયમ થઈ અને તમારૂં એમ કહેવું કે, અમારી સામે દલીલ રજૂ કરી નથી તે ખોટું ઠર્યું. વળી, સાબિત થયું કે, જે કહું છું તે જ સીધો માર્ગ છે અને અલ્લાહ તઆલા સીધા માર્ગ પર છે. એટલે કે સીધા માર્ગે ચાલનારને અલ્લાહપાક મળશે.

અલ્લાહ તઆલા સૌની કરણી જાણે છે, તો અઝાબથી કાફિરોને જ હલાક કરશે અને તેથી અલ્લાહ તઆલાનું કે રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નું કંઈ બગડવાનું નથી. તમારી જગ્યાએ બીજાઓને વસાવી દેશને આબાદ કરશે.

આટલું વિગતવાર સમજાવવા છતાં તેઓ ઈમાન ન લાવ્યા તો દોઝખની ગરમ હવાનો અઝાબ આવ્યો, જે તેઓની નાકમાં ઘુસી નીચેથી નીકળી જતી. તેથી તેઓના સાંધે સાંધા છૂટી જતા. તે ભયંકર અઝાબથી હઝરત હૂદ (અલયહિસ્સલામ) તથા તેમને માનનાર ચાર હજાર મુસલમાનોને બચાવ્યા. વળી, ઈમાન અને સત્કાર્યોના પ્રતાપે આખિરતના અઝાબથી પણ તેમને નજાત આપી.

મતલબ કે તેઓના ખંડેરોને ઈબ્રતની નજરે જુઓ કે આગેવાનોએ બેપરવાઈથી ખુદાઈ વાતોનો મુકાબલો કર્યો, રસૂલોને જૂઠાડ્યા અને કૌમે આગેવાનોનું જ કહ્યું માન્યું તો સૌ હલાક થયા. તે લોકોએ હઝરત હૂદ (અલૈ.)ને જૂઠાડ્યા. છતાં રસૂલોને જૂઠાડવાનું એ કારણથી કહ્યું કે, એકને જૂઠાડવું સૌને જૂઠાડવા સમાન છે. કારણ કે તવહીદ વગેરે મૂળ સિદ્ધાંતોમાં સૌનું શિક્ષણ એક જ છે.

દુનિયામાં પણ તેઓ પર ખુદાઈ લઅનત થઈ અને કિયામત સુધી તેઓનું વર્ણન લઅનત સાથે જ થશે તેમજ કિયામત પછી પણ સદા માટે



તેઓ પર લઅનત રહેશે. કેટલાક મુફસ્સિરોના મત મુજબ કિયામતના દિવસે આ પ્રમાણે પુકાર થશે.

## આદ કૌમ પર ઉતરેલ ખુદાઈ કોપ :

હઝરત હૂદ (અલૈ.)એ કૌમે આદને મૂર્તિપૂજા છોડીને તવહીદ અપનાવવા અને જુલમ તથા બળજબરી છોડીને ન્યાય અને ઈન્સાફ અપનાવવાની તાકીદ કરી, પરંતુ આ લોકો પોતાની દૌલત અને શક્તિના નશામાં ચૂર હતા. તેમણે વાત ન માની, જેના પરિણામે તેમના ઉપર પ્રથમ અઝાબ એ આવ્યો કે, ત્રણ વર્ષ સુધી સતત વરસાદ બંધ રહ્યો. તેમની જમીનો સૂક્કીભઠ્ઠ રણ બની ગઈ, બગીચાઓ વેરાન થઈ ગયા, છતાં પણ આ લોકોએ શિર્ક અને મૂર્તિપૂજા કરવાનું છોડ્યું નહીં, તો પછી આઠ દિવસ અને સાત રાતો સુધી તેમના ઉપર સખત પ્રકારની આંધીનો અઝાબ આવ્યો. જેણે તેમના બચેલા રહ્યા-સહ્યા બાગો અને મહેલોને જમીનદોસ્ત કરી નાંખ્યા અને માણસો તથા પ્રાણીઓ હવામાં ઉડીને ઉંધા મોંએ જમીન ઉપર આવીને પડતા હતા. આ જ પ્રમાણે આ કૌમે આદનો સર્વનાશ કરી નાંખવામાં આવ્યો. પ્રસ્તુત આયતમાં જે ઈરશાદ છે : **“વકતઅ્ના દાબિરલ્લઝીન કઝ્ઝબૂ”** *(અઅ્રાફ : ૭૨)* એટલે કે “અમે જૂઠાડનારાઓની નસ્લ કાપી નાંખી.” તેનો હેતુ અમુક લોકોએ આ જ ઠરાવ્યો છે કે, તે સમયે જે લોકો હાજર હતા તે બધાનો જ નાશ કરી નાંખવામાં આવ્યો અને અમુક લોકોએ આ શબ્દનો એ ભાવાર્થ ઠરાવ્યો છે કે, આવનારા સમય માટે ભવિષ્યમાં પણ કૌમે આદની વંશનો ક્રમ અલ્લાહ તઆલાએ કાપી નાંખ્યો.

હઝરત હૂદ (અલૈ.)ની વાત ન માનવા અને કુફ્ર-શિર્કમાં રાચેલી રહેતી તેમની કૌમ ઉપર જ્યારે અઝાબ આવ્યો, તો હઝરત હૂદ (અલૈ.) અને તેમના સાથીઓએ એક હઝીરહ ‘ખૂંટા ચોડીને વાડ જેવા બનાવવામાં આવેલ ખુલ્લા સ્થળ’માં શરણ લીધું. એ આશ્ચર્યની વાત હતી કે, આ આંધી-તોફાનમાં મોટા મોટા મહેલો જમીનદોસ્ત થઈ રહ્યા હતા, પરંતુ આ વાડમાં હવા બિલ્કુલ મધ્યમ કક્ષાની અને શાંત થઈને પ્રવેશતી હતી. હઝરત હૂદ

(અલૈ.)ના બધા સાથીદારો અઝાબ નાઝિલ થતો હતો તે સમયે પણ બિલ્કુલ સલામત રીતે શાંતિથી બેસી રહ્યા. તેમને કોઈ પ્રકારની કોઈ તકલીફ ન પહોંચી. કૌમના સર્વનાશ થઈ ગયા પછી તેઓ મક્કા મુઅઝઝમહ સીધાવી ગયા અને ત્યાં જ વફાત પામ્યા. *(બહરે મુહીત)*

કૌમે આદનો અઝાબ હવાના તોફાનના સ્વરૂપમાં આવવો કુર્આન મજીદમાં સ્પષ્ટ નુસૂસ દ્વારા પ્રસ્તુત છે અને સૂરએ મુઅ્મિનૂનમાં હઝરત નૂહ (અલૈ.)ના કિસ્સાનું વર્ણન કર્યા પછી જે ઈરશાદ થયો છે : **"ષુમ્મ અન્શઅ્ના મિમ્બઅ્દિહિમ કરનન આખરિન."** *(૨૩:૩૧)* એટલે કે, "પછી અમે તેમના પછી એક અન્ય સમૂહ પેદા કર્યો." દેખીતું એ છે કે, આ સમૂહનો અર્થ કૌમે આદ છે, પછી તે સમૂહના અમલો અને પરિસ્થિતિઓ વર્ણન કર્યા બાદ ઈર્શાદ ફરમાવ્યો : **"ફઅખઝત્હુમુસ્સય્હતુ બિલ્હક્કિ."** *(૨૩:૪૧)* એટલે કે, "પકડી લીધા તેમને એક ભયંકર અવાજે." કુર્આનના આ વર્ણનની બીના ઉપર અમુક વિવરણકાર ઉલમાએ ફરમાવ્યું કે, કૌમે આદ ઉપર સખત પ્રકારના અતિ ભયંકર અવાજનો અઝાબ આવ્યો હતો, પરંતુ તે બંને વાતોમાં કોઈ વિરોધાભાસ નથી. બની શકે છે કે ભયંકર મોટો અવાજ પણ આવ્યો હોય અને આંધી-તોફાન પણ આવ્યું હોય.

અંતિમ આયતમાં ઈરશાદ ફરમાવ્યો કે, હઝરત હૂદ (અલૈ.)નો સંપૂર્ણ સંઘર્ષ અને કૌમે આદની બળવાખોરીનું અંતિમ પરિણામ એ આવ્યું કે, "અમે હઝરત હૂદ (અલૈ.)ને અને તે લોકોને જેઓ તેમના ઉપર ઈમાન લાવ્યા હતા, અઝાબથી સુરક્ષિત રાખ્યા અને જૂઠાડનારા લોકોના મૂળિયાં કાપી નાંખ્યા અને તેઓ ઈમાન લાવનારા ન હતા."

આ કિસ્સામાં ગાફેલ માનવો માટે અલ્લાહ તઆલાની યાદ અને આજ્ઞાપાલનમાં લાગી જવાનું માર્ગદર્શન અને તેનો વિરોધ કરનારાઓ માટે બોધપાઠ અને નસીહતનો સામાન તથા પ્રચારકો અને સુધારકો માટે પયગમ્બર (અલૈ.)ની પરંપરા તથા સુધારણા અને પ્રચારનું શિક્ષણ છે.

હઝરત હૂદ (અલૈ.)ને અલ્લાહ તઆલાએ કૌમે આદમાં મોકલ્યા હતા.

આ કૌમ શક્તિ તથા બહાદૂરીના આધારે સમગ્ર દુનિયામાં વિશિષ્ટ કૌમ સમજવામાં આવતી હતી. હઝરત હૂદ (અલૈ.) પણ આ જ કૌમના સભ્ય હતા. શબ્દ 'અખાહુમ હુદન'માં એ જ બાબત તરફ ઈશારો કરવામાં આવ્યો છે, પરંતુ આટલી મજબૂત અને બહાદૂર કૌમ અફસોસ કે બુદ્ધિ અને સમજદારી ખોઈ બેઠી હતી અને તેમણે પોતાના હાથોથી કોતરેલી પથ્થરોની મૂર્તિઓને પોતાના રબ અને મઅ્બૂદ બનાવી રાખ્યા હતા.

## હઝરત હૂદ (અલૈ.)ની દઅ્વતની મુખ્ય બાબતો :

હઝરત હૂદ (અલૈ.)એ જે દીનની દઅવત પોતાની કૌમ સામે રજૂ કરી તેની ત્રણ સૈદ્ધાંતિક બાબતોનો શરૂઆતની ત્રણ આયતોમાં ઉલ્લેખ થયો છે. એક, તવહીદની દઅવત અને આ દઅવત એટલે કે, અલ્લાહ તઆલા સિવાય કોઈને ઈબાદતપાત્ર સમજવું જૂઠું અને માત્ર કપોળકલ્પિત આક્ષેપ-બાજી છે. બીજું એ કે, હું જે આ તવહીદની દઅવત લઈને આવ્યો છું અને એટલા માટે પોતાની જિંદગીને મેં આ કાર્યમાં વકફ કરી રાખી છે, તમે એ તો વિચારો અને સમજો કે, શા માટે મેં આ મહેનત અને સંઘર્ષનું કાર્ય અપનાવ્યું છે ? ન તો હું તમારી પાસેથી આ સેવાનું કોઈ વળતર માંગું છું અને ન જ મને તમારા તરફથી કોઈ ભૌતિક લાભ પહોંચ્યો છે. જો હું તેને અલ્લાહ તઆલાનું ફરમાન અને સત્ય ન સમજતો હોત તો અંતે તમને આ દઅવત આપવાની આવશ્યક્તા જ શું છે ? અને શા માટે હું તમારી સુધારણા કરવામાં આટલી તકલીફ અને મહેનત બરદાસ્ત કરૂં !?

## વઅઝ અને શિખામણ તથા દીનની દઅવતનું વળતર :

કુર્આને કરીમે આ વાત લગભગ બધા જ અંબિયા (અલૈ.)ના મુખેથી નકલ કરી છે કે, અમે તમારી પાસેથી પોતાની દઅતવ અને મહેનતનું કોઈ વળતર માંગતા નથી. તેનાથી જાણ થાય છે કે, જો દઅવત અને તબ્લીગનું કોઈ વળતર લેવામાં આવે તો એ દઅવત પ્રભાવશાળી અને અસરકારક રહેતી નથી. જેના ઉપર અનુભવ સાક્ષી છે કે, વઅઝ અને બોધપાઠનું વળતર લેનારાઓની વાત શ્રોતાઓ ઉપર અસર કરતી નથી.

ત્રીજી વાત એ ફરમાવી કે, પોતાની પાછલી જિંદગીમાં જે કુફ્ર અને ગુનાહ તમે કરી ચૂક્યા છો, અલ્લાહ તઆલા પાસે તેને માફ કરાવો અને હવે પછીની જિંદગીમાં આ બધા ગુનાહોથી તવબા કરો. એટલે કે, આ દુષ્કૃત્યો ન આચરવાનો પાકો નિર્ધાર અને કરાર કરો કે, હવે પછી અમે તેમની નજીક પણ જઈશું નહીં. જો તમે આ માફી અને તવબાનું કાર્ય કરી લીધું, તો તેના પરિણામે આખિરતની કાયમી સફળતા તો મળશે જ મળશે, દુનિયામાં પણ તેના ઘણા ફાયદાઓના પ્રત્યક્ષ અનુભવ કરશો. એક એ કે તવબા અને બખ્શીશ કરાવવાથી તમારા ઉપરથી દુષ્કાળ દૂર થઈ જશે અને સમય અનુકૂળ ભારે વરસાદ થશે, જેનાથી તમારી રોજીમાં વિશાળતા પેદા થશે અને બીજું એ કે, તમારી શક્તિ અને તાકાત ખૂબ વધી જશે.

સમગ્ર કૌમના મુકાબલામાં એક વ્યક્તિ (નબી) તરફથી આવી જાહેરાત અને દાવો કરીને તેમના સ્વમાનને જગાડવું અને પછી સમગ્ર બહાદૂર કૌમમાંથી કોઈની મજાલ ન થવી કે, તેમના મુકાબલામાં કોઈ હરકત કરે, આ બધું હઝરત હૂદ (અલૈ.)નો એક આગવો મોઅ્જિઝો હતો, જેનાથી તેમની તે વાતનો પણ જવાબ થઈ ગયો કે, તમે અમને કોઈ મોઅ્જિઝો તો બતાવ્યો નથી અને એ વાતનો પણ જવાબ થઈ ગયો કે, અમારી મૂર્તિઓએ આપને માનસિક બીમારીમાં સપડાવી દીધા છે. કારણ કે જો મૂર્તિઓમાં એવી તાકાત હોત, તો તે સમયે તેમને જીવતા છોડ્યા ન હોત.

કૌમે આદની ઘટના અને અઝાબનું વર્ણન કર્યા પછી અન્યો માટે બોધદાયક વાતો બોધપાઠ પ્રાપ્ત કરવાની પ્રેરણા સ્વરૂપે વર્ણન થઈ છે. જેમાં કૌમે આદ જેમણે પોતાના પરવરદિગારની નિશાનીઓને જૂઠાડી અને પોતાના રસૂલોની નાફરમાની કરી તથા એવા લોકોના કહેવા ઉપર ચાલતા રહ્યા, જેઓ જાલિમ અને જિદ્દી હતા. તેનું પરિણામ એ આવ્યું કે, દુનિયામાં પણ તેમના ઉપર લઅનત થઈ, ફિટકાર વરસ્યો, એટલે કે કૃપાથી દૂરી તેમની સાથે હંમેશા લાગેલી રહી અને કયામતમાં પણ એ જ પ્રમાણે આ દૂરી લાગેલી રહેશે.

## હઝરત હૂદ અલયહિસ્સલામના કિસ્સાથી બોધપાઠ :

જે માણસ કૌમે આદનો કિસ્સો પઢે છે, તેની આંખો સમક્ષ હઝરત હૂદ અલયહિસ્સલામ જેવી એક એવી વ્યક્તિનો ચહેરો સામે આવે છે, જે અત્યંત સહનશીલ, ખામોશ અને સંપૂર્ણ નેકી-તકવાવાળુ જીવન જીવનારી વ્યક્તિ છે. જે કાંઈ બોલે છે, તે તોલીને બોલે છે કે, આનું પરિણામ શું આવશે ? પોતાની કૌમની ઠઠ્ઠા મશ્કરીનો જવાબ અત્યંત શાંતચિત્તે ધીરજથી આપે છે. ઈખ્લાસ અને નિય્યતની પાકીઝગી તેમની પેશાની ઉપરથી ઝલકતી નજર આવે છે.

આ ધીરજ દીનની દઅવત (તબ્લીગ) આપનારાઓને ધ્યાન અપાવે છે કે, લોકોની ઠઠ્ઠા-મશ્કરી તેમની દઅવતના ઉચ્ચ હેતુમાં રૂકાવટ બનતી નથી. અને નબીઓની આ સુન્નત છે કે, તે બુરાઈનો બદલો ભલાઈ અને સખ્તીનો જવાબ મીઠા શબ્દોથી જ આપે છે.





# ❃ હઝરત સાલિહ અલયહિસ્સલામ ❃

કુર્આન શરીફમાં હઝરત સાલિહ અલયહિસ્સલામનું વર્ણન આઠ જગ્યાએ કરવામાં આવ્યું છે.

આગળ આદ કૌમની એક જાતિનું વર્ણન થયું, અત્રે તેવી બીજી જાતિનું વર્ણન કર્યું. એ કૌમ નૂહ (અલૈ.)ના પૌત્ર ઈરમના પૌત્ર ષમૂદની અવલાદમાં હોવાથી તેમનું નામ આદે ષાનિયહ તથા ષમૂદ પડ્યું. આદ કૌમના હલાક થયા બાદ થોડી જ મુદ્દત પછી એ લોકો અરબસ્તાનના પૂર્વ અને ઉત્તર વિભાગમાં ફેલાયા. તેઓની હિદાયત માટે તેમના જ પિતરાઈઓમાંથી હઝરત સાલિહ (અલૈ.)ને નબી બનાવી મોકલ્યા, પણ ષમૂદ કૌમે તાબેદારીને બદલે તેમની સાથે ઠઠ્ઠા-મશ્કરી અને ગેરવર્તણૂંક કરી, જેથી અલ્લાહપાકે તેઓના ઉપર ધરતીકંપનો તેમજ એક કારમી ચીસનો અઝાબ મોકલી તેઓને નેસ્ત નાબૂદ કર્યા.

તે લોકોએ પોતાની ઈચ્છા અનુસાર મુઅજિઝહ દેખાડવા પર ઈમાન લાવવાનો વાયદો કર્યો હતો. તેથી તેઓના કહેવા મુજબ તેઓની સાથે તેઓની ઈદના દિવસે હઝરત સાલિહ (અલૈ.) જંગલમાં ગયા. ત્યાં તે લોકોએ મુકાબલાના હેતુથી પોતાની મૂર્તિઓ પાસે ચમત્કાર દેખાડવાની માંગણી કરી, પણ કંઈ વળ્યું નહિ ત્યારે ખસિયાણા થયા અને જુન્દૂઅ્ બિન અમ્ર નામના સરદારે હઝરત સાલિહ (અલૈ.)થી માંગણી કરી કે, જંગલમાં પડેલા સંગીન પથ્થરમાંથી જ અબઘડી એક ગાભણ ઉંટણી કાઢો તો તમારા ઉપર ઈમાન લાવીશું, જેથી હઝરત સાલિહ (અલૈ.)એ વુઝૂ કરી નમાઝ પઢીને દુઆ માંગી, તો અલ્લાહ તઆલાના હુકમથી તરત જ પથ્થર હાલ્યો



અને અવાજ થઈ ફાટી ગયો. તેમાંથી એક ઉંટણી માંગણી મુજબ નીકળી આવી અને તે જ પળે તેણે બચ્ચાને જન્મ આપ્યો. તરત જ તે બચ્ચું પણ તેના જેવડું થઈ ગયું. આ અદ્‌ભુત બાબત સૌએ પ્રત્યક્ષ નિહાળી, પણ તે સરદાર સિવાય બીજું કોઈ ઈમાન લાવ્યું નહિ.

તે ઉંટણી માટે અલ્લાહપાકે ફરમાવ્યું કે, અલ્લાહપાકની જમીનમાં ચરતી રહેશે અને વારીના દિવસે પાણી પીશે, પરંતુ કોઈએ છેડછાડ કરવી નહિ. એનો એ મતલબ નથી કે જોઈએ તેનું ખેતર ખાઈ જાય, બલ્કે જ્યાં કોઈની માલિકીની જમીન નથી, ત્યાં ચરતા કોઈ તેને અટકાવે નહિ.

**કૌમે ષમૂદનો ઉલ્લેખ કુર્‌આને કરીમમાં :**

**"સૂરએ અઅ્‌રાફ"**માં ફરમાવ્યું : *અને અમે ષમૂદ કૌમ તરફ તેઓના ભાઈ સાલિહ (પયગમ્બર અલયહિસ્સલામ)ને મોકલ્યા. તેમણે કહ્યું કે, હે મારી કૌમ ! અલ્લાહ તઆલાની જ બંદગી કરો, તેના સિવાય તમારો કોઈ મઅ્‌બૂદ નથી; તમારા પરવરદિગાર તરફથી તમારી પાસે એક સ્પષ્ટ દલીલ પહોંચી ગઈ છે. (એટલે) અલ્લાહપાકની આ ઉંટણી તમારા માટે નિશાની છે, તો તેણીને (આઝાદ) છોડી દો, કે અલ્લાહપાકની જમીનમાં ચરતી ફરે અને તમે તેણીને બુરી નિય્યતે હાથ પણ લગાડતા નહિ. (જો છેડશો તો) ફરી તમને દુ:ખદાયક અઝાબ પકડી લેશે. (૭૩) અને (તે હાલતને) યાદ કરો, જ્યારે તેણે તમને આદ (કૌમના) પછી આબાદ કર્યા અને તમને જમીન પર (રહેવાનું સરસ) ઠેકાણું આપ્યું કે નરમ જમીન પર મહેલ બાંધો છો અને પહાડોને કોતરી કોતરીને ઘર બનાવો છો, તો અલ્લાહ તઆલાના ઉપકારો યાદ કરો અને દેશમાં ફસાદ ન મચાવો. (૭૪) તેની કૌમના આગેવાનો કે જેઓ ઘમંડી હતા, તેઓએ પોતાનામાંથી જે ગરીબો ઈમાન લાવ્યા હતા, તેમને પૂછ્યું કે, શું તમને આ વાતનું યકીન છે કે સાલિહ (અલયહિસ્સલામ) પોતાના પરવરદિગારના મોકલેલા (રસૂલ) છે ? તેઓએ કહ્યું કે, તેમને જે વસ્તુ આપી મોકલવામાં આવ્યા છે, તેના ઉપર અમને તો સંપૂર્ણ યકીન છે. (૭૫) (તો) તે અભિમાની લોકો કહેવા લાગ્યા કે જેના*

*ઉપર તમે યકીન લાવ્યા છો તેને અમે માનતા નથી. (૭૬) પછી તેઓએ તે ઉંટણીને કાપી નાખી અને પોતાના પરવરદિગારના હુક્મનું ઉલ્લંઘન કર્યું અને કહેવા લાગ્યા કે, હે સાલિહ (અલયહિસ્સલામ) ! જો આપ રસૂલ છો, તો જે (અઝાબ)થી આપ અમને ડરાવતા હતા, તે લઈ આવો. (૭૭) પછી તેઓને ધરતીકંપે પકડી લીધા, જેથી તેઓ પોતાના ઘરોમાં ઉંધા પડેલા જ રહી ગયા. (૭૮) ફરી સાલિહ (અલયહિસ્સલામ)એ તેઓથી મોઢું ફેરવ્યું અને કહ્યું કે, હે મારી કૌમ ! મેં તમને મારા પરવરદિગારનો સંદેશો પહોંચાડી દીધો અને તમારૂં ભલું ચાહ્યું; પણ તમે (એવા છો કે) પોતાના શુભેચ્છકોને મિત્ર રાખતા જ નથી. (૭૯)*

પ્રથમ આયતમાં ઈરશાદ છે : **"વઈલા ષમૂદ અખાહુમ સાલિહન"** તેમાંથી પ્રથમ કૌમે આદના ઉલ્લેખમાં વર્ણન થઈ ચૂક્યું છે કે, આદ અને ષમૂદ એક જ દાદાની અવલાદમાં બે વ્યક્તિઓના નામો છે. તેમની અવલાદ પણ તેમના નામથી જ ઓળખાઈ અને બે કૌમો બની ગઈ. એક કૌમ "કૌમે આદ" અને બીજી કૌમ "કૌમે ષમૂદ" કહેવાય છે. તેઓ અરબના ઉત્તર-પશ્ચિમમાં વસતા હતા અને તેમના મોટા શહેરનું નામ હિજ્ર હતું, જેને આજે મોટે ભાગે "મદાઈને સાલિહ" (અલૈ.)ના નામે ઓળખવામાં આવે છે. કૌમે આદની જેમ કૌમે ષમૂદ પણ માલદાર, શક્તિશાળી અને બહાદૂર કૌમ હતી તથા પથ્થરની શિલ્પકળામાં અને સ્થાપત્યકળામાં નિષ્ણાત હતી. ખુલ્લી જમીન ઉપર મોટા મોટા મહેલો બનાવતા હતા. તદુપરાંત પહાડોને કોતરી કોતરીને તેમાંથી અનેક પ્રકારની ઈમારતો બનાવતા હતા. "અરજુલ કુર્આન"માં મવલાના સય્યદ સુલયમાન સાહેબે લખ્યું છે કે, તેમના સ્થાપત્ય અવશેષો દુનિયામાં આજે પણ જોવા મળે છે. તેના ઉપર "ઈરમિ" અને "ષમૂદી" લિપીમાં લખાણો કોતરેલા જોવા મળે છે.

દુનિયાની દોલત અને અય્યાશીઓનું પરિણામ મોટે ભાગે એ જ આવતું હોય છે કે, એવા લોકો અલ્લાહપાક અને આખિરતથી ગાફેલ થઈને ખોટા માર્ગો ઉપર ખોટા રવાડે ચઢી જાય છે. કૌમે ષમૂદની પણ એવી જ હાલત

થઈ. અલબત્ત, તેમનાથી અગાઉની કૌમ કૌમે નૂહ (અલૈ.)ના અઝાબના કિસ્સાનું વર્ણન હજુ સુધી દુનિયામાં ચર્ચાતું હતું અને તે ઉપરાંત તેમના ભાઈ એવી કૌમે આદના સર્વનાશના કિસ્સાઓ તો તાજા જ હતા, પરંતુ દૌલત અને શક્તિના નશાની મદ્‌હોશીની ખાસિયત એ જ હોય છે કે, હજુ એક વ્યક્તિનો પાયો જમીનદોસ્ત થાય છે કે, બીજો તેની માટીના ઢગલા ઉપર પોતાની ઈમારત ઉભી કરી લે છે. અને પ્રથમ ઘટી ચૂકેલી ઘટનાને ભૂલી જાય છે. કૌમે આદની તબાહી અને સર્વનાશ પછી કૌમે ષમૂદ તેમના મકાનો અને જમીનોના વારસદાર બની ગયા અને તે જ સ્થળો ઉપર પોતાની અય્યાશીઓના મહેલો તામીર કર્યા. જેમાં તેમના ભાઈઓ હલાક થઈ ચૂક્યા હતા, અને ઠીક તે જ અમલો અને પ્રવૃત્તિઓ શરૂ કરી દીધી, જે કૌમે આદે કરી હતી કે, અલ્લાહપાક અને આખિરતથી ગાફેલ થઈને શિર્ક અને મૂર્તિપૂજામાં લાગી ગયા. અલ્લાહપાકે પોતાની સુન્નત (અલ્લાહપાકની ટેવના સાતત્ય) પ્રમાણે તેમની હિદાયત માટે હઝરત સાલિહ (અલૈ.)ને રસૂલ બનાવીને મોકલ્યા. હઝ. સાલિહ (અલૈ.) વંશ અને વતનના આધારે કૌમે ષમૂદના જ એક વ્યક્તિ હતા. કારણ કે તેઓ પણ "સામ"ની અવલાદમાંથી જ હતા. આથી કુર્‌આને કરીમમાં તેમને કૌમે ષમૂદના ભાઈ કહ્યા છે. **"અખાહુમ સાલિહન"** હઝરત સાલિહ (અલૈ.)એ પોતાની કૌમને જે આમંત્રણ આપ્યું તે એ જ આમંત્રણ છે, જે હઝરત આદમ (અલૈ.)થી લઈને બધા જ અંબિયા (અલૈ.) આપતા ચાલ્યા આવે છે. જેમકે કુર્‌આનમાં છે : **વલકદ બઅષ્ના કુલ્લિ ઉમ્મતિન રસૂલમ્**... એટલે કે, "અમે દરેક ઉમ્મતમાં એક રસૂલ મોકલ્યા કે તે એ માર્ગદર્શન આપે કે, અલ્લાહ તઆલાની ઈબાદત કરો અને મૂર્તિપૂજાથી બચો." દરેક અગાઉ થઈ ચૂકેલા અંબિયા અલયહિમુસ્સલામની જેમ જ હઝરત સાલિહ (અલૈ.)એ પણ પોતાની કૌમને એ જ કહ્યું કે, અલ્લાહપાકને પોતાનો પાલનહાર, સર્જનહાર અને માલિક સમજો. તેના સિવાય કોઈ મઅ્બૂદ બનાવવાના પાત્ર નથી. ફરમાવ્યું : **યાકવ્મિઅ્બુદુ**....

**"સૂરએ નમ્લ"**માં ફરમાવ્યું : *(અંતે) સાલિહ (અલૈ.)એ કહ્યું : હે*

મારી કૌમ ! તમે નેકી (ઈમાન) પહેલાં બુરાઈ (અઝાબ)ને કેમ ઉતાવળે માંગો છો ? તમે અલ્લાહપાક પાસે કેમ ગુનાહ બખ્શાવતા નથી. જેથી કદાચને તમારા ઉપર દયા થઈ જાય. (૪૬) તેઓ બોલ્યા કે, અમને તો તમારાથી તેમજ તમારા સાથીઓથી અપશુકન થયા. સાલિહ (અલૈ.)એ કહ્યું : તમારા દુર્ભાગ્ય (નું કારણ) તો અલ્લાહ તઆલાની જાણમાં છે. (તમારા ધારવા મુજબ) કંઈ નથી, બલ્કે તમે એવા લોકો છો કે, જેમની કસોટી કરવામાં આવે છે. (૪૭) અને તે શહેરમાં નવ માણસો (આગેવાન) હતા, જેઓ દેશમાં ફસાદ કર્યા કરતા હતા અને (લેશમાત્ર) સુધારો કરતા ન હતા. (૪૮) તેઓએ (એકબીજાને) કહ્યું કે, માંહોમાંહે અલ્લાહપાકના સોગંદ ખાઓ કે અલબત્ત, આપણે તેમને તથા તેમના સબંધીઓને રાત્રે જઈ મારી નાંખીશું. ફરી તે (ખૂન)નો દાવો કરવાવાળાઓને કહીશું કે, (તેના તથા) તેના સબંધીઓના માર્યા જવાના સમયે અમે હાજર (પણ) ન હતા અને અમે તદ્દન સાચા છીએ. (૪૯) અને (એ હેતુથી) તેઓએ એક દાવ રચ્યો અને અમે પણ એક યુક્તિ કરી અને તેઓને (તેની) જાણ પણ ન થઈ. (૫૦) તો જોઈ લો, તેઓની ચાલબાજીનું પરિણામ કેવું આવ્યું કે, અમે તેઓને તેમજ (પાછળથી) તેઓની કૌમને સૌને હલાક કરી નાખ્યા. (૫૧) તો આ તેઓના ઘર તેઓના જુલ્મ (કુફ્ર)ના કારણે ઉઝઝડ પડેલાં છે. અલબત્ત, એમાં તે લોકો માટે (ઈબ્રતની) નિશાની છે કે, જેઓ જ્ઞાન ધરાવે છે. (૫૨) અને જે લોકો ઈમાન લાવ્યા હતા અને (શિર્કથી) બચતા રહ્યા તેમને અમે (અઝાબથી) બચાવી લીધા. (૫૩)

**"સૂરએ શુઅરાઅ્"**માં ફરમાવ્યું : ષમૂદ કૌમે પણ રસૂલોને જૂઠાડ્યા. (૧૪૧) જ્યારે તેઓને તેમના (કૌમી) બંધુ સાલિહ (અલૈ.)એ કહ્યું કે, શું તમે (અલ્લાહ તઆલાથી) ડરતા નથી ? (૧૪૨) હું તમારા માટે પ્રામાણિક રસૂલ છું. (૧૪૩) માટે તમે અલ્લાહપાકથી ડરો અને મારી આજ્ઞા માનો. (૧૪૪) અને આ (તબ્લીગ) ઉપર હું તમારાથી કંઈ બદલો માંગતો નથી. મારો બદલો તો માત્ર તમામ જગતના પાલનહાર ઉપર જ છે. (૧૪૫) શું તમને અહીં (દુનિયા)ની વસ્તુઓમાં જ નચિંતપણે છોડી દેવામાં

*આવશે ? (૧૪૬) એટલે બગીચાઓ અને નહેરોમાં. (૧૪૭) તથા ખેતીઓમાં અને એવી ખજુરીઓમાં કે જેના ગાભા નાજુક હોય છે. (૧૪૮) અને તમે (ઈતરાજી કરી) પહાડોમાં પ્રવિણતાથી ઘરો કોતરો છો. (૧૪૯) માટે તમે અલ્લાહપાક્થી ડરો અને મારી આજ્ઞા માનો. (૧૫૦) અને હદ વટાવનારાઓનો હુક્મ ન માનો. (૧૫૧) કે જેઓ દેશમાં ફસાદ કરતા રહે છે અને સુધારો કરતા નથી. (૧૫૨) તેઓ બોલ્યા કે આપના ઉપર તો કોઈએ ભારે જાદૂ કર્યો છે. (૧૫૩) આપ તો અમારા જેવા એક સાધારણ માણસ જ છો, જેથી અગર આપ સાચાઓ માંહેના છો, તો કંઈક નિશાની લઈ આવો. (૧૫૪)*

**આયતોનો ભાવાર્થ** : એની સાથે આ પણ ફરમાવ્યું કે, **"કદ જાઅત્કુમ..."** એટલે કે, હવે તો તમારા પરવરદિગાર પાસેથી ખુલ્લી નિશાની તમારી પાસે આવી પહોંચી છે. તે નિશાનીનો અર્થ એક આશ્ચર્ય-જનક ઉંટણી છે, જેનું વર્ણન આ આયતમાં પણ છે. અને કુર્આન શરીફની વિવિધ સૂરતોમાં તેની વધારે વિગત પ્રસ્તુત છે. તે ઉંટણીની ઘટના એ હતી કે, હઝરત સાલિહ (અલૈ.)એ પોતાની યુવાનીના કાળમાં પોતાની કૌમને તવહીદનું આમંત્રણ આપવાનું શરૂ કર્યું અને બરાબર તેમાં જ મંડી પડ્યા. એટલે સુધી કે વૃદ્ધાવસ્થાની નિશાનીઓ શરૂ થઈ ગઈ. હઝરત સાલિહ (અલૈ.)ના વારંવાર આગ્રહ કરવાથી તંગ આવીને તેમની કૌમે એ ઠરાવ્યું કે, તેમની પાસે કોઈ એવી માંગણી કરો, જેને તેઓ પૂરી ન કરી શકે અને આપણે તેમનો વિરોધ કરવામાં સ્વતંત્ર થઈ જઈએ. ઠરાવ મૂજબ માંગણી એ કરી કે, જો તમે વાસ્તવમાં અલ્લાહ તઆલાના રસૂલ છો, તો અમારા ફલાણા પહાડ (કે જેનું નામ ''કાતિબહ'' હતું, તે)ની અંદરથી એક એવી ઉંટણી કાઢી આપો, જે દસ મહિનાનો ગર્ભ ધારણ કરેલ સ્થિતિમાં હોય અને મજબૂત તથા તંદુરસ્ત પણ હોય.

હઝરત સાલિહ (અલૈ.)એ પ્રથમ તેમની પાસેથી વચન લીધું કે, જો હું તમારી આ માંગણી પૂરી કરી આપું, તો તમે બધા મારા ઉપર અને મારા આમંત્રણ ઉપર ઈમાન લાવજો. જ્યારે બધાએ કરાર કરી લીધો ત્યારે હઝરત સાલિહ (અલૈ.)એ બે રકઅત નમાઝ પઢીને અલ્લાહ તઆલાથી

દુઆ કરી કે, “હે પરવરદિગાર ! તારા માટે તો કોઈ કામ મુશ્કેલ નથી, તું તેમની માંગણી સંતોષી દે.” દુઆ કરતાંની સાથે જ પહાડની અંદર ધ્રુજારી ઉત્પન્ન થઈ અને તેની એક મોટી શીલા ફાટી અને તેમાંથી એક ઉંટણી એ જ પ્રમાણે નીકળી આવી, જેની માંગણી કરવામાં આવી હતી.

હઝરત સાલિહ (અલૈ.)નો આ ખુલ્લો અને આશ્ચર્યજનક મોઅજિઝો જોઈને તેમનામાંથી ઘણા લોકો તો મુસલમાન થઈ ગયા અને બાકીની સમગ્ર કૌમે પણ ઈરાદો કરી લીધો કે, ઈમાન લઈ આવે. પરંતુ કૌમના અમુક સરદારો જેઓ મૂર્તિઓના ખાસ પૂજારીઓ અને મૂર્તિપૂજાના ઈમામો હતા, તેમણે તેમને બહેકાવીને ઈસ્લામ સ્વીકાર કરવાથી અટકાવી દીધા. હઝરત સાલિહ (અલૈ.)એ જ્યારે જોયું કે, કૌમે કરારભંગ કર્યો છે, તો તેમને ભય લાગ્યો કે, હવે તેમના ઉપર કોઈ અઝાબ આવી પડશે. આ ભયે તેમણે પોતાના પયગમ્બર હોવાના કારણે લાગણી અને તેમના પ્રત્યેના હેતના લીધે તેમને નસીહત કરી કે, આ ઉંટણીની હિફાઝત કરજો, તેને કોઈ તકલીફ નહીં પહોંચાડો તો કદાચ તમે અઝાબથી સુરક્ષિત રહેશો. નહીંતર તાત્કાલિક તમારા ઉપર અઝાબ આવી પડશે.

આ જ વિષય પ્રસ્તુત આયતના આ વાક્યમાં રજૂ થયો છે : **હાઝિહી નાકતુલ્લાહિ લકુમ.....** એટલે કે, “આ અલ્લાહપાકની ઉંટણી છે, જે તમારા માટે દલીલ છે. બસ, તેને છોડી દો, તે અલ્લાહપાકની જમીનમાં ખાતી (ચરતી) ફરે, તેને બુરાઈની સાથે હાથ ન લગાવો, નહિતર તમને દર્દનાક અઝાબ પકડી લેશે.” એટલા માટે કહેવામાં આવ્યું કે, અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતની નિશાની હઝરત સાલિહ (અલૈ.)ના મોઅજિઝા સ્વરૂપે આશ્ચર્યજનક રીતે ઉપસ્થિત થઈ હતી.

**“તઅ્કુલ ફી અર્દિલ્લાહ”**માં એ તરફ ઈશારો છે કે, આ ઉંટણીના ખાવા-પીવામાં તમારી મિલ્કત અને તમારા ઘરમાંથી કંઈ જ ખર્ચ થતો નથી, જમીન અલ્લાહપાકની છે, તેમાં ઉત્પન્ન થનાર વનસ્પતિ અને ઘાસચારો વગેરે પેદા કરનાર તે જ અલ્લાહપાક છે, તેની ઉંટણીને તેની જમીનમાં

સ્વતંત્ર છોડી દો કે, સાર્વજનિક ગૌચરમાં ચરતી રહે.

કૌમે ષમૂદ જે કૂવાઓમાંથી પાણી પીતા અને પીવડાવતા હતા, તેમાંથી જ આ ઉંટણી પણ પાણી પીતી હતી, પરંતુ આ આશ્ચર્યજનક સર્જન એવી ઉંટણી જ્યારે પાણી પીતી તો આખા કૂવાનું પાણી પી જતી હતી. હઝરત સાલિહ (અલૈ.)એ અલ્લાહ તઆલાના હુકમથી એ ફેંસલો કર્યો હતો કે, એક દિવસે આ ઉંટણી પાણી પીશે અને બીજા દિવસે કૌમના બધા લોકો પાણી લેશે અને જે દિવસે આ ઉંટણી પાણી પીશે તો બીજાઓને પાણીના બદલે આ ઉંટણીનું દૂધ એટલા જ પ્રમાણમાં મળી જતું હતું કે, તે પોતાના બધા વાસણો તેનાથી ભરી લેતા હતા. કુર્આને કરીમમાં બીજે ઠેકાણે તેની વહેંચણીનું વર્ણન આ રીતે આવ્યું છે : **વનબ્બિઅ્હુમ અન્ન....** *(૫૪:૨૮)* એટલે કે, હઝ. સાલિહ (અલૈ.) પોતાની કૌમને બતાવી આપે કે, કૂવાના પાણીની તેમની અને અલ્લાહ તઆલાની ઉંટણી વચ્ચે વહેંચણી થશે. એક દિવસ ઉંટણીનો અને બીજો દિવસ સમગ્ર કૌમનો, અને આ વહેંચણી ઉપર અલ્લાહ તઆલા તરફથી ફરિશ્તાઓની દેખરેખ રહેશે કે, કોઈ તેનો ભંગ ન કરી શકે અને એક બીજી આયતમાં ફરમાવવામાં આવ્યું છે કે, **હાઝિહી નાક્તુ લ્લહા....** *(૨૬:૧૫૫)* એટલે કે, ''આ અલ્લાહ તઆલાની ઉંટણી છે. એક દિવસે પાણીનો અધિકાર તેનો અને બીજા દિવસે પાણી તમારા માટે નક્કી થયેલ છે.''

બીજી આયતમાં આ વાયદો ભૂલાવી બેઠેલી બળવાખોર કૌમની ભલાઈ ઈચ્છીને તેમને અલ્લાહ તઆલાના અઝાબથી બચાવવા માટે ફરી તેમને અલ્લાહ તઆલાના ઈનામો અને અહેસાનો યાદ અપાવ્યા કે, હજુ પણ આ લોકો પોતાની દુષ્ટતાથી અટકી જાય. એટલા માટે ફરમાવ્યું : **વઝકુરૂ ઈઝ જઅલકુમ....** તેમાં **''ખુલફાઅ્''** એ **''ખલીફહ''**નું બહુવચન છે. જેનો અર્થ ''નાયબ'' અથવા તો ''પ્રતિનિધિ'' થાય છે. અને **''કુસૂર''** એ **''કસ્ર''**નું બહુવચન છે. ઉંચી આલીશાન ઈમારત અને મહેલને ''કસ્ર'' કહેવામાં આવે છે. **''તનહિતૂન''** એ **''નહ્ત''**થી બનેલ શબ્દ છે. જેનો અર્થ છે ''પથ્થરને કોતરવો'' અથવા ''શિલ્પકળા'' અને **''જિબાલ''** એ

**"જબલ"** (પહાડ)નું બહુવચન છે. ભાવાર્થ એ છે કે, "અલ્લાહ તઆલાની તે નેઅ્‌મતને યાદ કરો કે, તેણે કૌમે આદનો નાશ કરીને તેના સ્થળે તમને વસાવ્યા, તેમની જમીનો અને મકાનો તમારા કબ્જામાં આપી દીધા અને તમને એવી કળા શિખવાડી કે, ખુલ્લી જમીનોમાં મોટા મોટા મહેલો બનાવી લો છો અને પહાડોને કોતરીને તેમાં ઓરડાઓ અને મકાનો બનાવી લો છો."

અંતિમ આયતમાં **"ફઝકુરૂ આલાઅલ્લાહિ**.... ફરમાવ્યું. એટલે કે "અલ્લાહ તઆલાની નેઅ્‌મતોને યાદ કરો અને તેનું અહેસાન માનો, તેનું આજ્ઞાપાલન કરો અને જમીનમાં ફસાદ ન ફેલાવતા ફરો."

## હુકમો અને મસ્અલાઓ :

પ્રસ્તુત આયતોથી અમુક પાયાના સૈદ્ધાંતિક અને પેટા મસ્અલાઓની જાણ થાય છે.

- પાયાના સૈદ્ધાંતિક અકીદાઓમાં બધા જ અંબિયા (અલૈ.) સહમત છે અને તેમની શરીઅતો એકમતે છે. બધા જ અંબિયા (અલૈ.) તવહીદના આમંત્રણ સાથે અલ્લાહની ઈબાદત કરવાનું આહ્‌વાન કરે છે અને તેનો વિરોધ કરવાથી દુનિયા અને આખિરતના અઝાબથી ડરાવે છે.

- બધી જ પાછલી ઉમ્મતોમાં એવું થતું રહ્યું છે કે, કૌમોના મોટા મોટા દોલતમંદ ઈઝઝતદાર લોકોએ તેમની દઅ્‌વતનો અસ્વીકાર કર્યો અને તેના પરિણામે તેઓ દુનિયામાં પણ હલાક અને બરબાદ થઈ ગયા અને આખિરતમાં પણ અઝાબના હકદાર બન્યા.

- તફસીરે કુર્તુબીમાં છે કે, આ આયતથી જાણ થઈ કે, અલ્લાહપાકની નેઅ્‌મતો દુનિયામાં કાફિરો ઉપર પણ ઉતરે છે. જેમકે કૌમે આદ અને ષમૂદ ઉપર અલ્લાહ તઆલાએ દોલત અને શક્તિના દરવાજા ખોલી આપ્યા હતા.

- તફસીરે કુર્તુબીમાં છે કે, આ આયતથી જાણ થઈ કે, મોટા મોટા

મહેલો અને આલીશાન મકાનોનું બાંધકામ પણ અલ્લાહ તઆલાની નેઅ્મત છે અને તેને બનાવવા જાઈઝ છે.

એ બીજી બાબત છે કે, અંબિયા અને અવલિયા અલ્લાહે તેને એટલા માટે પસંદ નથી કર્યું કે, આવી વસ્તુઓ મનુષ્યને ગફલતમાં નાંખી દેનારી હોય છે. રસૂલે કરીમ (સલ.) દ્વારા જે ઉંચી ઉંચી ઈમારતો વિશે ફરમાનો નકલ થયા છે, તે આ જ હેતુસર છે.

**આયતોનો ભાવાર્થ અને કૌમે ષમૂદ પર ખુદાઈ અઝાબ :**

ત્રીજી અને ચોથી આયતમાં તે વાતચીત અને સંવાદનું વર્ણન કરવામાં આવ્યું છે, જે કૌમે ષમૂદના બે જૂથો વચ્ચે થયો. એક તે જૂથ જે હઝરત સાલિહ (અલૈ.) ઉપર ઈમાન લઈ આવ્યું હતું અને બીજું ઈન્કારીઓ અને કાફિરોનું જૂથ. ઈરશાદ થયો : **કાલલ મલઉલ્લઝીન....** એટલે કે, ‘‘કહ્યું કૌમે સાલિહ (અલૈ.)માંથી તે લોકોએ જેમણે અભિમાન કર્યું, તે લોકોને કે જેઓ હલકા અને અશક્ત સમજવામાં આવતા હતા. એટલે કે જેઓ ઈમાન લઈ આવ્યા હતા.’’

તફસીરે કશ્શાફમાં છે કે, કૌમે ષમૂદના મુઅમિનોએ કેવો ઉચ્ચ કક્ષાનો જવાબ આપ્યો છે કે, તમે જે ચર્ચામાં પડ્યા છો કે તેઓ રસૂલ છે અથવા નહીં ? એ વાત તો ચર્ચાનો મુદ્દો જ નથી. બલ્કે એ તો ચોક્કસ અને અત્યંત વિશ્વાસપૂર્વક નક્કી બાબત છે અને એ પણ નક્કી છે કે, તેઓ જે કંઈ પણ ફરમાવે છે તે અલ્લાહ તઆલા તરફથી લાવેલો સંદેશ છે. વાત કંઈ હોઈ શકે છે તો તે એ કે, કોણ તેમના ઉપર ઈમાન લાવે છે અને કોણ નથી લાવતું ? બસ, અમે તો અલ્હમ્દુલિલ્લાહ તેમની લાવેલી બધી હિદાયતો ઉપર ઈમાન રાખીએ છીએ.

પરંતુ તેમના આ ઉચ્ચ કક્ષાના જવાબ ઉપર પણ કૌમે તે જ બળવાખોર વલણ અપનાવ્યું કે, ‘‘જે વસ્તુ ઉપર તમે ઈમાન લાવો છો, અમે તો તેના ઈન્કારી છીએ.’’ દુનિયાની મહોબ્બત, દોલત તથા શક્તિના નશાથી અલ્લાહ તઆલા સુરક્ષિત રાખે કે, તે મનુષ્યની આંખોનો પડદો બની જાય છે અને



માનવી વાસ્તવિક વસ્તુઓનો પણ ઈન્કાર કરવા લાગે છે.

કૌમે ષમૂદ આ ઉંટણીના કારણે એક મુસીબતમાં સપડાય ગયા હતા અને એવું ઈચ્છતા હતા કે, કોઈ પણ રીતે તે હલાક થઈ જાય, પરંતુ પોતે એવી હરકત કરવાથી ડરતા હતા કે, કદાચ અલ્લાહનો અઝાબ આવી જશે.

શયતાનનો સૌથી મોટો ધોકો જેમાં સપડાઈને મનુષ્ય પોતાની બુદ્ધિ અને સમજદારી ખોઈ બેસે છે તે સ્ત્રીનો ફિત્નો છે. કૌમની બે ખૂબસુરત સ્ત્રીઓએ શરત લગાવી કે, જે વ્યક્તિ આ ઉંટણીને મારી નાંખશે, તેના માટે અમારી છોકરીઓમાંથી તે જેને ઈચ્છશે તે તેની છે. કૌમના બે નવયુવાનો મિસ્દઅ્ અને કિદાર આ નશામાં મદહોશ થઈને એ ઉંટણીને કતલ કરવા માટે નીકળ્યા અને ઉંટણીના રસ્તામાં એક પથ્થરની શીલા નીચે સંતાઈને બેસી ગયા. જ્યારે ઉંટણી સામે આવી તો મિસ્દએ તીરથી હુમલો કર્યો અને કિદારે તલવારથી તેના પગ કાપી તેને કતલ કરી નાંખી.

કુર્આને કરીમે તેને જ કૌમે ષમૂદનું સૌથી મોટું ધૃણાસ્પદ કૃત્ય અને બદ્‌નસીબી ઠરાવી દીધી : **"ઈઝિમ્ બઅ્શ અશ્કાહા"** *(૯૧:૧૨)* "જ્યારે તેમનામાંથી એક ખૂબ જ શકી (બદ્‌નસીબ) વ્યક્તિને (તેને મારી નાંખવા માટે) મોકલ્યો.'' કારણ કે તેના લીધે સમગ્ર કૌમ અઝાબમાં સપડાઈ ગઈ.

હઝરત સાલિહ (અલૈ.)એ ઉંટણીને મારી નાંખવાની ઘટનાની જાણ થયા પછી કૌમને અલ્લાહપાકનો હુકમ બતાવ્યો કે, હવે તમારી જિંદગીના ફક્ત ત્રણ દિવસો બાકી છે. **"ફતમત્તઉ ફી દારિકુમ...."** એટલે કે, ત્રણ દિવસ પોતાના ઘરોમાં આરામ કરી લો (ત્યારબાદ અઝાબ આવવાનો છે) અને આ વાયદો સાચો છે, તેનાથી ઉલટું થવાની કોઈ શક્યતા નથી. પરંતુ જે કૌમનો સમય ખરાબ થઈ જાય છે, તેને કોઈ પણ બોધપાઠ કે ચેતવણી કામ લાગી શકતી નથી. હઝરત સાલિહ (અલૈ.)ના આ ઈરશાદની પણ આ બદ્‌નસીબ લોકોએ મજાક ઉડાવવી શરૂ કરી અને કહેવા લાગ્યા કે, આ અઝાબ કેવો અને ક્યાંથી આવશે ? અને તેની નિશાની શું હશે ?

હઝરત સાલિહ (અલૈ.)એ ફરમાવ્યું કે, લો ! અઝાબની નિશાની પણ



સાંભળી લો. કાલે જુમેરાતના દિવસે તમારા બધાના ચહેરા સખત પીળા થઈ જશે. પુરૂષ અને સ્ત્રી, બાળકો અને વૃદ્ધો કોઈ તેમાંથી બાકાત નહીં રહે અને પછી પરમ દિવસે જુમ્આના દિવસે બધાના ચહેરા સખત લાલ થઈ જશે અને ત્યાર પછી શનિવારના દિવસે સૌના ચહેરા સખત કાળા થઈ જશે અને આ દિવસ તમારી જિંદગીનો અંતિમ દિવસ હશે.

બદ્‌નસીબ કૌમે એવું સાંભળીને તેનાથી તવબા અને ઈસ્તિગફાર તરફ ધ્યાન આપવાના બદલે એવો નિર્ણય કર્યો કે, હઝ. સાલિહ (અલૈ.)ની હત્યા કરી નાંખવામાં આવે. કારણ કે, જો આ સાચું છે અને આપણા ઉપર અઝાબ આવવાનો જ છે, તો શા માટે આપણે તેનું કામ તમામ ન કરવું જોઈએ ? અને જો તેઓ જૂઠા છે, તો તેઓ પોતાના જૂઠની સજા ભોગવે. કૌમનો આ ઈરાદો કુર્‌આન શરીફના વર્ણનમાં બીજી જગ્યાએ વિગત સાથે મૌજૂદ છે. કૌમના આ સર્વસહમત ફેંસલા પ્રમાણે અમુક લોકો રાત્રે હઝ. સાલિહ (અલૈ.)ના મકાન ઉપર તેમની હત્યા કરવાના ઈરાદાથી ગયા, પરંતુ અલ્લાહપાકે માર્ગમાં જ તેમના ઉપર પથ્થર વરસાવીને તેમને હલાક કરી નાંખ્યા. **"વ મકરૂ મકરંવ..."** *(૨૭:૫૦)* એટલે કે, "તેમણે પણ એક ગુપ્ત યુક્તિ કરી અને અમે પણ એવી તદ્‌બીર કરી કે, તેમને ખબર પણ ન થઈ." જ્યારે જુમેરાતની સવાર થઈ તો હઝરત સાલિહ (અલૈ.)ના કહેવા પ્રમાણે બધાના ચહેરા એવા પીળા થઈ ગયા, જેમકે કોઈએ ઘેરો પીળો રંગ ચોપડી દીધો હોય. અઝાબની પ્રથમ નિશાની સાચી ઠર્યા પછી પણ જાલિમોનું એ તરફ કોઈ ધ્યાન ન ગયું કે, અલ્લાહ તઆલા ઉપર ઈમાન લાવે અને પોતાની દુષ્ટતા (બુરાઈ)થી અટકી જાય. બલ્કે તેમનો ગુસ્સો અને ક્રોધ હઝરત સાલિહ (અલૈ.) ઉપર વધી ગયો અને સમગ્ર કૌમ તેમની હત્યા કરવાની ફિકરમાં ફરવા લાગી. અલ્લાહ તઆલા પોતાના ગુસ્સાથી બચાવે ! તેની પણ નિશાનીઓ હોય છે કે, દિલ અને દિમાગ આંધળા થઈ જાય છે, નફાને નુકસાન અને નુકસાનને નફો, સારાને ખરાબ અને ખરાબને સારૂં સમજવા લાગે છે.

અંતે બીજો દિવસ આવ્યો તો આગાહી પ્રમાણે બધાના ચહેરા લાલ રંગના થઈ ગયા અને ત્રીજા દિવસે સખત કાળા થઈ ગયા. હવે તો એ બધા જ પોતાની જિંદગીથી હતાશ થઈને રાહ જોવા લાગ્યા કે, અઝાબ કઈ બાજુથી અને કેવી રીતે આવે છે ?

એ જ હાલતમાં જમીનમાં એક ભયંકર ધરતીકંપ આવ્યો અને ઉપરથી ભયાનક અવાજ અને સખત ઘરેરાટી સંભળાઈ, જેમાં બધા જ એકી સાથે બેઠા બેઠા જ ઉંધા પડીને મરી ગયા.

## હઝરત સાલિહ (અલૈ.)ની દઅવત અને કૌમની બરબાદી :

**"સૂરએ હૂદ"**માં અલ્લાહ તઆલા ફરમાવે છે : *(સાલિહ અલૈ.એ) કહ્યું કે, હે મારી કૌમ ! જરા જુઓ તો જો હું પોતાના માલિક તરફથી સ્પષ્ટ દલીલ પર હોઉં અને તેણે પોતાના તરફથી મને રહમત (નુબૂવ્વત) અર્પણ કરી હોય છતાં જો હું તેની નાફરમાની કરૂં તો ફરી મને તેના (અઝાબ)થી કોણ બચાવશે ? તમે તો મારા માટે નુકસાન સિવાય કંઈ જ વધારતા નથી. (૬૩) અને હે મારી કૌમ ! આ અલ્લાહ તઆલાની ઊંટણી તમારા માટે એક નિશાની (મુઅજિઝો) છે. માટે તેને છોડી મૂકો કે અલ્લાહપાકની જમીનમાં (જ્યાં ચાહે) ચરતી ફરે અને તેને બુરાઈથી કદી અડકવું પણ નહિ. નહિ તો તમને બહુ જલ્દી અઝાબ આવી પકડશે. (૬૪) છતાં તેઓએ તેના પગ કાપી નાખ્યા તો (સાલિહ અલૈ.એ) કહ્યું કે, ત્રણ દિવસ પોતાના ઘરોમાં લાભ ઉઠાવી લો. આ વાયદો એવો છે, જે જૂઠો નહિ થાય. (૬૫) પછી જ્યારે અમારો (અઝાબનો) હુક્મ આવી પહોંચ્યો, ત્યારે અમે સાલિહ (અલૈ.)ને તથા જે લોકો તેમની સાથે ઈમાન લાવ્યા હતા તેમને પોતાની કૃપાથી બચાવી લીધા અને તે દિવસની હલકાઈથી પણ (બચાવ્યા.) બેશક, આપનો પરવરદિગાર જ બળવાન, વર્ચસ્વવાળો છે. (૬૬) અને તે જાલિમોને એક ભયંકર અવાજે પકડી લીધા, જેથી તેઓ સવારે પોતાના ઘરોમાં ઉંધા પડેલા રહી ગયા, (૬૭) જાણે તે ઘરોમાં તેઓ કદી વસ્યા જ ન હતા. સાંભળી લો ! ષમૂદે પોતાના માલિકનો ઈન્કાર કર્યો. હા, (તેથી જ) ષમૂદને ફિટકાર છે. (૬૮) (સૂરએ હૂદ)*



**આયતોનો ભાવાર્થ :** તે લોકોએ પોતાની ઈચ્છા અનુસાર મુઅજિઝહ દેખાડવા પર ઈમાન લાવવાનો વાયદો કર્યો હતો. તેથી તેઓના કહેવા મુજબ તેઓની સાથે તેઓની ઈદના દિવસે હઝ. સાલિહ (અલૈ.) જંગલમાં ગયા. ત્યાં તે લોકોએ મુકાબલાના હેતુથી પોતાની મૂર્તિઓ પાસે ચમત્કાર દેખાડવાની માંગણી કરી, પણ કંઈ વળ્યું નહિ ત્યારે ખસિયાણા થયા અને જુન્દૂઅ્ નામના સરદારે હઝરત સાલિહ (અલૈ.)થી માંગણી કરી કે, જંગલમાં પડેલા સંગીન પથ્થરમાંથી જ અબઘડી એક ગાભણ ઉંટણી કાઢો તો તમારા ઉપર ઈમાન લાવીશું, જેથી હઝરત સાલિહ (અલૈ.)એ વુઝૂ કરી નમાઝ પઢીને દુઆ માંગી, તો અલ્લાહ તઆલાના હુકમથી તરત જ પથ્થર હાલ્યો અને અવાજ થઈ ફાટી ગયો. તેમાંથી એક ઉંટણી માંગણી મુજબ નીકળી આવી અને તે જ પળે તેણે બચ્ચાને જન્મ આપ્યો. તરત જ તે બચ્ચું પણ તેના જેવડું થઈ ગયું. આ અદ્‌ભુત બાબત સૌએ પ્રત્યક્ષ નિહાળી, પણ તે સરદાર સિવાય બીજું કોઈ ઈમાન લાવ્યું નહિ. તે ઉંટણી માટે ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાની જમીનમાં ચરતી રહેશે અને વારીના દિવસે પાણી પીશે, પરંતુ કોઈએ છેડછાડ કરવી નહિ. એનો એ મતલબ નથી કે જોઈએ તેનું ખેતર ખાઈ જાય, બલ્કે જ્યાં કોઈની માલિકીની જમીન નથી, ત્યાં ચરતા કોઈ તેને અટકાવે નહિ.

## હઝરત સાલિહ અલયહિસ્સલામના કિસ્સાથી બોધપાઠ :

- નવ મહિનાની ગાભણ ઉંટડી પેદા કરવી અલ્લાહ તઆલાની અપાર કુદરતની નિશાની અને હઝરત સાલિહ (અલૈ.)નો મોઅજિઝહ (ચમત્કાર) તથા કૌમે ષમૂદ જેણે આ ચમત્કારની માંગણી કરી હતી, તેમના માટે આકરી પરીક્ષા અને છેવટે બરબાદ થવાનુ કારણરૂપ હતી.
- અલ્લાહપાકનો આ તરીકો રહ્યો છે કે, જરૂરી નથી કે નબીની વાત ન માનનારા લોકોને હલાક કરી આપે. પરંતુ જો કોઈ કૌમ સામે ચાલીને પોતાના નબીથી ચમત્કારની માંગણી કરે અને તે ચમત્કારિક વસ્તુ અલ્લાહ તઆલા તરફથી બતાવવામાં આવે, અને છતાં તે ઈમાન ન



લાવે તો તે કૌમની બરબાદી ચોક્કસ કરવામાં આવે છે. તેમને ખુદાપાક માફ કરતા નથી. હા, જો તવબા-માફી કરી લે તો માફ કરે છે.

- પરંતુ આ આદતથી આપ (સલ.)ની લાવેલ દઅવતનો અપવાદ રહ્યો છે. અને તે પણ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની દુઆઓને લઈને જ થયુ છે. આપ રહમતે આલમ "વિશ્વ રહમત" છે. માટે આપે પોતે જ દુઆ કરી હતી. અને અલ્લાહપાકે પણ કબૂલ ફરમાવી કે, નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની હયાતીમાં તેમના ઉપર સામાન્ય સમગ્ર કૌમને હલાક કરનાર અઝાબ નહીં આવ્યો.
- આ માનવીનો ધોકો છે કે, ફક્ત માલદૌલત અને વૈભવી જીવનને અલ્લાહપાકની રજામંદીનું કારણ સમજી લે. અલ્લાહ તઆલાની નારાઝગીવાળુ જીવન ગમે તેટલુ વૈભવી હોય, એક દિવસ તો જરૂર પકડમાં આવી જશે. અને અલ્લાહપાકની રાજીખુશીવાળુ જીવન ગમે તેટલું કષ્ટદાયક હોય, એક દિવસ તો (દુન્યા નહીં તો આખિરતમાં) જરૂર સફળતા આપશે. એનાથી આ પણ માલૂમ પડયુ કે, હુકૂમત, સલ્તનત ફક્ત અલ્લાહ તઆલાની ખુશ્નૂદીની નિશાની નથી, જ્યાં સુધી તેની રઝામંદીવાળા અમલો ન કરવામાં આવે.



## ❃ હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામ ❃

કુર્આન શરીફમાં હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામનું વર્ણન પચ્ચીસ સૂરતોની ૬૩ આયતોમાં કરવામાં આવ્યું છે.

જ્યારે માણસ અલ્લાહ તઆલાની કુદરત ઉપર સંપૂર્ણ યકીન કરી તેનો આજ્ઞાંકિત (ફરમાંબરદાર) બંદો બની જાય છે, તો પછી તેના માટે સઘળી મુસીબતો અને તકલીફો વેઠવી આસાન થઈ જાય છે. તે મુહબ્બત અને ઈશ્કની બધી જ પરીક્ષાઓમાં સફળ થાય છે. પછી તે આગની સઝા પણ ખતરા વગર વેઠી લે છે. સમુદ્રમાં છલાંગ લગાડવી પણ તેના માટે આસાન થઈ જાય છે. અને ફાંસીના માંચડે પણ તે ડર વગર ચઢી જાય છે. હઝરત ઈબ્રાહીમ અલૈહિસ્સલામ, હઝરત મૂસા અલૈહિસ્સલામ અને બીજા નબીઓ (અલયહિમુસ્સલામ) તથા નેક બંદાઓનું જીવન આપણા સમક્ષ તેનું જીવંત ઉદાહરણ છે.

હક્કના હિમાયતીએ હક્કને સાબિત કરવા માટે વિરોધીઓ સમક્ષ એવી તર્કબદ્ધ દલીલો રજુ કરવી જોઈએ કે તે તેમના હૃદયમાં ઉતરી જાય. અને ચાહે તે હક્કનો જબાનથી સ્વીકાર ન કરે, પરંતુ તેનું દિલ હક્કને કબૂલ કરી ચૂકયુ હોય. તે હક્કની વિરૂદ્ધ નરમ પડી જાય, બલ્કે અમૂક સંજોગોમાં જબાનથી તેનો સ્વીકાર પણ કરી લે.

અંબિયાએ કિરામ (અલયહિમુસ્સલામ)નો આ જ તરીકો (પદ્ધતિ) હતો. તે વાદ-વિવાદ અને સંવાદની લોજિક દલીલો અપનાવતા ન હતા, બલકે સાદી, સરળ અને રાત-દિવસના અનુભવ આધારિત દલીલો, ઉદાહરણો અને કિસ્સાઓ ટાંકીને સમજાવતા હતા. કારણ કે તેમનો હેતુ

લોકોને હિદાયતની રાહનું માર્ગદર્શન આપવાનો હતો. લોકોને તર્કબદ્ધ દલીલથી ખામોશ કરી પોતાના જ્ઞાનનું પ્રદર્શન કરવાનો ન હતો. હઝરત ઈબ્રાહીમ અલૈહિસ્સલામનો પોતાની કૌમથી સંવાદ અને તારાઓ, ચંદ્ર, સૂર્ય જોઈને તેમના અસ્ત થવા પર ખુદા હોવાનો ઈન્કાર તથા નમરૂદ બાદશાહ સાથે સૂર્યને પશ્ચિમથી ઉગાડવાનું ચેલેન્જ તેના ખુલ્લા ઉદાહરણો છે. તેમની દલીલને ચલાવી લઈ તે જ પ્રમાણે પ્રથમ તારાઓ પછી ચંદ્ર અને છેલ્લે સૂર્યના ખુદા હોવાનો ઈન્કાર એ પણ એક પ્રકારે તેમને વાત સમજાવવાનો જ પ્રયાસ હતો. એટલે જ કૌમ તથા નમરૂદ બન્નેવ તેનાથી લાજવાબ થઈ ગયા.

એ જ પ્રમાણે માં-બાપ મુશ્રિક હોવા છતાં તેમની સાથે પ્યાર મુહબ્બત અને સ્નેહનો વર્તાવ કરી તેમને સમજાવવાના છેલ્લે સુધીના પ્રયાસો જારી રાખ્યા. પરંતુ તેમનો ધર્મ ગલત હોવાને લઈ તેને સ્વીકારી મહાન ઉપકારી ખુદાપાકને નારાજ કર્યા નહીં. જે પાક પરવરદિગાર અને મખ્લૂક (સૃષ્ટિ) વચ્ચેનો ફર્ક પણ દર્શાવે છે.

**"સૂરએ અન્આમ"**માં અલ્લાહપાક ફરમાવે છે : *અને (તે સમય પણ યાદ કરવાને પાત્ર છે) જ્યારે ઈબ્રાહીમ (અલૈ.)એ પોતાના બાપ આઝરને કહ્યું કે, શું તમે મૂર્તિઓને મઅબૂદ ઠેરવો છો ? બેશક, હું તમને તથા તમારી કૌમને ખુલ્લી ગુમરાહીમાં જોઉં છું. (૭૪) અને એ જ પ્રમાણે અમે ઈબ્રાહીમ (અલૈ.)ને આકાશો તથા પૃથ્વીની અજાઈબ ચીજો (મઅરિફતની દૃષ્ટિએ) દેખાડવા લાગ્યા કે, જેથી તે સંપૂર્ણ યકીન રાખનારાઓ માંહેના થઈ જાય. (૭૫) પછી જ્યારે તેમના ઉપર રાત્રિનો અંધકાર છવાઈ ગયો ત્યારે તેમણે (આકાશમાં ઝગમગતો) એક તારો જોયો તો (કૌમને ઉદ્દેશી) બોલ્યા : (તમારા ધારવા મુજબ) આ મારો રબ છે, પછી જ્યારે તે અસ્ત થયો ત્યારે બોલ્યા કે, હું અસ્ત થનારાઓને પસંદ કરતો નથી. (૭૬) પછી જ્યારે ચંદ્રને ચળકતો જોયો ત્યારે કહ્યું : (તમારા ધારવા મુજબ) આ મારો રબ છે, પછી જ્યારે તે પણ અસ્ત થયો ત્યારે કહ્યું કે, જો મારો પરવરદિગાર મને હિદાયત નહીં આપે તો બેશક હું (પણ) ગુમરાહ લોકોમાંથી થઈ*

જઈશ. (૭૭) પછી જ્યારે સૂર્યને પ્રકાશિત જોયો ત્યારે બોલ્યા : (તમારા ધારવા મુજબ) આ મારો રબ છે (વળી) એ સૌથી મોટો છે; પછી જ્યારે તે (પણ) અસ્ત પામ્યો ત્યારે (કૌમને ઉદ્દેશી) બોલ્યા કે, હે મારી કૌમ ! હું તે વસ્તુઓથી નારાજ છું, જેમને તમે (અલ્લાહ તઆલાની) શરીક બનાવો છો. (૭૮) જેણે આકાશો અને જમીન બનાવી, તેની જ તરફ સૌથી અલગ થઈ મેં પોતાનું મુખ કરી લીધું છે અને હું શિર્ક કરનાર નથી. (૭૯) અને તેમની કૌમ તેમની સાથે (એ વિશે) ઝઘડો કરવા લાગી ત્યારે તે બોલ્યા કે, શું તમે મારાથી અલ્લાહ તઆલાના સબંધી ઝઘડો કરો છો ? જો કે તે મને સીધો માર્ગ બતાવી ચૂક્યો છે અને જે વસ્તુઓને તમે તેની સાથે શરીક બનાવો છો તેનાથી હું ડરતો નથી. પરંતુ એ (જુદી વાત છે) કે, મારો પરવરદિગાર જ કંઈ (ઈજા પહોંચાડવા) ચાહે, મારા પરવરદિગારે પોતાના ઈલ્મમાં સૌ ચીજોને ઘેરી લીધી છે; ફરી શું તમે વિચારતા નથી ? (૮૦) અને જે વસ્તુઓને તમે તેની શરીક બનાવી તેનાથી હું કેવી રીતે ડરૂં ? જ્યારે કે તમે એ વાતથી નથી ડરતા કે અલ્લાહપાકની સાથે એવી ચીજોને શરીક બનાવી છે કે જેની અલ્લાહપાકે તમારા પર કોઈ દલીલ ઉતારી નથી. હવે બન્ને પક્ષોમાંથી શાંતિનો વધુ હકદાર કોણ છે ? જો તમે સમજતા હો, (તો બતાવો.) (૮૧) (લ્યો, સાંભળો !) જે લોકો ઈમાન લાવ્યા અને પોતાના ઈમાનને શિર્ક સાથે ભેળસેળ કર્યું નથી, તો એવા લોકોને જ માટે (આખિરતમાં) સલામતી છે અને તેઓ જ (દુનિયામાં) સીધા માર્ગ પર છે. (૮૨) અને આ અમારી (અર્પણ કરેલી) દલીલ હતી, જે અમે ઈબ્રાહીમ (અલૈ.)ને તેમની કૌમના મુકાબલામાં આપી હતી. અમે જેને ચાહીએ છીએ તેની પદવી વધારીએ છીએ. બેશક, આપનો પરવરદિગાર હિક્મતવાળો સઘળું જાણનાર છે. (૮૩) (સૂ.અન્આમ)

**"સૂરએ હૂદ"**માં અલ્લાહપાક ફરમાવે છે : અને અલબત્ત, અમારા મોકલેલા (ફરિશ્તા) ઈબ્રાહીમ (અલૈ.) પાસે ખુશખબર લઈને આવ્યા તો તેમણે સલામ કરી. તેમણે પણ (જવાબમાં) સલામ કરી. પછી વિલંબ ન કરતાં તે ઈબ્રાહીમ (અલૈ.) એક તળેલું વાછરડું લઈ આવ્યા. (૬૯) પછી

જ્યારે ઈબ્રાહીમ (અલૈ.)એ જોયું કે, તેમના હાથ ખાણા તરફ વધતા નથી ત્યારે તેઓથી ગભરાયા અને તેઓથી દિલમાં ડર્યા. ફરિશ્તા બોલ્યા કે ડરો નહિ, અમે તો લૂત (અલૈ.)ની કૌમ તરફ (તેમના વિનાશ માટે) મોકલવામાં આવ્યા છીએ. (૭૦) અને તેમની પત્ની (પડદા પાછળ) ઉભી હતી, તો તેણી હસી પડી. પછી અમે તેણીને ઈસ્હાક (અલૈ.) (ના પેદા થવા)ની અને ઈસ્હાક (અલૈ.) પછી યાકૂબ (અલૈ.)ની ખુશખબરી આપી. (૭૧) તેણી કહેવા લાગી : હાય ! હવે શું દીકરો જણીશ ? અને હું તો ઘરડી છું તેમજ આ મારા પતિ પણ વૃદ્ધ છે. ખરેખર, એ તો તઅઝઝુબની વાત છે. (૭ર) ફરિશ્તા બોલ્યા : શું અલ્લાહપાકના હુકમથી આપ આશ્ચર્ય પામો છો ? (મુખ્યત્વે) અય ઘરવાળાઓ ! તમારા ઉપર તો અલ્લાહપાક સ્તુત્ય (અને) મહિમાવાળો છે. (૭૩) (સૂરએ હૂદ)

**"સૂરએ મરયમ"**માં વર્ણન છે : અને (હે નબી સલ. !) આ કિતાબમાં ઈબ્રાહીમ (અલૈ.)નું વર્ણન કરો. બેશક, તે મહા સત્યવાદી નબી હતા. (૪૧) જ્યારે કે તેમણે પોતાના બાપથી કહ્યું કે, હે મારા બાપ ! તમે એવી વસ્તુને શા માટે પૂજો છો, જે કંઈ સાંભળતી નથી કે કંઈ દેખતી નથી તેમજ તમારા કંઈ પણ કામ લાગી શકતી નથી. (૪ર) હે મરા બાપ ! મારી પાસે (વહી દ્વારા) એવું ઈલ્મ આવ્યું છે, જે તમારી પાસે આવ્યું નથી. માટે મારા કહેવા પર ચાલો, હું તમને સીધો માર્ગ બતાવી આપીશ. (૪૩) હે મારા બાપ ! તમે શયતાનની પૂજા ન કરો. બેશક, શયતાન તો રહ્માનનો નાફરમાન છે. (૪૪) હે મારા બાપ ! મને આ વાતનો ડર છે કે, તમારા પર રહ્માનના તરફથી કોઈ આફત આવી પડે તો તમે શયતાનના સાથી થઈ જાવ. (૪૫) બાપે કહ્યું કે, ઈબ્રાહીમ (અલૈ.) ! શું મારા દેવતાઓથી આપ ફરી ગયેલા છો ? જો આપ (એ વાતથી) અટકશો નહિ તો જરૂર હું તમને પથ્થરો મારીને મારી નાંખીશ અને આપ હંમેશ માટે મારાથી દૂર થઈ જાઓ. (૪૬) ઈબ્રાહીમ (અલૈ.)એ કહ્યું : તમે સલામત રહો. હવે હું તમારા માટે મારા પરવરદિગારથી બખ્શિશ માંગીશ. બેશક, તે મારા ઉપર બહુ મહેરબાન છે. (૪૭) અને હું તમને તથા અલ્લાહપાકના સિવાય જે કોઈને તમે પૂજો છો

તેમને (સૌને) ત્યજી દઉં છું અને (પછી નિરાંતે) મારા પરવરદિગારની બંદગી કરીશ. આશા છે કે, હું મારા પરવરદિગારની બંદગી કરીને અભાગ્ય રહીશ નહિ. (૪૮) પછી જ્યારે ઈબ્રાહીમ (અલૈ.) તેઓથી તથા જે કોઈને તે લોકો અલ્લાહપાક્ના સિવાય પૂજતા હતા તેઓથી જુદા થઈ ગયા ત્યારે અમે તેમને ઈસ્હાક (અલૈ.) (પુત્ર) અને યાકૂબ (અલૈ.) (પૌત્ર) અર્પણ ક્ર્યા અને તે દરેક્ને અમે નબી બનાવ્યા. (૪૯) અને તે દરેક્ને અમે અમારી રહમતમાંથી (નબૂવ્વત તથા ધનદૌલત વગેરે ઘણું) આપ્યું અને (ભવિષ્યની પ્રજામાં) અમે તેમનું નેક્નામ ખૂબ બુલંદ ક્ર્યું. (૫૦) (સૂ.મરયમ)

**“સૂરએ અંબિયા”**માં વર્ણન છે : તે વખત યાદ કરવા લાયક છે જ્યારે કે તેમણે પોતાના બાપને તથા પોતાની કૌમને કહ્યું કે, આ કેવી (તુચ્છ) મૂર્તિઓ છે, જેના (પૂજવા) પર તમે અડી બેઠા છો ? (૫૨) તેઓએ કહ્યું કે, અમે અમારા વડીલોને એ (મૂર્તિઓ)ની જ પૂજા કરતાં જોયા છે. (૫૩) ઈબ્રાહીમ (અલૈ.)એ કહ્યું : અલબત્ત, તમે તથા તમારા વડીલો (એ સબંધી) ખુલ્લી ગુમરાહીમાં છો. (૫૪) તેઓએ (અચરજ પામી) કહ્યું : શું આપ અમારી પાસે સત્ય વાત લાવ્યા છો અથવા (એમ જ) દિલ્લગી કરો છો ? (૫૫) તેમણે કહ્યું : નહિ (મશ્કરી નથી), બલ્કે તમારો પરવરદિગાર તે જ આકાશો અને પૃથ્વીનો માલિક છે, જેણે તે સૌને બનાવ્યા અને હું એ (દાવા)ના ઉપર દલીલ પણ રાખું છું. (૫૬) અને અલ્લાહપાક્ના સોગંદ ! હું તમારી આ મૂર્તિઓની ગત બનાવીશ જ્યારે કે તમે (તેઓની પાસેથી) ચાલ્યા જશો. (૫૭) ફરી તેમણે તે મૂર્તિઓના ટુકડે ટુકડા કરી નાખ્યા, પરંતુ (તેઓની) એક મહાન મૂર્તિને (પડતી મૂકી) કે જેથી (પૂછવા માટે) તેના તરફ તેઓ રજુ થાય. (૫૮) (પછી તેઓ આવી દશા જોઈ) કહેવા લાગ્યા : અમારા મઅબૂદો સાથે આ (બેઅદબીનું) કામ કોણે ક્ર્યું. બેશક, તેણે તો બહુ ગજબ ક્ર્યો. (૫૯) કેટલાક બોલ્યા : અમે એક યુવક જેને (હઝ.) ઈબ્રાહીમ (અલૈ.) કહેવામાં આવે છે તેમને સાંભળ્યા છે કે, તે મૂર્તિઓને કંઈક (બુરૂં) કહ્યા કરે છે. (૬૦) તેઓએ કહ્યું કે (જો એ વાત છે) તો તેમને લોકોની રૂબરૂ હાજર કરો કે જેથી તેઓ તેમને જુએ. (૬૧)

તેઓએ કહ્યું કે, "હે ઈબ્રાહીમ (અલૈ.) ! અમારા મઅબૂદો સાથે આ કામ આપે કર્યું છે ?" (૬૨) તેમણે કહ્યું : નહિ, તેઓના આ વડાએ કર્યું છે. માટે જો એ બોલતો હોય તો એમને જ પૂછી લો. (૬૩) પછી તેઓએ પોતાના મનમાં વિચાર્યું, ફરી (આપસમાં) કહેવા લાગ્યા કે બેશક, તમે જ અન્યાયી છો. (૬૪) ફરી (ખસિયાણા થઈને) પોતાના માથાં નમાવી લીધાં (અને બોલ્યા) કે આપ જાણો તો છો જેવું કે એ મૂર્તિઓ બોલે છે. (૬૫) હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ કહ્યું : (અફસોસ !) તો શું તમે અલ્લાહ તઆલાના સિવાય એવી વસ્તુને પૂજો છો જે તમને ન કંઈ લાભ પહોંચાડી શકે છે અને ન કંઈ નુકસાન પહોંચાડી શકે છે. (૬૬) તમને તથા અલ્લાહપાક્ના સિવાય જે વસ્તુઓને તમે પૂજો છો તે સૌને ધિક્કાર છે. શું તમે (એટલું પણ) સમજતા નથી ? (૬૭) તેઓ (રોષે ભરાઈને માંહોમાંહે) કહેવા લાગ્યા કે અગર તમારે કંઈ કરવું હોય તો એને બાળી નાંખો અને પોતાના મઅબૂદોનો બદલો વાળો. (૬૮) ફરી જ્યારે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને આગમાં નાખ્યા (ત્યારે) અમે કહ્યું કે, હે આગ ! ઈબ્રાહીમ (અલૈ.) પર ઠંડી અને ઈજા વિનાની થઈ જા. (૬૯) અને એ લોકોએ તેમની સાથે બુરાઈ કરવા ચાહ્યું તો અમે તેઓને જ નિષ્ફળ કરી દીધા. (૭૦) અને અમે ઈબ્રાહીમ (અલૈ.)ને તથા (તેમના ભત્રીજા) લૂત (અલૈ.)ને એવી ભૂમિ (શામ) તરફ મોકલીને (કાફિરોના અત્યાચારથી) બચાવી લીધા કે જેમાં અમે જગતવાસીઓ માટે બરકત મૂકી છે. (૭૧) અને (હિજરત પછી) અમે તે (ઇબ્રાહીમ અલ્.)ને ઈસ્હાક (અલૈ.) (પુત્ર) અર્પણ કર્યા અને યાકૂબ (અલૈ.) (પૌત્ર) વધારાના (આપ્યા) ને એ સૌને અમે (ઘણા જ) નેકબખ્ત બનાવ્યા. (૭૨) અને અમે તે સૌને સરદાર બનાવ્યા કે અમારા હુક્મથી (મખ્લૂક્ને) રાહ બતાવતા હતા અને અમે તેમના તરફ નેક કામો કરવાનો અને (ખાસ કરી) નમાઝ કાયમ રાખવા તથા ઝકાત આપવાનો હુક્મ મોકલ્યો અને તેઓ અમારી બંદગીમાં લાગેલા હતા. (૭૩) (સૂરએ અંબિયા)

મતલબ કે જરા એની મૂળ હકીકત તો બતાવો ? પોતે પથ્થર કોતરી બનાવેલી મૂર્તિ ખુદા કેવી રીતે બની ગઈ ? તે કૌમ બેબીલોન શહેરની

રહીશ હતી, જેનો બાદશાહ નમરૂદ હતો. તેઓની બોત્તેર અથવા નેવું મૂર્તિઓ હતી. તેમાં જે સૌથી મોટી હતી તે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના બાપ આઝરની બનાવેલી હતી.

કાફિરોએ કહ્યું કે, કોઈ દલીલ કે સનદ નથી. માત્ર વડીલોનું અનુકરણ એ જ એની સત્યતાની દલીલ છે. તો એ વડીલોના માર્ગને કેવી રીતે છોડી દઈએ ? તેનો જવાબ આપ્યો કે એથી તો તમારી માફક તમારા તે વડીલો પણ ગુમરાહ અને મૂર્ખ ઠર્યા, જેઓના અંધ અનુકરણમાં તમે તબાહ થાઓ છો.

આખી કૌમના અકીદહ વિરૂદ્ધ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની આવી સખત વાત સાંભળી ઉહાપોહ થયો, બેચેની ફેલાઈ અને તેઓ કહેવા લાગ્યા કે, શું ખરેખર તમારી એ જ માન્યતા છે કે એમ જ ખાલી દિલ્લગી કરો છો ?

આ વાત તેમણે સહેજ ધીમેથી કહી કે જ્યારે તમે તહેવાર મનાવવા શહેર બહાર ચાલ્યા જશો ત્યારે તેમની ગત બનાવીશ. આ વાત અમુક માણસોએ સાંભળી, બીજા ઘણા માણસોએ નહિ. સાંભળનારાઓએ એમ સમજી કંઈ પરવા ન કરી કે એક માણસ આખી કૌમના મઅ્બૂદોનું શું બગાડી શકશે ?

જ્યારે તે લોકો શહેર બહાર ચાલ્યા ગયા ત્યારે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ દેવળમાં જઈ કુહાડાથી તે મૂર્તિઓના ટુકડા કરી નાખ્યા. એટલે કોઈના હાથ તો કોઈના પગ અને કોઈની ગરદન ઉડાવી દીધી, પરંતુ સૌથી મોટી એટલે આકૃતિમાં મોટી અથવા માનની દૃષ્ટિએ મોટી મૂર્તિને સલામત રહેવા દીધી અને જે કુહાડીથી ટુકડા કર્યા હતા, તેને તે મુખ્ય મૂર્તિના ગળામાં લટકાવી દીધી. ફરી પોતાને ઘેર જઈ બેસી ગયા.

સાંજે તેઓએ મેળામાંથી પાછા ફરતાં મૂર્તિઓના આવા બુરા હાલ જોયા તો હેરાન થઈ આ વાત કહી. એ કહેનારા ઘણું કરી તે લોકો હશે, જેઓએ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની વાત સાંભળી ન હતી.

હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ સોગંદ ખાઈ મૂર્તિઓની ગત બનાવવા

વિશે જે કંઈ કહ્યું હતું તેને એક માણસે સાંભળી બીજાઓની આગળ વાત કરી હતી તેથી તે લોકોએ આ પ્રમાણે કહ્યું.

પછી તેમણે બાદશાહની આગળ એ હેતુથી ફરિયાદ કરી કે, બાદશાહ સૌની રૂબરૂ જવાબ લઈ સખત શિક્ષા કરશે અને તે જાહેર રીતે થશે તો સૌ લોકો જોઈ દિલ ઠંડા કરશે. એ જ બાબતને આયતમાં લોકોની સામે લાવવા અને તેઓના જોવાથી બયાન કરી. આ તો કાફિરોનો હેતુ હતો, પણ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નો હેતુ એ હશે કે એ પ્રમાણે લોકો સમક્ષ મુશ્રિકોને નિરૂત્તર કરે, જેથી સત્યનો ગલબો જાહેર થાય.

રાજા નમરૂદના હુકમથી હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને બોલાવવામાં આવ્યા અને આ સવાલ કરવામાં આવ્યો.

મતલબ કે એમાં મને પૂછવાની જરૂર નથી. માની લો કે આ મહાદેવ જે સહી સલામત છે, તેણે જ એ કામ કર્યું હોય. કારણ કે તોડવાનું સાધન પણ એની જ પાસે છે. લો હું મુનાઝરા-વાદવિવાદની ઢબે એવો દાવો કરૂં છું કે, એ વડા મહાદેવે સૌને તોડી નાંખ્યા છે. તો તે વિરૂદ્ધ તેમ ન થવાની તમારી પાસે શું દલીલ છે ? શું દુનિયામાં એવું નથી થતું કે મોટા સાપ નાના સાપોલિયાને અને મોટાં માછલાં નાની માછલીઓને ખાઈ જતાં નથી ? શું મોટા બાદશાહો નાના રાજ્યોનો નાશ કરી નાંખતા નથી ? તેથી આપણી વચ્ચે ફેંસલાની સર્વોત્તમ રીત એ જ છે કે, તમે તમારી મૂર્તિઓને જ પૂછો કે એવું કોણે કર્યું ? જો તેઓને વાચા છે, તો આવા ગંભીર મામલામાં સ્પષ્ટ જુબાની આપી સાચ-જૂઠનો ફેંસલો કરી આપશે.

**સૂચના** : હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની આ વાત મૂળ બિનાથી વિરૂદ્ધ ખબર આપવા તરીકે ન હતી, બલ્કે તેઓની મૂર્ખતા જાહેર કરવા અને તેઓને ઈલ્ઝામ આપી ચૂપ કરવા ખાતર દાવાની ઢબથી હતી. જેમકે મુનાઝરામાં ખાસ કરી થયા કરે છે. તેથી એને જૂઠ કહી શકતા નથી. માત્ર જાહેરમાં જૂઠ જેવું લાગે છે. તેથી જ અમુક હદીસોમાં એના માટે જાહેરી સૂરતની રૂએ 'કીઝ્બ'નો શબ્દ વપરાયો છે.



એટલે આવી લાચાર મૂર્તિઓ જે માબૂદ બનવાપાત્ર નથી, તેની પૂજાથી જાલિમ ઠર્યા.

મતલબ કે વાદવિવાદમાં તો અમે ફાવી શકીશું નહિ. માટે હવે માત્ર એક જ ઉપાય છે કે, અમારી તેમજ પોતાની મદદથી લાચાર મૂર્તિઓની અમે મદદ કરી એ મૂર્તિઓના શત્રુને શિક્ષા આપીએ. જો એવું ન કરીએ તો અમે કંઈ જ ન કર્યું. જેથી સર્વાનુમતે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને બાળી નાંખવાનો ઠરાવ પાસ થયો. જાણે મૂર્તિઓના ખંડનથી તેઓનું દિલ બળ્યું, તેની શિક્ષામાં શરીર બાળવા તૈયાર થયા. અંતે તે જાલિમોએ ઘણા બંદોબસ્તથી લાકડાની સીંચેલી એક મહાન ભડકા મારતી આગમાં ઘણી જ નિર્દયતાથી ફેંકી દીધા. આવા સમયે પણ તેમણે માત્ર અલ્લાહ તઆલા ઉપર જ તવક્કુલ રાખી અન્યોની આશા છોડી દીધી, તો અલ્લાહ તઆલાએ તેમને બચાવી લીધા.

આ ખુદાઈ હુકમથી આગ પ્રકાશિત રહેવા છતાં ગરમી તદન નાબૂદ થઈને એવી મનગમતી ઠંડક થઈ ગઈ કે, ઈજા થવા પામે નહિ. આ પ્રમાણે આગથી તેમને જરાય આંચ આવી નહિ. તે આગમાં આપ સાત દિવસ રહ્યા. આપના ઉપર આગનું ઠંડી થઈ જવું એ આપનો મુઅજિઝહ હતો. મુઅજિઝહની હકીકત એટલી જ છે કે, અલ્લાહ તઆલા પોતાની કુદરતના સામાન્ય નિયમ વિરૂદ્ધ કોઈ સબબ અને તેના પરિણામમાં જુદાઈ કરી નાખે. જેમકે અત્રે બાળવાનો સબબ આગ મૌજૂદ હોવા છતાં પરિણામ "બળવું" જાહેર ન થયું.

જાલિમો હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નું બુરૂં ચાહતા હતા, પણ ઉલટા પોતે જ નિષ્ફળ, ખસિયાણા થઈ નુકસાનમાં પડ્યા. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના માટે તો અલ્લાહ તઆલાએ આગમાં બગીચો બનાવી તેમાં ઠંડા અને મીઠા પાણીનો કુંડ ઉત્પન્ન કર્યો. તેમની સાથે વાતચીત કરવા અને એકાંતની મૂંઝવણ દૂર કરવા એક ફરિશ્તો પણ મોકલ્યો, જેથી સત્યતાની સફળતા જાહેર થઈ.





શામ (સિરિયા)નું અતિશય ફળદ્રુપ પ્રદેશ હોવું દુન્યવી બરકત અને ઘણા નબીઓનું વતન હોવું દીની બરકત છે. તો મતલબ એ કે બન્ને નબીઓ ખુદાઈ આજ્ઞા મુજબ હિજરત કરી શામમાં પહોંચ્યા. મતબલ કે તેઓ નબી હોવાથી ઈલ્મી-અમલી દરેક પ્રકારના કમાલોમાં સંપૂર્ણ હતા.

## સૂર્યને પૂર્વની જગ્યાએ પશ્ચિમથી ઉગાડવો અલ્લાહ તઆલાની જ કુદરત છે :

*(હે નબી સલ. !) શું આપે તે માણસને ન જોયો (એટલે તેનો હાલ જાણ્યો નથી) કે જેણે ઈબ્રાહીમ (અલૈ.)ની સાથે તેના પરવરદિગાર(ની હસ્તી) વિશે વાદવિવાદ કર્યો હતો એ કારણે કે અલ્લાહ તઆલાએ તેને સત્તા આપી હતી, (જ્યારે કે તેણે પૂછ્યું કે, અલ્લાહપાક કેવો છે ?) તેના જવાબમાં ઈબ્રાહીમ (અલૈ.)એ કહ્યું, મારો પરવરદિગાર એવો છે, જે જિવાડે છે અને મારે છે; (તો) તેણે કહ્યું, હું પણ જિવાડું છું અને મારું છું. ઈબ્રાહીમ (અલૈ.)એ કહ્યું, (વારું) અલ્લાહપાક તો સૂર્યને (દરરોજ) પૂર્વથી કાઢે છે, તો તું (માત્ર એક જ દિવસ) પશ્ચિમથી કાઢી(ને દેખાડી) આપ. ત્યારે તે કાફિર સ્તબ્ધ થઈ ગયો; અને અલ્લાહપાક એવા અન્યાયી લોકોને સીધો માર્ગ દેખાડતો નથી. (૨૫૮)*

હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)ના યુગના બાદશાહ નમરૂદે આપને પોતાની સામે નમવાનો (સજદો કરવાનો) હુકમ કર્યો. આપે ફરમાવ્યું કે, હું મારા પાલનહાર એક અલ્લાહપાક સિવાય કોઈની સામે નમવાનો નથી. તેણે કહ્યું કે, તમારો પાલનહાર કોણ છે ? આપે કહ્યું કે, મારો પાલનહાર તે સર્વશક્તિમાન અલ્લાહપાક છે, જેમના કબ્ઝામાં જીવન અને મૃત્યુનો સંપૂર્ણ અધિકાર છે.

નમરૂદે બાદશાહીના ઘમંડમાં મુર્ખામીભરી વાત કરી કે, હું પણ જીવન-મૃત્યુનો અધિકાર ધરાવુ છું. નિર્દોષને મારી નાંખવો અને ફાંસીના ગુનેહગારને છોડી મૂકવો એ મૃત્યુ અને જીવન આપવા સમાન સમજ્યો. અને આ પ્રમાણે નિર્દોષને મારી નાંખ્યો તથા ગુનેહગારને છોડી મૂકયો.





હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામ સમજી ગયા કે, આ મૂર્ખ મૃત્યુ-જીવન આપવાનો અર્થ સમજ્યો નથી. માટે આપે દલીલ બદલી એમ કહ્યું કે, મારો પાલનહાર દરરોજ સૂર્યને પૂર્વ દિશાથી ઉગાડે છે. તું માત્ર એક વખત તેને પશ્ચિમ દિશામાંથી ઉગાડી બતાવ ! બિચારો નમરૂદ આનો જવાબ ક્યાંથી આપી શકતો હતો. માટે તે સ્તબ્ધ થઈ ગયો અને કોઈ જવાબ ન આપી શક્યો. છતાં ઈમાન ન લાવ્યો. તેના ઘમંડને તોડવા અલ્લાહ તઆલાએ મચ્છર જેવા એક તુચ્છ જંતુને તેના નાક દ્વારા તેના મગજમાં ઘુસાડી આપ્યો. જેની તકલીફ-વેદનાથી પીડાઈને તે મરણ પામ્યો.

**નોંધ :** કિયામતની નિશાનીઓમાંથી એક નિશાની એ છે કે, અલ્લાહ તઆલા સૂર્યને પૂર્વની જગ્યાએ પશ્ચિમથી ઉગાડશે.

મુફસ્સિરો લખે છે કે, આ નિશાનીની અલ્લાહ તઆલાને કોઈ જરૂરત નથી. પરંતુ એટલા માટે સૂર્યને પશ્ચિમથી ઉગાડશે કે, અલ્લાહ પાકના ખલીલ હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામે સાચા પાલનહાર હોવાની એક નિશાની એ દર્શાવી કે, તે પશ્ચિમથી પણ સૂર્ય ઉગાડી શકે છે. અને તે નમરૂદ જેવા ઘમંડીથી શક્ય ન હતું. તો પોતાના નબીની આ વાતને સાચી દર્શાવવા તથા પોતાના સર્વશક્તિમાન પાલનહાર હોવાની સાબિતીરૂપે કિયામત પહેલાં સૂર્યને પશ્ચિમથી ઉગાડી બતાવશે. સુબ્હાનલ્લાહ !

**"સૂરએ શુઅ્રાઅ"**માં અલ્લાહ તઆલા ફરમાવે છે : *અને (હે નબી સલ. !) આપ તે (મક્કાવાસી)ઓને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નો કિસ્સો સંભળાવી દો. (૬૯) જ્યારે કે તેમણે પોતાના બાપ તથા તેમની કૌમને કહ્યું કે તમે કોને પૂજો છો ? (૭૦) તેઓએ કહ્યું કે, અમે મૂર્તિઓને પૂજીએ છીએ અને સદા તેમની પાસે બેસી રહીએ છીએ. (૭૧) ઈબ્રાહીમ (અલૈ.)એ કહ્યું કે, જ્યારે તમે તેને પુકારો છો ત્યારે શું તેઓ તમારી વાત સાંભળે છે ? (૭૨) અથવા તમને કંઈ લાભ કે હાનિ પહોંચાડે છે ? (૭૩) તેઓ બોલ્યા : નહિ, પણ અમે અમારા વડીલોને એમ જ કરતાં જોયા છે. (૭૪) ઈબ્રાહીમ (અલૈ.)એ કહ્યું કે, શું તમે જુઓ છો કે જેને તમે પૂજતા રહો છો.*



(૭૫) તમે અને તમારા આગલા બાપદાદાઓ પણ. (૭૬) ખરેખર, તેઓ તો મારા દુશ્મન છે, પરંતુ કુલ જહાનનો પરવરદિગાર (મારો દોસ્ત છે,) (૭૭) જેણે મને પેદા કર્યો છે અને તે જ મને (સીધો) માર્ગ દેખાડે છે. (૭૮) અને જે મને ખવડાવે છે તથા પિવડાવે છે. (૭૯) અને જ્યારે હું માંદો પડું છું તો તે જ મને સાજો કરે છે. (૮૦) અને જે મને (વખત આવે) મૃત્યુ આપશે. ફરી (કિયામતમાં) મને સજીવન કરશે. (૮૧) અને જેનાથી મને આશા છે કે, ઈન્સાફના દિવસે મારી ભૂલ (કદાચ થઈ હોય તો) માફ કરી દેશે. (૮૨) હે મારા પરવરદિગાર ! મને જ્ઞાન-બુદ્ધિ અર્પણ કર તેમજ મને (મહાન દરજ્જાના) સદાચારીઓ (નબીઓ)માં શામિલ કર. (૮૩) અને પાછળ આવનારાઓમાં મારા માટે ભલાઈનું વર્ણન ચાલુ રાખ. (૮૪) અને મને નેઅમતના બગીચા (જન્નતના વારિસો) માંહેનો કર. (૮૫) અને મારા બાપને માફ કર કે તે ગુમરાહીમાં છે. (૮૬) અને જે દિવસે સૌ સજીવન થઈ ઉઠશે તે દિવસે મને રુસ્વા ન કરજો. (૮૭) જે દિવસે કે ન દૌલત કામ આવશે અને ન ઔલાદ; (૮૮) પરંતુ જે કોઈ પાક દિલ લઈને અલ્લાહપાકની હુજૂરમાં આવ્યો હશે. (૮૯) (સૂ.શુઅરાઅ)

**"સૂરએ સાફ્ફાત"**માં વર્ણન છે : ફરી તે (ઈબ્રાહીમ અલૈ.) તેઓની મૂર્તિઓમાં ઘૂસી ગયા અને બોલ્યા કે તમે (આ ચઢાવા) ખાતા કેમ નથી ? (૯૧) તમને શું થયું છે કે બોલતા પણ નથી ? (૯૨) પછી તેઓ પર ધસારો કરી જુસ્સાપૂર્વક મારવા લાગ્યા. (૯૩) પછી તે લોકો તેમની પાસે દોડતા આવ્યા. (૯૪) ઈબ્રાહીમ (અલૈ.)એ કહ્યું કે, જે વસ્તુને તમે જાતે ઘડો છો તેને શા માટે પૂજો છો ? (૯૫) જો કે તમને તથા તમારી એ બનાવેલી વસ્તુઓને અલ્લાહ તઆલાએ જ ઉત્પન્ન કર્યા છે. (૯૬) તેઓ (નિરુત્તર થઈને) કહેવા લાગ્યા કે એના માટે એક (તન્નૂર જેવી) ઈમારત બાંધો, ફરી (તેને સળગાવી) એમને ધગધગતી અગ્નિમાં નાખો. (૯૭) સારાંશ કે તેઓએ ઈબ્રાહીમ (અલૈ.) સાથે ખોટો દાવ ચલાવવા ચાહ્યું તો અમે તેઓને જ નીચું જોતા કર્યા. (૯૮) અને (અંતે નિરાશ થઈ) ઈબ્રાહીમ (અલૈ.)એ કહ્યું કે, હું મારા પરવરદિગાર(ના માર્ગમાં કોઈ પણ) તરફ

ચાલ્યો જાઉં છું, તે જ મને માર્ગ દેખાડશે. (૯૯) (પછી દુઆ માંગી) હે પરવરદિગાર ! મને એક નેક પુત્ર આપ. (૧૦૦) જેથી અમે તેમને એક સહનશીલ પુત્રની ખુશખબરી આપી. (૧૦૧) ફરી જ્યારે તે પુત્ર તેમની સાથે દોડીને ચાલવાની વયે પહોંચ્યો ત્યારે ઈબ્રાહીમ (અલૈ.)એ કહ્યું કે હે દીકરા ! હું સ્વપ્નમાં જોઉં છું કે (અલ્લાહપાકના હુકમથી) હું તને ઝબહ કરી રહ્યો છે, જેથી તું પણ વિચારી લે કે, તારો શું મત છે ? તેમણે અરજ કરી કે, હે પિતા ! આપને જે હુક્મ થયો છે તે કરી નાંખો. અલ્લાહ તઆલા ચાહે તો આપ મને ધીરજ ધરનારાઓ માંહેનો પામશો. (૧૦૨) ફરી જ્યારે બન્ને (ખુદાઈ આજ્ઞાને) આધિન થયા અને પિતાએ તેમને પેશાની ઉપર (ઉંધા) રાખ્યા, (૧૦૩) અને (તે વખતે) અમે તેમને પુકાર્યા કે, હે ઈબ્રાહીમ (અલૈ.) ! (ધન્ય છે.) (૧૦૪) અલબત્ત, આપે સ્વપ્નું સાચું કરી દેખાડયું, અમે નેકી કરનારાઓને એવો જ બદલો આપીએ છીએ. (૧૦૫) ખરેખર, એ તો ખુલ્લી (મહાન) કસોટી હતી. (૧૦૬) અને અમે ઝબહ કરવા માટે એક મોટું જાનવર તેના બદલે આપ્યું. (૧૦૭) અને અમે તેમના માટે પાછળ આવનાર લોકોમાં આ વાત રાખી; (૧૦૮) કે ઈબ્રાહીમ (અલૈ.) પર સલામ થાઓ. (૧૦૯) નેકી કરનારાઓને અમે એવો જ બદલો આપીએ છીએ. (૧૧૦) બેશક, તે અમારા ઈમાનદાર બંદાઓ માંહેના હતા. (૧૧૧) અને અમે તેમને (બીજા પુત્ર) ઈસ્હાક (અલૈ.)ની ખુશખબરી આપી કે તે નેકબખ્તોમાં થઈ નબી બનશે; (૧૧૨) અને અમે ઈબ્રાહીમ (અલૈ.) તથા ઈસ્હાક (અલૈ.) પર બરકતો ઉતારી અને તે બંનેના વંશજોમાં (કેટલાક) નેકીવાળા પણ છે, તેમજ (કેટલાક) પોતાના હકમાં ખુલ્લી રીતે બૂરું કરનારા પણ છે. (૧૧૩) (સૂ.સાફ્ફાત)

કાફિરો શહેર બહાર મેળામાં જવા પહેલાં તેઓની આગળ ચઢાવા મૂકી ગયા હતા, તેથી તેઓને ઉદ્દેશીને કહ્યું કે, તમે આ ખાતા કેમ નથી ? બોલતા કેમ નથી ? માનવીનો આકાર તો બનાવ્યો, પણ આત્મા નથી અને અફસોસ કે આત્માવાળા ઈન્સાનો આવી જડ વસ્તુઓને પૂજે છે ! અને તેનાથી મદદ માંગે છે ! એટલે કુહાડી વગેરેથી જોશભેર મારી મૂર્તિઓના

ટુકડે ટુકડા કરી નાંખ્યા.

મેળામાંથી પાછા ફરતાં મૂર્તિઓની આવી દુર્દશા થવાનું જાણી આગલી વાતો પરથી સમજ્યા કે ઈબ્રાહીમ (અલૈ.)એ જ એવું કર્યું હશે. તેથી ક્રોધમાં ગભરાટપૂર્વક બધા તેમના તરફ દોડી આવ્યા.

મતલબ કે ગમે તેણે તોડી, પરંતુ તમે આવી મૂર્ખાઈ કેમ કરો છો ? જે મૂર્તિઓ તમે જાતે ઘડી, તે શું પૂજાને પાત્ર થઈ ગઈ ? જે અલ્લાહપાક તમારો, તમારા પ્રત્યેક કામનો તેમજ આ પથ્થરોનો પણ ઉત્પન્નકર્તા છે, તેની સાથે કંઈ જ સબંધ ન રહેતાં અન્યોની પૂજા થાય ? અને તેમાં પણ જડ વસ્તુઓની ! એ કેવો અન્યાય અને અંધેર !

આગમાંથી બચ્ચા પછી પણ ત્યાં જ રહ્યા. આખરે જ્યારે કૌમના તરફથી તદ્દન નિરાશ થયા તેમજ બાપના તરફથી પણ બાદશાહની ખાતર સખ્તી થવા લાગી, તો તેઓને આ પ્રમાણે આખરી વાત કહી ત્યાંથી હિજરત કરી ગયા અને અલ્લાહ તઆલાએ સિરિયાનો માર્ગ સૂઝાડ્યો, તો ત્યાં જઈ વસ્યા. મતલબ કે, વતન તથા કુટુંબથી વિખૂટો પડ્યો છું. માટે મને એવી નેક અવલાદ અર્પણ કર, જે દીની કાર્યોમાં સહાયક નીવડે અને એ બાબતને કાયમ રાખે.

આ તે જ પુત્ર છે, જેને ઝબહ કરવા માટે અલ્લાહ તઆલાએ પિતાના જ હાથે ગળા પર છરી મૂકાવી, તો તે પણ હસતા મુખે ખુશીથી કબૂલ કર્યું. એથી વધુ કઈ સહનશીલતા હોઈ શકે !

અલ્લાહ તઆલાને મંજૂર હતું કે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને પોતાના ખાસ વહાલા બનાવવામાં આવે. એટલે તેમને સખત કસોટીઓમાં પસાર કર્યા. આખે આખી કૌમ બલ્કે પોતાના કુટુંબ વગેરે બધા જ મૂર્તિપૂંજામાં સપડાયેલા હતા, બધાના અકીદા (માન્યતા)ઓ અને રિવાજો વિવિધ પ્રકારના હતા. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને આવી પરિસ્થિતિમાં એક પવિત્ર ધર્મ આપવામાં આવ્યો અને તેનો પ્રચાર કરવાનો તથા આ ધર્મ તરફ લોકોને આમંત્રણ આપવાનો મોટો ભાર તેમના ઉપર નાંખવામાં આવ્યો. તેમણે

પયગમ્બરીની હિંમત અને તાકાત બતાવીને નિડર થઈને, ખતરાઓ અને ભયસ્થાનોથી ડર્યા સિવાય અલ્લાહ તઆલાની તવહીદ તરફ લોકોને આમંત્રણ આપ્યું તથા મૂર્તિપૂંજાની શર્મનાક ખરાબીઓ અને તેના વિવિધ નુકસાનો વર્ણવ્યા. પ્રેક્ટિકલી મૂર્તિઓ વિરૂદ્ધ જિહાદ કર્યો, આખી કૌમ લડાઈ માટે તૈયાર થઈ ગઈ. સમકાલીન રાજા નમરૂદ અને તેની કૌમે ઈબ્રાહીમ (અલૈ.)ને આગમાં નાંખી જીવતા સળગાવવાનો ફેંસલો કરી લીધો. અલ્લાહપાકના વહાલા ખલીલુલ્લાહ (અલૈ.)એ પોતાની જાતને અલ્લાહ તઆલાની ખુશનૂદી અને રજામંદી પ્રાપ્ત કરવા આગમાં નાંખી દેવા માટે રજૂ કરી દીધી. જ્યારે અલ્લાહપાકે પોતાના ખલીલ (અલૈ.)ને આ કસોટીમાં ખરા સાબિત થતા જોયા તો આગને હુકમ આપ્યો કે, ‘‘અમે હુકમ આપી દીધો કે, હે આગ ! તું ઈબ્રાહીમ (અલૈ.) ઉપર ઠંડી અને સલામતીવાળી બની જા.’’ *(૨૧:૬૯)*

જે સમયે નમરૂદની આગ વિશે અલ્લાહ તઆલાનો હુકમ આવ્યો તો હુકમના શબ્દો સામાન્ય હતા. કોઈ ખાસ આગને નક્કી કરી હુકમ આપવામાં આવ્યો ન હતો. એટલા માટે આખી દુનિયામાં જે કોઈ પણ જગ્યાએ આગ મૌજૂદ હતી તે અલ્લાહપાકના હુકમ આવતાંની સાથે જ પોતપોતાની જગ્યાએ ઠંડી થઈ ગઈ અને નમરૂદની આગ પણ આ હુકમના કારણે ઠંડી પડી ગઈ.

કુર્આનમાં **‘‘બરદન’’** શબ્દની સાથે **‘‘સલામા’’** (સલામતીવાળી)નો વધારો કરવામાં આવ્યો કે, કોઈ વસ્તુની ઠંડક મર્યાદાથી વધી જાય તો તે બરફની જેમ તકલીફવાળી અને નુકસાનકારક બની જાય છે. જો ‘‘સલામા’’ શબ્દ ન આવ્યો હોત તો શક્ય હતું કે, આગ બરફની જેમ એવી ઠંડી થઈ ગઈ હોત કે, પોતે જ એક અઝાબ બની ગઈ હોત. જેમકે જહન્નમમાં એક અઝાબ ‘‘ઝમહરીર’’નો પણ છે !

આ પરીક્ષા પછી બીજી કસોટી એ લેવામાં આવી કે, પોતાના અસલી વતનને છોડીને શામ (સીરિયા) તરફ હિજરત કરવામાં આવે. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ અલ્લાહપાકની ખુશનૂદીની ચાહતમાં પોતાની કૌમ

અને વતનને પણ અલ્લાહ હાફિઝ કહી દીધું અને પોતાના બાળ-બચ્ચાંઓ સહિત હિજરત કરી શામ (સીરિયા) ચાલ્યા આવ્યા.

હવે જ્યારે પોતાની કૌમ અને વતનને છોડીને શામ પ્રદેશમાં નિવાસ કર્યો જ હતો કે વળી પાછો હુકમ મળ્યો કે, બીબી હાજરા (રદી.) અને તેમના દૂધ પીતા બાળક હઝરત ઈસ્માઈલ (અલૈ.)ને સાથે લઈને અહીંયાંથી પણ કૂચ કરો. *(ઈબ્ને કષીર)*

જિબ્રઈલ અમીન (અલૈ.) આવ્યા અને બંનેને સાથે લઈને ચાલ્યા. રસ્તામાં જે કોઈ જગ્યાએ પણ હરિયાળું સ્થળ આવતું હતું, હઝરત ખલીલ (અલૈ.) ફરમાવતા હતા કે, તેમને અહીંયાં થોભાવી દેવામાં આવે. હઝરત જિબ્રઈલ (અલૈ.) કહેતા કે, અહીંયાંનો હુકમ નથી, મંઝિલ આગળ છે. જ્યારે તેઓ ચટિયલ મૈદાન એવા ગરમ ગરમ રણમાં આવી ગયા, જ્યાં આગળ જતાં કોઈ સમયે બયતુલ્લાહ શરીફનું બાંધકામ અને મક્કા શહેર વસાવવાનો હેતુ હતો, આ રણમાં આપને ઉતારી દેવામાં આવ્યા. અલ્લાહ તઆલાના વહાલા ખલીલ (અલૈ.) પરવરદિગારની મહોબ્બતના કારણે અત્યંત ખુશી ખુશી આ ચટિયલ મૈદાન અને પાણી તથા હરીયાળી વિનાના રણમાં બીબી હાજિરહ (રદી.)ને લઈને થોભી ગયા. પરંતુ આ કસોટી એટલેથી પૂરી ન થઈ, બલ્કે હવે ઈબ્રાહીમ (અલૈ.)ને હુકમ મળે છે કે, પત્ની અને બાળકને અહીંયાં છોડી દો અને પોતે શામ દેશ પાછા જાઓ. અલ્લાહપાકના ખલીલ (અલૈ.) હુકમ મળતાંની સાથે જ તેને પૂરો કરવા ઉભા થઈ જાય છે અને શામ તરફ રવાના થઈ જાય છે. હુકમને પૂરો કરવામાં એટલો સમય પણ પસાર નથી કરતા કે પોતાની પત્નીને અલ્લાહપાકના આ હુકમની જાણ કરી આપે કે મને અલ્લાહપાકે આવો હુકમ આપ્યો છે, જેથી હું જઈ રહ્યો છું. હઝરત હાજિરહ (રદી.) જ્યારે તેમને જતા જુએ છે, તો તેમને બૂમો પાડે છે. પરંતુ તેઓ જવાબ આપતા નથી. તેઓ ફરી બૂમ પાડે છે અને કહે છે કે, ‘‘આ ચટિયલ વેરાન મેદાનમાં અમને છોડીને ક્યાં જઈ રહ્યા છો ?’’ તેનો પણ જવાબ નથી આપતા. પરંતુ તે પણ ખલીલુલ્લાહ (અલૈ.)ના પત્ની હતા, સમજી ગયા કે વાત શું છે અને

કહેવા લાગ્યા કે, "શું તમને અલ્લાહ તઆલાનો હુકમ મળ્યો છે ?" હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ કહ્યું : "હા." હાજિરહ (રદી.)ને જ્યારે અલ્લાહ તઆલાના આ હુકમની જાણ થઈ તો તેમણે ખૂબ જ સંતોષ સાથે કહ્યું કે, "જાઓ ! માલિકે આપને ચાલ્યા જવાનો હુકમ આપ્યો છે, તે અમને પણ બરબાદ નહીં કરે."

હવે હઝરત હાજિરહ (રદી.) પોતાના દૂધ પીતા બાળકને સાથે લઈને આ વેરાન રણમાં સમય પસાર કરવા લાગે છે. તરસની શિદ્દત પાણી શોધવા મજબૂર કરી દે છે. નાના બાળકને ખુલ્લા મેદાનમાં છોડીને સફા-મરવહની પહાડીઓ ઉપર વારંવાર ચઢે છે, ઉતરે છે કે ક્યાંક પાણીના ચિહ્નો નજરે પડે અથવા કોઈ માણસ નજરે પડે, જેનાથી કોઈ જાણકારી પ્રાપ્ત કરી શકાય. સાત વખતે આવા ચક્કર કાપીને આખરે થાકી-હારીને બાળક પાસે આવીને બેસી જાય છે. સફા-મરવહ વચ્ચે સાત વખત દોડવાની યાદગીરી સ્વરૂપે કયામત સુધી આવનારી નસ્લો માટે હઝઝના હુકમમાં સફા-મરવહની "સઈ" (દોડવું)ને ફરજ કરી દેવામાં આવ્યું. હઝરત હાજિરહ (રદી.) પોતાની દોડધૂપ પૂરી કરીને નિરાશ થયા પછી જ્યારે બાળક પાસે આવે છે, તો અલ્લાહ તઆલાની રહમત જોશમાં આવે છે. જિબ્રઈલ અમીન (અલૈ.) આવે છે અને આ સૂકા રણમાં જમીનમાંથી પાણીનું એક ઝરણું કાઢી આપે છે, જેનું નામ આજે **"ઝમઝમ"** છે. પાણીને જોઈને ધીરે ધીરે પ્રથમ પ્રાણીઓ આ વિસ્તારમાં આવવા લાગે છે, પછી પ્રાણીઓને જોઈને મનુષ્યો અહીંયાં વસવાટ કરવા લાગે છે અને મક્કા શહેરનો પાયો નંખાવાની શરૂઆત થઈ જાય છે.

તે નાનું બાળક આજે હઝરત ઈસ્માઈલ (અલૈ.) તરીકે દુનિયા ઓળખે છે. જ્યારે તેઓ મોટા થઈ જાય છે, કામ કરી શકે એવા થઈ જાય છે ત્યારે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અલ્લાહ તઆલાના હુકમથી ત્યાં પાછા તશરીફ લાવે છે અને બાળક તથા પત્નીની ખબર-અંતર પૂછી જાય છે. આ સમયે ફરી અલ્લાહ તઆલા પોતાના ખલીલની ત્રીજી પરીક્ષા લે છે. આ બાળક એક વંચિતતાની દશામાં બાપના આધાર વગર મોટું થયું અને દેખીતા કોઈ

પણ પ્રકારના જીવન જરૂરી સામાન સિવાય મોટું થયું. હવે આ બાળકના પિતા હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને અલ્લાહ તઆલાનો હુકમ મળે છે કે, આ બાળકને પોતાના હાથે ઝબહ (હલાલ) કરી દો.

કુર્આને કરીમમાં ઈર્શાદ છે કે, "જ્યારે બાળક તે કાબિલ (યોગ્ય) થઈ ગયું કે બાપની સાથે કામકાજમાં કંઈ મદદ કરી શકે, ઈબ્રાહીમ (અલૈ.)એ તેને કહ્યું કે, હે બેટા ! મેં સ્વપ્નમાં જોયું છે કે, તને ઝબહ (હલાલ) કરી રહ્યો છું. તું બતાવ તારો શું વિચાર છે ? નેક સંતાને કહ્યું કે, અબ્બા હુઝૂર ! આપને જે હુકમ મળ્યો છે તેને પૂરો કરો, તમે મને પણ તે પૂરો કરવામાં મજબૂત ઈરાદાવાળો પામશો." *(૩૭:૧૦૨)*

ત્યારબાદ આ ઘટના દરેક મુસલમાન જાણે છે કે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.) પોતાના ફરજંદને ઝબહ કરવા માટે મિનાના જંગલમાં લઈ ગયા અને પોતાના તરફથી અલ્લાહપાકનો હુકમ પૂરો કરવા લાગ્યા, પરંતુ અહીંયાં હેતુ બાળકને ઝબહ કરવાનો ન હતો, પરંતુ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની કસોટી કરવાનો હતો. સ્વપ્નના શબ્દોમાં વિચાર કરવામાં આવે તો એમાં એવું નથી જોયું કે, હઝરત ઈસ્માઈલ (અલૈ.)ને ઝબહ કરી દીધા, બલ્કે ઝબહ કરવાનો અમલ કરતા જોયા. જે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ કરી બતાવ્યો અને તે અમલ દ્વારા **"વહીએ મનામ"** બતાવવાની પણ કદાચ આ જ મસ્લિહત હોય કે સીધે સીધા શબ્દો દ્વારા ઝબહ કરવું મંજૂર ન હતું. તે કારણે ઈરશાદ થયો છે કે, સ્વપ્નમાં જે કંઈ જોયું હતું, તેમણે પૂરૂં કરી દીધું. જ્યારે તેમાં પૂરા ઉતર્યા તો અલ્લાહ તઆલાએ જન્નતમાંથી તેનો ફિદિયહ નાઝિલ ફરમાવ્યો અને તેની કુરબાનીનો હુકમ આપી દીધો. અને ઈબ્રાહીમ (અલૈ.)ની આ સુન્નત કાયમી ધોરણે કયામત સુધીની સુન્નત બની ગઈ.

**ઝબહવાળા હઝ. ઈસ્માઈલ (અલૈ.) ન કે હઝ. ઈસ્હાક (અલૈ.) :**

હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ પુત્રની દુઆ માંગી, તે કબૂલ થઈ અને તે જ પુત્ર કુરબાની માટે રજૂ કરવામાં આવ્યો. હાલની તવરાતમાં પણ છે કે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની દુઆથી જે પુત્ર પેદા થયા તે હઝરત

ઈસ્માઈલ (અલૈ.) છે અને એ જ કારણથી તેમનું નામ ઈસ્માઈલ (અલૈ.) રાખવામાં આવ્યું. કેમકે ઈબરાની ભાષામાં એનો અર્થ એ છે કે, અલ્લાહ તઆલાએ (હઝરત ઈબ્રાહીમ અલૈ.ની) અરજ સાંભળી લીધી. એથી સાબિત થયું કે આ આયતમાં જે પુત્રનું વર્ણન છે તે હઝરત ઈસ્માઈલ (અલયહિસ્સલામ)નું છે, હઝરત ઈસ્હાક (અલયહિસ્સલામ)નું નથી. તદુપરાંત, ઝબહ કરવાના કિસ્સા પછી હઝરત ઈસ્હાક (અલયહિસ્સલામ)ની ખુશખબરનું જૂદું જ વર્ણન છે. જેમાં સાથે જ તેમના નબી થવા તથા તેમને પુત્ર યઅકૂબ (અલયહિસ્સલામ) થવાની ખુશખબર છે. તો પછી ઈસ્હાક (અલયહિસ્સલામ)ને ઝબહ કરવાના હુકમનો કંઈ જ અર્થ થતો નથી. માટે માનવું પડશે કે ઝબીહુલ્લાહ હઝરત ઈસ્માઈલ (અલયહિસ્સલામ) છે. તેથી જ તેમની પેદાઈશની ખુશખબર વખતે તેમને નુબૂવ્વત મળવા કે તેમનો વંશ ચાલવા સબંધી કંઈ જ વાયદો કે વર્ણન નથી. અને એ જ કારણથી કુરબાનીની યાદગાર અને તેને લગતી રસમો ઈસ્માઈલ (અલયહિસ્સલામ)ના વંશજોમાં જ ચાલતી આવી અને આજે પણ તેમના જ આત્મિક ફરઝંદો (મુસ્લિમો) તે પવિત્ર યાદગારોને કાયમ રાખનાર છે. એ બધી બાબતો ઉપરથી એ જ સાબિત થાય છે કે, ઝબીહુલ્લાહ હઝરત ઈસ્માઈલ (અલયહિસ્સલામ) જ હતા, જે મક્કામાં વસ્યા અને ત્યાં જ તેમના વંશજો ફેલાયા. તદુપરાંત, તવરાતમાં એમ પણ છે કે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને પોતાના એકલૌતા અને વહાલા પુત્રના ઝબહ કરવાનો હુકમ થયો હતો અને આ વાત સૌ માન્ય છે કે, હઝરત ઈસ્માઈલ (અલયહિસ્સલામ) હઝરત ઈસ્હાક (અલૈ.)થી મોટા છે. તો પછી હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની હયાતીમાં હઝરત ઈસ્હાક (અલૈ.) એકલૌતા ક્યાં રહ્યા ?

અત્રે ખુશખબરમાં "ગુલામુન હલીમ" ફરમાવ્યું છે, તો એ 'હલીમ' શબ્દ કુર્આનમાં માત્ર હઝરત ઈસ્માઈલ (અલૈ.) તથા હઝરત ઈબ્રાહીમ (અલૈ.) માટે જ વપરાયો છે. બીજા કોઈ નબી માટે વપરાયો નથી. વળી, સાબિરનો મતલબ હલીમને મળતો જ છે. તેથી જ હઝરત ઈસ્માઈલ (અલૈ.)ના જવાબમાં સાબિર શબ્દ વાપર્યો છે. તેમજ અલ્લાહ તઆલાએ

પણ બીજી જગ્યાએ હઝરત ઈસ્માઈલ (અલૈ.) માટે સાબિર ફરમાવ્યું છે. એથી પણ એમનું જ ઝબીહ હોવું જણાય છે.

જ્યારે હઝરત ઈસ્માઈલ (અલૈ.) એટલી ઉંમરે પહોંચ્યા કે પિતા સાથે ચાલી શકે અને તેમના કામ લાગે, ત્યારે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ પોતાનું સ્વપ્નું તેમને આ વાત જાણવા સંભળાવ્યું કે, આ કામ માટે ખુશીથી તૈયાર થાય છે અથવા બળજબરી કરવી પડશે. રિવાયતમાં છે કે, ત્રણ રાત લાગલગાટ આ સ્વપ્નું જોયું ત્યારે ત્રીજા દિવસે પુત્રને ખબર આપી. તો તરત જ ખુશીથી કબૂલ કરી લીધું અને કહ્યું કે, એમાં સલાહ લેવાની જરૂર નથી. ખુદાઈ હુકમ બજાવી લાવો. હું પણ તે વખતે ઈન્શાઅલ્લાહ સબર અને સહનશીલતાની યાદગાર બની રહીશ. એવા પિતા-પુત્ર પર અલ્લાહ તઆલાની હજારો-લાખો રહમત થાઓ.

ઉંધા નાંખવાનું કારણ એ છે કે, કોમળ મુખડું દેખાય નહિ. નહીં તો કદાચ પુત્રનો પ્રેમ ઉછાળો મારતાં અટકી જાય. રિવાયતમાં છે કે, આ યુક્તિ પુત્રની જ બતાવેલી હતી. ફરી પુત્રના ગળે છરી ચલાવતી વખતે શું બન્યું તે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું નથી. એટલે પિતાના હૃદયની તથા ફરિશ્તાઓની થયેલી સ્થિતિ વર્ણન થઈ શકે તેમ નથી.

બસ, બસ ! રહેવા દો. તમે સ્વપ્નું સાચું કરી બતાવ્યું. પુત્રને ઝબહ કરવાનો હેતુ નથી, માત્ર પરીક્ષા લેવી હતી. તો તેમાં તમે સંપૂર્ણ રીતે સફળ થયા.

મતલબ કે, આ મુશ્કેલ હુકમો આપી અજમાવીએ છીએ. ફરી તે આજમાઈશમાં પણ તેમની મદદ કરી તેમને તે ઉપર અડગ રાખીએ છીએ. ત્યાર પછી જ મહાન દરજા આપીએ છીએ. આ આજમાઈશમાં બાપ-દીકરો બન્ને શામિલ હતા. તો એના બદલામાં પણ બન્ને શામિલ રહેશે.

એટલે મહાન દરજ્જો એક દુંબો જન્નતથી મોકલવામાં આવ્યો હતો, તે ઝબહ થયો. તે દુંબો દુનિયામાં આવતાં તેમાં પણ દુનિયાની અસર ઉત્પન્ન થઈ ગઈ, જેથી ઝબહ કરવા પછી તેની પણ રૂહ નીકળી ગઈ.



આજ સુધી દુનિયા સામાન્ય રીતે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને ભલાઈ અને માનપૂર્વક યાદ કરે છે અને કિયામત સુધી યાદ કરતી રહેશે. અમારા નબી તથા તેમના ઉપર લાખો દુરૂદ-સલામ નાઝિલ થાઓ.

મતલબ કે, અમારા સર્વશ્રેષ્ઠ પંક્તિના ઈમાનદાર બંદાઓમાંથી છે કે, મહાન પદવીના રસૂલ છે.

આ વર્ણનથી જણાયું છે કે, આગલી ખુશખબર હઝરત ઈસ્માઈલ (અલૈ.) વિશે જ હતી અને તેમને જ ઝબહ કરવા હુકમ થયો. યહૂદીઓ પોતાની શ્રેષ્ઠતા સાબિત કરવા હઝરત ઈસ્હાક (અલૈ.)ના ઝબીહ હોવાનો દાવો કરે છે. અલ્લાહ તઆલાનો વાયદો સત્ય હોવાથી હઝરત ઈસ્હાક (અલૈ.)ના નબી થવા તથા તેમને પુત્ર થવાની ખુશખબર મળવા પછી લાંબા આયુષ્યનું યકીન થઈ જાય છે. તો પછી તેમને ઝબહ કરવાના હુકમમાં આજમાઈશ ક્યાં રહી ?

'ઝુર્રિય્યતિહિમા'થી મુરાદ બન્ને દીકરા છે, તો બન્નેથી ખૂબ અવલાદ વધી. હઝરત ઈસ્હાક (અલૈ.)ની અવલાદમાં બની ઈસ્રાઈલના નબીઓ થયા અને હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની અવલાદમાં અરબો થયા, જેમાં અમારા હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) સૌ નબીઓના સરદાર છે. આયતમાં સ્પષ્ટ બતાવ્યું કે, એ નબીઓના વંશજોમાં સારા પણ થશે, જે વડીલોનું નામ ઉઝઝવળ કરશે અને કેટલાક બુરા પણ થશે, જે પોતાના કુકર્મોના કારણે કુટુંબને લાંછન લગાડશે. એથી જણાયું કે, બેઈમાન માણસને બાપદાદાનું નેક હોવું કામ લાગતું નથી. એમાં યહૂદીઓના અભિમાની આલિમોનો રદ થયો. જેઓ કહેતા હતા કે, અમારા બાપદાદા નબીઓ હોવાથી અમારી પકડ જ નહિ થાય.

**"સૂરએ ઈબ્રાહીમ"**માં વર્ણન છે : *અને (તે સમયને યાદ કરો) જ્યારે ઈબ્રાહીમ (અલૈ.)એ દુઆ કરી કે, હે મારા પરવરદિગાર ! આ શહેર (મક્કા)ને સલામતીવાળું બનાવ તેમજ મને તથા મારી અવલાદને મૂર્તિઓના પૂજવાથી બચાવી લે. (૩૫) હે મારા પરવરદિગાર ! એ મૂર્તિઓએ ઘણાં*



લોકોને ગુમરાહીમાં નાખ્યા છે, તો જે કોઈ મારી તાબેદારી કરશે તો તે મારો જ છે, પણ જે કોઈ મારી નાફરમાની કરશે તો બેશક, તું ઘણો બખ્શનાર, મહા દયાળુ છે. (૩૬) હે અમારા પરવરદિગાર ! મેં મારી અમુક અવલાદને એવા જંગલમાં જે ખેતીને લાયક નથી, તારા ઈઝ્ઝતદાર ઘરની પાસે વસાવી છે. હે અમારા પરવરદિગાર! એટલા માટે (એમ કર્યું) કે તેઓ નમાઝને કાયમ રાખે તો કેટલાક લોકોનાં દિલ એવાં કરી દે કે તેમના તરફ ઝુકતાં રહે અને તેમને મેવાઓ ખવાડ કે જેથી તેઓ તારો શુક્ર કરે. (૩૭) હે અમારા પરવરદિગાર ! જે કંઈ અમે છૂપાવીને કરીએ છીએ અને જે કંઈ જાહેરમાં કરીએ છીએ તેને બેશક, તું જાણે છે અને અલ્લાહપાકથી કોઈ પણ વસ્તુ પૃથ્વીમાં તેમજ આકાશમાં છૂપી નથી. (૩૮) અલ્લાહપાકનો શુક્ર છે, જેણે મને વૃદ્ધાવસ્થામાં ઈસ્માઈલ (અલૈ.) અને ઈસ્હાક (અલૈ.) (જેવા સપૂતો) આપ્યા. બેશક, મારો પરવરદિગાર દુઆનો સાંભળનાર છે. (૩૯) હે મારા પરવરદિગાર ! મને નમાઝ કાયમ રાખનાર બનાવ અને મારી અવલાદમાંથી પણ. હે અમારા પરવરદિગાર ! અને મારી દુઆ કબૂલ કર. (૪૦) હે અમારા પરવરદિગાર ! જે દિવસે હિસાબ કાયમ થાય મને તેમજ મારા માં-બાપને તથા સૌ ઈમાનવાળાઓને બખ્શી દેજે. (૪૧) (સૂ.ઈબ્રાહીમ)

કુરૈશના નાશુક્રા, મુશરિક સરદારોને ઈબ્રાહીમ (અલૈ.)ની વાતો યાદ અપાવી સૂચના આપી કે, તમે જેમના વંશજો હોવાથી કઅબહના મુતવલ્લી બન્યા છો, તેમણે એમનો પાયો મૂળ તવહીદ પર જ રચ્યો હતો અને તેમની દુઆઓના જ પ્રતાપે આટલી બધી જાહેરી અને બાતિની નેઅમતો એકત્ર થઈ ગઈ. તેઓ શિર્કથી બચવાની દુઆ અને વસિય્યત કરીને જ દુનિયાથી ચાલ્યા ગયા છતાં તમે તે વિરૂદ્ધ કરો છો તો તમારે શરમાવું જોઈએ.

મક્કાને અમન-શાંતિવાળુ હરમ બનાવવાની દુઆ માંગી તે કબૂલ થતાં મક્કાની આજુબાજુ હરમની હદ મુકર્રર થઈ. વળી, પોતાને તેમજ પોતાના પુત્રોને સદા મૂર્તિપૂજાથી બચાવવા અરજ કરી તે દુઆ પણ કબૂલ થઈ, તો તેઓ મૂર્તિપૂજાથી દૂર જ રહ્યા. પણ જો અવલાદથી મતલબ વંશજો

હોય તો દુઆ અમુક માટે જ કબૂલ થઈ. દુઆમાં પ્રથમ પોતાને, પછી દીકરીઓને શામિલ કરીને બતાવ્યું કે, નબીઓનું મઅસૂમ હોવું પણ અલ્લાહપાકના તરફથી તેની મદદ વડે જ છે. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની આ દુઆઓ મક્કાની આબાદી અને કઅબહને બનાવ્યા બાદ ઘણી જ મુદ્દત પછીની છે, પરંતુ પહેલા સીપારાની છેવટમાં આવેલી દુઆ કઅબહ શરીફ બનાવતી વેળાની છે.

મતલબ કે મૂર્તિઓના કારણે ઘણા ગુમરાહ થયા છે, તો મારૂં અનુકરણ કરનારાઓ તો મારી જમાઅતમાં શામિલ હોવાથી તેઓને માટે કંઈ કહેવાની જરૂર નથી, પરંતુ જે કોઈ અમારી વાત ન માનતા અમારો માર્ગ ત્યજી દે, તેને પણ પોતાની કૃપા અને બખ્શિશ વડે તૌબાની તવફીક આપજો.

હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નું વતન શામમાં હતું. બે પત્નીઓ પૈકી હઝરત હાજિરહ (રદી.)થી હઝરત ઈસ્માઈલ (અલૈ.) પેદા થયા. પછી થોડા જ દિવસમાં હઝ. ઈબ્રાહીમ (અલૈ.)ને પોતાના આ બાળકને જંગલમાં મૂકી જવાનો હુકમ થયો. ત્યાં આજે મક્કા છે. કારણ કે હાજ જે જગ્યાએ બયતુલ્લાહ છે, તે જ સ્થળે હઝરત નૂહ (અલૈ.)ના તુફાન પહેલાં સુધી હઝરત આદમ (અલૈ.)ના વખતનું બયતુલ્લાહ હતું, તેને આબાદ કરવું હતું. તેથી જ દુઆમાં પણ નમાઝ કાયમ રાખવાના શબ્દો છે. સારાંશ કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) ખુદાઈ હુકમ અનુસાર દૂધ પીતા પુત્ર તથા પત્નીને આ જંગલમાં મૂકી ગયા. હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની તરસ અને બીબી હાજિરહની બેચેની જોઈ અલ્લાહ તઆલાએ ત્યાં ફરિશ્તાઓને મોકલી ઝમઝમનું ઝરણું વહેતું કર્યું. તેની પથ્થરોની પાળ બાંધી લેવાથી કૂવા જેવું થઈ ગયું. કબીલહ જુરહમના લોકો ત્યાં પાણી જોઈ હઝરત હાજિરહ (અલૈ.)ની પરવાનગીથી વસી પડ્યા. પછી હઝરત ઈસ્માઈલ (અલૈ.) મોટા થયા તો તે જ કબીલહમાં તેમની શાદી થઈ. દિન-પ્રતિદિન ત્યાંની વસ્તી વધતાં વધતાં આજનું મક્કા શહેર આબાદ થઈ ગયું. હઝરત ઈબ્રાહીમ (અલૈ.) વખતો-વખત ખબર લેવા શામથી આવતા હતા ત્યારે આ શહેર

અને એના રહેવાસીઓ માટે દુઆ માંગતા કે, "હે અલ્લાહ તઆલા ! મેં પોતાના એક પુત્રને ખેતી ન થઈ શકે તેવી જગ્યામાં તારા હુરમતવાળા ઘર પાસે એટલા માટે વસાવ્યો છે કે, તે તથા તેના વંશજો તારા તથા તારા ઘરનો હક અદા કરે અને નમાઝ પઢતા રહે. માટે પોતાની કૃપાથી કેટલાક લોકોના દિલનું વલણ તેઓ પ્રત્યે કરી દે કે તેઓના આવવાથી તારી ઈબાદત થવા ઉપરાંત શહેરની રોનક વધે તેમજ તેઓની જિંદગીને જરૂરિયાતો પૂરી થવા ઉપરાંત સારા ફળો પણ ખવડાવ કે શાંતિપૂર્વક તારી ઈબાદત અને શુક્રગુઝારી કરે. અલ્લાહ તઆલાએ તેમની સૌ દુઆઓ કબૂલ કરી. અત્યાર સુધી પ્રત્યેક વર્ષ હજારો માણસો ખેંચાઈને ત્યાં જાય છે. મક્કામાં ફળના ઝાડ નહિ હોવા છતાં નજીકમાં તાઈફથી તેમજ બહારથી આવતા એટલા બધા ફળ-ફ્રુટ મળે છે કે જોનાર અચરજ પામે છે.

એટલે આકાશ-પૃથ્વીની કોઈ વસ્તુ તારાથી છૂપી નથી, તો અમારૂં જાહિર અને બાતિન કેવી રીતે છૂપું રહી શકે ? હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ કહ્યું : અમે જે કંઈ છૂપાવીએ અને જાહેર કરીએ તેને તું જાણે છે. તેનું કારણ એ હતું કે જાહેરમાં આ દુઆ સૌ અવલાદ માટે હતી, પણ દિલમાં આખર જમાનામાં નબી (સલ.) માટે ઈરાદો હતો.

મતલબ કે, વૃદ્ધાવસ્થામાં મેં જેવી રીતે પુત્ર માટે દુઆ કરી હતી અને તે તેં કબૂલ કરી મને ઈસ્માઈલ (અલૈ.) અને ઈસ્હાક (અલૈ.) જેવા સપૂતો અર્પણ કર્યા, તેવી જ રીતે આ દુઆઓ પણ કબૂલ કરી લેજે.

મતબલ કે, મારા વંશજોમાં એવા લોકો પેદા કર્યા કરજે કે તેઓ નમાઝોને ખરી રીતે પાબંદી સાથે નિયમિત પઢતા રહે અને મારી સૌ દુઆઓ કબૂલ કરજે.

એક રુકૂઅ પહેલાં ઘણી મહાન નેઅમતોનું વર્ણન ફરી ફરમાવ્યું હતું કે, માણસ ઘણો અન્યાયી અને નાશુક્રો છે. તે પછી હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)નો કિસ્સો સંભળાવી મક્કાવાસી કાફિરોને કેટલીક ખાસ નેઅમતો યાદ અપાવી તેઓના ઝુલ્મ અને શિર્કના વધુ ખરાબ હોવા

તરફ ઈશારો કર્યો. સારાંશ કે નેઅમતો બતાવી તેના શુક્રની તાકીદ કરી. છતાં કોઈ નાશુક્રી કરે તો તેને ચેતવણી આપી કે આવા જાલિમોને શિક્ષા મળવામાં કંઈક મોડું થાય તો કોઈએ એમ ન સમજવું કે અલ્લાહપાકને તેઓના કુકર્મોની જાણ નથી. યાદ રાખો, તેઓનું કોઈ પણ નાનું કે મોટું કામ અલ્લાહ તઆલાથી છૂપું નથી, બલ્કે તેનો એવો નિયમ છે કે, પાપીને તરત શિક્ષા આપી તબાહ ન કરવો. તે મહા પાપી અને જાલિમને પણ મોહલત આપે છે કે, કાં તો તે પાપોથી અટકી જાય અથવા પાપાચારમાં એટલી હદ પર પહોંચી જાય કે પછી કાનૂનની રૂએ તદન ચોખ્ખી રીતે શિક્ષાને પાત્ર થઈ જાય.

આ સખત અને કષ્ટદાયક પરીક્ષાઓ હતી, જેમાંથી હઝરત ખલીલ (અલૈ.)ને પસાર થવું પડ્યું. આ ઉપરાંત આપના ઉપર બીજા ઘણા બધા હુકમો અને અમલોની પાબંદી ફરજ કરવામાં આવી. જેમાં તે નૈસર્ગિક ટેવો પણ શામિલ છે, જે શરીરની સફાઈ અને બદનની પાકી સાથે સબંધ ધરાવે છે અને આ ટેવો આવનારી બધી જ ઉમ્મતો માટે એક આગવો હુકમ બની ગઈ. ખાતમુન્નબિય્યીન હઝરત મુહમ્મદ (સલ.)એ પોતાની ઉમ્મતને આ બધા જ કામો માટે તાકીદનો હુકમ ફરમાવ્યો છે.

ઈબ્ને કષીરમાં હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદી.) એક રિવાયતમાં આ પણ નકલ કરે છે કે, ‘‘સંપૂર્ણ ઈસ્લામ ત્રીસ વિભાગોના વર્તુળોમાં છે. જેમાથી દસ સૂરએ બરાઅતમાં પ્રસ્તુત છે અને દસ સૂરએ અહઝાબમાં અને દસ સૂરએ મુઅમિનૂનમાં.’’ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ આ બધી વસ્તુઓનો સંપૂર્ણ હક્ક અદા કર્યો અને તે બધી પરીક્ષાઓમાં ખરા ઉતર્યા અને સફળ રહ્યા.

સૂરએ બરાઅતમાં મુઅમિનોની સિફતો વર્ણવીને મુસલમાનોની મુખ્ય નિશાનીઓ આ રીતે વર્ણવી છે :

‘‘તેઓ (મુઅમિનો) એવા છે, જે તૌબા કરનારા, ઈબાદત કરનારા, (અલ્લાહ તઆલાની) તઅરીફ (વખાણ) કરનારા, રોઝા રાખનારા, રુકૂઅ

અને સિજદહ કરનારા, નેક વાતોનું શિક્ષણ આપનારા અને બૂરી વાતોથી રોકનારા અને અલ્લાહપાકની હદોનું ધ્યાન રાખનારા છે અને એવા મુઅમિનોને તમે ખુશખબરી સંભળાવી દો.'' *(૯:૧૧૨)*

સૂરએ મુઅમિનૂનમાં ઉલ્લેખ થયેલી મુઅમિનની મુખ્ય ખાસિયતો આ પ્રમાણે છે :

''ચોક્કસ તે મુસલમાનોએ સફળતા પ્રાપ્ત કરી, જે પોતાની નમાઝમાં ખુશૂઅ અને ખુઝૂઅ (એકાગ્ર ચિત્તે અલ્લાહ તઆલા પ્રતિ ધ્યાનમગ્ન થવું) કરનારા છે, અને જે નકામી વ્યર્થ વાતોથી દૂર રહેનારા છે, અને જે પોતાને પાક કરનારા છે અને જે પોતાની શર્મગાહો (ગુપ્તાંગો)ની હિફાઝત કરનારા છે. પરંતુ પોતાની ઔરતો અથવા પોતાની દાસીઓ (ગુલામડીઓ) માટે તેમના ઉપર કોઈ આક્ષેપ નથી. હા, જો તેના સિવાય તેઓ ઈચ્છે તો આવા લોકો મર્યાદાનું ઉલ્લંઘન કરનારા છે અને જે પોતાની અમાનતો અને પોતાના કરારનો ખ્યાલ રાખનારા છે અને જે પોતાની નમાઝોની પાબંદી કરે છે, એવા જ લોકો વારસદાર થનારા છે, જેઓ જન્નતના વારસદાર થશે અને તેમાં હંમેશા રહેશે.'' *(૨૩:૧ થી ૧૧)*

અને સૂરએ અહઝાબમાં મુઅમિનોની ખાસિયત આ પ્રમાણે છે :

''બેશક, ઈસ્લામના કામ કરનારા પુરૂષો અને ઈસ્લામનું કામ કરનારી સ્ત્રીઓ અને ઈમાન લાવનારા પુરૂષો અને ઈમાન લાવનારી સ્ત્રીઓ અને ફરમાંબરદારી કરનારા પુરૂષો અને ફરમાંબરદારી કરનારી સ્ત્રીઓ અને સાચા પુરૂષો અને સાચી ઔરતો અને સબ્ર કરનારા (સહનશીલ) પુરૂષો અને સબ્ર કરનારી ઔરતો અને ખુશૂઅ્ કરનારા પુરૂષો અને ખુશૂઅ્ કરનારી ઔરતો અને ખૈરાત (દાન) કરનારા પુરૂષો અને ખૈરાત કરનારી ઔરતો અને રોઝા રાખનારા પુરૂષો અને રોઝા રાખનારી ઔરતો અને પોતાની શર્મગાહોની હિફાઝત કરનારા પુરૂષો અને પોતાની શર્મગાહોની હિફાઝત કરનારી ઔરતો અને અલ્લાહપાકને ખૂબ યાદ કરનાર પુરૂષો અને અલ્લાહ પાકને ખૂબ યાદ કરનાર ઔરતો અને આ બધાના માટે અલ્લાહપાકે


મગફિરત (માફી) અને ઘણો સારો બદલો તૈયાર રાખ્યો છે.'' *(૩૩:૩૫)*

કુર્આનના મુફસ્સિર હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદી.)ના આ ઈરશાદથી જાણ થઈ કે, મુસલમાનો માટે જેટલી ઈલ્મી અને પ્રેક્ટિકલ ખાસિયતો ઈચ્છિત છે, તેને આ ત્રણે સૂરતોની અમુક આયતોમાં ભેગી કરી દેવામાં આવી છે.

કુર્આન શરીફમાં એક બીજી જગ્યાએ પણ આ વિષય આવી રીતે વર્ણન થયો છે :

''અમે તેમને ઈમામ અને પેશ્વા બનાવી દીધા કે, તે અમારા હુકમથી લોકોને હિદાયત કરે. જ્યારે તેમણે પોતાના નફસને શરીઅતના વિરોધથી રોક્યો અને અમારી આ આયતો ઉપર યકીન કરતા હતા.'' *(૩૨:૨૪)*

ઉપરોક્ત આયત દ્વારા ઈમામત અને આગેવાની માટે આ ત્રીસ સિફતોનો ખુલાસો બે શબ્દોમાં કરી દેવામાં આવ્યો છે. એટલે કે, સબ્ર અને યકીન (સહનશીલતા અને વિશ્વાસ-શ્રદ્ધા). યકીનમાં અલ્લાહ તઆલા ઉપર સંપૂર્ણ શ્રદ્ધા અને સબ્રમાં પોતાની વર્તણૂંકમાં સહનશીલતા અને ધીરજની પૂર્ણતા હોવી જોઈએ અને આ ત્રીસ જેટલી ખાસિયતો, જેનું વર્ણન ઉપર થઈ ચૂક્યું તે બધી જ ખાસિયતોનો સમાવેશ આ મુખ્ય બે પ્રકારની સિફતોમાં થઈ જાય છે.

હઝરત મૂફતી શફીઅ સા. ઉસ્માની (રહ.), હઝરત ઈબ્રાહીમ અને હઝરત ઈસ્માઈલ (અલૈ.)નો કિસ્સો વિવિધ હિકમતો-દલીલો સાથે વિગતવાર વર્ણન કરતાં ફરમાવે છે કે, તફસીર ઈબ્ને કષીરમાં તફસીરના ઈમામ હઝરત મુજાહિદ વગેરેએ ઉલ્લેખ કર્યો છે કે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.) શામ (સીરિયા) દેશમાં સ્થાયી થયા અને હઝરત ઈસ્માઈલ (અલૈ.) દૂધ પીતા બાળક હતા તે સમયે અલ્લાહપાકનો આ હુકમ તેમને મળ્યો કે, અમે ખાન-એ-કઅબહ્‌ની જગ્યા તમને બતાવીએ છીએ, તમે તેને પાક-સાફ કરીને તવાફ અને નમાઝથી આબાદ રાખો. આ હુકમ પૂરો કરવા માટે જિબ્રઈલ અમીન (અલૈ.) બુરાક લઈને હાજર થયા અને હઝરત ઈબ્રાહીમ


(અલૈ.) તથા હઝરત ઈસ્માઈલ (અલૈ.) અને તેમની વાલિદહ હઝરત હાજિરહ (રદી.) સાથે સફર કર્યો. રસ્તામાં જ્યારે કોઈ વસ્તી નજરે પડતી તો હઝરત ઈબ્રાહીમ (અલૈ.) જિબ્રઈલ (અલૈ.)ને પૂછતા કે, "શું અમને અહીંયાં ઉતરવાનો હુકમ મળ્યો છે ?" તો હઝરત જિબ્રઈલ (અલૈ.) કહેતા કે, "ના ! આપની મંઝિલ આગળ છે." અહીંયાં સુધી કે મક્કા મુકર્રમહની જગ્યા આવી, જેમાં કાંટાળી ઝાડીઓ અને બાવળના ઝાડો સિવાય કંઈ જ ન હતું. જમીનના આ વિસ્તારની આસપાસ અમુક લોકો વસતા હતા, જેમને "અમાલીન" કહેવામાં આવતા હતા. બયતુલ્લાહ તે સમયે એક ટેકરી સ્વરૂપે હતું. હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)એ આ સ્થળે પહોંચીને હઝરત જિબ્રઈલ અમીનને પૂછ્યું કે, "શું અમારી મંઝિલ આ છે ?" તેમણે કહ્યું : "હા."

હઝરત ઈબ્રાહીમ (અલૈ.) પોતાના સાહબજાદા (પૂત્ર) અને હઝરત હાજિરહ (રદી.) સહિત અહીંયાં ઉતરી ગયા અને બયતુલ્લાહની પાસે એક મામૂલી ઝૂંપડી બાંધીને હઝરત ઈસ્માઈલ (અલૈ.) અને હઝરત હાજિરહ (રદી.)ને અહીંયાં થોભાવ્યા. તેમની પાસે એક ભાથું હતું. જેમાં થોડી ખજૂરો અને એક પાણીનો મશ્કીઝહ (પાણી ભરેલી ચામડાની થેલી) હતી. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને આ સમયે અહીંયાં થોભવાનો હુકમ ન હતો. તેઓ આ દૂધ પીતા બાળક અને તેમની વાલિદહને અલ્લાહ તઆલાના હવાલે કરીને પાછા ફરવા લાગ્યા. તેમની જવાની તૈયારી જોઈને હઝરત હાજિરહ (રદી.)એ વિનંતી કરી કે, "અમને આ વેરાન ચટિયલ મેદાનમાં છોડીને તમે ક્યાં જાઓ છો ? જ્યાં ન તો કોઈ મદદગાર છે, ન જ કોઈ જિંદગીની જરૂરતો પૂરી થઈ શકે તેવો સામાન !"

હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ કોઈ જવાબ ન આપ્યો અને ચાલવા લાગ્યા. હઝરત હાજિરહ (રદી.) સાથે ઉઠ્યા અને તેમને વારંવાર આ જ સવાલ કરતા રહ્યા. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના તરફથી કોઈ જવાબ ન મળ્યો. અહીંયાં સુધી કે પોતે હઝરત હાજિરહ (રદી.)ના દિલમાં આ વાત

આવી અને કહ્યું કે, "શું અલ્લાહ તઆલાએ તમને અહીંયાં અમને છોડીને ચાલ્યા જવાનો હુકમ આપ્યો છે ?" ત્યારે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ કહ્યું : "મને અલ્લાહ તઆલા તરફથી આ હુકમ મળ્યો છે." આ સાંભળીને હઝરત હાજિરહ (રદી.)એ ફરમાવ્યું : "ત્યારે તો તમે ખુશીથી જાઓ ! જેણે તમને આ હુકમ આપ્યો છે, તે અમને પણ બરબાદ નહીં કરે." હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અલ્લાહપાકના હુકમને પૂરો કરવા ત્યાંથી ચાલી નીકળ્યા, પરંતુ ધાવણા બાળક અને તેમની વાલિદહનો વિચાર દિલમાં રહેતો હતો. જ્યારે રસ્તાના વળાંક ઉપર પહોંચ્યા, જ્યાંથી હઝરત હાજિરહ (રદી.) દેખાતા ન હતા, તો થોભી ગયા અને અલ્લાહપાકથી દુઆ કરી :

"હે મારા પરવરદિગાર ! આ શહેરને શાંતિવાળું બનાવી આપ અને મને તથા મારા ફરજંદને મૂર્તિઓની ઈબાદત કરવાથી બચાવી રાખજે."

*(૧૪:૩૫)*

અને પછી દુઆમાં વિનંતી કરી :

"હે અમારા રબ ! હું પોતાની અવલાદને આપના મુહતરમ ઘરની પાસે એક મેદાનમાં જે ખેતીના લાયક નથી, આબાદ કરૂં છું. હે અમારા રબ ! જેથી તેઓ નમાઝનો એહતિમામ (કાળજી) રાખે, તો તમે અમુક લોકોના દિલો તેમના તરફ ફેરવી આપો અને તેમને ખાવા માટે ફળો આપો, જેથી તે લોકો શુક્ર કરે (આભાર માને)." *(૧૪:૩૭)*

અગાઉના હુકમો કે જેના કારણે શામથી હિજરત કરાવીને હઝરત ઈસ્માઈલ (અલૈ.) અને તેમની વાલિદહને અહીંયાં લાવવામાં આવ્યા હતા, તેમાં એ ઈરશાદ થયો હતો કે, "મારા ઘરને પાક રાખો." હઝરત ઈબ્રાહીમ (અલૈ.) જાણતા હતા કે, પાક રાખવાનો અર્થ તેને બહારની નાપાકી અને ગંદકીથી પણ પાક રાખવાનો અને અંદરની (રૂહની) ગંદકી જેવી રીતે કે, કુફ્ર અને શિર્કથી પણ પાક રાખવાનો છે. એટલા માટે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ અહીંયાં થોભીને જે દુઆઓ કરી તેમાં પ્રથમ તો આ વસ્તીને સુરક્ષિત અને શાંતિથી રહેવા લાયક બનાવવાની દુઆ કરી. પછી એ દુઆ

પણ કરી કે, ''મને અને મારી ઔલાદને શિર્ક અને મૂર્તિપૂંજાથી બચાવજો.'' કારણ કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને અલ્લાહ તઆલાની 'મઅરિફત' (ઓળખ)નો તે દરજ્જો પ્રાપ્ત હતો, જેમાં વ્યક્તિ પોતાના અસ્તિત્વને જ ભૂલી જાય છે, પોતાના તમામ કાર્યો અને અમલો તથા ઈરાદાઓમાં એવું મહેસૂસ કરવા લાગે છે, જાણે કે બધું જ અલ્લાહ તઆલા અને તેની કુદરતના કબ્જામાં છે અને તેની ઈચ્છા પ્રમાણે જ પ્રત્યેક કામો થાય છે. એટલા માટે જ કુફ્ર અને શિર્કથી બયતુલ્લાહને પવિત્ર રાખવાનો જે હુકમ મળ્યો હતો, તેમાં અલ્લાહ તઆલાથી જ મદદ પ્રાપ્ત કરી. આ દુઆમાં કુફ્ર અને શિર્કથી સુરક્ષિત રહેવાની વિનંતીમાં એક ખાસ રહસ્ય પણ હોઈ શકે છે. જ્યારે બયતુલ્લાહની ઈઝઝત અને સન્માનનો હુકમ થયો તો આ સંભાવના પણ હતી કે, આગળ ઉપર કોઈ જાલિમ લોકો આ બયતુલ્લાહની જ ઈબાદત ન કરવા લાગે અને તેને જ મઅબૂદ ન બનાવી દે અને એવી રીતે શિર્કમાં સપડાઈ જાય. એટલા માટે એવી દુઆ કરી કે, ''મને અને મારી ઔલાદને શિર્કથી સુરક્ષિત રાખવામાં આવે.''

ત્યારબાદ દૂધ પીતા બાળક અને તેમની વાલિદહની મહોબ્બતમાં આ દુઆ કરી કે, ''હે અલ્લાહપાક ! મેં તારા હુકમ પ્રમાણે તેમને તારા ઘરની પાસે થોભાવી તો દીધા છે, પરંતુ આ જગ્યા ઉઝઝડ છે, જ્યાં કોઈ પોતાની મહેનતથી પણ જિંદગીની જરૂરતો પૂરી શકે એમ નથી. એટલા માટે તમે જ તેમને ફળોની રોઝી અર્પણ કરજો.''

આ દુઆ કરીને હઝરત ઈબ્રાહીમ (અલૈ.) તો પોતાના વતન શામ તરફ રવાના થઈ ગયા. આ બાજુ હઝરત હાજિરહ (રદી.)નો થોડો સમય પોતાની પાસેના ભાથા અને ખજૂરો તથા પાણીથી વીત્યો, જે હઝ. ઈબ્રાહીમ (અલૈ.) તેમની પાસે છોડી આવ્યા હતા. જ્યારે પાણી પૂરૂં થઈ ગયું તો બીબી હાજિરહ (રદી.) પોતે પણ તરસથી બેચેન થઈ ગયા અને તેમનું નાનું બાળક પણ ! આ સમયે પાણીની શોધમાં તેમનું નીકળવું અને કદી ''સફા'' પર્વત ઉપર તો ક્યારેક ''મરવહ'' નામના પર્વત ઉપર ચઢવું અને એ બંને ટેકરીઓ વચ્ચે દોડી-દોડીને હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની સામે

આવી જવું વગેરે બાબત સામાન્ય મુસલમાનોમાં પણ મશ્હૂર કિસ્સો છે અને હઝ્ઝના સમયે સફા અને મરવહ પર્વત વચ્ચેની ''સઈ'' કરવી આજે પણ તેની જ યાદગાર સ્વરૂપે કાયમ છે.

આ કિસ્સાના છેવટે હઝરત જિબ્રઈલ (અલૈ.) અલ્લાહપાકના હુકમથી ત્યાં પહોંચ્યા અને ''ઝમઝમ''નું ઝરણું કાઢી આપ્યું. પછી જુરહુમ કબીલાના કેટલાક લોકો ત્યાં આવીને સ્થાયી થઈ ગયા. હઝરત ઈસ્માઈલ (અલૈ.)ના યુવાન થયા પછી જુરહુમ કબીલાની એક ઔરત સાથે તેમની શાદી થઈ ગઈ. આ બાબત સહીહ બુખારીની રિવાયતમાં ખુલાસાવાર વર્ણન થયેલ છે. હદીષની રિવાયતના સાર દ્વારા સ્પષ્ટ થાય છે કે, સૂરએ હઝ્ઝની શરૂઆતની આયતમાં બયતુલ્લાહને પાક-સાફ રાખવાનો જે હુકમ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને મળ્યો હતો, તે સમયે એટલો જ અમલ કરવાનો હેતુ હતો કે તે જગ્યાને હઝરત ઈસ્માઈલ (અલૈ.) અને હઝરત હાજિરહ (રદી.) દ્વારા આબાદ કરી દેવામાં આવે. આ સંબોધન ફક્ત હઝરત ઈબ્રાહીમ (અલૈ.) માટે હતું. કારણ કે તે સમયે હઝરત ઈસ્માઈલ (અલૈ.) નાના ધાવણા બાળક હતા. એટલા માટે બયતુલ્લાહના બાંધકામ માટે કોઈ હુકમ મળ્યો ન હતો. સૂરએ બકરહની આયત **"વઅહીદના ઈલા...."** જેમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની સાથે હઝરત ઈસ્માઈલ (અલૈ.)ને પણ સંબોધન કરવામાં આવ્યું છે. આ હુકમ તે સમયનો છે, જ્યારે હઝરત ઈસ્માઈલ (અલૈ.) જુવાન અને પરિપક્વ થઈ ગયા હતા. તે સમયે બંનેને બયતુલ્લાહને આબાદ કરવાનો હુકમ આપવામાં આવ્યો.

સહીહ બુખારીની રિવાયતમાં છે કે, એક દિવસે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) પોતાની ટેવ મુજબ હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની મુલાકાત માટે મક્કા મુકર્રમહ પહોંચ્યા તો જોયું કે, હઝરત ઈસ્માઈલ (અલૈ.) એક ઝાડ નીચે બેઠા બેઠા એક તીર બનાવી રહ્યા છે. વાલિદને જોઈને ઉભા થઈ ગયા, મુલાકાત પછી હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ કહ્યું કે, ''મને અલ્લાહ તઆલાએ એક હુકમ આપ્યો છે, શું તમે તેમાં મને મદદ કરશો ?'' નેક

ફરઝંદે વિનંતી કરી : "દરેક હુકમ સર આંખો ઉપર. ઈન્શાઅલ્લાહ હું ચોક્કસ તેને પૂરો કરીશ." ત્યાર પછી હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તેમને તે ટેકરી તરફ ઈશારો કર્યો, જ્યાં બયતુલ્લાહ હતું કે ત્યાં મને બાંધકામનો હુકમ થયો છે. અલ્લાહ તઆલાએ બયતુલ્લાહની બાંધકામની હદ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને બતાવી દીધી હતી. બંને બુઝુર્ગો આ કામમાં લાગી ગયા તો ત્યાં બયતુલ્લાહનો પ્રાચીન સમયનો પાયો નીકળી આવ્યો. તે પાયા ઉપર જ બંનેએ બાંધકામ શરૂ કર્યું. આગલી આયતમાં તેનું જ વર્ણન છે. **"વઈઝ યર્ફઉ ઈબ્રાહીમુ..."** તેમાં તે તરફ ઈશારો છે કે, બયતુલ્લાહના બાંધકામમાં મુખ્ય હઝરત ઈબ્રાહીમ (અલૈ.) છે અને હઝરત ઈસ્માઈલ (અલૈ.) તેમના સહાયક સ્વરૂપે તેમાં શામિલ છે.

આ બધી આયતો ઉપર વિચાર કરવાથી વાસ્તવિક્તા સ્પષ્ટ થઈ જાય છે, જે અમુક હદીષની રિવાયતોમાં અને પ્રાચીન ઈસ્લામી ઈતિહાસમાં પણ આવેલ છે કે, બયતુલ્લાહ પહેલેથી જ દુનિયામાં મૌજૂદ હતું. કારણ કે બધી જ આયતોમાં ક્યાંક બયતુલ્લાહની જગ્યા બતાવવાનું વર્ણન છે, તો ક્યાંક તે જગ્યાને પાક-સાફ રાખવાનો ઉલ્લેખ છે. ક્યાંય એવું નથી કહેવામાં આવ્યું કે, આજે નવા બયતુલ્લાહનું બાંધકામ કરવાનું છે. તેનાથી સ્પષ્ટ થાય છે કે, બયતુલ્લાહનું અસ્તિત્વ આ ઘટના પહેલાં જ મૌજૂદ હતું. નૂહ (અલૈ.)ના જળપ્રલય સમયે તે જમીનદોસ્ત થઈ ગયું અથવા ઉઠાવી લેવામાં આવ્યું હતું. ફક્ત તેના પાયાઓ મૌજૂદ હતા. હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને હઝરત ઈસ્માઈલ (અલૈ.) કાબાના પ્રથમ બાંધકામ કરનાર નથી, બલ્કે અગાઉના બાંધકામની ઉપર તેમણે કાબતુલ્લાહનું બાંધકામ કર્યું છે.

આ આયતોમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની પવિત્ર જિંદગીનો એક બીજો મહત્વનો પ્રસંગ વર્ણન કરવામાં આવ્યો છે. જેમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ અલ્લાહપાક માટે પોતાના એકમાત્ર પુત્રની કુરબાની રજૂ કરી. ઘટનામાં પાયાના વિભાગો તફસીરના ખુલાસાથી સ્પષ્ટ થઈ જાય છે. અમુક ઐતિહાસિક વિગતો આયતોની તફસીર સ્વરૂપે અત્રે લખવામાં આવે છે.



**"વકાલ ઈન્ની ઝાહિબુન ઈલા રબ્બી."** (અને ઈબ્રાહીમ અલૈ. કહેવા લાગ્યા કે, હું તો પોતાના પરવરદિગાર તરફ ચાલ્યો જાઉં છું.) આ વાત હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તે સમયે કહી, જ્યારે કે તેઓ પોતાના વતનવાળાઓથી બિલ્કુલ નિરાશ થઈ ગયા અને ત્યાં પોતાના ભાણેજ હઝરત લૂત (અલૈ.) સિવાય કોઈ તેમના ઉપર ઈમાન લાવ્યું નહીં. ''પરવરદિગાર તરફ ચાલ્યા જવા''નો ભાવાર્થ એ છે કે, હું દારૂલ કુફ્રને છોડીને કોઈ એવા સ્થળે ચાલ્યો જઈશ, જ્યાં જવાનો મને પોતાના પરવરદિગાર તરફથી હુકમ થયો છે અને જ્યાં હું પોતાના પરવરદિગારની ઈબાદત કરી શકીશ. એટલા માટે તેઓ પોતાની પવિત્ર પત્ની હઝરત સારહ (રદી.) અને હઝરત લૂત (અલૈ.)ને લઈને સફર ઉપર રવાના થયા તથા ઈરાકના વિવિધ પ્રદેશોએ થઈને અંતે સિરીયા પહોંચ્યા અને આ સમગ્ર મુદતમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને કોઈ સંતાન થયું ન હતું. એટલા માટે તેમણે તે દુઆ કરી, જેનું આગલી આયતમાં વર્ણન છે.

**"રબ્બી હબ્લી મિનસ્સાલિહીન"** (હે મારા પરવરદિગાર ! મને એક નેક પુત્ર અર્પણ કર) માટે તેમની આ દુઆ કબૂલ થઈ અને અલ્લાહપાકે તેમને એક પુત્રના જન્મની ખુશખબરી સંભળાવી.

**"ફબશ્શરનાહુ બિગુલામિન હલીમ"** (બસ અમે તેમને એક સહનશીલ પુત્રની ખુશખબરી આપી) કહીને ઈશારો કરવામાં આવ્યો કે, તે નવજાત શીશુ પોતાની જિંદગીમાં એવી સબર અને સહનશીલતાનું દૃષ્ટાંત રજૂ કરશે કે દુનિયા તેનું ઉદાહરણ રજૂ નહીં કરી શકે. આ પુત્રના જન્મની ઘટના એમ બની કે, જ્યારે હઝરત સારહ (રદી.)એ જોયું કે મને કોઈ અવલાદ થતી નથી, તો તેઓ સમજ્યા કે હું વાંઝણી થઈ ચૂકી છું. આ બાજુ મિસ્રના ફિરઔને હઝરત સારહ (રદી.)ને પોતાની પુત્રી જેનું નામ હાજિરહ (રદી.) હતું, સેવા માટે આપી હતી. હઝરત સારહ (રદી.)એ આ જ હાજિરહ (રદી.) હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને અર્પણ કરી અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તેમની સાથે નિકાહ કરી લીધા. આ જ



હાજિરહ (રદી.)ના પેટે આ પુત્ર પેદા થયા અને તેમનું નામ ઈસ્માઈલ (અલૈ.) રાખવામાં આવ્યું.

**"ફલમ્મા બલગ મઅહુ..."** (બસ જ્યારે તે ફરજંદ એવી વયે પહોંચ્યા કે ઈબ્રાહીમ અલૈ. સાથે ચાલવા-ફરવા લાગ્યા, તો ઈબ્રાહીમ અલૈ.એ કહ્યું કે, બેટા ! હું સ્વપ્નમાં જોઉં છું કે, તમને ઝબહ કરી રહ્યો છું.)

અમુક રિવાયતોમાં છે કે, આ સ્વપ્ન હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને ત્રણ વખતે સતત બતાવવામાં આવ્યું. *(કુર્તુબી)* અને એ વાત નિશ્ચિત છે કે, અંબિયા (અલૈ.)ના સ્વપ્નો વહી હોય છે. એટલા માટે આ સ્વપ્નનો અર્થ એ હતો કે, અલ્લાહ તઆલા તરફથી હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને હુકમ થયો છે કે, પોતાના એકમાત્ર પુત્રને ઝબહ કરો. આ હુકમ સીધે સીધો કોઈ ફરિશ્તા દ્વારા પણ નાઝિલ કરી શકાતો હતો. પરંતુ સ્વપ્નમાં બતાવવાની હિકમત દેખીતી રીતે એ હતી કે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નું આજ્ઞાપાલન પોતાની પરાકાષ્ઠાએ જાહેર થાય. સ્વપ્ન દ્વારા આપવામાં આવેલ હુકમમાં માનવ મહેચ્છાઓ માટે તા'વીલો અને ખુલાસાઓ કરવાની ઘણી બધી સંભાવનાઓ હતી, પરંતુ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તે તા'વીલોનો માર્ગ અપનાવવાના બદલે અલ્લાહ તઆલાના હુકમ સામે પોતાનું સંપૂર્ણ આત્મ-સમર્પણ કરી દીધું. *(તફસીરે કબીર)*

તદુપરાંત, અહીંયાં અલ્લાહ તઆલાના હુકમનો મૂળ હેતુ ન તો હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને ઝબહ કરાવવાનો હતો અને ન જ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને હુકમ આપવાનો હતો કે, તેમને ઝબહ કરી જ નાંખો. બલ્કે આ હુકમ આપવા પાછળનો હેતુ એ હતો કે, પોતાના તરફથી તેમને ઝબહ કરવાની સમગ્ર તૈયારી કરીને તેમને ઝબહ કરવાની પ્રવૃત્તિ કરી ચૂકો. હવે આ હુકમ જો મૌખિક આપવામાં આવ્યો હોત તો તેમાં કસોટી ન હતી એટલા માટે તેમને સ્વપ્નમાં બતાવવામાં આવ્યું કે, તેઓ દિકરાને ઝબહ કરી રહ્યા છે, તેનાથી હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એવું સમજ્યા કે, ઝબહ કરવાનો હુકમ થયો છે અને તે સંપૂર્ણ રીતે ઝબહ કરવા તૈયાર થઈ ગયા.

આ રીતે કસોટી પણ પૂરી થઈ ગઈ અને સ્વપ્ન પણ સાચું થઈ ગયું. આ વાત મૌખિક હુકમ દ્વારા આવી હોત તો યા તો કસોટી ન હોત અથવા હુકમ પછી રદ કરવો પડ્યો હોત. આ પરીક્ષા કેટલી કઠોર હતી તેના તરફ ઈશારો કરવા માટે અહીંયાં અલ્લાહપાકે **"ફલમ્મા બલગ મઅહુસ-સઅ્ય"**ના શબ્દો વધાર્યા છે. એટલે કે ખૂબ અરમાનો, આકાંક્ષાઓથી માંગેલ તે પુત્રને કુરબાન કરવાનો હુકમ તે સમયે આપવામાં આવ્યો હતો, જ્યારે કે આ પુત્ર પોતાના પિતા સાથે ચાલવા-ફરવા યોગ્ય બની ગયો હતો અને પાલનપોષણની તકલીફો વેઠ્યા પછી હવે સમય આવ્યો હતો કે, તે પોતાના બાવડાંનું બળ અને બાપનો સહારો સાબિત થાય. તફસીરકારોએ લખ્યું છે કે, તે સમયે હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની ઉંમર ૧૩ વર્ષની હતી અને અમુક તફસીરકારોએ કહ્યું છે કે, બાલિગ થઈ ચૂક્યા હતા.

*(તફસીરે મઝહરી)*

**"ફન્ઝુર્ માઝાતરા"** (બસ, તમે પણ વિચારી લો કે, તમારો શું અભિપ્રાય છે ?) હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ આ વાત હઝરત ઈસ્માઈલ (અલૈ.)ને એટલા માટે પૂછી ન હતી કે, તેમને અલ્લાહ તઆલાના હુકમ ઉપર અમલ કરવામાં કોઈ ખચકાટ હતો, બલ્કે એક તો તેઓ પોતાના પુત્રની પરીક્ષા લેવા ઈચ્છતા હતા કે, તે આ કસોટીમાં કેટલી હદે પૂરા ઉતરે છે. બીજું અંબિયા (અલૈ.)ની રીતભાત હંમેશા એ રહી છે કે, તેઓ અલ્લાહ તઆલાના હુકમના આજ્ઞાપાલન માટે તો હંમેશા તૈયાર રહે છે, પરંતુ આજ્ઞાપાલન માટે હંમેશા માર્ગ એવો અપનાવે છે, જે હિકમત અને શક્ય હોય ત્યાં સુધી સહુલત ઉપર આધારિત હોય. જો હઝરત ઈબ્રાહીમ (અલૈ.) પહેલેથી કશું કહ્યા વિના પુત્રને ઝબહ કરવા માંડ્યા હોત, તો આ ઘટના બંને માટે મુશ્કેલીનું કારણ બની હોત. હવે આ વાત તેમણે મશ્વેરાના અંદાજમાં પુત્રને એટલા માટે કહી કે, દિકરાને પ્રથમથી અલ્લાહપાકનો હુકમ જાણ થઈ જશે, તો તે ઝબહ થવાની તકલીફ વેઠવા માટે પ્રથમથી તૈયાર થઈ શકશે. વળી, જો પુત્રના દિલમાં કોઈ શંકા-કુશંકા થાય, તો પણ તેને સમજાવી શકાશે. *(રૂહુલ મઆની અને બયાનુલ કુર્આન)* પરંતુ આ દિકરો

પણ અલ્લાહપાકના ખલીલ (અલૈ.)નો દિકરો હતો અને તેમને પોતે પણ રિસાલતના હોદ્દા ઉપર આરૂઢ થવાનું હતું એટલા માટે જવાબમાં કહ્યું :

**"યા અબતીફ્અલ મા તુઅ્મરૂ"** (અબ્બાજાન ! જે વાતનો તમને હુકમ આપવામાં આવ્યો છે, તેને કરી નાંખો.) આ જવાબથી હઝરત ઈસ્માઈલ (અલૈ.)ના બલિદાનની ભાવનાની સાક્ષી તો મળે જ છે, તદુપરાંત એ પણ જાત થાય છે કે, કિશોરાવસ્થામાં જ અલ્લાહપાકે તેમને કેવી સમજ અને કેવું જ્ઞાન અર્પણ કર્યું હતું ! હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તેમની સામે અલ્લાહપાકના કોઈ હુકમનો હવાલો આપ્યો ન હતો, બલ્કે એક સ્વપ્નનું વર્ણન કર્યું હતું, પરંતુ હઝરત ઈસ્માઈલ (અલૈ.) સમજી ગયા કે, અંબિયા (અલૈ.)ના સ્વપ્ન વહી હોય છે અને આ સ્વપ્ન પણ વાસ્તવમાં અલ્લાહપાકના હુકમનું એક સ્વરૂપ જ હોય છે. એટલા માટે તેમણે જવાબમાં સ્વપ્નના બદલે અલ્લાહપાકના હુકમનું વર્ણન કર્યું.

**"સતજિદુની ઈન્શાઅલ્લાહુ મિનસ્સાબિરીન"** (ઈન્શાઅલ્લાહ ! તમે મને ધૈર્ય-સબ્ર દાખવનારાઓમાંથી પામશો.) આ વાક્યમાં હઝ. ઈસ્માઈલ (અલૈ.)ની સભ્યતા, શિષ્ટાચાર અને વિનમ્રતાને જુઓ. એક તો "ઈન્શા-અલ્લાહ" કહીને મામલો અલ્લાહ તઆલાના હવાલે કરી દીધો અને તે વાયદામાં દાવાનું જે જાહેર સ્વરૂપ ઉપસ્થિત થઈ શકતું હતું તેને ખતમ કરી દીધું. બીજું તેઓ એવું પણ કહી શકતા હતા કે, "તમે ઈન્શાઅલ્લાહ મને સબ્ર કરનારો પામશો." પરંતુ તેના બદલે તેમણે કહ્યું કે, "તમે મને સબ્ર કરનારાઓમાંથી પામશો." જેનાથી એ વાત તરફ ઈશારો કર્યો કે, આ ધૈર્ય અને ધીરજ એકમાત્ર મારી વિશિષ્ઠતા નથી, બલ્કે દુનિયામાં અન્ય બીજા પણ ઘણા બધા સબ્ર કરનારા થયા છે. ઈન્શાઅલ્લાહ ! હું પણ તેમનામાં શામેલ થઈ જઈશ. આ રીતે તેમણે આ વાક્યમાં ગર્વ, મિથ્યાભિમાન કે હુંપણા અને બડાઈના દરેક નાનામાં નાના સ્વરૂપને પણ સમાપ્ત કરીને તેમાં અંતિમ કક્ષાની વિનમ્રતા બતાવી. *(રૂહુલ મઆની)* આનાથી એ બોધપાઠ મળે છે કે, મનુષ્યએ કોઈ મામલામાં પોતાના ઉપર ભલે ગમે એટલો ભરોસો

હોય, પરંતુ તેના એવા મોટા મોટા દાવા ન કરવા જોઈએ, જેનાથી ઘમંડ અને અભિમાન ટપકતું હોય. જો ક્યાંક કોઈ એવી વાત કહેવાની આવશ્યક્તા ઉભી થાયતો શબ્દોમાં એવી વિનમ્રતા હોવી જોઈએ કે, તેમાં પોતાના બદલે અલ્લાહ તઆલા ઉપર ભરોસાની જાહેરાત થાય અને જે મર્યાદા સુધી શક્ય હોય વિનમ્રતાના પાલવને ન છોડવો જોઈએ.

**"ફલમ્મા અસ્લમા"** (બસ જ્યારે તે બંને ઝુકી ગયા)માં શબ્દ **'અસ્લમ'**નો અર્થ "ઝુકી જવું, આજ્ઞાપાલક બની જવું, આત્મસમર્પણ કરી દેવું" થાય છે. ભાવાર્થ એ છે કે, જ્યારે તેઓ અલ્લાહપાકના હુકમ સામે ઝુકી ગયા એટલે કે બાપે પુત્રને ઝબહ કરવાનો અને પુત્રએ ઝબહ થઈ જવાનો ઈરાદો કરી લીધો, અહીંયાં **"લમ્મા"** (જ્યારે)નો શબ્દ ઉપયોગ કરવામાં આવ્યો છે. પરંતુ તેનો જવાબ ઉપસ્થિત નથી, એટલે કે આગળ એવું નથી બતાવવામાં આવ્યું કે, જ્યારે આ ઘટનાઓ બની ચૂકી તો શું થયું ? આથી એ વાત તરફ ઈશારો છે કે, બાપ-બેટાનું આ બલિદાનનું પગલું એટલું આશ્ચર્યજનક હતું કે શબ્દો તેનું સંપૂર્ણ ચિત્ર વર્ણન કરી શકતા નથી.

અમુક ઐતિહાસિક અને તફસીરી રિવાયતોથી જાણ થાય છે કે, શયતાને ત્રણ વખતે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને બહેકાવવાનો પ્રયત્ન કર્યો. દરેક વખતે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તેને સાત કાંકરીઓ મારીને ભગાડી મૂક્યો. આજ સુધી મીનાના ત્રણ જમરાત ઉપર એ જ પ્રિય અમલની યાદગાર કાંકરીઓ મારીને મનાવવામાં આવે છે. અંતે જ્યારે બંને બાપ-બેટા આ અનોખી ઈબાદત પૂર્ણ કરવા માટે કુરબાનગાહ ઉપર પહોંચ્યા તો હઝરત ઈસ્માઈલ (અલૈ.)એ પોતાના પિતાને કહ્યું કે, અબ્બાજાન ! મને ખૂબ સારી રીતે બાંધી દો, જેથી હું વધારે તડપી ન શકું અને પોતાના કપડાંથી પણ મને બચાવજો. એવું ન થાય કે તેના ઉપર મારા લોહીના છાંટા ઉડે તો મારો સવાબ ઘટી જાય. તદુપરાંત મારી માતા તે લોહી જોશે તો તેમને વધારે ગમ થશે અને પોતાની છરી પણ તેજ કરી લો અને તેને મારી

ગરદન ઉપર જરા ઉતાવળે ઉતાવળે ફેરવજો, જેથી સરળતાથી મારા પ્રાણ નીકળી શકે. કારણ કે મૌત ઘણી સખત વસ્તુ છે અને જ્યારે તમે મારી વાલિદહ પાસે જાઓ તો તેમને મારા સલામ કહેજો અને જો તમે મારૂં ખમીસ વાલિદહની પાસે લઈ જવા ઈચ્છો તો લઈ જાઓ, કદાચ તેનાથી તેમને કંઈક સાંત્વના મળે. એકમાત્ર પુત્રની જીભે આ શબ્દો સાંભળીને એક બાપના દિલ ઉપર શું ગુઝરી શકે, પરંતુ હઝરત ઈબ્રાહીમ (અલૈ.) ધૈર્યના પહાડ બનીને જવાબ એવો આપે છે કે, બેટા ! તમે અલ્લાહ તઆલાનો હુકમ પૂરો કરવા માટે મારા કેટલા સારા મદદગાર છો ! એવું કહીને તેમણે પુત્રને ચુંબન કર્યું અને ભીની આંખોએ તેમને બાંધ્યા. *(મઝહરી)*

**"વતલ્લહુ લિલ્ જબીન"** (તેમને માથાભેર ઉંધા સુવાડ્યા.) હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)થી તેનો ભાવાર્થ એ નકલ થયો છે કે, તેમને એ રીતે એક પાસા ઉપર સુવાડી દીધા કે કપાળનો એક કિનારો જમીનને અડવા લાગ્યો. *(મઝહરી)* શબ્દકોષના આધારે આ તફસીર વધારે પ્રચલિત છે. એટલા માટે કે **"જબીન"**નો અરબી ભાષામાં અર્થ કપાળના બંને લમણાંઓનો કરવામાં આવે છે અને કપાળનો વચ્ચેનો ભાગ **"જબ્હાહ"** કહેવામાં આવે છે. એટલા માટે હકીમુલ ઉમ્મત હઝરત થાનવી (રહ.)એ તેનો અનુવાદ એક પાસા ઉપર સુવાડવાનો કર્યો છે. પરંતુ અમુક બીજા મુફસ્સિરોએ તેનો ભાવાર્થ એ બતાવ્યો છે કે, ઉંધા મોઢે જમીન ઉપર સુવાડી દીધા. અલબત્ત, ઐતિહાસિક રિવાયતોમાં એ રીતે સુવાડવાનું કારણ એ વર્ણન કરવામાં આવ્યું છે કે, શરૂઆતમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તેમને સીધા સુવાડ્યા હતા, પરંતુ જ્યારે છરી ફેરવવા લાગ્યા તો વારંવાર ચલાવવા છતાં ગળું કપાતું ન હતું. કારણ કે અલ્લાહ તઆલાએ પોતાની કુદરતથી પિત્તળનો એક ટુકડો વચ્ચે આડ કરી દીધો હતો. આ તકે પુત્રએ પોતે એ વિનંતી કરી કે, અબ્બાજાન ! મને ઉંધા મોઢે એક પાસા ઉપર સુવડાવી દો. એટલા માટે કે જ્યારે તમને મારો ચહેરો દેખાય છે, તો પિતૃ લાગણી આવેશમાં આવી જાય છે અને ગળું કપાઈ શકતું નથી. તદુપરાંત છરી મને દેખાય છે તો મને પણ ગભરામણ થવા લાગે છે. એટલા માટે

હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તેમને એ જ રીતે સુવડાવી છરી ચલાવવાનું શરૂ કર્યું. વલ્લાહુ અઅ્લમુ. *(તફસીરે મઝહરી વગેરે)*

**"વનાદય્નાહુ..."** (અને અમે તેમને પોકાર કર્યો કે, હે ઈબ્રાહીમ ! તમે સ્વપ્ન સાચું કરી દેખાડ્યું.) એટલે કે અલ્લાહ તઆલાનો હુકમ પૂર્ણ કરવામાં જે કામ તમારે કરવાનું હતું તેમાં તમે પોતાના તરફથી કોઈ કસર બાકી રાખી નથી. (સ્વપ્નમાં પણ લગભગ માત્ર આટલું જ બતાવવામાં આવ્યું હતું કે, હઝરત ઈબ્રાહીમ અલૈ. તેમને ઝબહ કરવા માટે છરી ચલાવી રહ્યા છે.) હવે આ કસોટી પૂર્ણ થઈ ચૂકી એટલા માટે હવે તેમને છોડી દો.

**"ઈન્ના કઝાલિક...."** (અમે નિખાલસ લોકોને આવો જ બદલો આપીએ છીએ.) એટલે કે જ્યારે કોઈ અલ્લાહ તઆલાનો બંદો અલ્લાહ તઆલાના હુકમ સામે આત્મસમર્પણ કરીને પોતાની બધી જ લાગણીઓને કુરબાન કરવા તૈયાર થઈ જાય છે, તો અમે અંતે તેને દુનિયાની તકલીફથી પણ બચાવી લઈએ છીએ અને આખિરતનો બદલો અને સવાબ પણ તેના નામ-એ-અઅ્માલમાં લખી આપીએ છીએ.

**"વફદય્નાહુ..."** (અને અમે એક મોટું ઝબહ થનાર તેના બદલામાં આપ્યું.) રિવાયતોમાં છે કે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ આ આકાશી અવાજ સાંભળીને ઉપર તરફ જોયું તો હઝરત જિબ્રઈલ (અલૈ.) એક ઘેટું લઈને ઉભા હતા. અમુક રિવાયતોથી જાણ થાય છે કે, આ તે જ ઘેટું હતું જેની કુરબાની હઝરત આદમ (અલૈ.)ના પુત્ર હાબીલ (રદી.)એ રજૂ કરી હતી. વલ્લાહુ અઅ્લમુ.

મતલબ કે, આ જન્નતી ઘેટું હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને અર્પણ કર્યું અને તેમણે અલ્લાહ તઆલાના હુકમથી પોતાના પુત્રને બદલે તેને કુરબાન કર્યું. આ ઝબહ થનારને **"અઝીમ"** (મહાન) એટલા માટે કહેવામાં આવ્યું કે તે અલ્લાહ તઆલા તરફથી આવ્યું હતું અને તેની કુરબાની સ્વીકૃત થવામાં કોઈ શંકા હોઈ શકતી નથી. *(તફસીરે મઝહરી વગેરે)*

## હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની દુઆઓથી પ્રાપ્ત થતા ફાયદાઓ :

દુઆ તો દરેક મનુષ્ય માંગે છે, પરંતુ માંગવાની પદ્ધતિ દરેકને હસ્તગત નથી હોતી. અંબિયા (અલૈ.)ની દુઆઓ બોધપાઠયુક્ત હોય છે, તેનાથી અંદાજો થાય છે કે, કઈ વસ્તુ માંગવાની છે ? આ દુઆ-એ-ઈબ્રાહીમીના બે વિભાગો છે : એક, મક્કા શહેરને ભય અને ખતરાથી આઝાદ કરીને શાંતિવાળુ બનાવી દેવું અને બીજું પોતાની અવલાદને મૂર્તિપૂજાથી હંમેશા માટે છૂટકારો અપાવવો.

વિચારપૂર્વક જોવામાં આવે તો મનુષ્યની સુધારણા અને સફળતાના આ જ બે મુખ્ય પાયા છે. કારણ કે માનવીને જો પોતાના રહેવા-સહેવાના સ્થળે ખતરો તથા દુશ્મનોના આક્રમણના કારણે શાંતિ અને સલામતી ન હોય તો ન તો દુન્યવી આધારે અને ન જ ભૌતિક આધારે તેમના જીવનમાં ખુશીઓ અને આનંદ આવી શકે છે અને ન જ દીની અને આધ્યાત્મિક આધારે. દુનિયાના સઘળા કામો અને રાહતોનો આધાર શાંતિ અને સલામતી ઉપર હોવું દેખીતું છે, જે વ્યક્તિ દુશ્મનોના ઘેરામાં અને વિવિધ પ્રકારના ભયના ઓથાર હેઠળ ઘેરાયેલો હોય તેની સામે દુનિયાની મોટામાં મોટી નેઅમતો ખાવા-પીવા, સૂવા-જાગવાની ઉત્તમ રાહતો ઉચ્ચ કક્ષાના મહેલો અને બંગલા, માલ-દૌલતનું મોટા પ્રમાણમાં હોવું બધું કડવું બની જાય છે.

દીની આધારે પણ દરેક આજ્ઞાપાલન અને ઈબાદત તથા અલ્લાહપાકના હુકમોનું અનુસરણ મનુષ્ય તે જ વખતે કરી શકે છે, જ્યારે તેને કંઈ શાંતિ અને સલામતી તથા સંતોષ પ્રાપ્ત થાય.

એટલા માટે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ પ્રથમ દુઆમાં માનવીની સફળતાની બધી જ જરૂરિયાતો આર્થિક અને સામાજિક તથા દીની અને આખિરતલક્ષી બધું જ સામેલ કરી દીધું. આ એક વાક્યથી હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)એ પોતાની અવલાદ માટે દુનિયાની સઘળી મહત્વની વસ્તુઓ માંગી લીધી.

આ દુઆથી એ પણ જાણ થઈ કે, અવલાદની હમદર્દી અને તેમની

આર્થિક રાહતની વ્યવસ્થા કરવી પણ પોતાની શક્તિ પ્રમાણે પિતાની ફરજોમાંથી છે. તેનો પ્રયત્ન કરવો અલ્લાહ તઆલાના માર્ગમાં ઝહ્‌દ અને દુનિયાનો મોહ છોડવાના વિરૂદ્ધ નથી.

બીજી દુઆ પણ ઘણી જ ઠોસ અને મજબૂત છે. કારણ કે તે ગુનાહ જેમાં માફીની કોઈ શક્યતા નથી, તે શિર્ક અને મૂર્તિપૂજા છે. તેનાથી સુરક્ષિત રહેવાની દુઆ કરી. ત્યારબાદ જો કોઈ ગુનાહનું આચરણ થઈ પણ જાય તો તેનો કફફારો અન્ય કર્મોથી પણ થઈ શકે છે અને કોઈની સિફારસથી પણ માફ થઈ જઈ શકે છે.

હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ એક બાજુ તો અલ્લાહપાકના ખલીલ હોવાના સ્થાનનો હક અદા કર્યો કે જે સમયે અને જે સ્થળે તેમને એ હુકમ મળ્યો કે, તમે સિરીયા પાછા ચાલ્યા જાઓ, હવે પાણી વિનાના ઉઝઝડ (લકોદક) મેદાનમાં પત્ની અને દૂધ પીતા બાળકને છોડીને ચાલ્યા જવામાં અને અલ્લાહપાકના હુકમને પૂર્ણ કરવામાં જરા પણ ખચકાટ ન અનુભવ્યો. આ હુકમને પૂર્ણ કરવામાં એટલું મોડું કરવું પણ પસંદ ન કર્યું કે, પોતાની પત્નીની પાસે જઈને તેમને તસલ્લી આપે અને કહે કે, મને આ હુકમ મળ્યો છે, તમે ગભરાશો નહીં. બલ્કે જે સમયે, જે સ્થળે હુકમ મળ્યો કે તરત જ અલ્લાહ તઆલાના હુકમને પૂર્ણ કરવા માટે ચાલવા માંડ્યા.

બીજી બાજુ પોતાના બાળ-બચ્ચાંના હકો અને તેમની મહોબ્બતનો એ હક અદા કર્યો કે, પહાડીની પાછળ તેમનાથી ઓજલ થતાં જ અલ્લાહ તઆલાની બારગાહમાં તેમના રક્ષણ અને શાંતિ તથા સલામતીની સાથે રાખવાની આ દુઆ ફરમાવીને તેમની રાહતનો સામાન તૈયાર કરી દીધો. કારણ કે તેઓ પોતાની જગ્યાએ સંતોષિત હતા કે, અલ્લાહપાકના હુકમને પૂર્ણ કરવાની સાથે જે દુઆ કરવામાં આવશે, તે બારગાહે કરીમમાં કદાપિ રદ કરવામાં નહીં આવે અને એવું જ થયું કે, આ લાચાર અને નિઃસહાય સ્ત્રી અને બાળક ન જ પોતે આબાદ થયા, બલ્કે તેમના પ્રતાપે એક શહેર વસી ગયું અને ન જ ફક્ત એ કે તેમના જીવનની જરૂરિયાતો તેમને સંતોષ-

કારક પ્રાપ્ત થઈ, બલ્કે તેમના પ્રતાપે આજદિન સુધી મક્કાના નિવાસીઓ ઉપર દરેક પ્રકારની નેઅમતોના દરવાજા ખુલ્લા છે.

હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને જ્યારે અલ્લાહ તઆલા તરફથી એ હુકમ મળ્યો કે, દૂધ પીતા બાળક અને તેમની માતાને આ સુક્કા મેદાનમાં છોડીને સિરીયા પ્રદેશમાં ચાલ્યા જાઓ, તો આ હુકમથી એટલો તો વિશ્વાસ થઈ ચૂક્યો હતો કે, અલ્લાહ તઆલા તેમને બરબાદ કરશે નહીં, બલ્કે તેમના માટે પાણીની જરૂર વ્યવસ્થા કરવામાં આવશે. તેથી **"બિવાદીન્ ગય્રી ઝી માઅ"** કહ્યું નથી, બલ્કે **"ગય્રી ઝી ઝર્ઈન"** ફરમાવીને એ દરખાસ્ત કરી કે, તેમને ફળો અને ષમરાત અર્પણ કર, ભલે કોઈ બીજી જગ્યાએથી લાવવામાં આવે. આ જ કારણ છે કે, મક્કા મુકર્રમહમાં આજદિન સુધી ખેતીવાડીની કોઈ ખાસ વ્યવસ્થા નથી, પરંતુ દુનિયાભરના ફળો અને દરેક વસ્તુના ઉત્પાદનો ત્યાં એટલા મોટા પ્રમાણમાં પહોંચે છે કે, બીજા અન્ય ઘણા શહેરોને તેનું મળવું મુશ્કેલ છે. *(બહરે મુહીત)*

**"લિયુકીમુસ્સલાત"** હઝ. ખલીલુલ્લાહ (અલયહિસ્સલામ)એ દુઆની શરૂઆતમાં પોતાના બાળક અને તેની માતાની લાચારી અને દરિદ્ર હાલતનું વર્ણન કર્યા પછી સૌ પ્રથમ જે દુઆ કરી તે એ છે કે, તેમને નમાઝના પાબંદ બનાવી દે. કારણ કે નમાઝ દુનિયા અને આખિરતની બધી જ ભલાઈઓ અને બરકત માટે મહાન વસ્તુ છે. તેનાથી જાણ થઈ કે, અવલાદના હકમાં તેનાથી મોટી કોઈ હમદર્દી અને ભલાઈ નથી હોઈ શકતી કે, તેમને નમાઝના પાબંદ બનાવવામાં આવે અને જો કે ત્યાં તે સમયે ફક્ત એક સ્ત્રી અને બાળકને છોડ્યા હતા, પરંતુ દુઆમાં બહુવચનનો ઉપયોગ કરીને ફરમાવ્યું. જેનાથી જાણ થાય છે કે, હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)ને જાણ થઈ ગઈ હતી કે, અહીંયાં એક શહેર આબાદ થશે અને તેમના બાળકનો વંશવેલો ચાલશે. એટલા માટે દુઆમાં તે બધાને સામેલ કરી લીધા.

**"લઅલ્લહુમ્ યશ્કુરૂન"**માં ઈશારો કરવામાં આવ્યો કે, અવલાદ માટે આર્થિક રાહત અને શાંતિની દુઆ પણ એટલા માટે કરવામાં આવી

કે, તેઓ શુક્રગુઝાર બનીને તેના ઉપર પણ સવાબ પ્રાપ્ત કરે. તે પ્રમાણે દુઆની શરૂઆત નમાઝની પાબંદીથી થઈ અને અંત શુક્રગુઝારી ઉપર. વચ્ચે આર્થિક રાહત તથા શાંતિ અને સલામતીનું વર્ણન આવ્યું. તેમાં એ તઅલીમ છે કે, મુસલમાને એવું જ હોવું જોઈએ કે તેના આચરણ અને વ્યવહાર તેની વિચારસરણી અને તેની પ્રવૃત્તિઓ ઉપર આખિરતની સફળતા છવાયેલી હોય અને દુનિયાના કાર્યો જરૂરત પ્રમાણે હોય.

**"રબ્બના ઈન્નક તઅ્લમુ..."** આ આયતમાં દુઆની પૂર્ણતા અલ્લાહ જલ્લ શાનુહૂના સર્વત્ર છવાયેલા જ્ઞાનનો હવાલો આપીને કરવામાં આવી છે અને શબ્દ **"રબ્બના"** ''હે અમારા પરવરદિગાર !'' વિનમ્રતા અને વિનવણી માટે વારંવાર લાવવામાં આવ્યો છે કે, તું અમારી દરેક હાલતથી વાકેફ છે, અમારી દિલની ગુપ્ત પરિસ્થિતિઓ અને જાહેર હાલતથી બધાથી સારી પેઠે વાકેફ છે.

ગુપ્ત પરિસ્થિતિઓનો ભાવાર્થ તે રંજ અને ગમ તથા ચિંતા છે, જે દૂધ પીતા શિશુ અને તેની માતાને એક ખુલ્લા મેદાનમાં કોઈ પણ પ્રકારના સરસામાન વિના ફરિયાદ કરવા છોડવાથી અને તેમની જુદાઈથી સ્વાભાવિક રીતે જે ચિંતા થાય છે, તે થઈ રહી હતી અને જાહેર વિનંતી અને અરજ-ગુઝારીથી હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની દુઆ અને હઝરત હાજિરહ (રદી.)ના તે શબ્દો ભાવાર્થ તરીકે છે, જે તેમણે અલ્લાહપાકના હુકમની ખબર સાંભળીને કહ્યા કે, જ્યારે અલ્લાહ તઆલાએ તમને જવાનો હુકમ આપ્યો છે, તો તે અમારા માટે પણ પૂરતો છે અને તે અમને વ્યર્થ બરબાદ નહીં કરે.

અંતિમ આયતમાં અલ્લાહપાકના જ્ઞાનની આ જ વિશાળતાનું વિશેષ વર્ણન છે કે, અમારૂં જાહેર અને અમારૂં ગુપ્ત તો શું સમગ્ર જમીન અને આસમાનમાં કોઈ વસ્તુ અલ્લાહ તઆલા માટે ગુપ્ત નથી. **"અલ્હમ્દુ-લિલ્લાહિલ્લઝી વહબલી..."** આ આયતનો વિષય પણ આ દુઆની પૂર્ણતા છે. કારણ કે દુઆના અદબોમાં એ પણ છે કે, દુઆની સાથે અલ્લાહ તઆલાના વખાણ અને તેની તઅરીફ કરવામાં આવે. હઝરત ઈબ્રાહીમ

(અલૈ.)એ વિશેષ સ્વરૂપે અલ્લાહ તઆલાની તે નેઅમતનો શુક્ર અદા કર્યો કે, વૃદ્ધાવસ્થામાં પણ અલ્લાહ તઆલાએ તેમની દુઆ કબૂલ કરીને નેક અવલાદ હઝરત ઈસ્માઈલ અને હઝરત ઈસ્હાક (અલૈ.) અર્પણ કર્યા.

આ દુઆ અને વખાણમાં તે તરફ પણ ઈશારો છે કે, આ બાળક જે નિઃસહાય અને ચટિયલ મેદાનમાં છોડવામાં આવ્યું છે, એ તેં જ અર્પણ કરેલ છે અને તું જ તેનું રક્ષણ કરજે. અંતે વખાણ અને તઅરીફની પૂર્ણતા **"ઈન્ન રબ્બી લસમીઉદ્ દુઆ"** દ્વારા કરવામાં આવી. એટલે કે, નિઃશંક, મારો પરવરદિગાર દુઆઓને સાંભળનારો અને સ્વીકારનારો છે.

## હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની ખાસ સિફ્ત : મેહમાનનવાઝી :

હઝરત ખલીલુલ્લાહ ઈબ્રાહીમ (અલૈ.)નો એક કિસ્સો પ્રસ્તુત છે કે, અલ્લાહ તઆલાએ અમુક ફરિશ્તાઓને તેમની પાસે સંતાનની ખુશખબરી આપવા માટે મોકલ્યા. કારણ કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની પત્ની હઝરત સારહથી કોઈ સંતાન ન હતું અને તેમને અવલાદની તમન્ના પણ હતી, પરંતુ બંને ઉપર ઘડપણ છવાઈ ગયું હતું. દેખીતી રીતે સંતાનપ્રાપ્તિની કોઈ આશા ન હતી. અલ્લાહ તબારક વ તઆલાએ ફરિશ્તાઓ દ્વારા ખુશખબરી મોકલી અને તે પણ એવી શાનથી કે સંતાન પુત્ર હશે અને તેનું નામ પણ ઈસ્હાક નક્કી કરવામાં આવ્યું અને પછી એ પણ બતાવ્યું કે તે જીવંત રહેશે અને તે પણ અવલાદવાળા થશે અને તેમના પુત્રનું નામ યાકૂબ હશે અને બંને અલ્લાહ તઆલાના પયગમ્બર અને રસૂલ હશે. આ ફરિશ્તાઓ મનુષ્યની વેશભૂષામાં આવ્યા હતા, એટલા માટે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તેમને સામાન્ય મહેમાન સમજીને મહેમાનનવાઝી શરૂ કરી. તળેલું માંસ સામે લાવીને મૂક્યું, પરંતુ તે તો વાસ્તવમાં ફરિશ્તાઓ હતા, તેઓ ખાવા-પીવાની આવશ્યક્તાથી ઉપરવટ હતા. એટલા માટે જમવાનું સામે હોવા છતાં તેના તરફ હાથ પણ લંબાવ્યો નહીં. હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એ જોઈને શંકામાં પડ્યા કે, આ લોકો મહેમાનો નથી લાગતા, શક્ય છે કે કોઈ ફસાદની નિય્યતે આવ્યા હોય. ફરિશ્તાઓએ

તેમનો આ સંદેહ અને ભય જાણીને વાતને સ્પષ્ટ કરી આપી અને બતાવ્યું કે, અમે અલ્લાહ તઆલાના ફરિશ્તા છે અને તમારે ગભરાવાની જરૂર નથી. અમે આપને સંતાનપ્રાપ્તિની ખુશખબરી આપવા ઉપરાંત એક મહત્વના કામ માટે મોકલવામાં આવ્યા છે કે, કૌમે લૂત (અલૈ.) ઉપર અઝાબ નાઝિલ કરીએ. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની પત્ની હઝરત સારહ (અલૈ.) પડદા પાછળ ઉભા ઉભા આ વાતચીત સાંભળી રહ્યા હતા. જ્યારે તેમને જાણ થઈ કે આ માનવો નથી, ફરિશ્તાઓ છે, તો પડદાની આવશ્યકતા ન રહી. ઘડપણમાં સંતાનપ્રાપ્તિની ખુશખબરી સાંભળીને હસી પડ્યા અને કહેવા લાગ્યા કે, શું હું ઘડપણમાં અવલાદ જણીશ ? અને આ મારા પતિ પણ ઘરડા છે. ફરિશ્તાઓએ જવાબ આપ્યો કે, તમે અલ્લાહ તઆલાના હુકમ ઉપર આશ્ચર્ય કરો છો ? જેની કુદરતમાં સર્વ કંઈ છે !? ખાસ કરીને તમે નુબૂવ્વતના ખાનદાનમાં રહીને તેની કુદરતના અનેકવાર પ્રત્યક્ષ દર્શન કરતા રહો છો અને આ ખાનદાન ઉપર અલ્લાહ તઆલાની અસામાન્ય રહમતો અને બરકતો નાઝિલ થતી રહે છે, જે મોટા ભાગે જાહેર કાર્યકારણના ક્રમથી ઉપરવટ હોય છે. તો પછી ઘડપણમાં સંતાનપ્રાપ્તિ થવામાં આશ્ચર્યની શું વાત છે ? આ તે ઘટનાનો ખુલાસો છે. આગળ પ્રસ્તુત આયતોની સંપૂર્ણ વિગત જોઈ લઈએ.

પ્રથમ આયતમાં બતાવવામાં આવ્યું કે, આ ફરિશ્તાઓ હઝરત ઈબ્રાહીમ (અલૈ.) પાસે કોઈ ખુશખબરી લઈને આવ્યા હતા, તે ખુશખબરીનું વર્ણન આગળ ત્રીજી આયતમાં આવે છે. **“ફબશ્શર્નાહા બિઈસ્હાક”**

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદી.)એ ફરમાવ્યું કે, આ ત્રણ ફરિશ્તાઓ હઝરત જિબ્રઈલ, હઝરત મિકાઈલ અને હઝરત ઈસ્રાફીલ (અલૈ.) હતા. *(કુર્તુબી)* તેમણે માણસના વેશમાં આવીને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને સલામ કરી, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ સલામનો જવાબ આપ્યો અને તેમણે માણસ સમજીને મહેમાનનવાઝી શરૂ કરી.

હઝરત ઈબ્રાહીમ (અલૈ.) પ્રથમ તે માનવી છે, જેમણે દુનિયામાં

મહેમાનનવાઝીનો રિવાજ શરૂ કર્યો. *(કુર્તુબી)* તેમનો એ નિત્યક્રમ હતો કે ક્યારેય એકલા ભોજન કરતા ન હતા. બલ્કે દરેક ભોજનના સમયે શોધખોળ કરતા હતા કે, કોઈ મહેમાન આવી જાય તો તેમની સાથે ભોજન કરે.

કુર્તુબીએ અમુક ઈસ્રાઈલી રિવાયતોથી નકલ કર્યું છે કે, એક દિવસે ભોજનના સમયે હઝ. ઈબ્રાહીમ (અલૈ.)એ મહેમાનની શોધખોળ આરંભી તો એક અજાણ્યો વ્યક્તિ મળ્યો. જ્યારે તેઓ ખાવા બેઠા તો હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ ફરમાવ્યું કે, ''બિસ્મિલ્લાહ'' કહો. તેણે કહ્યું કે, ''હું જાણતો નથી કે અલ્લાહ કોણ છે અને શું છે ?'' હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તેને દસ્તરખ્વાન ઉપરથી ઉઠાડી મૂક્યો, જ્યારે તે બહાર ચાલ્યો ગયો તો હઝરત જિબ્રઈલ (અલૈ.) આવ્યા અને કહ્યું : ''અલ્લાહ તઆલા ફરમાવે છે કે, અમે તો તેને તેના કુફ્ર છતાં આખી જિંદગી રોજી આપી અને તમે એક કોળિયો આપવામાં પણ બખીલાઈ કરી !'' આ સાંભળીને હઝરત ઈબ્રાહીમ (અલૈ.) તેની પાછળ દોડ્યા અને તે વ્યક્તિને પાછો બોલાવ્યો. તેણે કહ્યું કે, જ્યાં સુધી તમે એનું કારણ નહીં બતાવો કે મને પ્રથમ કેમ કાઢી મૂક્યો હતો અને હવે પાછા કેમ બોલાવી રહ્યા છો ? હું ત્યાં સુધી તમારી સાથે આવીશ નહીં.

હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ ઘટના કહી બતાવી, તો આ જ ઘટના તેના મુસલમાન બનવાનું કારણ બની ગઈ. તેણે કહ્યું કે, તે પરવરદિગાર કે જેણે આવો હુકમ મોકલ્યો છે, તે ઘણો જ દયાળુ છે. હું તેના ઉપર ઈમાન લાવું છું. ત્યારબાદ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની સાથે ગયો અને મુઅમિન થઈને કાયદેસર ''બિસ્મિલ્લાહ'' પઢીને ભોજન કર્યું.

તેનાથી અમુક બાબતો જાણ થઈ, પ્રથમ એ કે મહેમાનનવાઝીના શિષ્ટાચારમાંથી એ છે કે, મહેમાન આવતાં જ જે કંઈ ખાવા-પીવાની ચીજવસ્તુ હાજર હોય તે જલ્દીથી લાવીને તેમની સામે મૂકવામાં આવે. પછી જો આર્થિક છૂટછાટવાળો વ્યક્તિ હોય તો વધારે મહેમાનનવાઝીની વ્યવસ્થા પાછળથી કરે.



બીજી વાત એ જાણ થઈ કે, મહેમાન માટે વધારે દોડાદોડી ન કરે, બલ્કે જે કંઈ સરળતાથી સારી વસ્તુ પ્રાપ્ત થઈ જાય તે મહેમાનની સેવામાં રજૂ કરે. હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)ના ત્યાં ગાય-બળદ રહેતા હતા, એટલા માટે વાછરડું ઝબહ કરીને તાત્કાલિક તેનું માંસ તળીને સામે લાવી મૂકી દીધું. *(કુર્તુબી)*

ત્રીજું એ કે, આવનાર મહેમાનોની મહેમાનનવાઝી કરવી ઈસ્લામના શિષ્ટાચાર અને મનુષ્યની નૈતિક ફરજ છે. અંબિયા (અલૈ.) અને નેક લોકોની હંમેશા એવી જ ટેવ રહી છે. જો કે એમાં વિદ્વાનોનો મતભેદ છે કે, મહેમાનનવાઝી કરવી વાજિબ છે કે નહીં ? જમહૂર ઉલમા એવો મત ધરાવે છે કે, મહેમાનનવાઝી વાજિબ નથી સુન્નત અને સદ્‌કર્મ છે. અમુકે ફરમાવ્યું કે, ગામવાળાઓ ઉપર વાજિબ છે કે, જે વ્યક્તિ તેમના ગામમાં થોભે તેની મહેમાની કરે. કારણ કે ત્યાં ખાવા-પીવાની બીજી વ્યવસ્થા હોતી નથી અને જો શહેરમાં હોય તો હોટલ વગેરેથી તેની વ્યવસ્થા થઈ શકે છે. એટલા માટે શહેરવાળાઓ ઉપર વાજિબ નથી. કુર્તુબીએ પોતાની તફસીરમાં આ પ્રમાણેના વિવિધ નિવેદનો નકલ કર્યા છે.

**"ફલમ્મા રઆ અય્દીયહુમ..."** એટલે કે, "જ્યારે જોયું ઈબ્રાહીમ (અલૈ.)એ કે તેમના હાથ ભોજન સુધી નથી પહોંચતા તો ભય પામ્યા."

આથી જાણ થઈ કે, મહેમાન માટે અદબનો નિયમ એ પણ છે કે, મહેમાનની સામે જે વસ્તુ મૂકવામાં આવે તેણે તે સ્વીકારવું જોઈએ. ખાવાનું દિલ ન ઈચ્છે અથવા નુકસાનકારક સમજે તો મામૂલી મન રાખવા માટે પણ તેને આરોગે.

આ વાક્યથી બીજી બાબત એ જાણ થઈ કે, મેજબાને ફક્ત ખાણું સામે મૂકીને પરવારી ન જવું જોઈએ, બલ્કે એ બાબતનું ધ્યાન રાખે કે મહેમાન ખાઈ રહ્યો છે કે નહીં ? જેમકે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ ફરિશ્તાઓ ભોજન આરોગી નથી રહ્યા તેનું ધ્યાન રાખ્યું.

પરંતુ આ ધ્યાન રાખવું એ પ્રમાણે હોય કે મહેમાનને ખાવામાં શરમ



ન આવે, ઉપરછલ્લી નજરથી જોઈ લે. કારણ કે મહેમાનના કોળિયાઓ ગણવા પરોણાગતના શિષ્ટાચારની વિરૂદ્ધ છે અને મહેમાન માટે શરમિંદા થવાનું કારણ બને છે. જેમકે હિશામ બિન અબ્દુલ મલિકના દસ્તરખ્વાન ઉપર એક દિવસે એક ગામડિયાની એ ઘટના બની કે, ગામડિયાના કોળિયામાં વાળ હતો, અમીરૂલ મુઅમિનીન હિશામે જોયું તો બતાવ્યો. ગામડિયો તરત જ ઉભો થઈ ગયો અને કહેવા લાગ્યો કે, અમે એવા વ્યક્તિની પાસે ખાવાનું ખાતા નથી, જે અમારા કોળિયાઓને જોતો હોય.

ઈમામ તબરીએ આ સ્થળે વર્ણન કર્યું છે કે, પ્રથમ જ્યારે ફરિશ્તાઓએ ભોજનનો ઈન્કાર કર્યો તો એવું કહ્યું હતું કે, અમે મફતનું ખાતા નથી, જો તમે કિંમત લો તો ખાઈશું. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ જવાબમાં ફરમાવ્યું કે, હા ! આ ખાવાની એક કિંમત છે તે અદા કરી આપો. તે કિંમત એ છે કે, શરૂઆતમાં અલ્લાહપાકનું નામ લો અને અંતે તેના વખાણ કરો. હઝરત જિબ્રઈલ (અલૈ.)એ આ સાંભળીને પોતાના સાથીઓને બતાવ્યું કે, અલ્લાહ તઆલાએ તેમને જે ખલીલ બનાવ્યા છે, આ તેના જ હકદાર છે.

આ ઘટનાથી જાણ થઈ કે, ખાવાની શરૂઆતમાં **"બિસ્મિલ્લાહ"** અને અંતે **"અલ્હમ્દુલિલ્લાહ"** કહેવું સુન્નત છે.



## ❁ હઝરત ઈસ્માઈલ અલયહિસ્સલામ ❁

કુર્આન શરીફમાં હઝરત ઈસ્માઈલ અલયહિસ્સલામનું વર્ણન બાર જગ્યાએ કરવામાં આવ્યું છે.

**"સૂરએ મરયમ"**માં અલ્લાહ તઆલા ફરમાવે છે : *અને આ કિતાબમાં ઈસ્માઈલ (અલૈ.)નું પણ વર્ણન કરો. બેશક, તે વાયદાના સાચા હતા અને તે રસૂલ (તથા) નબી હતા (૫૪) અને તે પોતાના ઘરવાળાઓને નમાઝ તથા ઝકાતનો (મુખ્યત્વે) હુક્મ કર્યા કરતા હતા અને પોતાના પરવર-દિગારની નજીક પસંદ થયેલા (પ્યારા) હતા. (૫૫)*

**"કાન સાદિકલ્ વઅ્દિ"** વાયદાનું પાલન કરવું એક એવી સારી ટેવ છે કે, દરેક સારા સ્વભાવના વ્યક્તિ તેને આવશ્યક સમજે છે અને તેનાથી વિપરીત કરવાને એક નીચ કક્ષાનું કૃત્ય ગણે છે. હદીષમાં વાયદા ખિલાફી કરવી એ નિફાક (દોગલાપણા)ની નિશાની બતાવી છે. એટલા માટે અલ્લાહ તઆલાના કોઈ નબી અથવા રસૂલ એવા નથી, જે વાયદો વફા કરનારા ન હોય. પરંતુ આ કલામના ક્રમમાં ખાસ-ખાસ અંબિયા (અલયહિસ્સલામ)ના વર્ણનની સાથે સાથે તેમનું કોઈ ખાસ લક્ષણ અને સિફત પણ વર્ણન કરવામાં આવી છે. તેનો અર્થ એ નથી કે આ સિફત અને લક્ષણ અન્યોમાં નથી. બલ્કે ઈશારો એ વાત તરફ છે કે, તેમનામાં આ ખાસ લક્ષણ એક વિશિષ્ટ સ્વરૂપ ધરાવે છે. જેમકે હમણાં હઝરત મૂસા (અલયહિસ્સલામ)ના વર્ણનની સાથે તેમના "મુખ્લસ" હોવાનો ઉલ્લેખ કર્યો છે, જ્યારે એ લક્ષણ પણ સામાન્ય રીતે બધા જ અંબિયા (અલયહિસ્સલામ)માં હોય છે. પરંતુ હઝરત મૂસા (અલયહિસ્સલામ)ને તેમાં એક ખાસ વિશેષતા પ્રાપ્ત હતી. આથી તેના ઉલ્લેખમાં એ બાબતનું વર્ણન કરવામાં આવ્યું.



હઝરત ઈસ્માઈલ (અલૈ.) વાયદામાં સાચા હોવાની વિશેષતા એ બીનાએ છે કે, તેમણે જે વસ્તુનો વાયદો અલ્લાહપાક અથવા કોઈ બંદા સાથે કર્યો, તેને ઘણી મજબૂતી અને કાળજીથી પૂરો કર્યો. તેમણે અલ્લાહ તઆલાને વાયદો કર્યો હતો કે, પોતાની ઝબહ કરવા માટે રજુ કરીશ અને તેના ઉપર સબ્ર કરીશ, તેમાં ખરા ઉતર્યા. એક વ્યક્તિને એક સ્થળે મળવાનો વાયદો કર્યો, તે સમય ઉપર ન આવ્યો તો તેની રાહ જોવામાં ત્રણ દિવસ અને અમુક રિવાયતોમાં એક વર્ષ પસાર કર્યું. *(મઝહરી)* અને આપણા રસૂલે કરીમ (સલ.)ની પણ તિરમિઝીમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉબય અલ ખમસાની રિવાયતમાં આવી જ રીતે વાયદો કરીને ત્રણ દિવસ સુધી તે સ્થળે રાહ જોવાની ઘટના વર્ણન થઈ છે. *(કુર્તુબી)*

**સુધારકનું કામ છે કે તે સુધારણાનું કાર્ય પોતાના ઘરબારથી શરૂ કરે :**

**"કાન યઅ્મુરૂ અહ્લહુ બિસ્સલાતી વઝ્ઝકાત"** હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની ખાસ સિફતોમાંથી એક એ પણ વર્ણન કરવામાં આવે છે કે, તેઓ પોતાના ઘરવાળાઓને નમાઝ અને ઝકાતનો હુકમ આપતા હતા. અહીંયાં એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, આ કાર્ય તો દરેક મુઅમિન મુસલમાનના માથે વાજિબ છે કે તે પોતાના ઘરવાળાઓને નેક કાર્યોનું માર્ગદર્શન અને સૂચના આપતો રહે. કુર્આને હકીમમાં સામાન્ય મુસલ-માનોને સંબોધન છે : **"કૂ અન્ફુસકુમ વ અહલીય્કુમ નારા"** *(૬૬:૬)* "પોતાને અને પોતાના ઘરવાળાઓને આગથી બચાવો." પછી તેમાં હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની શું વિશેષતા છે ? વાત એમ છે કે, આ હુકમ જો કે જાહેર હુકમ છે અને બધા જ મુસલમાનો ઉપર તે લાગુ પડે છે. પરંતુ હઝરત ઈસ્માઈલ (અલૈ.) તેની કાળજી અને વ્યવસ્થામાં વિશિષ્ટ પ્રકારે પ્રયત્ન કરતા હતા. જેમકે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને પણ આ ખાસ હિદાયત મળી હતી કે, **"વઅન્ઝીર અશીય્રતકલ અક્રબીન"** એટલે કે પોતાના ખાનદાન અને નજીકના સગાં-વહાલાંઓને



અલ્લાહપાકના અઝાબથી ડરાવો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લ)એ તેનો અમલ કરવા માટે પોતાના ખાનદાનના લોકોને ભેગા કરીને એક ખાસ પ્રકારે સંબોધન કર્યું.

બીજી વાત અત્રે વિચારપાત્ર છે કે, અંબિયા (અલૈ.) સમગ્ર કૌમની હિદાયત માટે મબઉષ થાય છે અને તેઓ સૌને સત્યનો સંદેશ પહોંચાડે છે અને અલ્લાહ તઆલાના હુકમના પાબંદ બનાવે છે. ઘરવાળાઓની ખાસિયતમાં અત્રે હિકમતની વાત એ છે કે, પયગમ્બરી દઅવતના ખાસ નિયમો છે. તેમાં એ મહત્વની બાબત છે કે, જે હિદાયત સામાન્ય અલ્લાહ તઆલાની મખ્લૂકને આપવામાં આવે તેની પ્રથમ પોતાના ઘરેથી શરૂઆત કરે. પોતાના ઘરવાળાઓને તેનું માનવું અને મનાવવું ખરૂં જોતાં સરળ પણ હોય છે. તેમની દેખરેખ પણ દરેક સમયે રાખી શકાય છે અને તેઓ જ્યારે કોઈ ખાસ વિચારસરણી અપનાવી લે અને તેમાં પાકા થઈ જાય તો તેનાથી એક પ્રકારનો દીની માહોલ પેદા થઈને દઅવતને આમ કરવામાં અને અન્યોની સુધારણા કરવામાં ઘણી શક્તિ પેદા થઈ જશે. મખ્લૂકની સુધારણા માટે સૌથી વધારે અસરકારક વસ્તુ એક સાચા દીની માહોલ (વાતાવરણ)નું અસ્તિત્વમાં લાવવું છે. અનુભવ સાક્ષી છે કે, દરેક ભલાઈ અથવા બુરાઈ તઅલીમ તથા શિક્ષણ અને તેની સમજથી વધારે માહોલ દ્વારા ફેલાય છે અને પ્રસરે છે.





# ❃ હઝરત લૂત અલયહિસ્સલામ ❃

કુર્આન શરીફમાં હઝરત લૂત અલયહિસ્સલામનું વર્ણન સત્તાવીસ જગ્યાએ કરવામાં આવ્યું છે.

હઝરત લૂત (અલૈ.) હઝરત ખલીલુલ્લાહ ઈબ્રાહીમ (અલૈ.)ના ભત્રીજા છે. બંનેનું મૂળ વતન પશ્ચિમ ઈરાકમાં બસરા નજીક બૅબિલોનની ભૂમિના નામથી પ્રખ્યાત હતું. તેમાં મૂર્તિપૂજા પ્રચલિત હતી. હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)નું કુટુંબ પોતે મૂર્તિપૂજામાં સપડાયેલું હતું. અલ્લાહ તઆલાએ તેમની હિદાયત માટે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને મોકલ્યા. કૌમે વિરોધ કર્યો, જેની નોબત નમરૂદની આગ સુધી પહોંચી. પોતે તેમના પિતાએ ઘરમાંથી કાઢી મૂકવાની ધમકીઓ આપી.

પોતાના કુટુંબીજનોમાંથી ફક્ત તેમની પત્ની હઝરત સારાહ અને ભત્રીજા હઝરત લૂત (અલૈ.) મુસલમાન થયા. **"ફઆમન લહુ લૂત"** "પછી લૂત તેમના ઉપર ઈમાન લાવ્યા." *(૨૯:૨૬)* અંતે તે બંનેને સાથે લઈને વતનથી સિરીયા તરફ હિજરત કરી. ઉર્દૂન નહેર ઉપર પહોંચ્યા પછી અલ્લાહ તઆલાના હુકમથી હઝરત ઈબ્રાહીમ (અલૈ.) કન્આનમાં જઈને સ્થાયી થયા, જે બયતુલ મુકદસની નજીક છે.

હઝરત લૂત (અલૈ.)ને પણ અલ્લાહ તઆલાએ નુબૂવ્વત અર્પણ કરીને ઉર્દૂન અને બયતુલ મુકદસની વચ્ચે સદૂમ (સોડોમ)ના લોકોની હિદાયત માટે મોકલ્યા. આ વિસ્તાર પાંચ મોટા શહેરો ઉપર આધારિત હતો, જેમના નામ સદૂમ, અમૂરહ, અડમહ, સુબૂબીમ, બાલી અથવા સવઘર હતા. તેમના સમૂહને કુર્આને કરીમમાં **"મુઅ્તફિકહ"** અને **"મુઅ્તફિકાત"**ના



શબ્દોમાં ઘણા ઠેકાણે વર્ણન કર્યું છે. સદૂમ આ શહેરોનું પાટનગર અને કેન્દ્ર સમજવામાં આવતું હતું. હઝરત લૂત (અલૈ.) ત્યાં જ સ્થાયી થયા. જમીન ફળદ્રુપ અને હરિયાળી હતી. દરેક ઠેકાણે અનાજ અને ફળફળાદિની છૂટ હતી (આ ઐતિહાસિક વિગતો બહરે મુહીત, મઝહરી, ઈબ્ને કષીર અલ મનાર વગેરેમાં પ્રસ્તુત છે).

મનુષ્યની સામાન્ય પ્રાકૃતિક ટેવ કુર્આને કરીમે વર્ણન કરી છે. ફરમાવ્યું કે, **"કલ્લા ઈન્નલ ઈન્સાન..."** એટલે કે, મનુષ્ય જ્યારે પાપ આચરવા લાગે છે અને બળવાખોર વૃત્તિ અપનાવે છે, જ્યારે તે જુએ છે કે તે કોઈનો મોહતાજ નથી રહ્યો અને એ જ પ્રમાણે આ લોકો ઉપર પણ અલ્લાહપાકે પોતાની નેઅમતોના દરવાજા ખોલી દીધા હતા. સામાન્ય માનવીની પ્રકૃતિ અને ટેવ પ્રમાણે દોલત અને આર્થિક જાહોજલાલીના નશામાં મદમસ્ત બની અય્યાશીઓ અને રાહતોમાં વાસના અને લોલુપતાના તે કિનારા ઉપર પહોંચી ગયા કે માનવ સ્વભાવગત લજ્જા, શરમ, હયા અને સારા-નરસાનો સ્વાભાવિક ભેદભાવ પણ ભૂલાવી બેઠા તથા એવી સૃષ્ટિ વિરૂદ્ધની વાસનાપૂર્તિમાં સપડાઈ ગયા, જે હરામ અને ગુનોહ હોવાની સાથે સાથે સાલસ અને ભલો સ્વભાવ ધરાવનાર વ્યક્તિ માટે નફરત ઉપજાવે એવું કૃત્ય છે કે, સામાન્ય રીતે પશુ-પક્ષીઓ પણ આવું સૃષ્ટિ વિરૂદ્ધનું કૃત્ય આચરતા નથી.

ત્યારબાદ એ ફરમાવ્યું કે, આવી નિર્લજ્જતા અને બેહયાઈ તમારાથી અગાઉ દુનિયામાં કોઈએ નથી કરી. અમ્ર બિન દીનાર ફરમાવે છે કે, આ કૌમથી પહેલાં દુનિયામાં કોઈએ ક્યારેય આવી પ્રવૃત્તિ જોઈ ન હતી. *(મઝહરી)* અને ન જ સદૂમના નિવાસીઓથી અગાઉ કોઈ ખરાબમાં ખરાબ વ્યક્તિની કલ્પનામાં આવી નિર્લઝઝતાનું કૃત્ય આચરવાનો વિચાર આવ્યો હતો. ઉમવી ખલીફા અબ્દુલ મલિકે કહ્યું કે, જો કુર્આનમાં કૌમે લૂત (અલૈ.)ની ઘટનાનું વર્ણન ન થયું હોત તો હું ક્યારેય કલ્પી ન શકતો હતો કે, કોઈ મનુષ્ય આવું કામ પણ કરી શકે છે ? *(ઈબ્ને કષીર)*



એમાં તેમની બેહયાઈ ઉપર બે સ્વરૂપે તાકીદ કરવામાં આવી. પ્રથમ તો એ કે, ઘણા બધા ગુનાહોમાં મનુષ્ય પોતાના માહોલ અથવા પોતાના પૂર્વજોના અનુસરણના કારણે સપડાય છે. ભલે તે પણ કોઈ શરઈ દૃષ્ટિએ યોગ્ય બહાનું નથી, પરંતુ સામાન્ય રીતે તેને પણ કોઈને કોઈ કક્ષામાં બહાનું કહી શકાય છે. પરંતુ આવા ગુનાહો જે અગાઉ કોઈએ કર્યા ન હોય અને ન જ તેની કોઈ આવશ્યક્તા હોય ત્યારે એ વધારે ભયંકર, જઘન્ય તથા જુગુપ્સાપ્રેરક અપરાધ છે. બીજું એ સ્વરૂપે કે કોઈ ખરાબ કૃત્ય અથવા કુરિવાજ જે વ્યક્તિ ચાલુ કરે છે, તેના ઉપર પોતાના કૃત્યનો ગુનોહ અને અઝાબ તો થાય જ છે, તેની સાથે સાથે તે સમગ્ર લોકોનો અઝાબ અને વબાલ પણ તેના માથે પડે છે. જેઓ કયામત સુધી આ કૃત્યથી પ્રભાવિત થઈને ગુનાહમાં સંડોવાઈ જાય છે.

બીજી આયતમાં તેમની આ નિર્લજ્ઝતાને વધારે સ્પષ્ટ શબ્દોમાં વર્ણન કરવામાં આવી છે કે, “તમે સ્ત્રીઓને છોડીને પુરૂષો સાથે વાસનાવૃત્તિ કરો છો ?” તેમાં ઈશારો આપવામાં આવ્યો છે કે, મનુષ્યની પ્રકૃતિ અને સ્વાભાવિક ઈચ્છાપૂર્તિ માટે અલ્લાહ તઆલાએ એક હલાલ અને જાઈઝ પધ્ધતિ સ્ત્રીઓ સાથે નિકાહ કરીને નક્કી કરી દીધી છે, તેને છોડીને અમાનવીય સૃષ્ટિ વિરૂદ્ધના નિર્લજ્ઝ કૃત્યો આચરવા નરી ગંદકી અને ગંદી માનસિકતાની સાબિતી છે.

તેમના ઉપર એક નવા જ પ્રકારનો વરસાદ વરસાવવામાં આવ્યો અને સૂરએ હૂદમાં આ અઝાબનું વિગતવાર સ્વરૂપ આ વર્ણન થયું છે : **“ફલમ્મા જાઅ અમ્રુના જઅલ્ના.....”** *(૧૧:૮૨-૮૩)* એટલે કે, “જ્યારે અમારો અઝાબ આવી પહોંચ્યો તો અમે એ વસ્તીને ઉપર-નીચે કરી નાંખી અને તેમના ઉપર પથ્થરો, કાંકરાઓના થરના થર નિશાન કરેલા તારા પરવર-દિગાર પાસેથી વરસાવ્યા અને તે વસ્તી તે અત્યાચારીઓથી કંઈ દૂર નથી.”

આથી જાણ થઈ કે, ઉપરથી પથ્થરોનો વરસાદ પણ વરસ્યો અને નીચેથી જમીનનો સમગ્ર ભાગ હઝરત જિબ્રઈલ (અલૈ.)એ ઉઠાવીને ઉંધો



પલટી નાંખ્યો અને જે પથ્થરોનો વરસાદ થયો, તે થર ઉપર થર હતા. એટલે કે એવો સતત વરસાદ થયો કે, થર ઉપર થર જામી ગયા અને આ પથ્થરો નિશાન કરેલા હતા. અમુક મુફસ્સિરોએ નોંધ્યું છે કે, દરેક પથ્થર ઉપર તે વ્યક્તિનું નામ લખ્યું હતું, જેને તેનો નાશ કરવા માટે ફેંકવામાં આવ્યો હતો. સૂરએ હિજ્‌રની આયતોમાં આ અઝાબ અગાઉ આ પણ વર્ણન થયું છે : **"ફઅખઝત્‌હુમુલ...."** *(૧૫:૩૭)* એટલે કે, "તેમને પકડી લીધા (ભયંકર) અવાજે સૂરજ નીકળવાના સમયે."

તેનાથી જાણ થાય છે કે, પ્રથમ આસમાનમાંથી ભયંકર અવાજના સ્વરૂપમાં કોઈ ચીસ સંભળાઈ (અથવા ધડાકો), ત્યારબાદ બીજો અઝાબ આવ્યો. દેખીતા શબ્દોથી એ સમજવામાં આવે છે કે, ચીસ (કે ધડાકા) પછી પ્રથમ જમીનના વિભાગને ઉલટાવી દેવામાં આવ્યો, તેના ઉપર તેમને વધારે અપમાનિત કરવા માટે પથ્થર વરસાવવામાં આવ્યા અને એ પણ શક્ય છે કે, પ્રથમ પથ્થરો વરસાવવામાં આવ્યા હોય, પાછળથી જમીનનો તક્ષ્તો ઉલટાવી દેવામાં આવ્યો હોય. કારણ કે કુર્‌આનની વર્ણનશૈલીમાં એ જરૂરી નથી કે, જે વસ્તુનું વર્ણન પ્રથમ થયું હોય તે ઘટનાક્રમમાં પણ પ્રથમ જ હોય.

કૌમે લૂત (અલૈ.)ના ભયંકર અઝાબોમાંથી જમીનનો તક્ષ્તો ઉલટાવી દેવાની સજા તેમની નિર્લઝઝતાપૂર્ણ બેહયાઈના કૃત્યો સાથે ખાસ સબંધ પણ ધરાવે છે કે, તેમણે સૃષ્ટિ વિરૂદ્ધનું આ જ પ્રકારનું ઉંધુ કામ કર્યું હતું.

સૂરએ હૂદની આયતોમાંથી અંતિમ આયતોમાં કુર્‌આને કરીમે અરબના નિવાસીઓને વધારે તાકીદ માટે એ પણ ફરમાવ્યું : **"વમા હીય મિનઝ ઝાલિમીન બિબઈદ"** એટલે કે, "આ ઉલટાવી દેવામાં આવેલ વસ્તીઓ તે જાલિમોથી કંઈ દૂર નથી, સિરીયાના મુસાફરીના માર્ગમાં દરેક સમયે તેમની નજરો સામે આવે છે, પરંતુ આશ્ચર્ય છે કે, તેઓ તેનાથી બોધપાઠ ગ્રહણ કરતા નથી."

અને આ દૃશ્ય ફક્ત કુર્‌આન નાઝિલ થવાના સમયનું નથી, આજે

પણ મૌજૂદ છે. બયતુલ મુકદસ અને જોર્ડન નદી વચ્ચે આજે પણ જમીનનો આ વિભાગ 'બહરે લૂત' અથવા 'બહરે મય્યિત' (મૃત સરોવર)ના નામથી ઓળખાય છે. તેની પૃથ્વી પરની સપાટી સમંદરની સપાટી કરતાં વધારે ઉંડાઈમાં છે અને તેના એક ખાસ વિભાગ ઉપર એક સરોવર સ્વરૂપે આશ્ચર્યજનક એવા પ્રકારનું પાણી ઉપસ્થિત છે કે, જેમાં કોઈ સજીવ માછલી, દેડકા વગેરે જીવિત નથી રહી શકતું. એટલા માટે તેને 'બહરે મય્યિત' કહેવામાં આવે છે. આ જ સ્થળ 'સદૂમ' બતાવવામાં આવે છે. **નઉઝુ બિલ્લાહિ મિન અઝાબિહી વ ગદબિહી,** આમીન.

**"સૂરએ અઅ્રાફ"**માં વર્ણન છે : *અને (એવી જ) રીતે જ્યારે અમે લૂત (અલૈ.)ને પયગમ્બર બનાવી મોકલ્યા; ત્યારે તેમણે પોતાની કૌમને કહ્યું કે તમે એવું બેશર્મીવાળુ કામ શાને કરો છો કે જગતમાં એના જેવું કામ તમારાથી પહેલાં કોઈએ કર્યું નથી. (૮૦) (એટલે) તમે તો મનોકામના પૂરી કરવા સ્ત્રીઓને છોડી પુરૂષો તરફ દોડો છો; બલ્કે તમે (મનુષ્યતાની) હદથી વધનાર લોકો છો. (૮૧) અને તેમની કૌમે કંઈ જવાબ ન આપ્યો, પરંતુ (આપસમાં) એ જ કહ્યું કે, એમને પોતાના શહેરમાંથી કાઢી મૂકો, (કારણકે) એ લોકો તો બહુ પવિત્ર રહેવા ચાહે છે. (૮૨) ફરી અમે (અઝાબ ઉતાર્યો અને) લૂત (અલૈ.)ને તથા તેમના ઘરવાળાઓને બચાવી લીધા; પણ તેમની પત્ની (ન બચી) કે તે પાછળ રહી જનારાઓ માંહેની હતી. (૮૩) અને અમે તેઓ પર એક નવા પ્રકારનો (એટલે પથ્થરોનો) વરસાદ વરસાવ્યો, તો જોઈ લો કે પાપીઓનો અંત કેવો આવ્યો ? (૮૪)*

ઉપર વર્ણન કર્યા પ્રમાણે કદી કદી હઝરત ઈબ્રાહીમ (અલૈ.) જાતે પણ જઈ બોધ આપતા હતા. તે લોકો મૂર્તિપૂજક હોવા ઉપરાંત ખુલ્લેઆમ લવાતત (કુદરત વિરૂદ્ધ)નું કામ કરતા હતા. એ કુકર્મ સૌથી પહેલાં તેમણે જ કર્યું હતું. ઓગણત્રીસ વર્ષ સુધી તેઓને સમજાવતા રહ્યા પણ માન્યું નહિ, બલ્કે તૌબા કરવાને બદલે તેઓની બદમાશી દિન-પ્રતિદિન વધતી ગઈ, તો ત્રણ ફરિશ્તા હઝ. ઈબ્રાહીમ (અલૈ.)ને ત્યાં છોકરાઓની સૂરતમાં

બપોરના સમયે પધાર્યા. હઝ. ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)એ મહેમાનોની વ્યવસ્થા કરી અને વાછરડાનું ભૂંજેલું ગોશ્ત લાવી સામે મૂક્યું, પણ તેમણે ખાધું નહિ અને કહ્યું કે, અમે તો ફરિશ્તા છીએ અને સદૂમનો નાશ કરવા આવ્યા છીએ. હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)એ કહ્યું : ત્યાં તો હઝરત લૂત (અલયહિસ્સલામ) પણ છે અને બીજા નેક લોકો પણ હશે. તો તેઓ બોલ્યા : હઝરત લૂત (અલયહિસ્સલામ)ને બચાવી લઈશું અને ત્યાં પાંચ જણ પણ નેક નથી, નહિ તો તેનો નાશ ન કરત. ફરી તેઓ હઝરત લૂત (અલયહિસ્સલામ)ની પાસે સદૂમ પહોંચ્યા અને કહ્યું કે, રાત્રે અમે તમારે ત્યાં મહેમાન રહીશું. ષમૂદવાળાઓએ રૂપાળા છોકરાઓ જોઈ હઝરત લૂત (અલયહિસ્સલામ)ના ઘર પર ચઢાઈ કરી. તેમણે ઘણી આજિઝી કરી અને કહ્યું કે, તમને મારી છોકરીઓ ગમતી હોય તો તેણીઓ સાથે નિકાહ કરી લો, પરંતુ નિર્લઝઝ બની મારા મહેમાનોનું અપમાન ન કરો. પરંતુ તેઓએ માન્યું નહીં અને બારણું તોડવા લાગ્યા. ફરિશ્તાઓએ હઝરત લૂત (અલયહિસ્સલામ)ને અંદર ખેંચી લીધા અને પોતાની પાંખો ફફડાવી, જેથી તેઓ આંધળા બની ગયા. પછી હઝરત લૂત (અલયહિસ્સલામ) અલ્લાહ તઆલાના હુકમથી શહેર છોડી ચાલ્યા ગયા અને તેમની કૌમ પર અઝાબ આવ્યો.

માત્ર એટલું જ નહિ કે તમે ગુનોહ કરી રહ્યા છો, બલ્કે આ કુદરત વિરૂદ્ધનું કાર્ય કરવું એની દલીલ છે કે, તમે મનુષ્યતાની હદથી પણ બહાર નીકળી ગયા છો.

એટલે છેવટની વાત તેઓની એ જ હતી કે, જ્યારે હઝરત લૂત (અલૈ.) અમને નાપાક અને પોતાને પાક સમજે છે, તો નાપાક લોકોમાં એમનું શું કામ ? માટે એમને દેશ નિકાલ કરવા જોઈએ કે હંમેશની તકરાર મટી જાય. ખૈર, તે કોપાયમાનો તો તેમને શું કાઢવાના હતા. અલબત્ત, અલ્લાહ તઆલાએ જ હઝરત લૂત (અલૈ.) અને તેમના કુટુંબીજનોને શહેર છોડી ચાલ્યા જવાનું ફરમાવ્યું. તેમનું શહેર છોડી બહાર નીકળવું હતું કે તે લોકો

પર અઝાબ આવી લાગ્યો. હઝરત લૂત (અલૈ.)ના સબંધવાળાઓમાંથી માત્ર તેમની પત્ની અલગ રહી અને બીજા પાપીઓ સાથે તેનો પણ નાશ થયો. કારણ કે તે સ્ત્રી છાની રીતે બદમાશોની સહાયક હતી. હઝરત લૂત (અલયહિસ્સલામ)ને ત્યાં જે મહેમાનો આવતા તેની તેઓને ખબર કરતી અને બદકારીને ઉત્તેજન આપતી હતી. સારાંશ કે, જે લોકો આ નાશવંત બીમારીમાં સપડાયેલાં હતા અને નબીનો સખત મુકાબલો કરતા તેમજ તેમને જુઠાડતા અથવા જે કુફ્ર અને બદકારીના કામમાં તેઓના સહાયક હતા તે સૌ પર અઝાબ આવ્યો.

બીજા સ્થળે આવ્યું છે કે, વસ્તીઓને ઉંધી મારી દેવામાં આવી અને પથ્થરોનો વરસાદ મોકલવામાં આવ્યો. કેટલાક ઈમામોની નજીક આજે પણ લવાતતની સજા એ છે કે, કોઈ પહાડ વગેરે ઉંચી જગ્યાએથી તેને નાંખી દેવામાં આવે અને ઉપરથી પથ્થર મારવામાં આવે અને ઘણી દુર્ગંધવાળી જગ્યામાં કેદ રાખવામાં આવે.

પાપ કરતી વખતે તેને બુરૂં પરિણામ સામે આવતું નથી, જેથી મનોકામના અને મજાના આવેશમાં એવા કામો કરી નાંખે છે, જે બુદ્ધિ અને મનુષ્યતાની વિરૂદ્ધ હોય છે. પરંતુ બુદ્ધિશાળીને જોઈએ કે બીજાઓના બનાવો સાંભળી બોધ લે અને બદીના અંજામને હંમેશ નજર સમક્ષ રાખે.

**"સૂરએ હૂદ"**માં આ પ્રમાણે વર્ણન છે : *અને જ્યારે અમારા તે ફરિશ્તા હઝરત લૂત (અલૈ.)ની પાસે પહોંચ્યા ત્યારે હઝરત લૂત (અલૈ.) તેમના (આવવા)થી દિલગીર થયા અને દિલમાં રૂંધાયા અને કહેવા લાગ્યા : આજનો દિવસ બહુ સખત છે. (૭૭) અને (તેઓની ખબર સાંભળો) તેમની કૌમ તેમની પાસે બેધડક દોડતી આવી અને પહેલાંથી જ તેઓ બદફેલીઓ કરતા હતા. હઝરત લૂત (અલૈ.)એ કહ્યું : હે કૌમ ! આ મારી (કૌમની) દીકરીઓ મવજૂદ છે. તેણીઓ તમારા (મતલબ) માટે વધુ સારી છે, તો અલ્લાહ તઆલાથી ડરો અને મારા મહેમાનો(ના સબંધ)માં મને ફજેત ન કરો. શું તમારામાં કોઈ પણ ભલો માણસ (સારા ચલણનો)*

*નથી ? (૭૮) તેઓ બોલ્યા કે, આપ સારી રીતે જાણો છો કે અમને આપની (કૌમની) દીકરીઓથી કંઈ મતલબ નથી અને જે કંઈ અમે ચાહીએ છીએ તે તો આપ જાણો જ છો. (૭૯) હઝરત લૂત (અલૈ.) લાચાર થઈ કહેવા લાગ્યા : જો મને તમારા મુકાબલાની શક્તિ હોત અથવા કોઈ મજબૂત પનાહમાં જઈ બેસત તો કેવું સારૂં થાત ! (૮૦) (આ ગભરાટ જોઈ) મહેમાનો બોલ્યા કે, હે લૂત (અલૈ.) ! અમે આપના રબના મોકલેલા (ફરિશ્તા) છીએ. (ડરશો નહિ) તેઓ આપના સુધી કદી પહોંચી શકશે નહિ. માટે આપ પોતાના કુટુંબને લઈ રાત્રે કોઈ પણ વખતે (અહીંથી) નીકળી જાવ અને તમારામાંથી કોઈ પણ પાછું ફરી ન જુએ, પરંતુ આપની સ્રી. તેણીને પણ તે જ આફત પહોંચશે, જે એ લોકોને પહોંચશે. તેઓના વાયદા (અઝાબ)નો વખત સવાર છે. શું સવાર નજીક નથી ? (૮૧) પછી જ્યારે અમારો (અઝાબનો) હુક્મ પહોંચ્યો ત્યારે અમે તે વસ્તીને ઉપર-નીચે કરી નાંખી અને તેના ઉપર અમે (ખંગર જેવા) માટીના પથ્થરો લગાતાર વરસાવ્યા; (૮૨) જે આપના પરવરદિગારની પાસેથી નિશાની કરેલા હતા અને તે વસ્તીઓ આ જુલ્મીઓથી કંઈ દૂર નથી. (૮૩)*

આ ફરિશ્તા ખૂબસુરત, જુવાન છોકરાઓના સ્વરૂપમાં ગયા અને હઝરત લૂત (અલૈ.)એ પ્રથમ તેમને ઓળખ્યા નહિ કે એ ફરિશ્તા છે. તેથી તેમને સામાન્ય મહેમાન સમજી પોતાની કૌમની કુટેવ જાણતા હોવાથી બહુ દિલગીર થયા કે, મહેમાનોને બચાવવા કૌમ સાથે લડવું પડશે. તેમનું ગભરાવું વાસ્તવિક હતું, કારણ કે એ એકલા હતા.

ફરિશ્તા હઝરત લૂત (અલૈ.)ને ઘેર ઉતર્યા તે જોઈ કૌમ બદદાનતથી દોડતી ધસી આવી અને હઝ. લૂત (અલૈ.) પાસે જબરદસ્તીથી મહેમાનોની માંગણી કરી, તો મહેમાનોની આબરૂ બચાવવા પોતાની દીકરીઓ પરણાવવા તૈયાર થયા કે જે કોઈ નિકાહ કરશે તે મારી મદદ કરી બીજાઓને સમજાવી હટાવવાની કોશિશ કરશે. તેથી જ તેમણે કહ્યું : શું તમારામાં એક પણ ભલો-સદાચારી માણસ નથી ? પણ તે કામાવેશ લોકો માને તેવા ક્યાં

હતા? તે સમયમાં કાફિરથી પરણાવવાની મનાઈ ન હતી અને કેટલાકના કહેવા મુજબ દીકરીઓથી મુરાદ તે લોકોની જ ઓરતો છે. કારણ કે દરેક નબી પોતાની ઉમ્મતનો ધાર્મિક બાપ ગણાય છે. તો એ મતલબ થયો કે જે તમારી ઔરતો તમારા ઘરોમાં છે, તેણીઓ તમારી મતલબ (કામવાસના) પૂરી કરવા માટે બહેતર છે.

મતલબ એ કે, જો મારૂં કુટુંબ અને સગાં-વહાલાં હોત તો તેમનો આશરો લઈ તેમની મદદથી તમારો મુકાબલો કરત, પણ તેમનું કોઈ ન હતું. અલ્લાહ તઆલા પર ભરોસો હોવા છતાં અતિશય ગભરાટમાં જાહેરી સાધનો તરફ નજર કરતાં એમ કહી દીધું. તેથી જ હદીસમાં છે કે, હઝરત લૂત (અલૈ.)એ અલ્લાહ તઆલાનો આશ્રય લીધો તો અલ્લાહ તઆલાએ તેમની મદદ કરી તેમને બચાવ્યા. હદીસમાં એ પણ આવ્યું છે કે, હઝરત લૂત (અલૈ.)ના પછી જેટલા નબીઓ આવ્યા તે સૌ બહોળા કુટુંબ અને ભારે જથ્થાવાળા હતા.

જ્યારે મહેમાનોએ હઝરત લૂત (અલયહિસ્સલામ)નો બેહદ ગભરાટ જોયા ત્યારે તેમણે પોતાનું ફરિશ્તા હોવું જાહેર કરી કહ્યું કે, તમે હટી જાઓ, અમે જોઈ લઈએ છીએ. એ તમને કંઈ પણ નુકસાન પહોંચાડી શકશે નહિ. ફરી હઝરત જિબ્રઈલ (અલયહિસ્સલામ)એ પોતાની પાંખ (પળ) તેઓના ચહેરાઓ ઉપર ફેરવી તેથી સૌ આંધળા થઈ ગયા અને ત્યાંથી એમ કહેતા નાઠા કે દોડો દોડો, લૂત (અલયહિસ્સલામ)ના મહેમાનો જાદૂગર છે. પછી ફરિશ્તાઓએ હઝરત લૂત (અલયહિસ્સલામ)ને કહ્યું કે, તમારી ઔરત કાફિર છે. તેણીના સિવાય સૌ ઘરવાળાઓને લઈ રાતોરાત અહીંથી નીકળી જાઓ. હઝરત લૂત (અલયહિસ્સલામ) બહુ જ હેરાન થયા. તેથી પૂછ્યું કે, એ લોકો ક્યારે હલાક થશે ? તો કહ્યું કે, સવારમાં હલાક થશે, ગભરાઓ નહિ. ફરી પ્રભાત વખતે હઝરત લૂત (અલયહિસ્સલામ)ના ત્યાંથી દૂર નીકળી જવા પછી અઝાબ શરૂ થયો. આપણા હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને સવાર થતાં જ મક્કા ફતેહ થયું હતું તો

કદાચ આ આયતમાં તે તરફ ઈશારો હોવો જોઈએ.

પાંચ શહેરોને આકાશ તરફ ઉંચકી ઉંધા માર્યા તે ઉપરાંત પથ્થરોનો વરસાદ પડ્યો. તે પથ્થરો પર અઝાબની નિશાની તરીકે ખાસ રંગ અને ખાસ પ્રકારની નકશી હતી. કેટલાકનું કહેવું છે કે, પથ્થરો પર નામ લખેલાં હતાં. જેના નામનો પથ્થર હતો, તે તેના જ ઉપર આવી પડતો. એટલે તેમના કહેવા મુજબ જે લોકો શહેરમાં હતા તેઓને ઉંધા મારી દેવામાં આવ્યા અને શહેર બહારના લોકો ઉપર પથ્થર વરસ્યા.

શામ જતાં માર્ગમાં તેના ખંડેરો વગેરે આવતા હોવાથી મક્કાવાસી કાફિરોએ ઈબ્રત પકડવી જોઈએ.

**"સૂરએ હિજ"**માં આ પ્રમાણે ફરમાવ્યું : *તેમણે (હઝ. ઈબ્રાહીમ અલૈ.) કહ્યું કે, હે ફરિશ્તાઓ ! હવે તમારૂં (બીજું) કામ શું છે ? (૫૭) તેમણે કહ્યું કે અમે એક પાપી કૌમના તરફ (શિક્ષા આપવા) મોકલવામાં આવ્યા છીએ, (૫૮) પરંતુ હઝરત લૂત (અલૈ.)ના ઘરવાળા કે અમે તેમને સૌને જરૂર બચાવીશું, (૫૯) પણ તેમની સ્ત્રી સબંધી અમે નિર્ણય કર્યો છે કે બેશક, તે પાછળ રહી જનારાઓમાંથી હશે. (૬૦) પછી જ્યારે તે ફરિશ્તા હઝ. લૂત (અલૈ.)ના ઘેર પહોંચ્યા (૬૧) તો હઝ. લૂત (અલૈ.)એ કહ્યું કે ખરેખર, તમે અજાણ્યા લોકો (લાગો) છો. (૬૨) તેમણે કહ્યું કે નહિ, બલ્કે અમે તો આપની પાસે તે (અઝાબ) લાવ્યા છીએ, જેમાં તેઓ ઝઘડો કરતા હતા (૬૩) અને અમે આપની પાસે પાકી વાત લઈને આવ્યા છીએ અને અમે તદ્દન સાચા છીએ. (૬૪) માટે પોતાના ઘરવાળાઓને લઈ રાતના કોઈ પણ ભાગમાં (અહીંથી) ચાલ્યા જજો અને આપ તેમની પાછળ ચાલજો અને તમારામાંથી કોઈ પણ પાછું ફરીને જુએ નહિ અને તમને જ્યાં (જવા)નો હુક્મ થયો છે ત્યાં ચાલ્યા જજો (૬૫) અને અમે હઝરત લૂત (અલૈ.)ની પાસે આ હુક્મ મોકલ્યો કે, સવાર થતાં એ લોકોના મૂળ તદ્દન કપાઈ જશે (૬૬) અને શહેરના લોકો ખુશવક્તી કરતા (દોડી) આવ્યા. (૬૭) હઝરત લૂત (અલૈ.)એ કહ્યું : બેશક, એ લોકો મારા મહેમાન છે માટે મને ફજેત ન*

કરો (૬૮) અને અલ્લાહપાકથી ડરો તથા મને (મહેમાનો સામે) રૂસ્વા ન કરો. (૬૯) તેઓએ કહ્યું કે, શું અમે તમને આખી દુનિયાના લોકો(ની હિમાયત)થી મનાઈ કરી ન હતી ? (૭૦) હઝરત લૂત (અલૈ.)એ કહ્યું કે, જો તમે મારૂં કહ્યું કરો તો આ મારી દીકરીઓ હાજર છે; (એમનાથી નિકાહ કરી લો) (૭૧) (હે રસૂલ સલ. !) આપના પ્રાણના સોગંદ ! તેઓ પોતાની મસ્તીમાં બેભાન બન્યા હતા. (૭૨) તો ફરી તેઓને સૂર્ય નીકળતાં એક ભયંકર અવાજે આવી પકડયા. (૭૩) પછી અમે તે વસ્તીને ઉપરતળે કરી નાંખી અને તેઓના ઉપર અમે માટીના (પક્વેલા ખંગર જેવા) પથ્થર વરસાવ્યા. (૭૪) બેશક, આ બનાવમાં લક્ષ આપનારાઓ માટે કેટલીક નિશાનીઓ છે (૭૫) અને તે વસ્તી એક આબાદ સડક પર આવેલી છે. (૭૬) અલબત્ત, એમાં ઈમાનવાળાઓ માટે મહાન ઈબ્રત છે (૭૭) અને બેશક, વનના રહેનારાઓ (એટલે કૌમે શુઐબ) પણ બેહદ જુલ્મી હતા, (૭૮) જેથી અમે તેઓથી પણ બદલો લીધો અને આ બન્ને (કૌમોની) વસ્તીઓ ખુલ્લા માર્ગ પર છે. (૭૯)

હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ વાતચીત પછી વિચાર્યું કે, ખુશખબર આપવા માટે એક ફરિશ્તો બસ હતો, પણ કદાચ બીજું કામ હશે તેથી ઘણા આવ્યા છે, તો પૂછ્યું કે બીજા ક્યા કામ માટે પધાર્યા છો ?

તે ઔરત દિલથી મુનાફિક હતી, પરંતુ અલ્લાહપાક જાહેરી ગુનાહ સિવાય અઝાબ કરતો નથી. જેથી એક એવો હુકમ મોકલ્યો, જે તેણીથી બની શક્યો નહિ. તે હુકમ એ હતો કે, કોઈએ પણ મોં ફેરવી આવેલા અઝાબને જોવું નહિ, પણ તેણીએ પાછળ ફરી જોયું તો તે ગુનાહ પર અઝાબમાં પકડી લીધી.

ફરિશ્તા હઝરત લૂત (અલૈ.)ના ઘેર માનવ સ્વરૂપમાં ગયા હતા. તેથી તેમણે ડરીને કહ્યું કે, તમે અજાણ્યા માણસ લાગો છો. મતલબ કે, તમને અહીંના રહેવાસીઓની કુટેવની ખબર નથી. હવે તેઓ તમારી સાથે કેવી રીતે વર્તે છે તે જોવાનું રહ્યું અથવા આ વાત તે વખતે કહી હશે, જ્યારે

લોકોએ ફરિશ્તાઓને ખૂબસુરત યુવકો સમજી હઝ. લૂત (અલૈ.)ના મકાન પર ચઢાઈ કરી ત્યારે તેમણે તેમના બચાવની પૂરતી કોશિશ કરી. અંતે થાક્યા અને અફસોસ કરવા લાગ્યા છતાં તેઓએ કંઈ મદદ ન કરી તો મહેમાનોને સંબોધી કહ્યું : તમે અજબ પ્રકારના લોકો છો કે, તમારી આબરૂ બચાવવા પ્રયત્નો કરૂં છું, પણ તમે કંઈ જ મદદ આપતા નથી ? ત્યારે ફરિશ્તાઓએ કહ્યું કે, તમે ગભરાશો નહિ, અમે માનવી નથી. અમે તો આકાશથી તે અઝાબ લઈને આવ્યા છીએ, જેના વિશે તેઓ તમારી સાથે ઝઘડો કરતા હતા. એટલે તમે તેઓને અઝાબની ધમકી આપતા હતા અને તેઓ ઈન્કાર કરતા હતા.

હવે નચિંત થઈ જાઓ. અઝાબ આવવાની બાબત તદ્દન સાચી અને અટળ છે.

થોડી રાત બાકી રહેતાં પોતાના કુટુંબને લઈ વસ્તીથી બહાર નીકળી જજો. તમારે સૌની પાછળ રહેવું કે કોઈના રહી જવા અથવા પાછા ફરી જવા બાબત ચિંતા ન રહે. શાંતિપૂર્વક અલ્લાહ તઆલાના ઝિક્ર તથા શુક્રમાં લાગેલા રહી સૌની સંભાળ પણ થાય. બીજું, આગળ ચાલનારાઓ આપના પ્રભાવ અને રોબથી પાછળ ફરીને જોઈ ન શકતાં ભયની જગ્યાથી બચી જાય. વળી, તમને પોતાના જાહેરી રીતે સંભાળ રાખનાર સમજે. આ પ્રમાણે શામમાં અથવા અલ્લાહ તઆલાએ મુકર્રર કરેલા શાંતિમય સ્થળે પહોંચી જાઓ. આ વાતચીત તેઓની ચઢાઈ પછી હતી, પરંતુ અત્રે તેનું બયાન પ્રથમ કર્યું છે.

એટલે સવાર થતાં અઝાબ શરૂ થઈ જશે અને સહેજ દિવસ ઉગતાં બધો મામલો પતી જશે.

મહેમાનોની ખબર સાંભળતાં જ લોકો હઝરત લૂત (અલૈ.)ના મકાને ચઢી આવ્યા.

તેમણે જવાબ આપ્યો કે, અમે પ્રથમ ચેતવણી આપી ચૂક્યા છીએ કે કોઈ અજાણ્યા માણસને તમારે મહેમાન બનાવવો નહિ, છતાં તમે મહેમાન

બનાવ્યા, તો તમારી ફજેતી તમારા જ હાથે થશે. અમે શું કરીએ ?

તે લોકોના જવાબથી જણાય છે કે, તેઓ સદા પરદેશીઓ સાથે બદફેલી કરતા હશે અને હઝરત લૂત (અલૈ.) પોતાની યથાશક્તિ તે બિચારાઓને બચાવની કોશિશ કરી આ નાલાયકોને બૂરા કામથી અટકાવતા હશે. આ વખતે પણ તેમ થતાં તેઓએ ધમકી આપી તો હઝરત લૂત (અલૈ.)એ કહ્યું કે, બેશક ! તમે મને અજાણ્યા લોકોના બચાવથી રોક્યો, પરંતુ મારા રોકવાનું કારણ શું છે ? માત્ર એટલું જ કે તમે સ્વભાવિક રીતે વાસના પૂર્ણ કરવાના માર્ગને છોડી ગંદુ કામ કરો છો. તો તમે પોતે જ વિચારો કે વાસના પૂર્ણ કરવા માટે તમારી સામે તમારી પત્નીઓના હલાલ માર્ગો હોવા છતાં એવું બેહૂદા હરામ કામ કરી શા માટે આફતમાં પડો છો ? જો તમે મારા કહેવા મુજબ ચાલી હલાલ અને અક્કલ અનુસાર માર્ગે વાસના પૂરી કરો, તો બસ છે. એવી હલાલ અને પવિત્ર વસ્તુ છોડી હરામની ગંદકીમાં શા માટે પડો છો ?

અલ્લાહપાક હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને ફરમાવે છે કે, તમારા પ્રાણના સોગંદ ! તે લોકો પોતાની મસ્તીમાં એટલા ઘેલા બન્યા હતા કે, હઝરત લૂત (અલયહિસ્સલામ)ની વાત સાંભળતા જ ન હતા. શક્તિના મદ અને વાસનાની ઘેલછાએ એવા આંધળા બનાવ્યા હતા કે, નિરાંતે અલ્લાહના પયગમ્બર સાથે ઝઘડો કરી રહ્યા હતા. એટલું પણ જાણતા ન હતા કે, સવારે શું થનાર છે ! વિનાશની ઘડી તેઓના માથે ઘુમતી હતી, છતાં તેઓ હઝરત લૂત (અલયહિસ્સલામ)ની વાતો પર હસતા હતા, તો મૌત તેઓને જોઈ હાસ્ય કરતું હતું. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) ફરમાવે છે કે, અલ્લાહ તઆલાએ મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના પ્રાણથી વધુ માનવંત અને બુઝુર્ગીવાળો કોઈ પ્રાણ પેદા કર્યો નથી. કારણ કે અલ્લાહ તઆલાએ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના પ્રાણ સિવાય બીજા કોઈ પ્રાણના સોગંદ ખાધા નથી. શરીઅતમાં કોઈના પ્રાણ વગેરેના સોગંદ ખાવા માણસો માટે જાઈઝ નથી.



મતલબ કે લક્ષ આપનારાઓ અને વસ્તુસ્થિતિ જોઈ પરિણામ કાઢનારાઓ માટે હઝરત લૂત (અલૈ.)ની કૌમના કિસ્સામાં ઈબ્રતની અનેક નિશાનીઓ છે. એથી માણસ સમજી શકે છે કે, બુરાઈ અને બદમાશીનું પરિણામ બુરૂં જ આવે છે. અલ્લાહ તઆલાની મહાન કુદરત આગળ સઘળી સત્તાઓ અને શક્તિઓ વ્યર્થ છે. તેની લાઠીમાં અવાજ નથી. તેના તરફથી ઢીલથી મગરૂર ન થવું જોઈએ. નબીઓ અને અલ્લાહ તઆલાના ખાસ બંદાઓ સાથે અદાવત અને હઠ ન રાખવી જોઈએ. નહીં તો બુરૂં પરિણામ આવશે.

મક્કાથી સિરીયા તરફ જતા તે ઉંધી મારેલી વસ્તીઓના ખંડેરો વગેરે નિશાનીઓ નજરે પડે છે. તે નિશાનીઓ જોવાથી ઈમાનવાળાઓને ખાસ ઈબ્રત થાય છે. કારણ કે તેઓ સમજે છે કે, તે કૌમની દુષ્ટતા અને બદમાશીની શિક્ષામાં જ તે વસ્તીઓ ઉંધી મારવામાં આવી. અન્ય લોકો માટે સંભવિત છે કે, તેઓ તેને જોઈ એમ કહી નાંખે કે એ તો માત્ર સંજોગવસાત્ અમુક વાસ્તવિક કારણોસર થયું હશે.

## કૌમે લૂતથી ઈબ્રત :

હઝરત લૂત (અલૈ.)ની વસ્તીઓ કે જેના ભૂ ભાગને તળે-ઉપર કરી નાંખવામાં આવ્યો હતો. કુર્આને કરીમના ઈરશાદ પ્રમાણે અરબથી શામ જનારા માર્ગ ઉપર જોર્ડનના વિસ્તારમાં આજે પણ સમુદ્રની સપાટીથી ઘણી ઉંડાઈએ એક મોટા રણ વિસ્તાર સ્વરૂપે મૌજૂદ છે. તેના એક ઘણા મોટા ભાગ ઉપર એક ખાસ પ્રકારનું પાણી અને (મૃત) સરોવર સ્વરૂપે ઉપસ્થિત છે, તે પાણીમાં કોઈ માછલી, દેડકાં વગેરે સજીવો જીવંત રહી શકતા નથી. એટલા માટે આ સરોવરને "બહરે મય્યિત" (મૃત સરોવર) કહેવામાં આવે છે અને "બહરે લૂત"ના નામથી પણ ઓળખવામાં આવે છે. સંશોધનથી જાણ થઈ છે કે, વાસ્તવમાં તેમાં પાણીનું પ્રમાણ ઘણું ઓછું અને તૈલી (ક્ષારયુક્ત) પદાર્થોનું પ્રમાણ વધારે છે. એટલા માટે કોઈ સજીવ આ પાણીમાં જીવંત રહી શકતું નથી.





આજકાલ પુરાતત્વ ખાતાએ અમુક રહેઠાણ માટેની ઈમારતો અને હોટલો વગેરે પણ ત્યાં બનાવ્યા છે અને આખિરતથી ગાફેલ ભૌતિકતાના પૂજારી લોકોએ આજકાલ તેને એક પર્યટન સ્થળ બનાવી દીધું છે. લોકો તમાશા સ્વરૂપે તેને જોવા આવે છે. કુર્આને કરીમે આ બેદરકારી અને ગફલત ઉપર ચેતવણી માટે અંતે ફરમાવ્યું : **"ઈન્ન ફી ઝાલિક લઆયત લ્લિલ્ મુઅ્મિનીન"** એટલે કે, વાસ્તવમાં તો આ ઘટનાઓ અને સ્થળો દરેક બુદ્ધિશાળી અને દિર્ઘદષ્ટા માટે બોધપાઠ ગ્રહણ કરવાનું માધ્યમ છે. પરંતુ તે બોધપાઠથી લાભ ઉઠાવનાર માત્ર મુઅ્મિન જ હોય છે. અન્ય લોકો આ સ્થળોને એક પર્યટક બની તમાશા સ્વરૂપે જ જોઈને રવાના થઈ જાય છે.





## ❁ હઝરત યૂસુફ અલયહિસ્સલામ ❁

કુર્આન શરીફમાં હઝરત યઅ્કૂબ અલયહિસ્સલામનું સોળ જગ્યાએ અને હઝરત યૂસુફ અલયહિસ્સલામનું વર્ણન સત્તાવીસ જગ્યાએ કરવામાં આવ્યું છે.

અમૂક રિવાયતોમાં છે કે, યહૂદીઓએ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી મક્કાના મુશ્રિકો મારફતે સવાલ કરાવ્યો હતો કે, હઝરત યઅકૂબના પુત્રો તો પેલેસ્ટાઈનમાં રહેતા હતા, તે ઈજીપ્ત (મિસ્‌ર) જઈને કેમ વસ્યા ?

તેમનો ખ્યાલ હતો કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની પાસે યહૂદીઓનો ઈતિહાસ જાણવાનો કોઈ સ્રોત નથી. માટે હમારા સવાલનો જવાબ આપી શકશે નહીં. અને એ રીતે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ વિરૂદ્ધ મુશ્રિકોને ઉશ્કેરવાનો મોકો મળી જશે, કે આપ સાચા રસૂલ નથી.

તો આ સવાલના જવાબમાં અલ્લાહપાકે પૂરી સૂરત નાઝિલ ફરમાવી. જેમાં સંપૂર્ણ વિગત સાથે હઝરત યૂસુફ (અલૈ.)નો કિસ્સો વર્ણન કર્યો. સાથે તેને કુરૈશીઓના તે વર્તન સાથે સાંકળી લીધો, જે તે યૂસુફ (અલૈ.)ના ભાઈઓની જેમ આપ સાથે કરી રહ્યા હતા.

વાત એમ હતી કે, હઝરત યઅકૂબ (અલૈ.)નું નામ ઈસ્રાઈલ હતું. તેમના બાર પુત્રો હતા. એમની નસલથી યહૂદીઓના બાર કબીલા થયા. આ સૂરતમાં બતાવ્યુ કે, હઝ. યઅકૂબ (અલૈ.) પોતાના બાર પુત્રો સાથે પેલેસ્ટાઈનમાં રહેતા હતા. જેમાં આપના ફરઝંદ હઝરત યૂસુફ (અલૈ.) અને તેમના ભાઈ બિન્યામીન પણ શામેલ હતા. બીજા ભાઈઓની માં

અલગ હતી. તો સાવકા ભાઈઓએ મશ્વેરો કરી હઝરત યૂસુફ (અલૈ.)ને એક કૂવામાં નાંખી દીધા. જ્યાંથી એક કાફલો પસાર થઈ રહ્યો હતો, તેમણે આપને કૂવામાંથી કાઢી મિસરમાં એક વઝીરને વેચી દીધા. ત્યાં વઝીરની પત્ની આપની ખૂબસુરતીથી અંજાઈ ગઈ અને આપને ખરાબ કૃત્ય કરવા મજબૂર કરવા લાગી. આપે અલ્લાહપાકથી દુઆ માંગી કે, મને આ ગુનાહ કરતાં જેલમાં જવુ વધુ પસંદ છે. અલ્લાહપાકે જાહેરી અસ્બાબ એવા પેદા કર્યા કે, આપને જેલ મોકલવામાં આવ્યા.

અલ્લાહપાકનું એવુ કરવું કે, મિસરના રાજાને ખ્વાબ (સ્વપ્ન) આવ્યુ. અને તેની સાચી તઅબીર બતાવવાને લઈ તેણે આપને જેલથી છૂટકારો આપ્યો. હઝરત યૂસુફ અલયહિસ્સલામે જેલમાં જવાની ચોખવટ કરાવી. ત્યાર બાદ આપને મિસ્રના નાણામંત્રી બનાવ્યા. અને પછી સરકારના બધા જ પાવરો (અધિકારો) આપને સોંપી દીધા. હઝરત યૂસુફ અલયહિસ્સલામ પોતાના માં-બાપ તથા ભાઈઓને મિસર બોલાવી લીધા. અને આ રીતે તેમની નસલ (યહૂદીઓ) પેલેસ્ટાઈનથી મિસર પહોંચી ગઈ.

સૂરએ યૂસુફની આ ખૂબી છે કે, તેમાં હઝરત યૂસુફ અલયહિસ્સલામનો પૂરો કિસ્સો લગાતાર વિગતવાર વર્ણન કરવામાં આવ્યો છે. આ કિસ્સો બીજી કોઈ સૂરતમાં વર્ણન થયો નથી. આ કિસ્સાથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની નુબૂવ્વતનો પુરાવો અને તે પણ વિરોધીઓનો મોં માંગ્યો પુરાવો પૂરો પાડી તેમને લપડાક આપી કે, આ વાતો જેને અરબસ્તાનમાં કોઈ જાણતુ ન હતું. આપ (સલ.)એ તેને યહૂદીઓની જાણકારીથી પણ વધુ વિગત સાથે શાનદાર શૈલીમાં સંભળાવ્યો. એ કિસ્સો જે આપને વહી (ખુદાઈ વાણી) મારફતે જ્ઞાન મળ્યુ તેના આધારે કહેવામાં આવ્યો છે. આપે પોતે નથી ઘડી કાઢયો. આયત ૧૦૨-૧૦૩માં આ બાબતની સ્પષ્ટતા કરવામાં આવી છે.

આ સાથે હઝરત યૂસુફ અલયહિસ્સલામના ભાઈઓનો કિસ્સો આપ

સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના ભાઈઓ (કુરૈશ કબીલા)ને સંભળાવી તેમને યૂસુફ અલયહિસ્સલામના ભાઈઓની જેમ પરિણામ ભોગવવા માટે પણ ચેતવી દીધા કે, ભાઈઓએ અત્યંત નિર્દયતાપૂર્વક કૂવામાં નાંખ્યા, પરંતુ અલ્લાહ તઆલાએ ફક્ત બચાવ્યા જ નહીં, બલ્કે મિસરની હુકૂમતના માલિક બનાવ્યા. એ જ રીતે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પણ જેમને તમે મક્કા મુકર્રમહથી હિજરત કરવા મજબૂર કર્યા, તેમને કતલ કરવા બધા મક્કાવાસીઓએ તેમના ઘરનો ઘેરો કર્યો, પરંતુ અલ્લાહપાકે તેમને સહી સલામત મદીના શરીફ પહોંચાડી આપ્યા.

અને હઝરત યૂસુફ અલયહિસ્સલામના ભાઈઓએ જેવી રીતે મજબૂર થઈ ભીખ માંગવા હઝરત યૂસુફ અલયહિસ્સલામ સમક્ષ આજીઝી કરવી પડી, તેવી જ રીતે મક્કાના દુષ્કાળ વખતે કુરૈશીઓએ તે દુકાળ રોકવાની દુઆ કરવા આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સમક્ષ દરખાસ્ત કરવી પડી. અને જેમ હઝરત યૂસુફ અલયહિસ્સલામ મિસરના બાદશાહ બન્યા અને ભાઈઓએ તેમની સમક્ષ માફી માંગી તે જ રીતે ફત્હે મક્કાના દિવસે તમારે પણ આપ (સલ.) સમક્ષ જીવનદાન માંગવુ પડશે.

હઝરત યૂસુફ અલયહિસ્સલામે નબી હોવાને લઈ ઉચ્ચ અખ્લાક રાખી ભાઈઓને માફ કરી દીધા અને ફરમાવ્યું કે, ''આજે તમારી કોઈ પકડ થવાની નથી. અલ્લાહપાક તમને માફ કરે, તે સૌ દયાળુઓમાં સૌથી શ્રેષ્ઠ દયાળુ છે.'' એવી જ રીતે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે નામોશીભરી હાર ખાધેલા કુરૈશીઓને ફરમાવ્યું કે, હું પણ તમને તે જ જવાબ આપું છું, જે હઝરત યૂસુફ અલયહિસ્સલામે પોતાના ભાઈઓને આપ્યો હતો કે, આજે તમારી કોઈ પકડ થવાની નથી, જાઓ ! મેં તમને માફ કર્યા. આજનો દિવસ રહેમ કરવાનો દિવસ છે, કતલ કરી (બદલો લેવાનો) નથી.

આ કિસ્સામાં એ પણ દર્શાવવામાં આવ્યુ છે કે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.), હઝરત ઈસ્હાક (અલૈ.), હઝરત યઅકૂબ (અલૈ.) અને હઝરત યૂસુફ (અલૈ.)નો દીન (ધર્મ) તે જ હતો, જે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ

અલયહિ વસલ્લમનો દીન (ધર્મ) છે. હઝરત મુહમ્મદ (સલ.) આજે જે તૌહીદ, રિસાલત અને આખિરતની માન્યતાઓ તરફ બોલાવે છે, તે જ માન્યતાઓ તરફ આ બધા નબીઓ પોતાના સમયમાં બોલાવતા હતા.

કુર્આન શરીફ એક તરફ હઝરત યઅકૂબ (અલૈ.) અને હઝરત યૂસુફ (અલૈ.)ના ચારિત્ર્ય અને બીજી તરફ હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓ, વેપારી કાફલાવાળા, મિસરના વઝીર અઝીઝ, તેની પત્ની, મિસરની બેગમો અને મિસરના સત્તાવાળાના ચારિત્ર્ય અને સંસ્કાર પણ દર્શાવે છે. અને પોતાની વર્ણનશૈલી મારફતે વાંચકો સમક્ષ આ મૂક પ્રશ્ન રજૂ કરે છે કે, જુઓ પહેલા પ્રકારના ઉચ્ચ સંસ્કારો અને અખ્લાકી ચારિત્ર્ય કયા ગુણોથી પેદા થાય છે ? અર્થાત્ તૌહીદ, રિસાલત, હિસાબ-કિતાબ ઉપર સંપૂર્ણ વિશ્વાસ અને અલ્લાહપાકની બંદગીવાળા અમલોના પ્રતાપે માણસ આ અખ્લાકી શ્રેષ્ઠતા પ્રાપ્ત કરે છે. જ્યારે કુફ્ર, અજ્ઞાનતા, ભૌતિક જીવનને જ સમગ્ર જીવન સમજવુ અને ખુદાપાક તથા આખિરતથી ગફલતને લઈ માણસ પોતાની સામાજિક અખ્લાકી પડતી અને પતનના માર્ગે જ ધકેલાતો જાય છે, તે માણસ મટી જંગલી જાનવરથી પણ બૂરો બની જાય છે. સામાન્ય રીતે લોકો પ્રેમ-મુહબ્બતની કહાણી ઘણી દિલચસ્પીથી સાંભળે છે, પરંતુ તેનાથી ચારિત્ર્ય-અખ્લાક બગડે છે. જ્યારે આ પુરો કિસ્સો મુહબ્બતની દાસ્તાન વર્ણન કરવા સાથે ઉચ્ચ અખ્લાક-ચારિત્ર્ય અને અલ્લાહ તઆલાની કુદરત, તાકત, ભેદો અને હઝરત યૂસુલ (અલૈ.)ની ધીરજ, માફી વગેરે શ્રેષ્ઠ અખ્લાક સાબિત કરે છે.

કુર્આન શરીફના બધા જ કિસ્સાઓમાં અને વિશેષ કરીને સૂરએ યૂસુફમાં અલ્લાહ તઆલા માનવદિમાગમાં આ વાત દઢ યકીન અને વિશ્વાસ સાથે ઠસાવવા માંગે છે કે, અલ્લાહ તઆલા જે કામ કરવા માંગે છે, તે કોઈપણ સંજોગોમાં સફળ થઈને રહે છે. માણસ પોતાની મર્યાદિત યુક્તિઓ મારફતે તેને રોકવા કોઈપણ રીતે સમર્થ અને સફળ થતો નથી.

હા, એવુ ઘણીવાર બને છે કે, માનવી એક કામ પોતાની યોજના પ્રમાણે

કરવા માંગે છે અને તેના બાહ્ય તથા આંતરિક બધા જ રસ્તાઓ ઈખ્તિયાર કરે છે, પરંતુ અલ્લાહપાકની મરજી ન હોવાને લઈ તેમાં કાંઈને કાંઈ રૂકાવટ તથા વિઘ્નો આવી જાય છે. અને માનવી તેમાં અસફળ રહે છે.

ભાઈઓ હઝરત યૂસુફ અલયહિસ્સલામને કૂવામાં નાંખતી વખતે એમ સમજ્યા હતા કે, હવે અમારા માર્ગના આ કાંટાને કાયમ માટે દૂર કરી રહ્યા છીએ. પરંતુ તે જ વખતે હકીકતમાં અલ્લાહપાક તેમને નુબૂવ્વતની સૌથી ઉચ્ચ પદવી અર્પણ કરવાની બશારત આપી રહ્યા છે. અને છેવટે ભાઈઓએ પણ પોતાના ગુનાહોનો સ્વીકાર કરી માફી માંગવી પડી.

મિસરના વઝીર અઝીઝની પત્ની હઝરત યૂસુફ (અલૈ.)ને જેલમાં પહોંચાડી હઝરત યૂસુફ (અલૈ.)એ પોતાની વાત ન સ્વીકાર કરવાની સજા આપી રહી હોવાનો ગર્વ અને ઘમંડ અનુભવી રહી હતી, પરંતુ તેને ખબર ન હતી કે, આ જેલ મારફતે જ તે બાદશાહના સ્વપ્નની તઅબીર વર્ણન કરી મિસરના નાણાંપ્રધાન અને છેવટે બધા જ ખાતાઓના વઝીર બનવાના હતા. અને એક દિવસે અઝીઝની પત્નીએ પોતે જ પોતાની ખિયાનત-અપ્રમાણિકતાની કબૂલાત કરતાં હઝરત યૂસુફ (અલૈ.)ને બાદશાહના ખચોખચ ભરેલા દરબારમાં નિર્દોષ સાબિત કરવાની ફરજ અદા કરવી પડશે.

આ પ્રકારના બનાવો અલ્લાહપાકના સર્વશક્તિમાન હોવા અને માનવીના લાચાર હોવાની સાબિતીઓ પૂરી પાડી માનવીને અલ્લાહપાકના તાબે રહેવાની પ્રેરણા આપે છે. અલ્લાહ તઆલા જેને બુલંદીના શિખરે પહોંચાડવા માંગે છે, તેને કોઈ નીચો પાડી શકતુ નથી. અને અલ્લાહપાક જેને અપમાનિત કરવા માંગે છે, તેને કોઈ સ્વમાન આપી શકતુ નથી. અને આ બધાનો સબંધ અલ્લાહપાકની ફરમાંબરદારી (આજ્ઞા) અને નાફરમાની સાથે જોડવાયેલો છે. ફરમાંબરદાર (આજ્ઞાંકિત) બંદાઓ માટે તે ગમે ત્યાંથી રસ્તાઓ કાઢી આપે છે.

હઝરત યૂસુફ અલયહિસ્સલામનો પુરો કિસ્સો ઈમાની શક્તિ, અડગતા, ખ્વાહિશ (મનેચ્છાઓ) પર સંપૂર્ણ કંટ્રોલ, ધીરજ, શુક્ર, પાકદામની (ઉચ્ચ

ચારિત્ર્ય), પ્રમાણિકતા, માફી-દરગુજર, અલ્લાહ તઆલાના દીનની દઅવત પહોંચાડવાનો સાચો જઝબો (જેલમાં પણ), સાચા અને ખોટા અકીદાઓ (માન્યતા) શ્રદ્ધાઓ વચ્ચે ઉદાહરણો આપી ફર્ક કરવો અને તેમાં અલ્લાહ તઆલા સાથે શિર્ક કરવાની બુરાઈઓનું વર્ણન; એ અલ્લાહ તઆલા સાથે સાચા ઈશ્ક અને મુહબ્બતની દલીલ હોવુ તથા ઉચ્ચ પરહેઝગારી જેવા મહાન અખ્લાક (નૈતિકતા) અને સંસ્કાર વગેરેના નમુના રજુ કરે છે.

આ જ ઉચ્ચ અખ્લાકી કેરેકટરને લઈ આપના માટે આ પહાડ તૂટી પડવા જેવી મહાન મુસીબતો પણ આસાન થઈ ગઈ. જે તકવા, પ્રમાણિકતા અને ધીરજના સારા પરિણામો આવે છે તેનો દૃઢ વિશ્વાસ આપણા દિલોમાં જન્માવે છે. અને હર હાલમાં અલ્લાહપાકને રાજી રાખવાના મીઠા ફળો બતાવે છે.

ભાઈઓની તકલીફો ઉપર સબર, આઝાદ હોવા છતાં ગુલામ બનાવવા બલ્કે વેચાય જવા ઉપર પણ ધીરજ, વઝીરની પત્નીની લાલચો, ધમકીઓ, જેલની કોટડી વગેરે બધા જ પ્રસંગોએ આપનો અલ્લાહ તઆલા ઉપર સંપૂર્ણ વિશ્વાસ અને પોતાની દુઆઓ ફક્ત એક અલ્લાહ તઆલાથી માંગવી, વગેરે અલ્લાહપાકની રઝામંદીની જ દલીલો છે.

હસદ, ઈર્ષા કરનારને જ છેવટે નુકસાન થાય છે. જેમકે હઝ. યૂસુફ અલયહિસ્સલામના ભાઈઓને તથા મક્કાના મુશ્રિકોને ફત્હે મક્કાના સમયે માફી માંગવી પડી.

**બાઈબલમાં ફિરઔન બાબતે ઐતિહાસિક ભૂલ :**

હઝરત યૂસુફ અલયહિસ્સલામના સમયમાં મિસરમાં જે રાજા હતા, તે મિસરના ઈતિહાસમાં "ભરવાડ બાદશાહો" (Hyksos Kings)ના નામથી ઓળખાતા હતા. આ લોકો સિરિયાના અરબવંશ (અમાલિક)ના હતા. ઈ.સ. પૂર્વે પંદરમી સદી સુધી આ લોકોનું રાજ હતું. ત્યાર બાદ મિસરમાં એક રાષ્ટ્રવાદી આંદોલન છેડાયુ. અને તેમાં આ અરબ "અમાલિકો"ની સત્તા છીનવી લઈ મિસરના અસલ વતનીઓનો દેશની સત્તા ઉપર કબ્ઝો

થઈ ગયો. અને હઝરત મૂસા અલયહિસ્સલામ આ જ મિસરી (ફિરઔન) બાદશાહોના સમયમાં પેદા થયા.

હઝરત યૂસુફ અલયહિસ્સલામના યુગમાં અરબ બાદશાહ હતા. જ્યારે હઝરત મૂસા અલયહિસ્સલામના સમયમાં કિબ્તી (મિસરી) રાજા હતા.

ફ્રાન્સીસી વિદ્વાન ડૉ. મોરિસ બોકાઈ લખે છે કે, કુર્આન શરીફની સચ્ચાઈની દલીલ છે કે, હઝરત યૂસુફ (અલૈ.)ના કિસ્સામાં તેણે ફિરઔનનો શબ્દ બિલ્કુલ વાપર્યો નથી, બલ્કે મલિક (રાજા)નો શબ્દ વાપર્યો છે. અને હઝરત મૂસા (અલૈ.)ના કિસ્સામાં કુર્આને ફિરઔનનો શબ્દ વાપરી બન્નેવ બાદશાહો વચ્ચે ફર્ક કર્યો છે.

જ્યારે બાઈબલના સંપાદકો (માનવીય હસ્તક્ષેપો) જેમણે બાઈબલમાં ઘણો ફેરફાર કરી આપ્યો છે. તેમણે બન્નેવ કિસ્સાઓમાં મિસરના બાદશાહને ફિરઔનના ઉપનામથી સંબોધ્યો છે. જે તેમની ઐતિહાસિક ઘણી મોટી ભૂલ છે. આ ખુદાઈ કલામની (નઉઝુબિલ્લાહ) ભૂલ નથી, બલ્કે માનવભૂલ છે. જે માનવ હસ્તક્ષેપને લઈ થઈ. જ્યારે કુર્આન શરીફમાં માનવ હસ્તક્ષેપની કોઈ ગુંજાઈશ ન હોવાને લઈ તે આ ઐતિહાસિક ભૂલથી સંપૂર્ણ રીતે સુરક્ષિત રહ્યું.

આયતોથી એ પણ જાણ થઈ કે, જે વ્યક્તિ વિશે એવી શક્યતા હોય કે તે અમારી ખુશહાલી અને નેઅમતોનું વર્ણન સાંભળશે, તો તેને ઈર્ષ્યા થશે અને નુકસાન પહોંચાડવાનું વિચારશે તો તેની સામે પોતાની નેઅમત, દોલત અથવા ઈઝઝત વગેરેનું વર્ણન ન કરે. રસૂલે કરીમ (સલ.)નો ઈર્શાદ છે કે, ‘‘પોતાના મકસદને સફળ બનાવવા માટે તેને ગુપ્ત રાખીને મદદ પ્રાપ્ત કરો. કારણ કે દુનિયામાં દરેક નેઅમતવાળા વ્યક્તિની ઈર્ષ્યા કરવામાં આવે છે.’’

તફસીરે કુર્તુબીમાં છે કે, શદાદ બિન અલહાદે ફરમાવ્યું કે, હઝરત યૂસુફ (અલૈ.)ના આ સ્વપ્નની તાબીર ચાલીસ વર્ષ પછી જાહેર થઈ. આથી જાણ થઈ કે તાબીરનું તરત જ જાહેર થઈ જવું જરૂરી નથી.



ત્રીજો વાયદો **"વયુતિમ્મુ નિઅ્મતહુ અલય્ક"** એટલે કે, અલ્લાહપાક રસૂલે કરીમ (સલ.) ઉપર પોતાની નેઅમત પૂરી કરી આપશે. તેમાં નુબૂવ્વત આપવા તરફ ઈશારો છે અને તે જ ઈશારો પાછળના વાક્યોમાં છે. **"કમા અતમ્મહા અલા અબવય્ક મિન કબ્લુ ઈબ્રાહીમ વ ઈસ્હાક"** એટલે કે, જે પ્રમાણે અમે નુબૂવ્વતની નેઅમત તમારા બાપ-દાદા હઝરત ઈબ્રાહીમ અને હઝરત ઈસ્હાક (અલૈ.) ઉપર આપનાથી પહેલાં પૂર્ણ કરી ચૂક્યા છે, તેમાં એ તરફ પણ ઈશારો થઈ ગયો કે, સ્વપ્નની તાબીરનું જ્ઞાન જે પ્રમાણે હઝરત યૂસુફ (અલૈ.)ને આપવામાં આવ્યું, એ જ પ્રમાણે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને હઝરત ઈસ્હાક (અલૈ.)ને પણ શિખવાડવામાં આવ્યું હતું.

અંતિમ આયતમાં ફરમાવ્યું : **"ઈન્ન રબ્બક અલીમુન હકીમ."** એટલે કે, તમારો પરવરદિગાર સઘળું જાણનાર અને મહાન હિકમતવાળો છે. એટલા માટે નહિ કે કોઈને કોઈ કળા શિખવાડવી મુશ્કેલ છે અને ન જ હિકમતની રૂએ એ કે તે કળા દરેક વ્યક્તિને જ શિખવાડે છે. બલ્કે પોતાની હિકમત હેઠળ ચૂંટી કાઢીને કોઈ કોઈને આ નેઅમત અર્પણ કરી આપે છે.

આ ઘટના યહૂદીઓએ એટલા માટે પસંદ કરી હતી કે, ન તો આ ઘટના તે વખતે એટલી બધી પ્રખ્યાત હતી અને ન જ મક્કામાં કોઈ આ કિસ્સાથી વાકેફ હતું અને તે સમયે મક્કામાં અહલે કિતાબમાંથી કોઈ પણ ન હતું કે, જેની પાસેથી તવરાત અને ઈન્જીલના સંદર્ભથી આ કિસ્સાનો કોઈ ભાગ જાણી શકાય. તેમના આ સવાલ ઉપર જ સંપૂર્ણ સૂરએ યૂસુફ નાઝિલ થઈ. જેમાં હઝરત યઅકૂબ (અલૈ.) અને હઝરત યૂસુફ (અલૈ.)નો સંપૂર્ણ કિસ્સો ઉપસ્થિત છે અને એટલી વિગતે આવ્યો છે કે, તવરાત અને ઈન્જીલમાં પણ આટલા વિસ્તારથી નથી આવ્યો. એટલા માટે તેનું વર્ણન કરવું રસૂલે કરીમ (સલ.)નો ઉઘાડો મોઅ્જિઝો હતો.

આ આયતનો એ ભાવાર્થ પણ હોઈ શકે છે કે, સવાલને બાજુએ રાખીને યહૂદીઓ માટે આ ઘટના એવી બાબત ઉપર આધારિત છે કે,



એમાં અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતની મોટી નિશાનીઓ અને સંશોધન કરનારાઓ માટે મહાન માર્ગદર્શનો તથા હુકમો અને મસ્અલાઓ મૌજૂદ છે કે, જે બાળકને પોતાના ભાઈઓએ હલાકતના અંધારા ખાડામાં ફેંકી દીધો હતો, અલ્લાહ તઆલાની કુદરતે તેને ક્યાંથી ક્યાં પહોંચાડી દીધો અને કેવી રીતે તેની સુરક્ષા કરી અને પોતાના ખાસ બંદાઓને પોતાના હુકમોની પાબંદીનો કેટલો ઘટ્ટ રંગ અર્પણ કર્યો કે, યુવાનીના કાળમાં જ તેમને અય્યાશીની અતિ સુંદર તક મળે છે, પરંતુ તેઓ અલ્લાહ તઆલાના ડરથી પોતાના નફસની મનેચ્છાઓ ઉપર કાબૂ પ્રાપ્ત કરે છે. અને બિલ્કુલ સાફ-સુથરા થઈને આ બલાથી નીકળી જાય છે અને જે વ્યક્તિ નેકી અને તકવો અપનાવે છે, અલ્લાહપાક તેને પોતાના વિરોધીઓના મુકાબલામાં કેવી રીતે ઈઝઝત બખ્શે છે અને વિરોધીઓને પોતાના કદમોમાં કેવી રીતે લાવી ફેંકે છે ! આ બધા બોધપાઠ અને નસીહતો અલ્લાહ તઆલાની કુદરતની મહાન નિશાનીઓ છે, જેની દરેક સંશોધનકાર અને ચિંતન કરનારને જાણ થઈ શકે છે. *(કુર્તુબી અને મઝહરી)*

બીજી આયતમાં હઝરત યૂસુફ (અલૈ.)નો કિસ્સો શરૂ થાય છે કે, હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓએ હઝરત યઅકૂબ (અલૈ.)ને ખૂબ અસામાન્ય મહોબ્બત કરતા જોયા અને આવો પ્રેમ તેમના મોટા ભાઈઓને નસીબ થયો ન હતો, એટલા માટે તેમને ઈર્ષ્યા થઈ અને એ પણ શક્ય છે કે, કોઈ રીતે તેમને હઝરત યૂસુફ (અલૈ.)ના સ્વપ્નની પણ કદાચ જાણ થઈ ગઈ હોય, જેમાં તેમણે એવું અનુભવ્યું હોય કે તેઓ ઘણી મોટી શાનવાળા થવાના છે અને એટલા માટે ઈર્ષ્યા થઈ હોય અને પરસ્પર વાતચીત કરી કે આપણે જોઈ રહ્યા છીએ કે, આપણા વાલિદ સાહબ આપણા કરતાં હઝરત યૂસુફ (અલૈ.) અને તેના સગા ભાઈ બિન્યામીનને વધારે મહોબ્બત કરે છે. જ્યારે કે આપણે દસ છે અને તેમનાથી મોટા છે. ઘરના કામકાજ સંભાળવાની આપણામાં વધારે શક્તિ છે અને આ બંને નાના બાળકો છે. જેઓ કંઈ કામ કરી શકતા નથી. આપણા પિતાએ આ બાબતનો વિચાર



અત્રે એ વાત પણ ધ્યાનપાત્ર છે કે, આ પ્રેમ જો કે વાસ્તવમાં દુનિયાનો પ્રેમ ન હતો, પરંતુ તેમાં પણ એક પ્રકારનું દુન્યવી સ્વરૂપ દેખાતું હતું. એટલા માટે આ મહોબ્બત હઝરત યઅકૂબ (અલૈ.) માટે કસોટી અને આજમાઈશનું માધ્યમ બની ગયું અને ચાલીસ વર્ષોની જુદાઈનો અસહ્ય આઘાત સહન કરવો પડ્યો અને આ ઘટનાના પ્રથમથી અંત સુધીના વિભાગો એ બાબતની સાક્ષી આપે છે કે, અલ્લાહપાક તરફથી કંઈ એવો ઘટનાક્રમ બનતો ચાલ્યો ગયો કે, આઘાત લાંબાથી લાંબો થતો ગયો. નહિતર ઘટનાની શરૂઆતમાં આટલો ગાઢ પ્રેમ કરનાર પિતા માટે એ શક્ય ન હતું કે, તેઓ પુત્રોની વાત સાંભળીને ઘરમાં બેસી રહ્યા હોત. બલ્કે સ્થળ ઉપર પહોંચીને તેની સ્થળ તપાસ અવશ્ય કરી હોત અને તે સમયે તેમને જાણ થઈ ગઈ હોત. પરંતુ અલ્લાહ તઆલા તરફથી જ આવા સ્વરૂપો બનતા ચાલ્યા ગયા કે તે સમયે તેમને એ બાબતનું ધ્યાન ન રહ્યું. ત્યારબાદ હઝરત યૂસુફ (અલૈ.)ને વહી દ્વારા પોતાની હાલતની પિતાને ખબર મોકલવાથી અટકાવી દેવામાં આવ્યા. એટલે સુધી કે મિસ્રની સત્તા અને શાસન પ્રાપ્ત થયા પછી પણ તેમણે કોઈ એવો પ્રયત્ન ન કર્યો અને તેનાથી પણ વધારે ધૈર્યની કસોટી કરતી એ ઘટનાઓ બની, જે વારંવાર તેમના ભાઈઓના મિસર જવા વિશે ઉપસ્થિત થતી રહી. તે સમયે પણ તેમના ભાઈઓ સામે પણ આ બાબતની જાહેરાત ન કરી અને ન જ પિતાને ખબર પહોંચાડવાનો પ્રયત્ન કર્યો. બલ્કે બીજા ભાઈને પણ પોતાની પાસે એક યુક્તિ દ્વારા રોકીને પિતાના આઘાતને બમણો કરી દીધો. આ બધી વસ્તુઓ હઝરત યૂસુફ (અલૈ.) જેવા બરગુઝીદહ પયગમ્બર દ્વારા ત્યાં સુધી શક્ય ન હતી, જ્યાં સુધી કે તેમને વહી દ્વારા આવું કરવાથી અટકાવી દેવામાં ન આવ્યા હોય. એટલા જ માટે કુર્તુબી વગેરે તફસીરકારોએ હઝરત યૂસુફ (અલૈ.)ની આ બધી પ્રવૃત્તિઓને અલ્લાહપાકની વહી દ્વારા હુકમ મળ્યો હોવાનું ઠરાવ્યું છે અને **"કઝાલિક કિદ્‌ના લિયૂસુફ"**ના કુર્‌આનના ઈરશાદમાં પણ એ જ તરફ ઈશારો જોવા મળે છે. વલ્લાહુ અઅ્‌લમુ.

હઝરત યઅકૂબ (અલૈ.)એ આટલી મુદત પછી પોતાના દિકરાઓને



હુકમ આપ્યો કે, જાઓ ! યૂસુફ અને તેના ભાઈને શોધો અને તેમના મળવાથી નિરાશ ન થાઓ. આનાથી પહેલાં આ પ્રમાણે તેમણે ક્યારેય હુકમ આપ્યો ન હતો. આ બધી બાબતો અલ્લાહપાકની તકદીરના તાબા હેઠળ હતી. આનાથી પહેલાં તેમની મુલાકાત તેમના નસીબમાં ન હતી, એટલા માટે એવું કોઈ પણ કામ કરવામાં ન આવ્યું અને હવે મુલાકાતનો સમય આવી ચૂક્યો હતો એટલા માટે અલ્લાહ તઆલાએ તેની યોગ્ય તદ્‌બીર દિલમાં નાંખી.

અને બંનેને શોધવાની દિશા મિસ્‌રને જ ઠરાવવામાં આવી, જે બિનયામીનના માટે તો ચોક્કસ અને યોગ્ય હતી, પરંતુ હઝરત યૂસુફ (અલૈ.)ને મિસ્‌રમાં શોધખોળ કરવાનું જાહેર પરિસ્થિતિ અનુસાર કોઈ ઔચિત્ય (કારણ) ન હતું, પરંતુ અલ્લાહ તઆલા જ્યારે કોઈ કાર્યનો નિર્ધાર કરી લે છે, તો તે કાર્યના યોગ્ય કારણો અને સામાન એકઠો કરી દે છે. એટલા માટે આ વખતે શોધખોળ માટે પુત્રોને ફરી એકવાર મિસ્‌ર જવાની સૂચના આપી. અમુક વિદ્વાનોએ નોંધ્યું છે કે, હઝરત યઅકૂબ (અલૈ.)એ પ્રથમ વખતે અઝીઝે મિસ્‌રના તે વ્યવહારથી કે તેમની પુંજી પણ તેમના સામાનમાં પાછી મૂકી દીધી હતી, એ દિશાએ અનુમાન થઈ ગયું હતું કે, આ સત્તાધીશ કોઈ ઘણો જ શરીફ, દયાળુ છે. બલ્કે કદાચ હઝરત યૂસુફ (અલૈ.) જ છે.

ઈમામ કુર્તુબી (રહ.)એ ફરમાવ્યું કે, હઝરત યઅકૂબ (અલૈ.)ની ઘટનાથી સાબિત થયું કે, દરેક મુસલમાન ઉપર વાજિબ છે કે, જ્યારે તેના ઉપર કોઈ મુસીબત અથવા તકલીફ પોતાની જાત અથવા પોતાની અવલાદ કે માલ વિશે ઉપસ્થિત થાય તો તેનો ઈલાજ "સબ્રે જમીલ" અને અલ્લાહ તઆલાના ફેંસલા ઉપર રાજી થઈને કરે અને હઝરત યઅકૂબ (અલૈ.) તથા અન્ય નબીઓનું અનુસરણ કરે.

હઝરત હસન બસરી (રહ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા નજીક મનુષ્ય જે પ્રમાણે મુસીબતના ઘૂંટ પી જાય છે, તે બધામાં બે ઘૂંટ વધારે પ્રિય છે. એક, મુસીબત ઉપર સબર (ધૈર્ય) અને બીજો ગુસ્સાને પી જવો.

હદીષમાં હઝરત અબૂ હુરયરહ (રદી.)થી રિવાયત છે કે, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો ઈરશાદ છે : જે વ્યક્તિ પોતાની મુસીબત સૌની સામે વર્ણન કરતો ફરે તેણે સબર નથી કરી.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)એ ફરમાવ્યું કે, "અલ્લાહ તઆલાએ હઝરત યઅકૂબ (અલૈ.)ને આ સબર ઉપર શહીદોનો સવાબ અર્પણ કર્યો અને આ ઉમ્મતમાં પણ જે વ્યક્તિ મુસીબત ઉપર સબર કરશે તેને આવો જ બદલો મળશે."

ઈમામ કુર્તુબી (રહ.)એ હઝ. યઅકૂબ (અલૈ.)ની આ કઠોર કસોટીનું એક કારણ એ પણ વર્ણન કર્યું છે, જે અમુક રિવાયતોમાં પણ આવ્યું છે કે, એક દિવસે હઝરત યઅકૂબ (અલૈ.) તહઝઝુદની નમાઝ પઢી રહ્યા હતા અને હઝરત યૂસુફ (અલૈ.) તેમની સામે સૂઈ રહ્યા હતા. અચાનક હઝરત યૂસુફ (અલૈ.)ના નસકોરા બોલાવવા (ખર્રાટા)નો અવાજ નીકળી ગયો. આથી તેમનું ધ્યાન હઝરત યૂસુફ (અલૈ.) તરફ ચાલ્યું ગયું. પછી બીજી અને ત્રીજી વખતે આવું જ થયું ત્યારે અલ્લાહ તઆલાએ ફરિશ્તાઓને ફરમાવ્યું : જુઓ ! આ મારો દોસ્ત અને પ્રિય બંદો મને સંબોધન અને વિનંતી કરવાની વચ્ચે મારા સિવાય અન્યની તરફ ધ્યાન આપી રહ્યો છે. કસમ છે મારી ઈઝઝત અને જલાલની ! કે હું તેની બંને આંખો કાઢી લઈશ, જેનાથી મારા સિવાય બીજા તરફ ધ્યાન આપ્યું છે અને જેના તરફ ધ્યાન આપ્યું છે તેને તેનાથી એક લાંબા સમય સુધી જુદા કરી આપીશ.

તફસીરે કુર્તુબી અને મઝહરીમાં ઈબ્ને અબ્બાસ (રદી.)થી રિવાયત નકલ થઈ છે કે, આ તકે હઝરત યઅકૂબ (અલૈ.)એ અઝીઝે મિસ્ર (હઝ. યૂસુફ અલૈ.)ના નામ એક પત્ર લખ્યો હતો, જેનો વિષય આ હતો :

> "યઅકૂબ સફીયુલ્લાહ ઈબ્ને ઈસ્હાક ઝબીહુલ્લાહ ઈબ્ને ઈબ્રાહીમ ખલીલુલ્લાહ તરફથી અઝીઝે મિસ્રની સેવામાં ! અમ્મા બાદ, અમારૂં પુરૂં કુટુંબ બલાઓ અને કસોટીઓમાં પ્રખ્યાત છે. મારા દાદા ઈબ્રાહીમ ખલીલુલ્લાહની નમરૂદની

આગથી પરીક્ષા લેવામાં આવી, પછી મારા પિતા ઈસ્હાક્ની કઠોર કસોટી કરવામાં આવી, પછી મારા એક પુત્ર દ્વારા મારી પરીક્ષા લેવામાં આવી, જે મને સૌથી વધારે પ્રિય હતો. એટલે સુધી કે તેની જુદાઈમાં મારી દૃષ્ટિ જતી રહી. ત્યારબાદ તેનો એક નાનોભાઈ મારા ગમની સાંત્વના (સુકુન)નો સામાન હતો, જેને તમે ચોરીના આરોપમાં પકડી લીધો અને હું બતાવું છું કે, અમે અંબિયા (અલૈ.)ની અવલાદ છે, ન તો અમે ક્યારેય ચોરી કરી છે અને ન જ અમારી અવલાદમાં કોઈ ચોર પેદા થયો. વસ્સલામ."

હઝરત યૂસુફ (અલૈ.)એ જ્યારે આ પત્ર વાંચ્યો તો કાંપી ઉઠ્યા અને અનાયાસે (બેકાબૂ થઈ) રડવા લાગ્યા અને પોતાના રહસ્યને ખોલી નાંખ્યું. આ પરિચય અને ઓળખ સ્વરૂપે ભાઈઓને એ સવાલ કર્યો કે, તમને કંઈ એ પણ યાદ છે કે, તમે યૂસુફ અને તેના ભાઈની સાથે શું-શું વર્તાવ કર્યો હતો, જ્યારે કે તે તમારી જહાલતકાળનો સમય હતો ? તમારામાં સારા-નરસાની સમજ ન હતી અને તેના પરિણામથી ગાફેલ અને બેદરકાર હતા !

**ભાઈઓ તરફથી માફી માંગવી :**

**મક્કાના મુશ્રિકોને માર્મિક ઈશારો કે એક દિવસ તમારે પણ હઝ. મુહમ્મદ (સલ.) પાસે માફી માંગવી પડશે :**

*યૂસુફ (અલૈ.)એ કહ્યું : કંઈ તમને યાદ છે કે, યૂસુફ (અલૈ.) અને તેમના ભાઈની જ્યારે તમને સમજણ ન હતી, શું શું કર્યું હતું ? (૮૯) તેઓ બોલ્યા : ખરેખર, શું તમે જ યૂસુફ (અલૈ.) છો ? તેમણે કહ્યું : હા, હું જ યૂસુફ (અલૈ.) છું. અને આ (બિનયામીન) મારો ભાઈ છે. અલ્લાહપાકે અમારા ઉપર ઘણો ઉપકાર કર્યો. અલબત્ત, જે કોઈ (ગુનાહોથી) બચે છે અને (મુસીબત પર) સબર કરે છે, તો અલ્લાહ તઆલા એવા નેકી કરનારાઓના હક્ને બાતિલ કરતો નથી. (૯૦) તેમણે કહ્યું : અલ્લાહ*



*તઆલાના સોગંદ ! અલબત્ત, અલ્લાહપાકે અમારા ઉપર તમને શ્રેષ્ઠતા આપી અને બેશક, અમે કસૂરવાન હતા. (૯૧) યૂસુફ (અલૈ.)એ કહ્યું : આજે (મારા તરફથી) તમારા ઉપર કંઈ પકડ નથી; તમને અલ્લાહપાક માફ કરે અને તે જ સૌ દયાળુઓનો દયાળુ છે. (૯૨)*

**આયતોનો ભાવાર્થ :** હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓએ જ્યારે આ સવાલ સાંભળ્યો તો ચક્કર ખાઈ ગયા કે, અઝીઝે મિસ્રને યૂસુફના કિસ્સાથી શું લેવા-દેવા ? પછી તે બાજુ પણ ધ્યાન ગયું કે, યૂસુફે જે સ્વપ્ન બાળપણમાં જોયું હતું, તેની તાબીર પણ આ જ હતી કે, તેમને કોઈ ઉચ્ચ હોદ્દો પ્રાપ્ત થશે અને અમારે બધાને તેમની સામે ઝૂકવું પડશે. ક્યાંક આ અઝીઝે મિસ્ર પોતે જ યૂસુફ ન હોય ! પછી જ્યારે વધારે વિચાર અને ધ્યાન આપ્યું તો અમુક નિશાનીઓથી ઓળખી લીધા અને વધારે તહકીક અને પાકું કરવા માટે તેમને કહ્યું : **"અઈન્નક લઅન્ત યૂસુફ"** શું ખરેખર તમે જ યૂસુફ (અલૈ.) છો ? ત્યારે હઝરત યૂસુફ (અલૈ.)એ ફરમાવ્યું કે, હા ! હું જ યૂસુફ છું અને આ બિનયામીન મારો સગો ભાઈ છે. ભાઈનો ઉલ્લેખ એટલા માટે વધારી દીધો કે, તેમને સારી રીતે પાકો વિશ્વાસ થઈ જાય. વળી એટલા માટે પણ કે તેમના ઉપર તે સમયે પોતાના હેતુની સંપૂર્ણ સફળતા જાહેર થઈ જાય કે, જે બે ભાઈઓને શોધવા તમે નીકળ્યા હતા, તે બંને એક જ સ્થળે એક જ સમયે તમને મળી ગયા.

પછી ફરમાવ્યું : **"કદ્ મન્નલ્લાહુ અલયના, ઈન્નહુ મંય્યત્તકિ...."** એટલે કે, અલ્લાહ તઆલાએ અમારા ઉપર મોટું એહસાન અને કૃપા કરી કે, પ્રથમ અમને બંનેને સબ્ર અને તકવાના બે ગુણ અર્પણ કર્યા, જે સંપૂર્ણ સફળતા અને દરેક મુસીબતનું સુરક્ષા કવચ છે. પછી અમારી તકલીફને રાહતથી, અમારી જુદાઈને મિલનથી, માલ અને હોદ્દાની વંચિતતાને તેની છૂટછાટથી પરિવર્તિત કરી દીધી. બેશક, જે વ્યક્તિ ગુનાહોથી બચે છે અને મુસીબતમાં સબ્ર કરે છે, તો અલ્લાહ તઆલા એવા નેક કામ કરનારાઓના સારા બદલાને વ્યર્થ જવા દેતો નથી.





હવે હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓ પાસે પોતાના ગુનાહ અને ભૂલનો એકરાર કરવા સિવાય અને હઝરત યૂસુફ (અલૈ.)ની શ્રેષ્ઠતા તથા તેમની બુઝુર્ગીનો સ્વીકાર કરવા સિવાય કોઈ છૂટકો ન હતો. સૌએ એકી સાથે કહ્યું : **"તલ્લાહિ લકદ્ આષરકલ્લાહુ અલયના વઈન્ કુન્ના લખાતિઈન્"** ખરેખર, અલ્લાહપાકે તમને અમારા બધા ઉપર શ્રેષ્ઠતા અને ઉચ્ચતા અર્પી છે અને તમે તેના જ હકદાર હતા અને અમે જે કંઈ કર્યું, બેશક ! અમે તેમાં ખતાવાર (ભૂલ ઉપર) હતા. અલ્લાહ તઆલાના વાસ્તે માફ કરી આપો.

હઝરત યૂસુફ (અલૈ.)એ જવાબમાં પોતાની પયગમ્બર તરીકેની શાન પ્રમાણે ફરમાવ્યું : **"લા તષ્રીબ અલયકુમ"** એટલે કે, મેં તમારી પાસેથી તમારા અત્યાચારનો બદલો નથી લીધો. આજે તમારી કોઈ નીંદા પણ નથી કરતું. આ રીતે પોતાના તરફથી માફીની ખુશખબરી પણ સંભળાવી દીધી અને પછી અલ્લાહ તઆલા પાસે દુઆ કરી : **"યગ્ફિરૂલ્લાહુ લકુમ વહુવ અર્હમુર્રાહિમીન"** એટલે કે, અલ્લાહ તઆલા તમારી ભૂલોને માફ કરે, તે બધા મહેરબાનોથી વધારે મહેરબાન છે.

**"કદ્ મન્નલ્લાહુ અલયના"**થી સાબિત થયું કે, જ્યારે માનવી કોઈ તકલીફ અથવા મુસીબતમાં સપડાય છે અને અલ્લાહ તઆલા તેને તેનાથી છૂટકારો આપી પોતાની નેઅમતથી નવાઝે, તો હવે તેણે પોતાની પાછલી તકલીફોનું વર્ણન કરવાને બદલે અલ્લાહ તઆલાના તે ઈનામ અને અહેસાનનું જ વર્ણન કરવું જોઈએ, જે હવે તેને પ્રાપ્ત થયું છે. મુસીબતથી છૂટકારો અને અલ્લાહ તઆલાના ઈનામ પ્રાપ્ત કર્યા પછી પણ પાછલી તકલીફોના અને મુસીબતોના રોદણા રડતાં રહેવું એ નાશુક્રી છે. આ જ નાશુક્રીને કુર્આને કરીમે **"કનૂદ"** કહ્યું છે. **"ઈન્નલ્ ઈન્સાન લિરબ્બીહી લકનૂદ"** તેમાં 'કનૂદ' તે વ્યક્તિને કહે છે, જે અહેસાન યાદ ન રાખે, ફક્ત તકલીફો અને મુસીબતોને યાદ રાખે.

**"ઈન્નહુ મંય્યત્તકિ વયસ્બિર"**થી જાણ થઈ કે, તકવા એટલે કે,



ગુનાહોથી બચવું અને તકલીફો ઉપર સબર અને ધીરજ ધરવી તથા મક્કમ રહેવું, આ બે લક્ષણો એવા છે, જે મનુષ્યને તમામ મુસીબતોથી અને બલાઓથી છૂટકારો અપાવે છે. કુર્આને કરીમે ઘણા બધા ઠેકાણે આ બે લક્ષણો ઉપર મનુષ્યની સફળતા અને કામિયાબીનો આધાર રાખ્યો છે. ઈરશાદ છે : **"વઈન્ તસ્બિરૂ વતત્તકૂ લા યદુર્રુકુમ કય્દુહુમ શય્આ"** એટલે કે, જો તમે સબર અને તકવો અપનાવી લો, તો દુશ્મનોની વિરોધી યુક્તિઓ તમારૂં કોઈ નુકસાન પહોંચાડી શકશે નહીં. *(૩:૧૨૦)*

હઝરત યઅકૂબ (અલૈ.)એ પોતાના પુત્રોની માફીની દરખાસ્ત અને મગફિરતની દુઆ માટે એવું કહ્યું કે, હું ઘણો જ જલ્દી તમારા માટે માફીની દુઆ કરીશ અને તરત દુઆ ન કરી.

એ મોડું કરવાનું એક કારણ અમુક લોકોએ એવું પણ વર્ણન કર્યું છે કે, તેમને મંજૂર હતું કે, હઝરત યૂસુફ (અલૈ.)ને મળીને પ્રથમ એ તહકીક કરી લેવામાં આવે કે, તેમણે તેમની ભૂલ માફ કરી છે કે નહીં ? કારણ કે જ્યાં સુધી મઝલૂમ માફી ન આપે, અલ્લાહ તઆલાને ત્યાં માફી થતી નથી. આવી પરિસ્થિતિમાં માફીની દુઆ કરવી યોગ્ય ન હતી.

આ વાત પોતાની જગ્યાએ બિલ્કુલ સાચી અને સૈદ્ધાંતિક છે કે, બંદાઓના હકોની તવબા તેના વિના નથી થઈ શકતી, જ્યાં સુધી કે જેનો હક છે તે પોતાનો હક વસૂલ ન કરી લે અથવા માફ ન કરી આપે. ફક્ત મૌખિક તવબા અને ઈસ્તિગફાર પૂરતો નથી.

હઝરત સુફિયાન ષૌરી (રહ.)ની રિવાયત છે કે, જ્યારે યહૂદા હઝરત યૂસુફ (અલૈ.)નું પહેરણ લઈને આવ્યા અને હઝરત યઅકૂબ (અલૈ.)ના ચહેરા ઉપર નાંખ્યું, તો તેમણે પૂછ્યું કે, યૂસુફ કેવા છે ? તો તેમણે બતાવ્યું કે, તેઓ મિસ્રના બાદશાહ છે. હઝરત યઅકૂબ (અલૈ.)એ પૂછ્યું કે, હું એ નથી પૂછતો કે તેઓ બાદશાહ છે કે ફકીર ! હું એ પૂછું છું કે, તેઓ ઈમાન અને અમલના આધારે કઈ પરિસ્થિતિમાં છે ? ત્યારે તેમણે તેમના તકવા અને પવિત્રતાની પરિસ્થિતિ બતાવી. આ છે અંબિયા (અલૈ.)ની

મહોબ્બત અને અવલાદ સાથેનો સબંધ ! શારીરિક સહૂલત અને રાહત કરતાં વધારે તેમની આધ્યાત્મિક પરિસ્થિતિની ફિકર કરે છે. દરેક મુસલમાનોને તેમનું અનુસરણ કરવું જોઈએ.

હઝરત હસન (રહ.)થી રિવાયત છે કે, જ્યારે ખુશખબરી આપનાર હઝરત યૂસુફ (અલૈ.)નું પહેરણ લઈને પહોંચ્યા ત્યારે હઝરત યઅકૂબ (અલૈ.) એવું ઈચ્છતા હતા કે, તેને કંઈક ઈનામ આપે, પરંતુ પરિસ્થિતિ અનુકૂળ ન હતી એટલા માટે દિલગીરી વ્યક્ત કરી કે, અમારા ઘરમાં સાત દિવસથી રોટી પકાવી નથી. એટલા માટે હું કોઈ ભૌતિક ઈનામ તો નથી આપી શકતો, પરંતુ એ દુઆ આપું છું કે, અલ્લાહ તઆલા તમારા ઉપર મૌતની સકરાતને સરળ કરે. કુર્તુબી (રહ.)એ ફરમાવ્યું કે, આ દુઆ તેમના માટે સૌથી ઉત્તમ ઈનામ હતું.

હઝરત યઅકૂબ (અલૈ.)ના પુત્રો સામે જ્યારે ઘટનાની વાસ્તવિક્તા જાહેર થઈ ગઈ ત્યાર પછી પોતાના પિતા અને ભાઈની તેમણે માફી માંગી. તેનાથી જાણ થાય છે કે, જે વ્યક્તિના હાથ અથવા જીભથી કોઈ વ્યક્તિને પીડા પહોંચી છે અથવા તેનો કોઈ હક તેના માથે બાકી રહી ગયો છે, તેના ઉપર જરૂરી છે કે તરત તેના હકને અદા કરે અથવા તેને માફ કરાવી લે.

સહીહ બુખારીમાં હઝરત અબૂ હુરયરહ (રદી.)ની રિવાયતથી નકલ થયું છે કે, રસૂલે કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, જે વ્યક્તિને જિમ્મે કોઈ અન્ય વ્યક્તિનો આર્થિક હક વાજિબ હોય અથવા તેણે કોઈ ઈજા હાથ અથવા જીભથી પહોંચાડી હોય, તેણે આજે જ તેને અદા કરી દેવું જોઈએ અથવા માફી માંગીને તેનાથી મુક્તિ પ્રાપ્ત કરવી જોઈએ, તે પહેલાં કે કયામતનો દિવસ આવી જાય, ત્યાં કોઈની પાસે કોઈ માલ હક અદા કરવા માટે ન હશે. એટલા માટે તેના નેક કાર્યો મઝલૂમને આપી દેવામાં આવશે અને તે ખાલી હાથે રહી જશે અને જો તેના નેક કર્મો પણ નહીં હોય તો હકદારના જે ગુનાહ છે, તે તેના માથા ઉપર નાંખી દેવામાં આવશે.

ત્યારબાદ હઝરત યૂસુફ (અલૈ.)એ માતા-પિતા સામે પોતાની આપ-

વીતી વર્ણન કરવાની શરૂઆત કરી. અહીંયાં એક ક્ષણ થોભીને વિચાર કરો કે, આજે જો કોઈને આટલા દુઃખો અને પીડાનો સામનો કરવો પડે, જેટલો કે હઝરત યૂસુફ (અલૈ.) ઉપર પડ્યા, તો માતા-પિતાથી આટલી લાંબી જુદાઈ અને નિરાશા પછી મિલનનો પ્રસંગ હોય ત્યારે તે માતા-પિતા સામે આપવીતી શું વર્ણન કરે ? બલ્કે કેટલો રડશે, કકળશે અને રડાવશે અને કેટલાય દિવસ-રાત પોતાના દુઃખડાઓની દાસ્તાનો સંભળાવવામાં ખર્ચ કરશે. પરંતુ અહીંયાં બંને પક્ષે અલ્લાહપાકના રસૂલ અને પયગમ્બરો છે, તેમની મિલનની રીતભાત તો જુઓ ! હઝરત યઅકૂબ (અલૈ.)ના જુદા થયેલા અતિપ્રિય પુત્ર હજારો તકલીફો સહન કર્યા પછી જ્યારે પિતાને મળે છે ત્યારે શું કહે છે ? **"વકદ્ અહ્‌સન..."** એટલે કે, "અલ્લાહ તઆલાએ મારા ઉપર અહેસાન કર્યું, જ્યારે કે મને જેલખાનામાંથી કાઢવામાં આવ્યો અને આપને બહારગામથી અહીંયાં લઈ આવ્યો, તે પછી કે શયતાને મારા અને મારા ભાઈઓ વચ્ચે ફસાદ નંખાવી દીધો હતો."

હઝ. યૂસુફ (અલૈ.)ના દુઃખડાઓ ક્રમવાર ત્રણ બાબતોમાં વહેંચાયેલા છે : પ્રથમ, ભાઈઓનો જુલ્મ અને જબરદસ્તી. બીજું, માતા-પિતાથી લાંબી જુદાઈ. ત્રીજું, કેદખાનાની તકલીફો. અલ્લાહ તઆલાના આ ચૂંટી કાઢેલા પયગમ્બરે પોતાના વર્ણનમાં પ્રથમ તો ઘટનાક્રમ બદલીને જેલખાનાની વાતથી શરૂઆત કરી અને તેમાં કેદમાં દાખલ થવાની અથવા ત્યાંની તકલીફોનું નામ સુદ્ધાં ન લીધું, બલ્કે જેલખાનામાંથી નીકળવાનું વર્ણન અલ્લાહ તઆલાના શુક્ર સાથે કર્યું. જેલખાનેથી છૂટકારો અને તેના ઉપર અલ્લાહ તઆલાના શુક્રના સંદર્ભમાં એ પણ બતાવ્યું કે, હું કોઈ સમયે જેલખાનામાં પણ રહ્યો છું.

## બાદશાહીમાં પણ ફકીરી, યૂસુફ (અલૈ.)ની દુઆમાં આજીઝી :

*હે પરવરદિગાર ! તેં મને અમુક દેશની સત્તા આપી તેમજ મને સ્વપ્નાની તાબીર શીખવી. હે આકાશો અને પૃથ્વીના રચનાર ! તું જ દુનિયા અને આખિરતમાં મારો કાર્યસાધક છે. તું મને સંપૂર્ણ ફરમાંબરદારીની જ*

હાલતમાં મૌત આપ અને મને નેકબખ્તો સાથે મેળવી દે. (૧૦૧) (હે મુહમ્મદ સલ. !) આ (કિસ્સો પણ) ગૈબની ખબરો પૈકી જ છે, જેને આપની પાસે વહી દ્વારા મોકલીએ છીએ અને (આ સ્પષ્ટ છે કે) જ્યારે તેઓ (યૂસુફ અલૈ. વિશે) પોતાનો ઈરાદો મજબૂત કરવા લાગ્યા અને (કૂવામાં નાખવા) ચાલબાજી કરવા લાગ્યા ત્યારે આપ તેમની પાસે ન હતા. (૧૦૨) અને ઘણા લોકો ભલેને આપ ગમે તેટલું ચાહો, પણ (કુર્આન શરીફને) માનનાર નથી. (૧૦૩) અને આપ એના ઉપર તેઓથી કંઈ બદલો પણ માંગતા નથી. આ (કુર્આન) તો સર્વ જગતજનો માટે માત્ર એક નસીહત છે. (૧૦૪)

**આયતોનો ભાવાર્થ :** જ્યારે માતા-પિતા અને ભાઈઓનું મિલન થવાથી એક મહત્વનો મકસદ પૂર્ણ થઈને સંતોષ થયો ત્યારે અલ્લાહ તઆલાની બારગાહમાં સીધે-સીધી તઅરીફ અને વખાણ સાથે આ દુઆમાં મશ્ગૂલ થઈ ગયા અને ફરમાવ્યું કે, **"રબ્બિ કદ આતય્તની મિન..."** "હે મારા પરવરદિગાર! તેં મને એક પ્રદેશ(નો સત્તાધિકાર) અર્પણ કર્યો અને મને વાતોનું પરિણામ કાઢવાનું શિખવાડ્યું. હે આસમાનો અને પૃથ્વી પેદા કરનાર ! તું મારો દુનિયામાં અને આખિરતમાં કાર્યસાધક છે, મને ઈસ્લામ (ફરમાંબરદારી) ઉપર મૌત આપ અને મને પૂર્ણ નેક લોકોમાં મિલાવી દે.'' સંપૂર્ણ (કામિલ) નેક બંદાઓ માત્ર અંબિયા (અલૈ.) જ હોઈ શકે છે, જેઓ દરેક પ્રકારના ગુનાહોથી માસુમ હોય છે. *(મઝહરી)*

આ દુઆમાં સારી મૌત-સારા અંત વિશેની દુઆ ધ્યાન આપવાપાત્ર છે કે, અલ્લાહ તઆલાના સ્વીકૃત (મકબૂલ) બંદાઓનો રંગ એવો હોય છે કે, તેમને દુનિયા અને આખિરતના કેટલાક ઉંચા દરજ્જાઓ પ્રાપ્ત થઈ જાય અને કેટલાય મોટા હોદાઓ કે પદો તેમના કદમોમાં આવી પડે, તેઓ કોઈ પણ સમયે તેનાથી અભિમાન કરતા નથી, બલ્કે દરેક સમયે તેમને એવો ભય સતાવતો રહે છે કે, ક્યાંક આ પરિસ્થિતિ ઓછી અથવા સમાપ્ત ન થઈ જાય ! એટલા માટે તેઓ દુઆ માંગતા રહે છે કે, અલ્લાહ તઆલાની

આપેલી જાહેર અને ગુપ્ત નેઅમતો મૌત સુધી યથાવત્ રહે, બલ્કે તેમાં વધારો થતો રહે.

તફસીરે કુર્તુબીમાં ઈતિહાસકારોના હવાલાથી ઉલ્લેખ છે કે, મિસ્રમાં ૨૪ વર્ષ રહ્યા પછી હઝરત યઅકૂબ (અલૈ.)ની વફાત થઈ અને વફાત પહેલાં હઝરત યૂસુફ (અલૈ.)ને એ વસિય્યત કરી હતી કે, મારી મય્યિતને મારા વતન (લઈ જઈ) મોકલી મારા પિતા ઈસ્હાક (અલૈ.)ની પાસે મને દફન કરવામાં આવે.

સઈદ બિન ઝુબૈર (રદી.)એ ફરમાવ્યું કે, હઝરત યઅકૂબ (અલૈ.)ને સાગના લાકડાના તાબૂતમાં મૂકીને બયતુલ મુકદસ તરફ રવાના કરવામાં આવ્યું. એ કારણે સામાન્ય યહૂદીઓમાં એ રિવાજ ચાલી પડ્યો કે, પોતાના મુરદાઓને દૂર-દૂરથી બયતુલ મુકદસ લઈ જઈને દફન કરે છે. હઝરત યઅકૂબ (અલૈ.)ની ઉંમર તેમની વફાત સમયે ૧૪૭ વર્ષની હતી.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ (રદી.)એ ફરમાવ્યું કે, હઝરત યઅકૂબ (અલૈ.) પોતાની અવલાદ સહિત જ્યારે મિસ્રમાં દાખલ થયા તો તેમની સંખ્યા ૯૩ પુરૂષ અને સ્ત્રીઓ ઉપર આધારિત હતી અને જ્યારે યઅકૂબ (અલૈ.)ની આ અવલાદ એટલે કે, બની ઈસ્રાઈલ હઝરત મૂસા (અલૈ.) સાથે મિસ્રથી નીકળ્યા ત્યારે તેમની સંખ્યા છ લાખ સિત્તેર હજાર હતી. *(કુર્તુબી વ ઈબ્ને કષીર)*

ઈબ્ને ઈસ્હાકે હઝરત ઉરવહ ઈબ્ને ઝુબૈર (રદી.)થી રિવાયત નકલ કરી છે કે, જ્યારે હઝરત મૂસા (અલયહિસ્સલામ)ને હુકમ થયો કે, બની ઈસ્રાઈલને સાથે લઈને મિસ્રથી નીકળી જાઓ, ત્યારે અલ્લાહ તઆલાએ વહી દ્વારા તેમને હુકમ આપ્યો કે, હઝરત યૂસુફ (અલયહિસ્સલામ)ની લાશને મિસ્રમાં ન છોડો, તેને પોતાની સાથે લઈને સિરીયા ચાલ્યા જાઓ અને તેમના બાપ-દાદાની પાસે દફન કરો. આ હુકમ પ્રમાણે હઝરત મૂસા (અલયહિસ્સલામ)એ શોધખોળ કરીને તેમની કબર શોધી કાઢી, જે એક સંગે મરમરના તાબૂતમાં હતી. તેને પોતાની સાથે કન્આનની ભૂમિ

ફલસ્તિનમાં લઈ ગયા અને હઝરત ઈસ્હાક અને હઝ. યઅકૂબ (અલૈ.)ની સાથે દફન કર્યા. *(મઝહરી)*

**"ઝાલિક મિન અમ્બાઈલ્ગય્બિ..."** એટલે કે, આ કિસ્સો ગય્બની તે ખબરોમાંથી છે, જે અમે વહી દ્વારા તમને બતાવીએ છીએ. તમે હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓ પાસે મૌજુદ ન હતા, જ્યારે કે તેઓ હઝરત યૂસુફ (અલૈ.)ને કૂવામાં નાંખવાનું નક્કી કરી ચૂક્યા હતા અને તેના માટે યોજનાઓ ઘડી રહ્યા હતા.

આ જાહેરાતનો અર્થ એ છે કે, હઝરત યૂસુફ (અલયહિસ્સલામ)ના આ કિસ્સાને સંપૂર્ણ વિગત સાથે સાચે-સાચો વર્ણન કરી આપવો રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની નુબૂવ્વત અને વહીની સ્પષ્ટ દલીલ છે. કારણ કે, આ કિસ્સો રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના યુગથી હજારો વર્ષ પહેલાંનો છે. ન તો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ત્યાં ઉપસ્થિત હતા કે તેને જોઈને તેઓ તેને વર્ણન કરે અને ન જ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ કોઈની પાસેથી તેનું શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું, યા તો ઈતિહાસની કિતાબો જોઈને અથવા કોઈની પાસેથી સાંભળીને વર્ણન કરી લીધું હોય એવું પણ નથી બન્યું. એટલા માટે અલ્લાહ તઆલાની વહી સિવાય તેને જાણવાનો અન્ય કોઈ માર્ગ નથી.

## કિસ્સાથી મક્કાના મુશ્રિકો તથા સમગ્ર માનવજાતને બોધપાઠ :

*અને આકાશો તથા પૃથ્વીમાં ઘણી નિશાનીઓ છે, જેના ઉપરથી તેઓ પસાર થતા રહે છે, પણ તેઓ તે પ્રત્યે લક્ષ આપતા નથી. (૧૦૫) અને ઘણા લોકો અલ્લાહ તઆલા પર તેનો શરીક બનાવ્યા વિના ઈમાન લાવતા નથી. (૧૦૬) તો શું તેઓ આ વાતથી નીડર થઈ ગયા કે તેઓના ઉપર અલ્લાહપાકના અઝાબ પૈકી કોઈ ઘેરી લેનાર આફત આવી પડે અથવા અચાનક કિયામત આવી પડે અને તેઓને ખબર પણ ન પડે ? (૧૦૭) (હે નબી સલ. !) આપ ફરમાવી દો કે આ (તવહીદનું શિક્ષણ) મારો માર્ગ છે. અલ્લાહપાક(ના દીન)ની તરફ હું (દલીલ સાથે) સોચી-સમજીને બોલાવું*

છું, તેમજ જેઓ મારી સાથે છે તે પણ, અને અલ્લાહપાક (શિર્કથી) પાક છે અને હું શિર્ક કરનારાઓ માંહેનો નથી. (૧૦૮)

## નબીઓના કિસ્સાઓ ઈબ્રત માટે હોય છે :

અલબત્ત, તે પૂર્વે(વાળા)ઓના કિસ્સાઓમાં બુદ્ધિશાળીઓ માટે બોધપાઠ છે; આ કુર્આન (જેમાં આ કિસ્સા છે તે) કાંઈ કલ્પિત વાર્તા નથી, પણ એના પહેલાંની (આકાશી) કિતાબોને સત્ય બતાવનાર છે અને દરેક (જરૂરી) વસ્તુનું વર્ણન કરનાર છે અને જે લોકો ઈમાન લાવે છે તેમના માટે (ખાસ રીતે હિદાયત અને રહમત છે). (૧૧૧)





# ❃ હઝરત શુઅય્બ અલયહિસ્સલામ ❃

કુર્આન શરીફમાં હઝ. શુઅય્બ અલયહિસ્સલામનું વર્ણન અગિયાર જગ્યાએ કરવામાં આવ્યું છે.

મુહમ્મદ ઈબ્ને ઈસ્હાકની રિવાયત પ્રમાણે હઝરત શુઅય્બ (અલૈ.) હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના પુત્ર મદયનની અવલાદમાંથી છે. અને તેઓ હઝરત લૂત (અલૈ.) સાથે પણ સગાઈ-સબંધ ધરાવતા હતા. મદયન હઝરત ઈબ્રાહીમ ખલીલુલ્લાહ (અલૈ.)ના પુત્ર છે તથા તેમની વંશ અને અવલાદ પણ મદયનના નામથી જ પ્રખ્યાત થઈ ગઈ અને જે વસ્તીમાં તેઓએ વસવાટ કર્યો હતો, તે પણ મદયન કહેવાય છે. જો કે મદયન એક કૌમનું પણ નામ છે અને એક શહેરનું પણ નામ છે. આ શહેર આજે પણ જોર્ડનના પૂર્વના બંદર ‘‘મઆન’’ની નજીક મૌજૂદ છે. કુર્આને કરીમમાં બીજે ઠેકાણે હઝરત મૂસા (અલયહિસ્સલામ)ના કિસ્સામાં વર્ણન છે : **“વલમ્મા વરદ માઅ મદયન”** ‘‘અને જ્યારે તેઓ મદયનની પાણીવાળી જગ્યાએ આવી પહોંચ્યા.’’*(૨૮:૨૩)* તેમાં આ જ વસ્તીનું વર્ણન છે. *(ઈબ્ને કષીર)* હઝરત શુઅય્બ (અલૈ.)ને તેમની વાક્છટાના કારણે ‘‘ખતીબુલ અંબિયા’’ પણ કહેવામાં આવતા હતા. *(ઈબ્ને કષીર, બહરે મુહીત)*

હઝરત શુઅય્બ (અલૈ.) જે કૌમ તરફ મોકલવામાં આવ્યા છે, કુર્આને કરીમે ક્યાં તો તેમને ‘‘અહલે મદયન’’ અને ‘‘અસ્હાબે મદયન‘‘ના નામથી ઉલ્લેખ કર્યો છે. અને ક્યાંક ‘‘અસ્હાબે અયકહ’’ના નામથી ઉલ્લેખ કર્યો છે. ‘‘અયકહ’’નો અર્થ ‘‘જંગલ’’ અથવા ‘‘વન’’ થાય છે.

અમુક વિવરણકારોએ નોંધ્યું છે કે, બંને કૌમો અલગ-અલગ હતી.



બંનેની વસ્તીઓ પણ અલગ-અલગ હતી. હઝ. શુઅય્બ (અલૈ.) તેમના-માંથી પ્રથમ એક કૌમ તરફ મોકલવામાં આવ્યા હતા. તેમના સર્વનાશ પછી બીજી કૌમ તરફ મોકલવામાં આવ્યા. બંને કૌમો તરફ જે અઝાબ આવ્યો તેના શબ્દો પણ અલગ-અલગ છે. મદયનવાળાઓ માટે ક્યાંક તો **"સય્હહ્"** (અવાજ-રાડ-ચીસ) અને ક્યાંક **"રજ્ફહ્"**નો ઉલ્લેખ છે. અને **"અયકહ"**માં લોકો ઉપર 'અઝાબે ઝુલ્લહ'નું વર્ણન કરવામાં આવ્યું છે. 'સય્હહ્'નો અર્થ 'રાડ-ચીસ-ભયંકર અવાજ' થાય છે અને 'રજ્ફહ્'નો અર્થ 'ધરતીકંપ' છે અને 'ઝુલ્લહ'નો અર્થ 'ઘેરા વાદળો' છે. 'અયકહ'ના લોકો ઉપર અઝાબનું આ સ્વરૂપ હતું કે, પ્રથમ દિવસે તેમની આખી વસ્તીમાં સખત ગરમી પડી, જેનાથી સમગ્ર કૌમ ત્રાસી ઉઠી. ત્યારબાદ તેમના ઉપર જંગલ પાસે એક ઘેરૂ વાદળ આવ્યું, જેનાથી તે જંગલમાં છાંયડો થઈ ગયો અને ઠંડી હવાઓ ચાલવા લાગી. એ જોઈને આ સમગ્ર વસ્તી તે વાદળના છાંયડામાં ભેગી થઈ ગઈ. આ બાજુ અલ્લાહ તઆલાના આ અપરાધીઓ પોતાના પગે ચાલીને પોતાના સર્વનાશના સ્થળે આપમેળે પહોંચી ગયા. જ્યારે બધા ભેગા થઈ ગયા, તો વાદળોમાંથી આગ વરસી અને જમીનમાં પણ ધરતીકંપ આવ્યો, જેનાથી તે સૌનો નાશ થઈ ગયો.

અમુક વિવરણકારોએ નોંધ્યું છે કે, "મદયન" અને "અયકહ" એક જ કૌમનું નામ છે અને અઝાબના જે ત્રણ પ્રકારો હમણાં વર્ણન કરવામાં આવ્યા છે, ત્રણે આ કૌમ ઉપર ભેગા થઈ ગયા. પ્રથમ વાદળમાંથી અગ્નિ વર્ષા થઈ, ત્યારબાદ તેની સાથે ભયંકર ગડગડાટીના સ્વરૂપમાં અવાજ આવ્યો, પછી જમીનમાં ધરતીકંપ આવ્યો. ઈબ્ને કષીર (રહ.)એ આ જ અભિપ્રાય અપનાવ્યો છે.

મતલબ કે, આ બંને કૌમો અલગ-અલગ થઈ અથવા તો આ એક જ કૌમના બે નામો છે. હઝરત શુઅય્બ (અલૈ.)એ જે સત્યનો સંદેશ તેમને આપ્યો, તે પ્રથમ અને બીજી આયતોમાં પ્રસ્તુત છે. આ સંદેશની તફસીરથી પ્રથમ એ સમજી લો કે, ઈસ્લામ જે તમામ અંબિયા (અલૈ.)ની સમાન

દઅવત છે તેનો ખુલાસો હકોની અદાયગી છે અને આ હકો બે પ્રકારના છે. એક સીધે-સીધા અલ્લાહ તઆલાના હક જેને કરવા અથવા છોડવાથી મનુષ્યને કોઈ દેખીતો નફો કે નુકસાન તો જાહેર થતું નથી. જેમકે ઈબાદતો, નમાઝ, રોઝા વગેરે. અને બીજા હક્કો હુકૂકુલ ઈબાદ છે. જેનો સબંધ મનુષ્ય સાથે છે અને આ કૌમ એ બંને હક્કોથી બેખબર હતી અને બંનેના વિરૂદ્ધ પ્રવૃત્તિ કરી રહી હતી. આ લોકો અલ્લાહ તઆલા અને તેના રસૂલ (અલૈ.) ઉપર ઈમાન ન લાવીને અલ્લાહપાકના હકોનો વિરોધ કરી રહ્યા હતા અને તેની સાથે-સાથે ખરીદ-વેચાણમાં માપ-તોલ ઘટાડીને લોકોના હકોને હડપ કરતા હતા અને તેના ઉપર વિશેષ અપરાધ એ કે, માર્ગો અને સડકોના પ્રવેશદ્વાર ઉપર બેસી જતા અને આવનારા આગંતુકોને ડરાવી-ધમકાવીને પાછા વાળી દેતા હતા અને હઝરત શુઅય્બ (અલૈ.) ઉપર ઈમાન લાવવાથી રોકતા હતા. આ પ્રમાણે તેઓ જમીન ઉપર ફસાદ અને અરાજકતા ફેલાવી રહ્યા હતા. આ તેમના જઘન્ય અપરાધો હતા, જેની સુધારણા માટે હઝરત શુઅય્બ (અલૈ.)ને મોકલવામાં આવ્યા હતા.

### હઝરત શુઅય્બ (અલૈ.)નો કૌમ સાથેનો સંવાદ :

**"સૂરએ હૂદ"**માં અલ્લાહપાક ફરમાવે છે : *તે લોકોએ કહ્યું કે, હે શુઅય્બ (અલૈ.) ! શું આપની નમાઝ આપને એ શીખવે છે કે, જે વસ્તુઓને અમારા બાપદાદા પૂજતા આવ્યા તેને અમે છોડી દઈએ અથવા પોતાના માલમાં ચાહીએ તેમ કરવાનું છોડી દઈએ ? આપ જ મોટા બુદ્ધિશાળી, સદાચારી છો. (૮૭) તેમણે કહ્યું : હે મારી કૌમ ! જુઓ, જો મને મારા માલિક તરફથી (સત્ય માર્ગની) સમજ આવી ગઈ હોય અને તેણે મને ભલી દૌલત-નુબૂવ્વત અર્પણ કરી હોય (તો પછી કેમ તબ્લીગ ન કરૂં ?) અને હું એવું નથી ચાહતો કે જે કામથી તમને રોકું છું, તેને પાછળથી પોતે જ કરવા લાગું. હું તો સુધારો જ કરવા ચાહું છું. જેટલા પ્રમાણમાં મારાથી બની શકે. અને મને જે કંઈ તવફીક થાય છે તે અલ્લાહપાકની મદદથી જ છે; તેની જ ઉપર મેં ભરોસો કર્યો અને તેની જ તરફ રૂજૂઅ (પેશ) થાઉં છું. (૮૮) અને*

હે કૌમ ! મારી વિરૂદ્ધતા તમારા માટે એ વાતનું કારણ ન બને કે તમારા ઉપર પણ તેવી જ આફત આવી પડે જેવી કે નૂહ (અલૈ.)ની કૌમ અથવા હૂદ (અલૈ.)ની કૌમ યા સાલિહ (અલૈ.)ની કૌમ પર આવી પડી હતી. વળી, લૂત (અલૈ.)ની કૌમ તો તમારાથી દૂર જ નથી. (૮૯) અને પોતાના માલિક પાસે પોતાના ગુનાહ બખ્શાવો અને તેની તરફ રૂજૂઅ (ધ્યાનથી) રહો. બેશક, મારો પરવરદિગાર ઘણો દયાળુ (અને) પ્રેમ રાખનાર છે. (૯૦) તેઓએ કહ્યું : હે શુઐબ (અલૈ.)! આપ કહો છો તેમાંથી ઘણી વાતો તો અમે સમજતા જ નથી અને અમે તો આપને અમારામાં અશક્ત જોઈએ છીએ. જો આપનું કુટુંબ ન હોત તો જરૂર અમે આપને પથ્થરો વડે મારી નાખત અને અમારી સમક્ષ તમારૂં કંઈ માન નથી. (૯૧) તેમણે કહ્યું કે, હે મારી કૌમ ! અલ્લાહપાક કરતાં મારા સગાવહાલાનો મોભો તમારા નજીક વધુ છે ? અને તે(ના હુકમ)ને તમે પોતાની પીઠ પાછળ નાખી દીધો. બેશક, જે કંઈ તમે કરો છો તે મારા પરવરદિગારના કાબૂમાં છે. (૯૨) અને હે મારી કૌમ ! તમે પોતાની સ્થિતિ પ્રમાણે કામ કરતા રહો. હું પણ (પોતાની રીતે) કામ કરૂં છું. આગળ તમે જાણી લેશો કે હલકાઈ (રૂસ્વાઈ) કરનારો અઝાબ કોના ઉપર આવે છે અને એ (પણ જાણી લેશો) કે જૂઠો કોણ છે અને (અઝાબની) તમે રાહ જોતા રહો. હું પણ તમારી સાથે રાહ જોઉં છું. (૯૩) અને જ્યારે અમારો (અઝાબનો) હુકમ આવી પહોંચ્યો ત્યારે અમે શુઐબ (અલૈ.)ને તથા જે લોકો તેમની સાથે ઈમાન લાવ્યા હતા તેમને પોતાની કૃપાથી બચાવી લીધા અને તે જાલિમોને એક ગર્જનાએ પકડી લીધા, જેથી તેઓ પોતાના ઘરોમાં ઉંધા પડેલા રહી ગયા. (૯૪) જાણે તેઓ તો તેમાં કદી વસ્યા જ ન હતા. જાણી લો કે મદયનને ફિટકાર થઈ, જેવી કે ષમૂદને ફિટકાર થઈ હતી. (૯૫)

હઝરત શુઅયૂબ (અલૈ.)એ ત્રણ વાતો ફરમાવી : **“યા કવ્મિઅ્ બુદુલ્લાહ મા લકુમ મિન ઈલાહિન્ ગયરૂહ”** એટલે કે, “હે મારી કૌમ ! તમે અલ્લાહ તઆલાની ઈબાદત કરો, તેના સિવાય કોઈ તમારો મઅ્બૂદ બનવાપાત્ર જ નથી.” આ તે જ તવહીદનું આમંત્રણ છે, જે બધા

જ અંબિયા (અલૈ.) આપતા આવ્યા છે. અને આ તવહીદની માન્યતા બધા જ અકીદહ અને આચરણનો આત્મા છે. કારણ કે, આ કૌમ પણ મખ્લૂક પરસ્તી (અલ્લાહ તઆલાની બનાવેલી વસ્તુઓની પૂજા કરવા)માં સંડોવાયેલી હતી અને અલ્લાહ તઆલાની જાત અને તેની સિફતો, ખાસિયતો અને ગુણ-લક્ષણો તથા તેના હકોથી ગાફેલ હતી. એટલા માટે તેમને પણ સૌ પ્રથમ આ જ સંદેશ આપવામાં આવ્યો અને ફરમાવ્યું : **"કદ્ જાઅત્કુમ્ બય્યિનતુમ્ મિર્રબ્બિકુમ્"** એટલે કે, "તમારી પાસે તમારા પરવરદિગાર તરફથી સ્પષ્ટ દલીલ આવી ચૂકી છે." અહીંયાં સ્પષ્ટ દલીલનો અર્થ તે મોઅ્જિઝાઓ છે, જે હઝરત શુઅય્બ (અલૈ.) દ્વારા જાહેર થયા. તફસીરે બહરે મુહીતમાં આ મોઅ્જિઝાઓના વિવિધ સ્વરૂપોનું વર્ણન કરવામાં આવ્યું છે.

બીજી વાત આ ફરમાવી : **"ફઅવ્ફુલ્કય્લ વલ્ મીઝાન..."** તેમાં **"કય્લ"**નો અર્થ "માપવું" અને **"મીઝાન"**નો અર્થ "વજન તોલવું" થાય છે. અને **"બખ્સ"**નો અર્થ "કોઈને તેના હક કરતાં ઓછું આપીને નુકસાન પહોંચાડવું" થાય છે. આ આયતનો ભાવાર્થ એ છે કે, "તમે માપ-તોલ પૂરેપુરૂં કર્યા કરો અને લોકોની વસ્તુઓને ઘટાડીને તેમને નુકસાન ન પહોંચાડ્યા કરો."

તેમાં પ્રથમ તો એક ખાસ ગુનાહની મનાઈ કરવામાં આવી, જે ખરીદ-વેચાણના સમયે માપ-તોલમાં ઘટાડો કરવાના સ્વરૂપમાં કરવામાં આવે છે. પાછળથી **"લા તબ્ખસુન્નાસ અશ્યાઅહુમ"** ફરમાવીને દરેક પ્રકારના હકોમાં ઘટાડો, ઉણપ તથા ત્રુટી ન કરવાનો હુકમ સામાન્ય કરી દેવામાં આવ્યો. ભલે, તે આર્થિક હકોના સંદર્ભમાં હોય અથવા ઈઝઝત-આબરૂના સંદર્ભમાં અથવા કોઈ અન્ય વસ્તુના સબંધમાં ! *(બહરે મુહીત)*

એનાથી જાણ થઈ કે, જે પ્રમાણે માપ-તોલમાં હકથી ઓછું આપવું હરામ છે, એ જ પ્રમાણે અન્ય માનવોના હકોમાં કમી કરવી પણ હરામ છે. કોઈની ઈઝઝત અને આબરૂ ઉપર હુમલો કરવો અથવા કોઈના દરજ્જા

અને હોદ્દા પ્રમાણે તેનું સન્માન ન કરવું, જેની-જેની આજ્ઞાનું પાલન કરવું વાજિબ છે તેમની આજ્ઞાનો અનાદર કરવો અથવા આળસ કરવી અથવા જે વ્યક્તિનું સન્માન અને ઈઝઝત કરવી વાજિબ છે તેમાં ત્રુટી રાખવી. આ બધા કાર્યો એવા અપરાધમાં સામેલ છે, જે હઝરત શુઅયબ (અલૈ.)ની કૌમ કર્યા કરતી હતી. હઝઝતુલ વદાઅ્ના ખુત્બામાં રસૂલે કરીમ (સલ.)એ લોકોની આબરૂને તેમના ખૂન સમાન સન્માનનીય અને સુરક્ષાપાત્ર ઠરાવી આપી છે, એનો પણ આ જ અર્થ છે.

કુર્આને કરીમમાં જ્યાં **"મુતફિફ્ફીન"** અને **"તત્ફીફ"**નું વર્ણન આવ્યું છે, તેમાં આ બધી વસ્તુઓ સામેલ છે. હઝરત ફારૂકે અઅ્ઝમ (રદી.)એ એક વ્યક્તિને ઉતાવળે-ઉતાવળે રુકૂઅ્ અને સિજ્દહ કરતા જોયો તો ફરમાવ્યું : **"કદ તફ્ફત"** એટલે કે, ''તેં માપ-તોલમાં ઓછું કર્યું.'' *(મુઅત્તા ઈમામ માલિક)* તેનો ભાવાર્થ આ છે કે, નમાઝનો જે હક હતો તેને તેં પૂરો ન કર્યો. તેમાં નમાઝનો હક અદા ન કરવાને 'તત્ફીફ'ના શબ્દથી ઓળખાવવામાં આવ્યું છે.

આપણી સામાન્યપણે આ ભૂલ થાય છે કે, આપણે ઈસ્લામી જીવનના મુખ્ય સ્થંભોમાં ફક્ત ઈબાદતોને જ મહત્વતા આપી છે. તે સિવાય સામાજિક અને આર્થિક વહેવારિક કાયદાઓને મહત્વ આપ્યુ નથી. હઝરત શુઅય્બ (અલૈ.)ની કૌમના વિશે કુર્આન શરીફ વારંવાર માપતોલની કમીને વર્ણન કરી દર્શાવે છે કે, અલ્લાહપાકના અઝાબનું એક કારણ માપતોલની કમી પણ થઈ શકે છે. માટે તેમાં પણ સાવચેતી રાખવી જરૂરી છે.

હઝ. શુઅય્બ અલયહિસ્સલામની કૌમનો બીજો રૂહાની (આધ્યાત્મિક) રોગ અત્યાચાર, ઘમંડ, લૂંટફાટ, કત્લ અને વ્યભિચાર જેવા ગુનાહો પણ હતા. જેને કુર્આન શરીફમાં ફસાદ ફેલાવવાથી સંબોધવામાં આવ્યા છે. બાતિલ (ગલત) લોકોની માનસિકતા છે કે, તે પોતે હક્ક કબૂલ કરતા નથી અને હક્કની દલીલોને પણ વેઠી શકતા નથી. બધા જ નબીઓના પાક જીવનથી સાબિત થાય છે કે, તેમણે હક્કની દલીલો સાથે અલ્લાહપાકની


નિશાનીઓ બતાવી પ્યાર-મુહબ્બતથી સમજાવ્યા. પોતાના પ્રચાર અને તબ્લીગ માટે લોકોને વારંવાર સંતોષ અપાવ્યો. હમે આના કારણે કોઈ આર્થિક ફાયદો ઉઠાવવા માંગતા નથી, છતાં બાતિલ પરસ્તો તરફથી કદી દેશ નિકાલની ધમકીઓ મળે છે. કદી પથ્થરો વડે મારી નાંખવાની ધમકીઓ મળે છે. નબીઓ બિચારા એમ કહે છે કે, તમે હમારી વાત ન માનવી હોય તો ન માનો, પરંતુ હમોને બીજા બંદાઓ સુધી દઅવત તો પહોંચાડવા દો. તો તે પણ બરદાસ્ત કરી શકતા નથી.

હક્ક અને બાતિલનો આ છેલ્લો તબક્કો હોય છે. ત્યાર બાદ અલ્લાહ તઆલા તરફથી આવી ઘમંડી અને અત્યાચારી કૌમ ઉપર અઝાબ આવે છે. અને આવનાર નવી પેઢીને ઈબ્રત તથા સબક શિખવાડવાનો હોય છે.

*અને મદયનવાળા તરફ તેઓના ભાઈ હઝરત શુઅય્બ (અલયહિસ્સલામ)ને (પયગમ્બર બનાવી) મોકલ્યા. તેમણે કહ્યું કે, હે મારી કૌમ ! તમે અલ્લાહપાક્ની જ બંદગી કરો, તેના સિવાય તમારો કોઈ મઅ્બૂદ નથી. ચોક્કસ તમારા પરવરદિગાર તરફથી તમારી પાસે (મારા નબી હોવાની) સ્પષ્ટ દલીલ આવી ગઈ છે; માટે (મારૂં કહ્યું માની) માપ અને તોલ પૂરેપૂરાં કરો અને લોકોને તેમની ચીજો ઓછી ન આપો અને પૃથ્વી પર તેના સુધારા પછી ખરાબી ન ફેલાવો. આ વાત તમારા માટે (દુનિયા આખિરત બન્નેમાં) બેહતર છે, જો તમે ઈમાન રાખતા હો. (૮૫) અને તમે રસ્તાઓ પર એ હેતુએ ન બેસો કે (લોકોને) ડરાવો અને અલ્લાહપાક પર ઈમાન લાવનારાઓને તેના માર્ગથી અટકાવો તથા તે (અલ્લાહપાક)ની રાહમાં ખામી શોધો. અને (તે હાલતને) યાદ કરો, જ્યારે કે તમે થોડા જ હતા ત્યારે અલ્લાહ તઆલાએ તમને વધારી દીધા અને જુઓ કે ફસાદ કરનારાઓનું કેવું પરિણામ આવ્યું ? (૮૬) અને જો તમારામાંથી એક જૂથ મારી મારફતે જે (હુક્મ) મોકલવામાં આવ્યો તેની ઉપર ઈમાન લાવ્યું છે અને એક જૂથ ઈમાન લાવ્યું નથી તો આપણી વચ્ચે અલ્લાહપાક ફેંસલો કરે ત્યાં સુધી તમે ધીરજ પકડો અને તે સૌથી બેહતર ફેંસલો કરનાર છે. (૮૭)*



તેમની કૌમના ઘમંડી સરદારો બોલ્યા : હે શુઅય્બ (અલૈ.) ! તમને તથા તમારી સાથે જે ઈમાનવાળા છે, તેમને અમે અમારા શહેરમાંથી અવશ્ય કાઢી મૂકીશું અથવા તો તમે અમારા ધર્મમાં પાછા આવી જાઓ. શુઐબ (અલૈ.)એ કહ્યું કે, શું અમે (તમારા ધર્મથી) નારાજ હોઈએ તો પણ ? (૮૮) અલ્લાહપાકે તે (જૂઠા ધર્મ)થી અમને બચાવ્યા પછી જો અમે તમારા ધર્મમાં પાછા આવીએ તો બેશક, અમે અલ્લાહ તઆલા પર જૂઠું તોહ્મત મૂક્યું (ગણાય) અને અમારૂં એ કામ નથી કે તમારા ધર્મમાં પાછા આવીએ; પરંતુ એ (જુદી વાત છે) કે અમારો પરવરદિગાર અલ્લાહપાક (એમ જ) ચાહે; અમારા પરવરદિગારે દરેક વસ્તુને પોતાના ઈલ્મમાં ઘેરી લીધી છે, અલ્લાહ તઆલાના જ ઉપર અમે તો ભરોસો રાખીએ છીએ. હે અમારા માલિક ! અમારી અને (અમારી આ) કૌમ વચ્ચે ન્યાયપૂર્વક ફેંસલો કર અને તું સૌથી બેહતર ફેંસલો કરનાર છે. (૮૯) અને તેમની કૌમમાંના (તે જ) કાફિર સરદારો (લોકોને) કહેવા લાગ્યા : (બંધુઓ !) જો તમે શુઅય્બ (અલૈ.)ની તાબેદારી કરશો તો બેશક, બહુ નુકસાન ઉઠાવશો. (૯૦) ફરી તેઓને ધરતીકંપે આવી પકડ્યા તો પોતાના ઘરોમાં ઉંધા પડેલા જ (મરેલા) રહી ગયા. (૯૧) જે લોકોએ શુઅય્બ (અલૈ.)ને જુઠાડ્યા હતા તેઓનો એ હાલ થયો કે જાણે તેઓ ત્યાં (શહેરમાં) કદી વસ્યા જ ન હતા; (મતલબ કે) જે લોકોએ શુઅય્બ (અલૈ.)ને જુઠાડ્યા તેઓ જ નુકસાનમાં પડ્યા. (૯૨) તે વખતે શુઅય્બ (અલૈ.)એ તે લોકોથી મોં ફેરવ્યું અને બોલ્યા કે, હે મારી કૌમ ! મેં તમને મારા પરવરદિગારના હુક્મો પહોંચાડ્યા અને તમારી ઘણી ખેરખ્વાહી કરી, (છતાં તમે ન માન્યું તો) હવે એવા કાફિરો પર (અઝાબ ઉતરવાથી) હું શા માટે અફસોસ કરૂં ? (૯૩)

**આયતોનો ભાવાર્થ** : અંતિમ આયતમાં ફરમાવ્યું : **"લા તુફસિદૂ ફીલ્ અરદિ..."** એટલે કે, "જમીનમાં સુધારા પછી તેમાં ફસાદ (અરાજકતા-અવ્યવસ્થા) ન ફેલાવો." આ વાક્ય આ જ સૂરએ અઅ્રાફમાં અગાઉ પણ આવી ચૂક્યું છે. ત્યાં તેનો અર્થ વિસ્તારપૂર્વક વર્ણન કરવામાં આવી ચૂક્યો છે કે, પૃથ્વી (પ્રદેશ)ની દેખીતી સુધારણા દરેક વસ્તુને તેના

યોગ્ય સ્થાને ખર્ચ કરવી અને અલ્લાહ તઆલાની મર્યાદાઓનું પાલન કરવું તથા ન્યાય અને ઈન્સાફ સ્થાપિત રાખવા ઉપર અવલંબિત છે અને વ્યક્તિના અંતરમનની સુધારણા અલ્લાહ તઆલા સાથેનો સબંધ અને અલ્લાહ તઆલાના હુકમોનું નિષ્ઠાપૂર્વક પાલન કરવા ઉપર આધારિત છે. એ જ પ્રમાણે જમીન અથવા પૃથ્વીની જાહેર અને રૂહાની ફસાદ તે સિદ્ધાંતો અને કાયદાઓને છોડી દેવાથી ઉત્પન્ન થાય છે, જે સિદ્ધાંતો અને કાયદાઓ હઝરત શુઅયબ (અલૈ.)ની કૌમે છોડી દીધા હતા અને ઉપેક્ષિત રાખ્યા હતા. જેના કારણે પૃથ્વી ઉપર જાહેર અને રૂહાની (આધ્યાત્મિક) દરેક પ્રકારની અરાજકતા-અવ્યવસ્થા ફેલાઈ ગઈ હતી. એટલા માટે તેમને એ બોધપાઠ આપવામાં આવ્યો હતો કે, ‘‘તમારી આ પ્રવૃત્તિઓ સમગ્ર પૃથ્વીને ખરાબ કરનારી છે, તેનાથી બચો.’’

પછી ફરમાવ્યું : **‘‘ઝાલિકુમ ખયરૂલ્લકુમ ઈન્ કુન્તુમ્ મુઅ્મિનીન’’** એટલે કે, ‘‘આ જ વાત તમારા માટે લાભદાયક છે, જો તમે મારી વાત માનો.’’ મતલબ એ છે કે, જો તમે પોતાની આ નાજાઈઝ પ્રવૃત્તિઓથી રોકાઈ જાઓ તો તેમાં જ તમારી દીન અને દુનિયાની સફળતા અને પ્રગતિ છે. દીન અને આખિરતની કામિયાબી તો દેખીતું છે કે, અલ્લાહપાકના હુકમોના પાલન ઉપર અવલંબિત છે અને દુનિયાની સફળતા એટલા માટે કે જ્યારે લોકોને જાણ થઈ જશે કે, ફલાણો વ્યક્તિ માપ-તોલમાં અને અન્ય હકોમાં પ્રમાણિકતાથી કામ કરે છે, તો માર્કેટમાં તેની શાખ સ્થાપિત થઈ જશે અને તેના વેપારનો વિકાસ થશે.

ત્રીજી આયતમાં જે ઈરશાદ છે કે, ‘‘તમે લોકોને ડરાવવા-ધમકાવવા માટે અને અલ્લાહપાકના રસ્તાથી રોકવા માટે માર્ગો અને સડકો ઉપર ન બેસ્યા કરો.’’ તેનો ભાવાર્થ અમુક મુફસ્સિરોએ એ ઠરાવ્યો છે કે, આ બંને વાક્યોથી એક જ ભાવાર્થ સમજાય છે કે, આ લોકો રસ્તાઓ ઉપર બેસીને હઝરત શુઅયબ (અલૈ.)ની પાસે આવનાર લોકોને રોકતા હતા અને ડરાવતા-ધમકાવતા હતા, તેની મનાઈ કરવામાં આવી છે.



અને અમુક લોકોએ નોંધ્યું છે કે, તેમના આ બે અલગ-અલગ અપરાધો હતા. રસ્તાઓ આંતરીને લૂંટફાટ પણ કર્યા કરતા હતા અને હઝરત શુઅયબ (અલૈ.) ઉપર ઈમાન લાવવાથી રોકતા પણ હતા. પ્રથમ વાક્યમાં પ્રથમ વિષય અને બીજા વાક્યમાં બીજો વિષય વર્ણન કરવામાં આવ્યો છે. તફસીરે બહરે મુહીત વગેરેમાં આ જ અભિપ્રાય અપનાવવામાં આવ્યો છે અને માર્ગો ઉપર બેસીને લૂંટફાટ કરવામાં તેને પણ સામેલ ઠરાવી દીધું છે, જે શરીઅત વિરૂદ્ધ નાજાઈઝ ટેક્ષ વસૂલ કરવા માટે માર્ગો અને સડકો ઉપર ચોકીઓ બનાવવામાં આવે છે.

અંતિમ આયતમાં ફરમાવ્યું : **"વતબ્ગૂનહા ઈવઝા"** એટલે કે, "તમે લોકો અલ્લાહપાકના માર્ગમાં ઉણપની શોધખોળમાં લાગેલા રહો છો" કે ક્યાંક આંગળી મૂકવાની જગ્યા મળી આવે તો વાંધાઓ અને શંકાઓની પોથી (ચોપડો) ખોલી નાંખીએ અને લોકોને સત્ય દીનથી બેઝાર કરવાનો પ્રયત્ન કરીએ.

ત્યાર પછીની આયતમાં શરૂથી આયતના અંતે ઈરશાદ ફરમાવ્યું : **"વઝકુરૂ ઈઝ કુન્તુમ..."** તેમાં તે લોકોને તાકીદ માટે પ્રેરણા અને ધમકી બંને પાસાંઓનો ઉપયોગ કરવામાં આવ્યો છે. પ્રથમ તો પ્રેરણા માટે અલ્લાહપાકે એ નેઅમત યાદ અપાવી કે, તમે સંખ્યામાં થોડા હતા, અલ્લાહ તઆલાએ તમારો વંશ વધાર્યો અને એક ઘણી મોટી વિશાળ કૌમ બનાવી દીધી અથવા તો માલ અને સામાનના આધારે ઓછા હતા, અલ્લાહપાકે તમને આર્થિક સદ્ધરતા અર્પણ કરીને માલદાર બનાવી દીધા. ત્યારબાદ ધમકી આપવા માટે ફરમાવ્યું કે, પોતાનાથી અગાઉની ફસાદ ફેલાવનારી કૌમોના પરિણામ ઉપર દૃષ્ટિપાત કરો કે, કૌમે નૂહ, કૌમે આદ, કૌમે ષમૂદ અને કૌમે લૂત ઉપર કેવો-કેવો અઝાબ આવી ચૂક્યો છે, જેથી તમે સમજદારીથી કામ લો.

પાંચમી આયતમાં આ કૌમની એક શંકાનો જવાબ છે કે, હઝરત શુઅયબ (અલૈ.)ના ઈમાનના આમંત્રણ પછી આ કૌમ બે વિભાગોમાં



વહેંચાઈ ગઈ. અમુક લોકો ઈમાન લાવ્યા અને અમુક ઈન્કારી થયા. પરંતુ જાહેર સ્વરૂપે આ બંનેમાં કોઈ તફાવત નથી. બંને ગૃપો સમાન રીતે આરામ અને રાહતમાં છે. જો ઈન્કાર કરવો કોઈ અપરાધ હોત, તો અપરાધીને સજા મળી હોત. તેના જવાબમાં ફરમાવ્યું : **"ફસ્‌બિરૂ હત્તા યહ્‌કુમલ્લાહુ બય્‌નના"** એટલે કે, ઉતાવળ ન કરો, અલ્લાહ તઆલા પોતાના વિવેક અને કૃપાથી અપરાધીઓને મહોલત (મુદ્દત) આપે છે. જ્યારે તે બિલ્કુલ જ બાગી બની જશે, તો પછી ફેંસલો કરી આપવામાં આવશે. તમારો પણ તે જ હાલ છે, જો તમે તમારા ઈન્કાર કરવાથી પાછા ન ફર્યા તો ઘણા જ નિકટમાં ઈન્કારીઓ ઉપર નિર્ણાયક અઝાબ આવી જશે.

કુફ્ર અને શિર્ક બધા ગુનાહોની જડ છે. જે કૌમ તેમાં સપડાય છે તેમને પ્રથમ ઈમાનનું આમંત્રણ આપવામાં આવે છે. ઈમાન પહેલાં બીજા વ્યવહારો અને નૈતિક આચરણો ઉપર ધ્યાન આપવામાં આવતું નથી. દુનિયામાં તેમનો છૂટકારો અથવા અઝાબ પણ આ જ ઈમાન અને કુફ્રના આધાર ઉપર થાય છે. બધા જ અગાઉ થઈ ચૂકેલા અંબિયા (અલૈ.) અને તેમની કૌમોની ઘટનાઓ જે કુર્‌આને કરીમમાં વર્ણન થઈ છે, આ જ પદ્ધતિની ગવાહી આપે છે. ફક્ત બે કૌમો એવી છે, જેમના ઉપર અઝાબ નાઝિલ થવામાં કુફ્રની સાથે-સાથે તેમના દુષ્ટ આચરણોની પણ દખલગીરી રહી છે. એક કૌમે લૂત (અલૈ.) જેનું વર્ણન થઈ ચૂક્યું કે, તેમના ઉપર જે અઝાબ સમગ્ર વસ્તીને ઉલટાવી દેવાનો આવ્યો હતો, તેનું કારણ તેમના દુષ્ટ સજાતીય સબંધો (સમલૈંગિક દુષ્કર્મ) બતાવવામાં આવ્યું છે. બીજી કૌમ હઝરત શુઅયબ (અલૈ.)ની કૌમ છે, જેમના અઝાબનું કારણ કુફ્ર અને શિર્ક ઉપરાંત માપ-તોલમાં કમી કરવાને પણ ઠરાવવામાં આવ્યું છે.

આથી જાણ થઈ કે, આ બંને કામ અલ્લાહ તઆલાની નજીક ખૂબ જ જઘન્ય અપરાધો છે. દેખીતી રીતે તેનું કારણ એ છે કે, આ બંને કામો એવા છે કે, સમગ્ર માનવજાતિને તેનાથી પારાવાર નુકસાન થાય છે અને સમગ્ર દુનિયામાં તેનાથી મોટી અરાજકતા ફેલાઈ જાય છે.



ત્યારબાદ ફરમાવ્યું : હે મારી કૌમ ! મને બતાવો કે, જો હું પોતાના પરવરદિગાર તરફથી સત્ય હોવાની દલીલ અને સંપૂર્ણ સાબિતી ધરાવું છું અને અલ્લાહપાકે ઉત્તમ રોજી પણ અર્પણ કરી છે કે જાહેર રોજી જેના ઉપર રોજી-રોજગારનો આધાર છે તે પણ અર્પણ કર્યું અને બુદ્ધિ તથા સમજદારી પણ અર્પણ કરી. તદુપરાંત વહી અને નુબૂવ્વતનું મહામૂલુ ઈનામ પણ અર્પણ કર્યું. તો પછી શું તમારી સલાહ એ છે કે, હું આ બધી વસ્તુઓના હોવા છતાં તમારી જેમ ગુમરાહ અને જુલમ અપનાવી લઉં અને સત્ય વાત તમને ન પહોંચાડું ?

ત્યારબાદ ફરમાવ્યું : **"વમા ઉરીદુ અન્ ઉખાલિફકુમ્ ઈલા મા અન્હાકુમ્ અન્હુ"** એટલે કે, એ પણ સમજી લો કે, હું જે વસ્તુથી તમને રોકું છું, હું પોતે પણ તેની પાસે નથી જતો. જો હું તમને મનાઈ કરૂં અને પોતે તેને કરતો રહું તો તમારા માટે કંઈક કહેવાની સંભાવના હતી.

એનાથી જાણ થાય છે કે, પ્રચારક અને વાઈઝ તથા મુબલ્લિગના અમલને તેની વઅઝ અને નસીહતમાં ઘણી મોટી દખલગીરી હોય છે. જે વસ્તુ ઉપર વાઈઝ (વકતા) પોતે અમલ ન કરતો હોય તેની વાતનો અન્યો ઉપર કોઈ પ્રભાવ પડતો નથી. પછી ફરમાવ્યું : **"ઈન ઉરીદુ ઈલ્લા..."** એટલે કે, મારો મકસદ આ સમગ્ર સંઘર્ષ અને મહેનતનો તથા તમને વારંવાર વિનંતી કરી સમજાવવાનો એ સિવાય કંઈ નથી કે હું તમને મારી શક્તિ અને ક્ષમતાની મર્યાદા સુધી સુધારવાનો પ્રયત્ન કરૂં. અને પછી ફરમાવ્યું કે, આ પ્રયત્ન પણ વાસ્તવમાં મારા અધિકારથી નથી, બલ્કે **"વમા તવફીકી ઈલ્લા બિલ્લાહ...."** એટલે કે, હું જે કંઈ કરૂં છું, તે બધું અલ્લાહ તઆલાની આપેલી તવફીકથી કરૂં છું. નહીંતર એ મારા કાબૂમાં જ ન હતું, મને તેના જ ઉપર ભરોસો છે અને હું દરેક કાર્યમાં તેના જ શરણે જાઉં છું.

આ શિખામણ અને નસીહત પછી તેમને અલ્લાહપાકના અઝાબથી ડરાવ્યા. **"વ યા કવ્મિ લા યજરિમન્નકુમ..."** એટલે કે, તમે વિચારો,



સમજો, એવું ન થાય કે મારો વિરોધ અને દુશ્મનાવટ તમારા ઉપર કોઈ એવો અઝાબ લાવી દે, જેમકે તમારાથી અગાઉની કૌમે નૂહ (અલૈ.) અથવા કૌમે હૂદ (અલયહિસ્સલામ) અથવા કૌમે સાલિહ (અલયહિસ્સલામ) ઉપર આવી ચૂક્યો છે. અને લૂત (અલયહિસ્સલામ)ની કૌમ અને તેમના ઈબ્રતનાક બોધદાયક અઝાબ તો તમારાથી કંઈ દૂર પણ નથી. એટલે કે, અંતરના આધારે કૌમે લૂતની ઉલટાવી દેવામાં આવેલ વસ્તીઓ મદ્‌યનની નજીક જ છે અને સમયકાળના આધારે પણ તમારાથી ઘણા નજીકના સમય પહેલાં તેમના ઉપર અઝાબ આવ્યો છે, તેનાથી બોધપાઠ ગ્રહણ કરો અને પોતાની હઠધર્મી અને જીદથી પાછા વળો.

તેમની કૌમ આ સાંભળીને વધારે ઉશ્કેરાઈ ગઈ અને કહેવા લાગી કે, જો તમારા કુટુંબનું સમર્થન તમને પ્રાપ્ત ન હોત તો અમે તમને ‘સંગસાર’ કરી (પથ્થરો વડે મારી) નાંખ્યા હોત. હઝરત શુઅયબ (અલૈ.)એ આ વાત ઉપર પણ તેમને શિખામણ આપી કે તમને મારા કુટુંબનો તો ડર લાગ્યો, પરંતુ અલ્લાહપાકનો કંઈ જ ડર નથી, જેના કબ્જામાં સઘળું કાંઈ છે !

અંતે જ્યારે કૌમે કોઈ વાત ન માની ત્યારે હઝરત શુઅયબ (અલૈ.)એ ફરમાવ્યું : સારૂં ! હવે તમે અઝાબની રાહ જુઓ. ત્યારબાદ અલ્લાહપાકે હઝરત શુઅયબ (અલૈ.) અને તેમના ઉપર ઈમાન લાવનારાઓને કાયદેસર વસ્તીઓમાંથી બહાર કાઢી લીધા અને બાકી બધા હઝ. જિબ્રઈલ (અલૈ.)ના એક ભયંકર અવાજના કારણે એકીસાથે સામૂહિક નાશ પામ્યા.





# ❋ હઝરત મૂસા અલયહિસ્સલામ ❋

કુર્આન શરીફમાં હઝ. મૂસા અલયહિસ્સલામનું વર્ણન ૧૩૬ જગ્યાએ અને હઝ. હારૂન અલૈહિસ્સલામનું વર્ણન ૨૦ જગ્યાએ કરવામાં આવ્યું છે.

હઝરત ઈબ્રાહીમ અલૈહિસ્સલામના બે સાહબઝાદા (પુત્રો) હઝરત ઈસ્હાક અલયહિસ્સલામ અને હઝરત ઈસ્માઈલ અલયહિસ્સલામ હતા. જેમાં હઝરત ઈસ્માઈલ અલયહિસ્સલામ અને તેમની વાલિદહ (માતા) હઝરત હાજરા (રદી.) વિશે અલ્લાહ તઆલા તરફથી હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામને હુકમ થયો કે, તેમને અરબસ્તાન (મક્કા મુકર્રમહ)ના રેતીના રણપ્રદેશમાં વસવાટ કરાવો. જેથી મારા પ્રથમ ઘર (બયતુલ્લાહ)ને તે તથા તેમની નસલ આબાદ કરે. માટે હઝરત ઈસ્માઈલ અલયહિસ્સલામ અને હઝરત હાજરા (રદી.) ત્યાં જ સ્થાયી થઈ ગયા. અને તેમની અવલાદ બની ઈસ્માઈલથી સંબોધવામાં આવી. આ લોકો અરબ કહેવાયા. અને તેમની જ નસલથી જનાબ નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અલ્લાહ તઆલાના અંતિમ નબી તરીકે મોકલવામાં આવ્યા.

જ્યારે હઝરત ઈસ્હાક અલયહિસ્સલામ પોતાના વાલિદ હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામ સાથે બયતુલ્મુકદસ (પેલેસ્ટાઈન)માં જ રહ્યા. અને તેમની નસલ ત્યાં જ આબાદ રહી. હઝરત ઈસ્હાક અલયહિસ્સલામની વફાત પછી આપના પુત્ર હઝ. યઅકૂબ અલયહિસ્સલામ નબી બનાવવામાં આવ્યા. આપનો લકબ ઈસ્રાઈલ હતો. જેનો અર્થ ઈબ્રાની ભાષામાં "અલ્લાહના બંદા" થાય છે. આપની અવલાદને "ઈસ્રાઈલના પુત્રો" (બની ઈસ્રાઈલ તથા યહૂદી) કહેવામાં આવે છે.





યહૂદીઓની કિતાબોમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના વિશે ઘણી વિશેષ નિશાનીઓ અને આપનું અંતિમ નબી હોવાનું વર્ણન હતું. અને હઝરત ઈસ્હાકથી લઈ હઝરત ઈસા અલયહિસ્સલામ સુધી ચાર હજાર નબીઓ લગાતાર યહૂદીઓમાં જ થયા. માટે તે એવુ સમજ્યા કે, અંતિમ નબી પણ યહૂદીઓમાંથી જ થશે. અને તે નિશાનીઓમાં ખજૂરના બાગોવાળી જગ્યાએ હિજરત કરશે, એવું પણ વર્ણન હતું. માટે યહૂદીઓના અમૂક કબીલાઓએ આ પ્રકારની જગ્યાઓએ વસવાટ કરવા માંડયો. તેમાં જ મદીના મુનવ્વરહ પણ ખજૂરના બાગોવાળી જગ્યા હોવાથી તેમણે ત્યાં પણ વસવાટ કર્યો હતો.

હવે જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને ચાલીસ વર્ષની ઉંમરે નબી બનાવવામાં આવ્યા અને તેમની કિતાબોમાં દર્શાવેલ બધી જ નિશાનીઓ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)માં મૌજુદ હતી, તો તેમણે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઉપર ઈમાન લાવવુ જરૂરી હતું. કારણકે તેમની કિતાબોમાં તથા તેમના નબીઓની વસીય્યતોમાં પણ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઉપર ઈમાન લાવવાની તાકીદ હતી. અને યહૂદીઓ-ખ્રિસ્તીઓ વિશે કુર્આન શરીફમાં વર્ણન છે કે, તે નિશાનીઓને લઈ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને એવી રીતે ઓળખે છે, જેમકે માં-બાપ પોતાની અવલાદને ઓળખે છે.

પરંતુ આ નબી 'બની ઈસ્રાઈલ'ની જગ્યાએ અલ્લાહ તઆલા તરફથી 'બની ઈસ્માઈલ'માં મોકલવામાં આવ્યા હતા. અને તે ફક્ત પોતાના કુટુંબ કે કૌમ માટે જ નહીં, બલ્કે સર્વ જગત માટે અને કિયામત સુધીની બધી જ કૌમો માટે મોકલવામાં આવ્યા હતા. માટે ફક્ત હસદ અને ઈર્ષાને લઈ યહૂદીઓએ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો વિરોધ કરવા માંડયો.

તો સૂરએ બકરહમાં યહૂદીઓને સંબોધીને વિગતવાર વર્ણન કરવામાં આવ્યુ. કારણ કે આરબો તો દીની (ધાર્મિક) ઈલ્મથી વંચિત (મહરૂમ) હતા. જ્યારે યહૂદીઓ ઉપર અલ્લાહપાકના દીની તથા દુન્યવી અપાર



ઉપકારો હતા. હઝરત યઅકૂબ, યુસૂફ, મૂસા, હારૂન, દાવૂદ, સુલયમાન, ઈસા અલયહિમુસ્સલામ વગેરે કુલ ચાર હજાર નબીઓની દીની તઅલીમ તેમની પાસે હતી. એક લાંબા ગાળા સુધી તેમના કુટુંબમાં નુબૂવ્વતની સાથે સત્તા પણ રહી હતી. અને સમગ્ર જગતમાં તેમનું આધ્યાત્મિક તથા શૈક્ષણિક માન-સન્માન હતું. અને તેમના ઈમાન લાવવાથી સામાન્ય પ્રજાજનો ઉપર તેનો સારો અસર પડી શકે એમ હતું. માટે તેમને પોતાના ઉપકારો યાદ કરાવી ઈમાન લાવવાનું આમંત્રણ આપ્યુ અને દર્શાવ્યુ કે, જો તમો ઈન્કાર કરશો તો તમારા કારણે ઈન્કાર કરનારા બધા જ લોકોનો ગુનોહ તમને થશે. કારણકે જાણ્યા છતાં ઈન્કાર કરી તમે ડબલ ગુનેહગાર થશો.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના આગમન પહેલાં તમો આપની આતુરતાથી રાહ જોઈ લોકો સમક્ષ વખાણ કરતા હતા. પરંતુ આપના આગમન બાદ પોતાનું વર્ચસ્વ ઓછું થઈ જવાના ડરે આપનો વિરોધ કરવા માંડયા. યહૂદીઓની ગુમરાહીના મુખ્ય કારણોમાં ધનદૌલતની લાલસા તથા ઘમંડી હોવુ હતું. માટે તેમને ધનદૌલત અને મનેચ્છાઓ ઉપર કાબૂ મેળવવા સબ્રની અને ઘમંડ દૂર કરવા માટે નમાઝની તાકીદ કરવામાં આવી.

**સબ્ર અને નમાઝની મહત્વતા :**

સબ્ર અને નમાઝ અલ્લાહપાકની ઘણી મોટી ઈબાદતો છે. જેનાથી માનવીનું જાહેરી તથા આધ્યાત્મિક (રૂહાની) ઘડતર થાય છે. તે માણસને કપળા સંજોગોમાં પણ શાંતિ અર્પણ કરી ઉચ્ચ મનોબળ જાળવી રાખે છે. અલ્લાહપાકના નેક બંદાઓમાં આ બન્નેવ ગુણો ઘણા સારી રીતે હોય છે. માટે કુર્આન શરીફમાં તેમના માટે ફરમાવ્યું કે, તેમને કોઈ ગમ અને ડર હોતો નથી. તેમના દિલો આત્મવિશ્વાસ અને અલ્લાહપાકના વાયદાઓ ઉપર ઈમાનથી ભરેલા હોય છે. જ્યારે લોકો સબ્ર અને ધીરજ છોડી આપે છે, ત્યારે આ બંદાઓ અલ્લાહપાકની અપાર શક્તિઓને યાદ કરી લોકોને સાંત્વન આપે છે. યહૂદીઓ જ્યારે હઝ. મૂસા (અલૈ.) સાથે દરિયા કિનારે પહોંચી રહ્યા હતા અને પાછળ ફિરઔન (ઈજીપ્તનો રાજા)નું લશ્કર તેમનો

પીછો કરી રહ્યુ હતું, ત્યારે યહૂદીઓએ ગભરાઈને હઝ. મૂસા (અલૈ.)થી કહ્યું કે, હમે તો હવે જરૂર પકડાઈ જઈશું. કારણકે આગળ દરિયો અને પાછળ ફિરઔનનું લશ્કર છે. બચવાનો કોઈ રસ્તો નથી. ત્યારે સબ્ર અને નમાઝની સિફતોથી ઘડાયેલ અલ્લાહપાકના નબી હઝ. મૂસા (અલૈ.)એ ઘણા જ આત્મવિશ્વાસથી ફરમાવ્યું : "હરગીઝ નહીં ! મારી સાથે મારો પાલનહાર છે. તે જરૂર જરૂર બચાવનો રસ્તો કાઢી આપશે." આ નબીનું ઈમાન અને સબ્ર તથા નમાઝની બરકતો હતી.

હઝરત યઅકૂબ અલયહિસ્સલામ અને તેમના પુત્રો હઝરત યૂસુફ (અલૈ.)ના સમયમાં મિસ્‌ર (ઈજીપ્ત)માં આવીને વસ્યા હતા. હઝરત મૂસા (અલૈ.)ના સમયમાં તેમની સંખ્યા લાખોની થઈ ગઈ હતી. જેથી મિસ્‌રના અસલ રહેવાવાળાઓને ડર લાગ્યો કે, કદાચ આ લોકો મિસ્‌ર ઉપર કબ્ઝો કરી લેશે. માટે યહૂદીઓ ઉપર તેમણે બહાના કાઢી અત્યાચારો કરવાનું શરૂ કરી દીધુ હતું. અને તેવામાં ફિરઔને એક ખ્વાબ (સ્વપ્ન) જોયું તો તેના વિશે જ્યોતિષીઓએ કહ્યું કે, યહૂદીઓમાં એક બાળક પેદા થશે. જેનાથી તારી સલ્તનત ખતમ થશે. તો તેણે હુકમ કર્યો કે, યહૂદીઓમાં જેટલા છોકરાઓ પેદા થાય તે સૌને મારી નાંખવામાં આવે.

અલ્લાહપાકે હઝરત મૂસા અલયહિસ્સલામને તે જ સમયે પેદા કરી ફિરઔનના ઘરમાં જ આપનો ઉછેર પણ કરાવ્યો. અને છતાં તે આપનું કાંઈ બગાડી શક્યો નહીં. અને છેવટે તેણે આ હુકમ રદ કર્યો. આ સખ્ત સજાથી યહૂદીઓને બચાવ્યા, જે અલ્લાહપાકની મહાન નેઅમત હતી. હઝરત મૂસા અલયહિસ્સલામ નબી બન્યા બાદ ફિરઔનને સમજાવતા રહ્યા. છતાં તેણે માન્યું નહીં અને ત્યાર બાદ અલ્લાહપાકના હુકમથી હઝરત મૂસા (અલૈ.) સિરિયા તરફ રવાના થયા. અને ઉપર દર્શાવેલ કિસ્સા પ્રમાણે સમુદ્રમાં પાણી ચીરીને અલ્લાહપાકે સૂકો રસ્તો બનાવી આપ્યો. હઝરત મૂસા અલયહિ-સ્સલામ તથા યહૂદીઓ સમુદ્ર પાર કરી ગયા. ફિરઔન તેમનો પીછો કરતા સમુદ્રની મધ્યમાં અલ્લાહપાક તરફથી ડુબાડી દેવામાં આવ્યો. જેને યહૂદી સામેના કિનારેથી જોઈ રહ્યા હતા.



ફિરઔનની લાશ વિષે વિગતવાર વર્ણન કરતા ડૉ. મોરીસ તેની ઐતિહાસિકતા અને કુર્આન શ.ની આયતમાં જે વર્ણન છે, તેમાં સમાનતાપણુ દેખાડે છે. તેમણે પોતે ૧૯૭૬માં મિસરી (ઈજીપ્ત) મ્યુઝીયમમાં જઈ ફિરઔનની મમી (શરીર)ના અલગ અલગ અવયવોના ફોટા લીધા. અને અંદાજે ત્રણ હજાર વર્ષ ગુજર્યા બાદ પણ તેમાં કોઈ ખાસ પરિવર્તન ન હોવા પર ઘણું આશ્ચર્ય અને અચંબો વ્યકત કર્યો છે. આ મમી થયેલ શરીર ૧૮૯૮માં રાજાઓની વાડીમાં મી. ઓરીટે શોધી. ત્યાંથી તે મમીને કેરો લાવવામાં આવી, ત્યાર બાદ **(Elliot Smith)** એલેટ સ્મીથે ૮ જુલાઈ ૧૯૦૭માં તેના શરીર પરથી ગિલાફ ઉતાર્યા. આ બધી પ્રક્રિયા અને શરીરની સમીક્ષાનું પોતાના પુસ્તક ''રાજાઓની મમીઓ'' **(The Royal Mummies)** માં ૧૯૧૨માં વર્ણન કર્યુ છે. ત્યારથી લઈ ૧૯૭૬ સુધી તે ટૂરીસ્ટો માટે કેરોના અજાયબી ઘરમાં સજાવેલી હતી. તેનું માથુ અને ગળાનો ભાગ ખુલ્લો હતો. અને બાકીનું શરીર કપડાથી ઢાંકેલુ હતુ. ડૉ. મોરીસની સલાહ અને મશ્વેરાથી જુન ૧૯૮૫માં એના શરીરના અવયવો ઉપર રિસર્ચ કરવામાં આવ્યુ. જેમાં પ્રખર અનુભવી ડૉકટરો ડૉ. એલ. મેલ્જી, ડૉ. મુસ્તફા મન્યાલવી, પ્રો. સેકાલ્દી, પ્રો. મગનુ અને ડૉ. ડોરેગ્વન શામેલ હતા, ત્યાર બાદ ડૉ.મોરીસે આના પરિણામો વિશેની વિગતવાર જાણકારી ફ્રાન્સમાં ત્યાંની ડૉકટરી એકેદમીઓમાં મહાનિબંધ રૂપે રજુ કરી. આ પરિણામોની જાણ થતાં મિસરી (ઈજીપ્શયન) સરકારે ફિરઔનની મમી રિસર્ચ માટે ફ્રાન્સ મોકલવાનો ફેંસલો કર્યો અને ૨૬ સપ્ટેમ્બરના આ મમી પેરીસ મોકલવામાં આવી.

ડૉ. મોરીસ આ વિષય સમાપ્ત કરતાં લખે છે કે, જે લોકો પવિત્ર આકાશી પુસ્તકોની સચ્ચાઈ માટે મોર્ડન જાણકારીની દલીલો શોધે છે, તે મિસ્રના અજાયબી ઘરના મમી સ્થળોએ જઈને ફિરઔનના શરીર વિષે કુર્આનની આયતોના એક ભવ્ય ઉદાહરણનુ પ્રત્યક્ષ દર્શન કરી શકે છે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)એ ફરમાવ્યું કે, (એક દિવસે) ફિરઔન



અને તેના ઉઠક-બેઠકવાળાઓમાં એ વાતનું વર્ણન આવ્યું કે, અલ્લાહપાકે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને વાયદો કર્યો છે કે, તેમના વંશમાં અંબિયા (અલૈ.) તથા બાદશાહો પેદા ફરમાવશે. મજલિસમાં બેઠેલા અમુક હાજર-જનોએ કહ્યું કે, હા ! બની ઈસ્રાઈલ તો તેની રાહ જોઈ રહ્યા છે, જેમાં તેમને જરા પણ શંકા નથી કે તેમની અંદર કોઈ નબી અથવા રસૂલ પેદા થશે અને પહેલાં તે લોકોનો વિચાર હતો કે, તે નબી હઝરત યૂસુફ બિન યઅકૂબ (અલૈ.) છે. જ્યારે તેમની વફાત થઈ ગઈ તો કહેવા લાગ્યા કે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.) સાથે જે વાયદો કરવામાં આવ્યો હતો તે તેમના માટે ન હતો. (કોઈ અન્ય નબી અને રસૂલ પેદા થશે, જે આ વાયદાને પૂરો કરશે.) ફિરઔને આ સાંભળ્યું તો તેને ચિંતા થવા લાગી કે, બની ઈસ્રાઈલમાં કે જેમને તેણે ગુલામ બનાવી રાખ્યા હતા, જો કોઈ નબી અથવા રસૂલ પેદા થઈ ગયો તો તે તેમને મારી પાસેથી આઝાદ કરાવશે. એટલા માટે મજલિસમાં હાજરજનોને પૂછ્યું કે, આ આફતથી બચવાનો શું માર્ગ છે ? તે લોકો પરસ્પર મશ્વરો કરતા રહ્યા અને અંતે બધા એ અભિપ્રાય ઉપર સહમત થઈ ગયા કે, બની ઈસ્રાઈલમાં જે છોકરો પેદા થાય તેને કાપી નાંખવામાં આવે એટલા માટે એવા સૈનિકો નક્કી કરવામાં આવ્યા, જેમના હાથોમાં છરીઓ હતી અને તે બની ઈસ્રાઈલના એક-એક ઘરમાં જઈને જોતા હતા. જ્યાં પણ કોઈ છોકરો દેખાતો, તેને તેઓ કાપી નાંખતા હતા.

અમુક સમય સુધી આ ક્રમ ચાલતો રહ્યો. ત્યાર પછી તેમને એવો હોશ આવ્યો કે, અમારી બધી સેવા અને મહેનત મજૂરીનું કામ તો બની ઈસ્રાઈલ જ કરે છે. જો આ હત્યાનો ક્રમ ચાલુ રહ્યો તો તેમના ઘરડાઓ તો પોતાની મોતે મરી જશે અને બાળકો કતલ થતા રહ્યા તો આવનારી બની ઈસ્રાઈલની પેઢીમાં કોઈ પુરૂષ બાકી રહેશે નહીં, જે અમારી સેવા કરી શકે. પરિણામ એ આવશે કે, સમગ્ર મહેનત અને મજૂરીનું કામ આપણે પોતે કરવાનો વારો આવશે. એટલા માટે હવે એવો નિર્ણય લેવાયો કે, એક વર્ષમાં પેદા થનારા છોકરાઓને છોડી દેવામાં આવે અને બીજા વર્ષે પેદા થનારાઓને કાપી નાંખવામાં આવે. એ જ પ્રમાણે બની ઈસ્રાઈલમાં

અમુક જવાન પણ રહેશે, જે પોતાના ઘરડાઓનું સ્થાન લઈ શકે અને તેમની સંખ્યા એટલી વધારે પણ નહીં હોય, જેનાથી ફિરઔનની હુકૂમતને ભય ઉભો થાય. આ વાત સૌને પસંદ આવી અને આ જ કાયદો લાગુ પાડવામાં આવ્યો.

(હવે અલ્લાહ તઆલાની કુદરત અને હિકમતની જાહેરાત એ પ્રમાણે થઈ કે) હઝરત મૂસા (અલૈ.)ની વાલિદહને એક ગર્ભ એવા સમયે રહ્યો, જ્યારે કે બાળકોને જીવતા છોડી દેવાનું વર્ષ હતું. તેમાં હઝરત હારૂન (અલૈ.) પેદા થયા. ફિરઔની કાનૂનની રૂએ તેમના માટે કોઈ ભય હતો નહીં. આગલું વર્ષ કે જે છોકરાઓનું કતલ થવાનું વર્ષ હતું. તેમાં હઝરત મૂસા (અલૈ.)નો ગર્ભ રહ્યો. આથી તેમની વાલિદહને ગમ અને ચિંતા થવા લાગી કે, હવે આ બાળક પેદા થશે તો તેને કતલ કરી નાંખવામાં આવશે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)એ કિસ્સાને અહીંયાં સુધી પહોંચીને ફરમાવ્યું કે, હે ઈબ્ને ઝુબૈર ! **“ફુતૂન”** એટલે કે, આજમાઈશનો આ પ્રથમ મોકો હતો કે, હઝરત મૂસા (અલૈ.) હજુ દુનિયામાં પેદા પણ થયા ન હતા કે, તેમને કતલ કરવાની યોજના તૈયાર હતી. તે સમયે અલ્લાહ તઆલાએ તેમની વાલિદહને વહીએ ઈલ્હામ દ્વારા એ દિલાસો આપી દીધો કે, **“લા તખાફી વલા તહ્ઝની...”** *(૨૮:૭)* એટલે કે, તમે કોઈ ડર અથવા ચિંતા ન સેવો (અમે તેની હિફાઝત કરીશું અને અમુક દિવસો જુદા થયા પછી) તેમને તમારી પાસે પરત કરી આપીશું, પછી તેમને પોતાના રસૂલોમાં દાખલ કરી લઈશું. જ્યારે હઝરત મૂસા (અલૈ.) પેદા થઈ ગયા, તો તેમની વાલિદહને અલ્લાહ તઆલાએ હુકમ આપ્યો કે, તેમને એક પેટીમાં મૂકીને (નાઈલ) નદીમાં વહાવી દો. હઝરત મૂસા (અલૈ.)ની વાલિદાએ આ હુકમ ઉપર અમલ કર્યો. જ્યારે તે પેટી નદીને હવાલે કરાઈ ચૂકી ત્યારે શયતાને તેમના દિલમાં એ વસવસો નાંખ્યો કે, આ તેં કેવું કામ કર્યું ? જો બાળક તારી પાસે રહેશે અને કદાચ કાપી પણ નાંખવામાં આવે તો તું તેને પોતાના હાથે કફન-દફન કરીને કંઈક તો સાંત્વના મેળવી શકી હોત ? હવે તો નદીના જાનવરો તેને ખાઈ જશે. (હઝરત મૂસા અલૈ.ની વાલિદહ એ જ

હઝરત મૂસા (અલૈ.)ને કહ્યું કે, તમે મારી સાથે ધીરજ નહીં રાખી શકો અને કેવી રીતે સબ્ર કરશો, જ્યારે કે તમને ઘટનાની હકીકતની જાણકારી ન હોય !? મતલબ એ હતો કે, મને જે ઈલ્મ અર્પણ કરવામાં આવ્યું છે, તેનું સ્વરૂપ અને પ્રકાર આપના જ્ઞાન કરતાં અલગ પ્રકારનો છે. એટલા માટે તમને મારા કાર્યો વાંધાજનક લાગશે, જ્યાં સુધી કે હું તમને તેની હકીકતની જાણકારી ન આપું. તમે પોતાના નુબૂવ્વતના હોદ્દાની ફરજની રૂએ તેના ઉપર વાંધો ઉઠાવશો.

હઝરત મૂસા (અલૈ.)ને પોતે અલ્લાહ તઆલા તરફથી તેમની પાસે જવાનો અને તેમની પાસેથી જ્ઞાન શિખવાનો હુકમ થયો હતો એટલા માટે એ સંતોષ હતો કે, તેમનું કોઈપણ કાર્ય વાસ્તવમાં શરીઅત વિરૂદ્ધ હશે નહીં. ભલે જાહેરમાં તે સમજમાં ન આવે, તેથી સબર કરવાનો વાયદો કરી લીધો. નહિતર આવો વાયદો કરવો પણ કોઈ દીનના વિદ્વાન (આલિમ) માટે જાઈઝ નથી, પરંતુ પછી શરીઅત વિશે દીની ગયરતની ભાવનાના કારણે તેઓ આ વાયદો ભૂલી ગયા.

પ્રથમ ઘટના તો વધારે સંગીન ન હતી, માત્ર નાવવાળાઓનું આર્થિક નુકસાન હતું કે, તે નાવ ડૂબી જવાનો માત્ર ભય હતો, જે પાછળથી દૂર થઈ ગયો. પરંતુ ત્યાર પછીની ઘટનાઓમાં હઝરત મૂસા (અલૈ.)એ એ વાયદો પણ ન કર્યો કે હું વાંધો ઉઠાવીશ નહીં અને જ્યારે છોકરાની હત્યાની ઘટના જોઈ તો ખૂબ સખત રીતે વાંધો ઉઠાવ્યો અને પોતાના વિરોધ માટે કોઈ ક્ષમા કે માફી પણ ન માંગી. માત્ર એટલું કહ્યું કે, હવે પછી જો વિરોધ કરૂં તો તમને અધિકાર છે કે મને સાથે ન રાખજો. કારણ કે કોઈ નબી અને પયગમ્બરથી એ સહન જ નથી થઈ શકતું કે, શરીઅત વિરૂદ્ધ કોઈ કાર્ય થતું જુએ અને ધીરજ દાખવે. અલબત્ત, કારણ કે સામે પક્ષે પણ પયગમ્બર જ હતા એટલા માટે અંતે હકીકતનો ખુલાસો એ પ્રમાણે થયો કે, આ ઘટનાઓ હઝરત ખિઝર (અલૈ.) માટે ગૌણ સ્વરૂપે શરીઅતના સામાન્ય નિયમોમાં અપવાદ સ્વરૂપ ઠરાવવામાં આવી હતી. તેમણે જે કંઈ કર્યું અલ્લાહપાકની વહી પ્રમાણે કર્યું. *(મઝહરી)*

**હઝ. મૂસા (અલૈ.)ના જ્ઞાન અને હઝ. ખિઝર (અલૈ.)ના જ્ઞાનમાં એક પાયાનો તફાવત અને બંનેમાં જાહેર વિરોધાભાસનો હલ :**

અત્રે સ્વાભાવિક રીતે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, હઝરત ખિઝર (અલૈ.)ના ખુલાસા પ્રમાણે તેમને જે જ્ઞાન આપવામાં આવ્યું હતું, તેનું સ્વરૂપ હઝરત મૂસા (અલૈ.)ના જ્ઞાન કરતાં ભિન્ન પ્રકારનું હતું, પરંતુ જ્યારે આ બંને જ્ઞાન અલ્લાહ તઆલા તરફથી જ અર્પણ થયું હતું તો તે બંનેના હુકમોમાં વિરોધાભાસ અને મતભેદ કેમ થયો ? તેની તહકીક તફસીરે મઝહરીમાં હઝરત કાઝી ષનાઉલ્લાહ પાનીપતી (રહ.)એ લખી છે તે ઘણી સંતોષપૂર્વકની અને દિલને અસર કરનારી છે. તેમની ચર્ચાનો હેતુ જે હું સમજ્યો છું તેનો ખુલાસો આ પ્રમાણે છે :

અલ્લાહ તઆલા જે લોકોને પોતાની વહી અને નુબૂવ્વતથી પ્રતિષ્ઠિત કરે છે, તેઓ સામાન્ય રીતે તો તે જ લોકો હોય છે, જેમને મખ્લૂકની સુધારણાની સેવા કરવાની હોય છે. તેમના ઉપર કિતાબ અને શરીઅત નાઝિલ કરવામાં આવે છે, જેમાં અલ્લાહપાકની મખ્લૂક માટે સુધારણાના સિદ્ધાંતો અને કાયદા-કાનૂન હોય છે. જેટલા અંબિયા (અલૈ.)નું વર્ણન કુર્આને કરીમમાં નુબૂવ્વત અને રિસાલતના ખુલાસા સાથે આવ્યું છે, તે બધા એવા જ હતા, જેમને શરીઅતની અને સુધારણાની સેવાઓ સોંપવામાં આવી હતી. તેમના ઉપર જે વહી આવતી હતી, તે પણ બધી આ જ સંદર્ભમાં હતી. પરંતુ બીજી બાજુ અમુક તક્વીની (અલ્લાહપાક તરફથી વિશ્વની રહસ્યપૂર્ણ વ્યવસ્થાના અદૃષ્ય તંત્ર વિશેની) સેવાઓ પણ છે, જેના માટે સામાન્ય રીતે અલ્લાહપાકે ફરિશ્તાઓ નક્કી કર્યા છે. પરંતુ અંબિયા (અલૈ.)ના સમૂહમાંથી પણ અલ્લાહ તઆલાએ અમુકને આ તક્વીની સેવાઓ માટે ખાસ કરી લીધા છે. હઝરત ખિઝર (અલૈ.) આ જ વિભાગ-માંથી છે. તક્વીની સેવાઓ અદૃષ્ય ઘટનાઓ સાથે સબંધ ધરાવે છે કે, ફલાણા ડૂબનારા વ્યક્તિને બચાવી લેવામાં આવે અથવા ફલાણાને હલાક કરવામાં આવે, ફલાણાને પ્રગતિ આપવામાં આવે અથવા ફલાણાને જેર

કરવામાં આવે. આ જાણકારીઓનો ન તો સામાન્ય લોકો સાથે કોઈ સબંધ હોય છે અને ન જ તેના હુકમો જનસમૂહથી સંલગ્ન હોય છે. આવી અતિ આવશ્યક ઘટનાઓમાં અમુક એવા સ્વરૂપો પણ સામે આવે છે કે, એક વ્યક્તિને હલાક કરવો શરીઅતના કાયદા વિરૂદ્ધ હોય છે, પરંતુ તક્વીની કાયદા પ્રમાણે આ ખાસ ઘટનાને સામાન્ય શરીઅતના કાયદાઓ કરતાં અપવાદ સ્વરૂપે કરીને તે વ્યક્તિ માટે જાઈઝ ઠરાવવામાં આવે છે. જેને આ તક્વીની સેવાઓ ઉપર નક્કી કરવામાં આવ્યો હોય છે. આવી પરિસ્થિતિમાં શરઈ કાયદાઓના વિદ્વાનો આ અપવાદ સ્વરૂપ હુકમથી વાકેફ નથી હોતા અને તેઓ તેને હરામ કહેવા માટે મજબૂર હોય છે અને જે વ્યક્તિને તક્વીની સ્વરૂપે આ કાયદાથી બાકાત કરવામાં આવ્યો હોય છે, તે પોતાની જગ્યાએ હક અને સચ્ચાઈ ઉપર હોય છે.

ખુલાસો એ છે કે, જ્યાં આવો વિરોધાભાસ નજરે પડે છે, તે વાસ્તવમાં કોઈ વિરોધાભાસ નથી હોતો. અમુક અતિઆવશ્યક ઘટનાઓ શરીઅતના સામાન્ય કાનૂનોમાંથી બાકાત હોય છે. અબૂ હય્યાને બહરે મુહીતમાં ફરમાવ્યું કે, ‘‘જમહૂરનો મત એ છે કે, ખિઝર (અલૈ.) નબી હતા અને અલ્લાહપાકે એમને ઈલ્મે બાતિની (અદૃશ્ય જ્ઞાન)ની સમજ વહી મારફતે શીખવાડી હતી અને હઝરત મૂસા (અલૈ.)ને જાહિરી હુકમો અને ફતવાઓ શિખવાડ્યા.’’ એટલા માટે એ પણ જરૂરી છે કે, આ અપવાદો નુબૂવ્વતની વહી દ્વારા હોય, કોઈ વલીનો કશ્ફ અથવા ઈલ્હામ આવા અપવાદ માટે કદાપિ પૂરતો નથી. એટલા માટે હઝરત ખિઝર (અલૈ.)એ છોકરાની જે હત્યા કરી તે જાહેર શરીઅતની રૂએ હરામ હતું, પરંતુ હઝરત ખિઝર (અલૈ.)ને તક્વીની સ્વરૂપે આ કાયદાથી બાકાત રાખીને આ સેવા માટે નક્કી કરવામાં આવ્યા હતા. તેના ઉપર કોઈ ગેરનબીના કશ્ફ અથવા ઈલ્હામને અનુમાનિત કરીને હરામને હલાલ સમજવું જેમકે અમુક જાહિલ સૂફીઓમાં મશ્હૂર છે, બિલ્કુલ બેદીની અને ઈસ્લામથી બળવા સમાન છે.

ઈબ્ને અબી શયબાએ ઈબ્ને અબ્બાસ (રદી.)ની આ ઘટના નકલ કરી

છે કે, નજદા હરૂરી (ખારજી)એ ઈબ્ને અબ્બાસ (રદી.)ને પત્ર લખ્યો કે, હઝરત ખિઝર (અલૈ.)એ નાબાલિગ છોકરાને કઈ રીતે કતલ કરી નાંખ્યો, જ્યારે કે નબીએ કરીમ (સલ.)એ નાબાલિગને કતલ કરવાની મનાઈ કરી છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)એ જવાબમાં લખ્યું છે કે, જો કોઈ બાળક વિશે એવું જ્ઞાન પ્રાપ્ત થઈ જાય, જે હઝરત મૂસા (અલૈ.)ના ઉસ્તાદ (એટલે કે હઝરત ખિઝર અલૈ.)ને પ્રાપ્ત થયું હતું, તો તમારા માટે પણ નાબાલિગને કતલ કરવું જાઈઝ થઈ જશે. મતલબ એ હતો કે, ખિઝર (અલૈ.)ને તો નુબૂવ્વતની વહી દ્વારા તેનો ઈલ્મ આપ્યો હતો, તે હવે કોઈનાથી નથી થઈ શકતું. કારણ કે નુબૂવ્વત સમાપ્ત થઈ ચૂકી છે. રસૂલે કરીમ (સલ.) પછી કોઈ નબી નથી કે વહી દ્વારા આ પ્રકારની ઘટનાઓ વિશે કોઈ અલ્લાહ તઆલાનો હુકમ કોઈ ખાસ વ્યક્તિને અપવાદ સ્વરૂપ આપવામાં આવે. *(મઝહરી)* આ ઘટનાથી પણ એ હકીકત સ્પષ્ટ થઈ ગઈ કે, કોઈ વ્યક્તિને કોઈ શરીઅતના હુકમમાં બાકાત ઠરાવવાનો નબી અથવા વહી સિવાય કોઈને હક નથી.

બગવી (રહ.)એ હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)થી રિવાયત નકલ કરી છે કે, આ નાવ જે દિશામાં જઈ રહી હતી, ત્યાં એક જાલિમ રાજા હતો, જે ત્યાંથી પસાર થનારા વહાણોને બળજબરીથી ઝૂંટવી લેતો હતો. હઝરત ખિઝર (અલૈ.)એ એ મસ્લિહત હેઠળ નાવનું એક પાટિયું ઉખેડી નાંખ્યું કે, તે જાલિમ બાદશાહ આ વહાણને તૂટેલું જોઈને છોડી દે અને આ ગરીબો એ મુસીબતથી બચી જાય.

**"વઅમ્મલ્ ગુલામુ"** તે છોકરો જેને હઝરત ખિઝર (અલૈ.)એ મારી નાંખ્યો, તેની હકીકત એવી વર્ણન કરી છે કે, આ છોકરાના સ્વભાવમાં કુફ્ર અને માતા-પિતા વિરૂદ્ધ બળવાખોરી હતી. તેના માતા-પિતા નેક અને ભલા હતા. હઝરત ખિઝર (અલૈ.)એ ફરમાવ્યું કે, અમને ભય હતો કે, આ છોકરો મોટો થઈને આ નેક અને ભલા માં-બાપને સતાવશે તથા તકલીફ પહોંચાડશે અને તેમને કુફ્રમાં સંડોવીને માં-બાપ માટે પણ એક ફિત્નો

બનશે અને તેની મહોબ્બતમાં માં-બાપનું ઈમાન પણ ખતરામાં પડી જશે.

**"ફઅરદ્‌ના અંય્યુબ્દિ લહુમા..."** એટલા માટે અમે ઈરાદો કર્યો કે, અલ્લાહ તઆલા તે નેક માં-બાપને આ છોકરાના બદલામાં તેનાથી ઉત્તમ અવલાદ આપે, જે અમલ અને અખ્લાકમાં પવિત્ર પણ હોય અને માં-બાપના હક્કો પણ પૂરા કરે.

ઈબ્ને અબી શયબા, ઈબ્નુલ મુંઝિર અને ઈબ્ને અબી હાતિમે અતિય્યહની રિવાયત નકલ કરી છે કે, માર્યા ગયેલ છોકરાના માતા-પિતાને અલ્લાહ તઆલાએ તેના બદલે એક પુત્રી આપી, જેના પેટથી એક નબી પેદા થયા અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)ની એક રિવાયતમાં છે કે, તેમના પેટથી બે નબી પેદા થયા. અમુક રિવાયતમાં છે કે, તેમના પેટથી પેદા થનાર નબી દ્વારા અલ્લાહપાકે એક મોટી ઉમ્મતને હિદાયત આપી.

**"વતહ્‌તહુ કન્ઝુલ્લહુમા"** આ ખજાનો જે યતીમ બાળકો માટે દીવાલ નીચે દટાયેલો હતો તેના વિશે હઝરત અબૂ દરદાઅ (રદી.)એ રસૂલે કરીમ (સલ.)થી આ રિવાયત કરી છે કે, તે સોના અને ચાંદીનો જથ્થો હતો. *(રવાહુલ તિરમિઝી વલ હાકિમ વ સહીહહ્‌ અજ મઝહરી)*

ઈબ્ને અબ્બાસ (રદી.)એ ફરમાવ્યું કે, સોનાની એક તખ્તી હતી, જેના ઉપર નીચે પ્રમાણેની શિખામણના શબ્દો લખવામાં આવ્યા હતા. આ રિવાયત હઝરત ઉષ્માન બિન અફ્ફાન (રદી.)થી રાવીઓના ક્રમ દ્વારા રસૂલુલ્લાહ (સલ.)થી નકલ કરી છે. *(કુર્તુબી)*

- બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.
- તાઝઝુબ છે તે વ્યક્તિ ઉપર, જે તકદીર ઉપર ઈમાન ધરાવે છે, પછી ગમગીન શા માટે થાય છે ?
- તાઝઝુબ છે તે વ્યક્તિ ઉપર, જે એવું ઈમાન ધરાવે છે કે, રોજીનો જવાબદાર અલ્લાહ તઆલા છે, પછી જરૂરતથી વધારે તકલીફ ઉઠાવી વ્યર્થ પ્રકારના પ્રયત્નોમાં કેમ લાગે છે ?



- તાઅ્ઝુબ છે તે વ્યક્તિ ઉપર કે, જે મૌત ઉપર ઈમાન ધરાવે છે, પછી કઈ રીતે ખુશીઓ મનાવે છે ?
- તાઅ્ઝુબ છે તે વ્યક્તિ ઉપર, જે આખિરતના હિસાબ ઉપર ઈમાન ધરાવે છે, પછી ગફલતથી કઈ રીતે વર્તે છે ?
- તાઅ્ઝુબ છે તે વ્યક્તિ ઉપર, જે દુનિયાને અને તેના પરિવર્તનોને જાણે છે, પછી કઈ રીતે તેના ઉપર સંતોષ પામીને બેસે છે ?
- લા ઈલાહ ઈલ્લલ્લાહ મુહમ્મદુર્રસૂલુલ્લાહ (સલ.)

**માતા-પિતાની નેકીનો લાભ અવલાદ અને પેઢી દર પેઢી પણ પહોંચે છે :**

**“વકાન અબૂહુમા સાલિહન”** તેમાં ઈશારો છે કે, યતીમ બાળકો માટે દટાયેલા ખજાનાની રક્ષણની વ્યવસ્થા હઝરત ખિઝર (અલૈ.) દ્વારા એટલા માટે કરવામાં આવી હતી કે, તે યતીમ બાળકોનો પિતા કોઈ અલ્લાહપાકનો નેક અને સ્વીકૃતિપ્રાપ્ત બંદો હતો. એટલા માટે અલ્લાહ તઆલાએ તેની તમન્ના પૂરી કરવા તેની અવલાદને લાભ પહોંચાડવા માટે આવી વ્યવસ્થા કરી. મુહમ્મદ બિન મુન્કદિર (રહ.) ફરમાવે છે કે, અલ્લાહ તઆલા એક બંદાની નેકી અને તેની આવડતના કારણે તેની અવલાદ અને અવલાદની અવલાદ અને તેના કુટુંબની અને તેની આસપાસના મકાનોની હિફાઝત કરે છે. *(મઝહરી)*





# ❁ કારૂન ❁

## કારૂનનો માલ બાબતે ઘમંડ :

અલ્લાહપાક **"સૂરએ કસસ"**માં ફરમાવે છે : બેશક, કારૂન મૂસા (અલૈ.)ની કૌમમાંથી હતો. ફરી પોતાની કૌમ વિરૂદ્ધ તે ગર્વ કરવા લાગ્યો અને અમે તેને એટલા ખજાના આપ્યા હતા કે, તેની ચાવીઓ (ઉઠાવવી) કેટલાક બળવાન માણસો પર ભારે થઈ પડતી. જ્યારે તેની કૌમે તેને કહ્યું કે, તું ઈતરાજી (ઘમંડ) ન કર. ખરેખર, અલ્લાહ તઆલાને ઈતરાજીવાળા ગમતા નથી. (૭૬) અને અલ્લાહપાકે જે કંઈ તને આપ્યું છે, તેનાથી તું આખિરતનું ઘર કમાઈ લે અને દુનિયાથી (આખિરતમાં લઈ જવાનો) પોતાનો માર્ગ ભૂલી ન જા અને (બંદાઓ સાથે) ભલાઈ કર, જેવી રીતે કે અલ્લાહપાકે તારી સાથે ભલાઈ કરી છે. અને દેશમાં તારાજી ફેલાવાની ઈચ્છા ન કર. બેશક, અલ્લાહપાકને ફસાદ ફેલાવનાર ગમતા નથી. (૭૭) કારૂન બોલ્યો કે, એ માલ તો મને એક એવા હુન્નર વડે પ્રાપ્ત થયો છે, જે મારી પાસે છે. શું તેણે એટલુંય ન જાણ્યું કે, અલ્લાહપાક તેના પહેલાં એવા ઘણા સમૂહોનો નાશ કરી ચૂક્યો છે, જે એના કરતાં વિશેષ બળવાન હતા અને જથ્થામાં પણ અધિક હતા અને ગુનેહગારોને ગુનાહો વિશે પૂછવામાં નહિ આવે. (૭૮) ફરી (એક વાર) તે પોતાની કૌમની સામે પોતાના ઠાઠથી નીકળ્યો (ત્યારે તેના ભાંડુઓમાં) જે લોકો દુનિયાની ઝિંદગીના ચાહકો હતા તે કહેવા લાગ્યા : અફસોસ ! કારૂનને જે કંઈ મળ્યું છે તેના જેવું અમને પણ મળ્યું હોત (તો ઠીક થાત !) બેશક, તે મહા ભાગ્યશાળી છે. (૭૯) અને જેમને (દીનની) સમજ મળી હતી તે બોલ્યા કે, તમારી ખરાબી થાય ! અલ્લાહપાકનો આપેલો સવાબ તે લોકો માટે ઘણો જ બહેતર છે જેઓ

ઈમાન લાવ્યા અને ભલાં કામ કર્યા અને આ વાત તેઓના જ ઘટ (મન)માં ઉતરે છે, જે સહન કરનારા છે. (૮૦)

## કારૂનના ઘમંડનું કરૂણ પરિણામ બીજાઓ માટે બોધપાઠ-ઈબ્રત :

પછી અમે કારૂનને તથા તેના મહેલને ધરતીમાં ધસાવી દીધો. ફરી તેના માટે કોઈ જૂથ એવું ન થયું, જે અલ્લાહ તઆલા(ના અઝાબ)થી તેનો બચાવ કરી શકે. અને ન તે પોતે પોતાને બચાવી શક્યો. (૮૧) અને જે લોકો કાલે સાંજે તેના જેવા થવાની ઈચ્છા કરતા હતા, તે આજે કહેવા લાગ્યા : હાય રે ! એ તો (બાબત જ જુદી છે.) અલ્લાહપાક પોતાના બંદાઓમાંથી ચાહે તેના માટે રોજી બહોળી કરી દે છે અને (ચાહે તેની) તંગ કરી દે છે. જો અલ્લાહ તઆલા અમારા ઉપર ઉપકાર ન કરત, તો અમને પણ ધસાવી દેત. અરે ! એ તો જણાયું કે, કાફિરો સફળતા પામતા નથી. (૮૨) આ આખિરતનું ઘર અમે તે જ લોકો માટે ખાસ કરીએ છીએ જેઓ દુનિયામાં આપવડાઈ ચાહતા નથી અને ન બગાડો કરવા (ચાહે છે) અને સારૂં પરિણામ (અલ્લાહપાકથી) ડરનારાઓ માટે જ છે. (૮૩)

## કારૂન તથા તેની પૂરી કહાણી :

કારૂન હઝરત મૂસા (અલૈ.)નો પિતરાઈ ભાઈ હતો. ઝાલિમ કૌમનો નિયમ છે કે, જે કૌમનું લોહી ચૂસવા ચાહે તેમાંના જ અમુક માણસોને હથિયાર બનાવી લે છે. તેવી જ રીતે ફિરઔને એને ચૂંટી લીધો હતો, જેથી તેને ત્યાં હોદ્દો ભોગવતો હતો. બની ઈસ્રાઈલને મજૂરીનું કામકાજ એની જ મારફતે મળતું અને મજૂરીના પૈસા પણ એ જ ચૂકવતો હતો. એમાં તે એટલો બધો ધનવાન બની ગયો કે તેના ખજાનાની ચાવીઓ અનેક બળવાન માણસો પણ ઉઠાવી શકતા ન હતા. જ્યારે ફિરઔન ડૂબી ગયો અને બની ઈસ્રાઈલ હઝરત મૂસા (અલૈ.)ના કબ્જામાં આવ્યા તો તેની કમાણી બંધ થઈ અને સરદારી જતી રહી. તેથી તે મુનાફિક બની હઝ. મૂસા (અલૈ.)થી દિલમાં અદાવત કરવા લાગ્યો અને ઈર્ષાથી બદગોઈ કરતો રહ્યો. એક વખત હઝરત મૂસા (અલૈ.)એ તેને ઝકાત કાઢવાનો હુકમ

કર્યો, તો લોકોને કહેવા લાગ્યો કે, અત્યાર સુધી તો તમે મૂસા (અલૈ.)ના લાવેલા હુકમો વેઠ્યા, પરંતુ શું હવે તમો એ પણ સહન કરશો કે તે અમારી પાસેથી અમારૂં ધન પણ લઈ લે ! અમુક લોકોએ તેની વાત સાથે સહમત થઈ કહ્યું કે, અમે એ બાબત સહન કરી શકતા નથી. આખરે તેણે હઝરત મૂસા (અલયહિસ્સલામ)ને બદનામ કરવા ગંદો પ્રયાસ કર્યો. એક દિવસે એક સ્ત્રીને બહુ માલ આપવાનો વાયદો કરી વ્યભિચારની તોહમત મૂકવાનું શીખવાડી સૌની રૂબરૂ તે વાત કહેવા માટે લાવ્યો અને તેણીએ કહી પણ નાંખ્યું ત્યારે હઝરત મૂસા (અલૈ.)એ તેણીને અલ્લાહપાકના સખ્ત સોગંદો આપી અલ્લાહપાકના ગઝબથી ખૂબ ડરાવીને કહ્યું કે, તદ્દન સાચું કહી દે, જેથી તેણીએ અલ્લાહ તઆલાથી ડરીને સાચું કહી દીધું કે, કારૂને મને શીખવ્યું હતું. ત્યારે હઝરત મૂસા (અલૈ.)એ તેના માટે બદ્દુઆ કરી તો અલ્લાહપાકે હુકમ મોકલ્યો કે, ધરતીને મેં તમારા તાબે કરી દીધી. હઝરત મૂસા (અલૈ.)એ પૃથ્વીને હુકમ કર્યો કે એને ગળી જા. તો કારૂનને પૃથ્વીએ પકડી લીધો અને તે ખઝાનાઓ સહિત જમીનમાં ધસી ગયો અને કિયામત સુધી ધસતો જ રહેશે.

મતલબ કે આ વિનાશી દૌલત જે અલ્લાહ તઆલાના નજીક એક મચ્છરના પડ જેટલી પણ કિંમત ધરાવતી નથી, તેના ઉપર શું ઈતરાય છે? યાદ રાખ ! અલ્લાહપાકને ઈતરાજીવાળા ગર્વિષ્ઠો ગમતા નથી અને જે વસ્તુ તે મૂળ માલિકને ગમે નહિ, તેનું પરિણામ બરબાદી અને વિનાશ જ છે.

અલ્લાહ તઆલાની આપેલી દૌલત વડે આખિરતનું ભાથું તૈયાર કર, ગફલતના નશામાં ચૂર થઈ ગર્વ ન કર. વળી, પોતાના ભાગ્ય મુજબ ખાઈ-પી અને પહેરી-ઓઢી લે અને વધારાનો માલ ખૈરાત કરી આખિરતની કમાણી કરી મખ્લૂક સાથે ભલાઈ કર, નહિ તો મરતી વેળા શું સાથે લઈ જઈશ.

હઝરત મૂસા (અલૈ.)ની ઈર્ષા અને અદાવત ન કર. ખુદાઈ ભૂમિ પર સદાચરણી બની સીધી રીતે જીવન વિતાવ. નકામો દેશમાં ફસાદ જગાડવો અને ખરાબીઓ નાંખવી ઠીક નથી.



આ નસીહત અને સમજાવટ બાદ પણ તે એમ કહેતો કે, હું બાહોશ હુન્નરવાળો છું. દુનિયા કમાવાની યુક્તિઓ સારી રીતે જાણું છું, તેથી મારી લાયકાત એટલે ખાસ જ્ઞાનના પ્રતાપે મને આ દૌલત મળી છે, કંઈ મહેનત વગર મફત નથી મળી. એમાં કોઈનો કે અલ્લાહ તઆલાનો શું ઉપકાર ? મારી દૌલત પર હું ગર્વ પણ કરૂં તો અઘટિત નથી. વળી, મૂસા (અલૈ.)ના કહેવા અને તમારી સલાહથી અલ્લાહ તઆલાના નામ પર દૌલત શા માટે વેડફી નાંખું.

એક વાર કારૂન પોતાના સંપૂર્ણ ઠાઠમાઠથી નોકર-ચાકરોને લઈ ભારે દબદબાથી ફરવા નીકળ્યો. તે જોઈ દુનિયાના ચાહકોની આંખ ઠરી ગઈ અને કહેવા લાગ્યા કે, અમને પણ એવી ચડતી પ્રાપ્ત થઈ હોત તો કેવું સારૂં થાત ! આ અભિલાષા લોભના કારણે જ હતી. જેવી રીતે કે આજે પણ કેટલાક માણસો મુસલમાન હોવા છતાં બીજી કૌમના વિલાસી જીવન પર રાત-દિવસ લલચાય છે અને તેની ચિંતામાં લાગેલા રહે છે.

એટલે દુનિયાથી આખિરતને તે જ લોકો બહેતર ગણે છે, જેઓથી કષ્ટ વેઠાય છે. પરંતુ અધીરા લોકો તો લાલચના માર્યા દુનિયાની આરજુ પર પડે છે. દુન્યાદારના જાહેરી ઐશ-આરામને જોઈ નાદાન માણસ સમજે છે કે, એ બહુ ભાગ્યશાળી છે. પણ તેની દુન્યાની રાત-દિવસની ચિંતા, ખટપટ અને માથાઝીંકને તથા આખિરતની રૂસ્વાઈને તેમજ તેના સૌ ઠેકાણે ખુશામદ કરવાને જોતો નથી અને તે પણ જોતો નથી કે, દુનિયામાં આરામ છે તો દસ-વીસ વર્ષ, પરંતુ મર્યા પછી તો હઝારો વર્ષ કાપવાના છે.

કારૂનના પૃથ્વીમાં ધસી જતાં કેટલાક મૂર્ખાઓએ કહ્યું કે, એના ખઝાના લેવા માટે જ મૂસા (અલૈ.)એ એને હલાક કર્યો ત્યારે મૂસા (અલૈ.)ના હુકમથી તેની હવેલી પણ ખઝાનાઓ સહિત પૃથ્વીમાં ધસી ગઈ.

આ ખુદાઈ કોપ સમયે બીજો કોઈ પણ તેની મદદે પહોંચી શક્યો નહિ, ન તો તે કોઈને બોલાવી શક્યો. પોતાનું સાધનબળ કંઈ કામ ન લાગ્યું. ન તો બીજાઓની શક્તિ તેને કામ લાગી.





તેઓ સમજ્યા કે, અમે ભૂલમાં હતા. એ તો બાબત જ જુદી છે. ધન-દૌલત અને માન-મર્તબો અલ્લાહ તઆલાને ત્યાં મકબૂલ હોવાની દલીલ નથી, બલ્કે એવી દૌલત એક ખૂબસૂરત સાંપ સમાન છે, જેમાં ઝેર હોય છે અને ઘણી વખત એનું પરિણામ બરબાદી અને સદાની ખરાબી રૂપે જાહેર થાય છે.

કારૂનનો કરૂણ અંજામ જોઈને લોકો કહી ઉઠ્યા કે, અલ્લાહપાકનો ઉપકાર છે કે, તેણે અમને કારૂનના જેવા ન બનાવ્યા. નહિં તો અમારી પણ એ જ દશા થાત ! વળી, અમારી લોભવૃત્તિ પર શિક્ષા ન કરતાં કારૂનનું પરિણામ દેખાડી જાગૃત કરી દીધા.

એટલે કારૂનની દૌલત પર નાદાનોએ કહ્યું હતું કે, એ જ મહાન ભાગ્યશાળી છે. પરંતુ અસલમાં ખરી નસીબદારી એ નથી. આખિરતની સફળતા એ મોટું ભાગ્ય છે. તો એ સફળતા એવા લોકો માટે જ છે, જેઓ દુનિયામાં આપવડાઈ અને મોટાઈ લેવા તેમજ શરારત કરી ખરાબી નાંખવા ચાહતા નથી. પોતાને સૌના વડા બનાવવાની કોશિશમાં રહેતા નથી, બલ્કે તવાઝુઅ અને નમ્રતાપૂર્વક પરહેઝગારીના માર્ગે ચાલે છે. તેઓના પ્રયાસ પોતાના વ્યક્તિત્વને વધારવા નહિ, બલ્કે પોતાના દીનને બુલંદ કરવા ખાતર જ હોય છે. અલ્લાહપાકની બોલબાલા કરવા અને મુસ્લિમ કૌમને આગળ વધારવામાં જ હિંમત ખર્ચ કરે છે. દુનિયાના લાલચુ ન હોઈ આખિરતના જ આશિક હોય છે, જેથી દુનિયા પોતે તેમના પગોમાં પડે છે. તો હવે વિચારો કે, દુનિયા પોતે જ જેના પગે પડે, તે દુનિયાની પાછળ પડનાર કરતાં સારો નથી ? સારાંશ કે, મુઅમિનનો મૂળ હેતુ આખિરત છે. તેથી દુનિયાનો જે ભાગ આ હેતુની સફળતાનું કારણ અને સહાયક બને તે જ મુબારક છે, નહિ તો વ્યર્થ છે.





## ❋ બલ્અમ બાઉરા ❋

**"સૂરએ અઅ્રાફ"**માં વર્ણન છે : અને તેઓને તે માણસનો હાલ સંભળાવો કે જેને અમે અમારી આયતો (હુક્મોની માહિતી) આપી હતી, પછી તે આયતોથી તે તદ્દન નીકળી ગયો. ફરી શયતાન તેની પાછળ લાગ્યો, જેથી તે ગુમરાહો માંહેનો થઈ ગયો. (૧૭૫) અને જો અમે ચાહત તો તે (અનુસાર ચાલવા)ની બરકતથી તેનો રૂત્બો વધારી દેત, પરંતુ તે તો દુનિયાની તરફ જ ઝૂકી પડ્યો અને પોતાની મનેચ્છાને વશ થઈ ગયો, તો તેનો હાલ કૂતરાના જેવો થઈ ગયો કે જો તું તેના પર હુમલો કરે (અને હાંકી કાઢે) તો હાંફે અને (તેની સ્થિતિ પર) છોડી દે તો પણ હાંફ્યા કરે. આ ઉદાહરણ તે લોકોનું છે કે, જેઓએ અમારી આયતોને જુઠાડી, માટે આપ (તેઓને) આ સમાચાર સંભળાવી દો કે જેથી તેઓ કંઈ લક્ષ આપે. (૧૭૬) જે લોકોએ અમારી આયતોને જૂઠાડી, તેઓની (પણ એવી જ) બુરી મિસાલ છે અને એથી તેઓ પોતાનું જ નુક્સાન કરી રહ્યા છે. (૧૭૭)

**આયતોનો ભાવાર્થ :** જે વખતે હઝરત મૂસા (અલૈ.)એ કિનઆની કાફિરોના બાદશાહ પર ચઢાઈ કરી, તો તે લોકોમાં બલ્અમ બિન બાઉર નામનો એક દુરવેશ હતો, જે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના સહીફા પઢેલો હતો અને ઈસ્મે આઝમ જાણતો હોવાથી તેની દરેક દુઆ કબૂલ થતી હતી. તેથી બાદશાહે તેની પાસે મદદ માંગી કહ્યું કે, મૂસા (અલૈ.) અને તેની કૌમ પર બદ્દુઆ કર. પ્રથમ તેણે ઈન્કાર કર્યો, ત્યારે બાદશાહે તેની સ્ત્રીને માલ-દૌલતથી લલચાવી. અંતે તેણીએ તેને રાજી કર્યો. તો લાંચ લઈ બદ્દુઆ કરવા લાગ્યો. પ્રથમ તેને બદ્દુઆ માટે મનાઈ કરવામાં આવી, પણ દૌલતની

ખાતર તેથી અટક્યો નહિ તેમજ જ્યારે રવાના થયો તો જે ગધેડા પર સવાર હતો, તેણે કહ્યું કે એ રસ્તાથી ફરી જા, છતાં તેણે માન્યું નહીં. આખરે રસ્તામાં એક ખુલ્લી તલવાર સાથે એક ફરિશ્તો મળ્યો તો તેને પૂછ્યું : જો હુકમ ન હોય તો હું ન જાઉં. તેણે કહ્યું : જા, પણ બદ્દુઆ કરીશ નહીં. તે પછી બાદશાહ પાસે જઈ બદ્દુઆ કરવા લાગ્યો, તો ઈસ્મે આઝમ ભૂલી ગયો અને મોઢેથી પોતાની જાતે બદ્દુઆને બદલે ભલી દુઆ નીકળવા લાગી. જ્યારે તેણે જોયું કે, મારો અમલ ચાલતો નથી, તો લાચાર થઈ બાદશાહને યુક્તિ બતાવી કે, મૂસા (અલૈ.)ના લશ્કરમાં વ્યભિચારી સ્ત્રીઓ મોકલે, તો લોકો બદફેલી (દુષ્કર્મ)માં સપડાઈ જશે. જેથી તેમના ઉપર ઝિલ્લત આવી પડશે. પરંતુ અલ્લાહપાકે હઝ. મૂસા (અલૈ.)ની બરકતથી તે યુક્તિ પણ ચાલવા દીધી નહીં અને શીખવનાર બેઈમાન મરદૂદ થઈ ગયો અને કૂતરાની માફક ગભરાટમાં પડી જઈ તેની જીભ છાતી સુધી લટકી પડી. વળી, કેટલાકના કહેવા મુજબ તેને એ અઝાબ આખિરતમાં થશે. અલ્લાહપાકે આ બનાવ યહૂદીઓને સંભળાવી જાહેર કર્યું કે, ગમે તેટલો ઈલ્મ ધરાવતો હોય, પણ ફાયદો ત્યારે જ આપશે, જ્યારે પોતે તેને આધિન થાય. પરંતુ મનેચ્છાને તાબે હોય અને ચાહે કે ઈલ્મ મારા કામ લાગે તો એવી સ્થિતિમાં કંઈ વળવાનું નથી. માટે તેઓને જોઈએ કે નસીહત પકડે. કારણ કે તેઓનો હાલ પણ લાંચ લેવામાં મજકૂર માણસ જેવો જ છે.

અલ્લાહ તઆલાએ જેને જેટલો ઈલ્મ આપ્યો છે, તેના પર ઈલ્મના પ્રમાણમાં પૂરતો અમલ નહીં કરનારાઓની મિસાલ જે ઉપર બયાન કરી તે એવી ખરાબ છે કે, કોઈ પણ સદ્પુરુષ યથાશક્તિ તેને પોતાના ઉપર લાગુ પાડવા દઈ શકતો નથી. આ વિશે ઈલ્મવાળાઓએ વિચારવું જોઈએ.

**બોધપાઠ અને નસીહતો :** આ ઘટનામાં ચિંતન કરનારા લોકો માટે ઘણા બધા લાભો અને બોધપાઠ તથા શિખામણો છે.

પ્રથમ એ કે, કોઈ વ્યક્તિએ પોતાના જ્ઞાન, આવડત, મહેનત અને ઈબાદત ઉપર નાઝ (ગર્વ) ન કરવો જોઈએ. હાલત બદલતાં અને બગડતાં

વાર નથી લાગતી. બલ્અમ બિન બાઉરાનું જે પરિણામ આવ્યું તે સૌની સામે છે. એટલા માટે અલ્લાહ તઆલાની ઈતાઅત (આજ્ઞાપાલન) અને ઈબાદતની સાથે-સાથે તેનો આભાર માની દુઆ કરવી જોઈએ અને અલ્લાહ તઆલા ઉપર જ દરેક મનુષ્યએ ભરોસો કરવો જોઈએ.

બીજું એ કે, આ પ્રકારની પરિસ્થિતિઓ અને તેના કારણોથી પણ વ્યક્તિએ બચવું જોઈએ. જ્યાં પણ તેને પોતાના દીનમાં ખરાબી થવાની શંકા હોય, ખાસ કરીને માલ અને સંતાનોના પ્રેમમાં, જેમકે આ ઘટનામાં વર્ણવેલ ખરાબ પરિણામને હંમેશા નજર સમક્ષ રાખવું જોઈએ.

ત્રીજું એ કે, ફસાદખોર અને માર્ગ ભટકેલ લોકો સાથે સબંધ રાખવો અથવા તેમની ભેટ-સોગાતો અથવા દઅવત વગેરેનો સ્વીકાર કરવાથી પણ બચવું જોઈએ. બલ્અમ આ મુસીબતમાં તેમની ભેટ સ્વીકારવાના કારણે સપડાઈ ગયો હતો.

ચોથું એ કે, નિર્લઝઝતા અને વ્યભિચાર સમગ્ર કૌમની તબાહી અને વિનાશ માટે પૂરતો છે. જે કૌમ પોતાને બલાઓ, આફતો અને મુસીબતોથી સુરક્ષિત રાખવા ઈચ્છતી હોય તો તેના માટે જરૂરી છે કે, તે કૌમે નિર્લઝઝતા અને બેહયાઈના કાર્યોથી સંપૂર્ણ બચવું જોઈએ અને તેને રોકવાની સંપૂર્ણ કાળજી રાખવી જોઈએ. નહીંતર દુષ્કૃત્યો અલ્લાહપાકનો અઝાબ નોંતરશે.

પાંચમું એ કે, અલ્લાહ તઆલાની આયતોનો વિરોધ કરવો પોતે પણ એક અઝાબ જ છે અને તેના કારણે શયતાન એવા વ્યક્તિ ઉપર કાબૂ પ્રાપ્ત કરીને તેને હજારો પ્રકારના દુષ્કૃત્યોમાં સંડોવી દે છે. એટલા માટે જે વ્યક્તિને અલ્લાહ તઆલાએ દીનનું જ્ઞાન અર્પણ કર્યું હોય તેની કદર કરવી જોઈએ અને પોતાના અમલની સુધારણાથી બેફિકર અને નચિંત થઈને ન બેસી જવું જોઈએ.



# ❃ હઝરત ઈલ્યાસ અલયહિસ્સલામ ❃

કુર્આને કરીમમાં હઝરત ઈલ્યાસ (અલૈ.)નું વર્ણન માત્ર બે સ્થળે આવેલું છે. એક ''સૂરએ અન્આમ''માં અને બીજું ''સૂરએ સાફ્ફાત''ની આયતોમાં. સૂરએ અન્આમમાં તો માત્ર અંબિયા (અલૈ.)ની યાદીમાં તેમનું નામ ગણવામાં આવ્યું છે અને કોઈ ઘટના ઉપસ્થિત નથી. અલબત્ત, અહીંયાં ખૂબ ટૂંકી રીતે તેમની દઅવત અને તબ્લીગની ઘટના વર્ણન કરવામાં આવી છે. કારણ કે કુર્આને કરીમમાં હઝરત ઈલ્યાસ (અલૈ.)ની હાલત વિગત-પૂર્વક વર્ણન નથી થઈ અને ન જ પ્રમાણભૂત હદીષોમાં તેમની હાલત વિશે વર્ણન આવ્યું છે. એટલા માટે તેમના વિશે તફસીરની કિતાબોમાં વિવિધ નિવેદનો અને વિવિધ રિવાયતો મળે છે. જેમાંથી મોટાભાગની બની ઈસ્રાઈલની રિવાયતોમાંથી નોંધવામાં આવી છે.

**આગમનનો સમયકાળ અને સ્થળ :**

કુર્આન અને હદીષથી એ પણ ખબર નથી પડતી કે, હઝરત ઈલ્યાસ (અલૈ.)નું ક્યારે અને ક્યાં આગમન થયું હતું ? પરંતુ ઐતિહાસિક અને ઈસ્રાઈલી રિવાયતો એ વાત ઉપર લગભગ સહમત છે કે તેઓ હઝરત હિઝકીલ (અલૈ.) પછી અને હઝરત યશઅ્ (અલૈ.)થી પહેલા બની ઈસ્રાઈલ તરફ મોકલવામાં આવ્યા હતા. આ તે સમયકાળ હતો, જ્યારે કે હઝરત સુલયમાન (અલૈ.)ના અનુગામીઓની દુષ્ટતાના કારણે બની ઈસ્રાઈલનું રાજ્ય બે વિભાગોમાં વહેંચાઈ ગયું હતું. એક વિભાગ યહૂદા અથવા યહૂદિય્યહ (જુદાહ) કહેવાતો હતો અને તેનું કેન્દ્ર બયતુલ મુકદસ (જેરૂસલેમ) હતું અને બીજો વિભાગ ઈસ્રાઈલ કહેવાતો હતો અને તેનું

પાટનગર સામરાહ (હાલનું નબલુસ) હતું. હઝ. ઈલ્યાસ (અલૈ.) જોર્ડનના જલઆદ પ્રદેશમાં પેદા થયા હતા. તે સમયે ઈસ્રાઈલના પ્રદેશમાં જે રાજા શાસન કરતો હતો તેનું નામ બાઈબલમાં અહાબ અને અરબી ઈતિહાસ તથા તફસીરોમાં અજિબ અથવા અખીબ હોવાનું વર્ણવાયું છે. તેની પત્ની ઈઝાબેલ બઅ્લ નામની મૂર્તિની પૂજા કરતી હતી અને તેણે જ ઈસ્રાઈલમાં બઅ્લના નામે એક મોટું બલીસ્થળ બંધાવીને બધા જ બની ઈસ્રાઈલને મૂર્તિપૂજાના માર્ગે લગાવી દીધા હતા. હઝરત ઈલ્યાસ (અલૈ.)ને અલ્લાહ તઆલા તરફથી હુકમ થયો કે, તેઓ આ પ્રદેશમાં જઈને તવહીદની તાલીમ આપે અને ઈસ્રાઈલીઓને મૂર્તિપૂજાથી અટકાવે. *(જુઓ તફસીર ઈબ્ને જરીર : પેજ-૫૩, જિલ્દ-૨૩, ઈબ્ને કષીર : પેજ-૧૯, જિલ્દ-૪, તફસીરે મઝહરી : પેજ-૩૪, જિલ્દ-૮ અને બાઈબલનું પુસ્તક પ્રથમ કિંગ : ૩, ૨૯ થી ૩૩ અને ૧ થી ૧૭)*

**કૌમ સાથે સંઘર્ષ :**

બીજા અંબિયા (અલૈ.)ને પણ પોતાની કૌમ સાથે સખત સંઘર્ષમાં ઉતરવું પડ્યું હતું. કુર્આને કરીમ કારણ કે કોઈ ઈતિહાસનું પુસ્તક નથી એટલા માટે તેણે આ સંઘર્ષનું વિગતવાર વર્ણન કરવાના બદલે માત્ર એટલી વાત કહી છે, જે બોધપાઠ અને શિખામણ પ્રાપ્ત કરવા માટે આવશ્યક હતી એટલે એ કે તેમની કૌમે તેમને જૂઠાડ્યા અને અમુક નિખાલસ લોકો સિવાય કોઈએ હઝરત ઈલ્યાસ (અલૈ.)ની વાત ન માની. એટલા માટે એ કૌમને આખિરતમાં ભયંકર પરિણામ ભોગવવું પડશે.

અમુક તફસીરકારોએ અહીંયાં એ સંઘર્ષનું વિગતવાર વર્ણન કર્યું છે. ઉપરોક્ત તફસીરોમાં હઝ. ઈલ્યાસ (અલૈ.)નું સૌથી સચોટ વર્ણન તફસીરે મઝહરીમાં અલ્લામહ બગવી (રહ.)ના હવાલાથી કરવામાં આવ્યું છે. તેમાં જે ઘટનાઓ ઉપસ્થિત છે, તે લગભગ બધી જ બાઈબલ આધારિત છે. બીજી તફસીરોમાં પણ આ ઘટનાઓના અમુક વિભાગો હઝરત વહબ બિન મુનબ્બહ અને કઅ્બ બિન અહ્બાર (રહ.) વગેરેના હવાલાથી વર્ણન થઈ છે, જે મોટે ભાગે ઈસ્રાઈલી રિવાયતો નકલ કરે છે.

આ બધી જ રિવાયતોના ખુલાસા સ્વરૂપે જેટલી સમાન બાબતો છે,

તે એ છે કે, હઝરત ઈલ્યાસ (અલયહિસ્સલામ)એ ઈસ્રાઈલના રાજા અખિયબ (અહબ) અને તેની રય્યતને બઅ્લ નામની મૂર્તિની પૂજાથી અટકાવીને તવહીદનું આમંત્રણ આપ્યું, પરંતુ અમુક ન્યાયપ્રિય લોકો સિવાય કોઈએ તેમની વાત માની નહીં, બલ્કે તેમને અનેક પ્રકારે પરેશાન કરવાના પ્રયત્નો કર્યા. એટલે સુધી કે અખિયબ અને તેની પત્ની ઈઝાબેલે તેમને શહીદ કરવાની યોજના બનાવી. હઝરત ઈલ્યાસ (અલયહિસ્સલામ)એ એક દૂરની ગુફામાં શરણ લીધું અને લાંબા સમય સુધી ત્યાં જ સ્થાયી રહ્યા. ત્યારબાદ તેમણે દુઆ કરી કે, ઈસ્રાઈલના લોકો દુષ્કાળનો ભોગ બને જેથી આ દુષ્કાળ દૂર કરવા માટે તેઓ તેમને મોઅજિઝાઓ બતાવે, તો કદાચ તેઓ ઈમાન લઈ આવે. એટલા માટે તેમને સખત દુષ્કાળમાં સપડાવી દેવામાં આવ્યા.

ત્યારબાદ હઝ. ઈલ્યાસ (અલૈ.) અલ્લાહપાકના હુકમથી અખિયબને મળ્યા અને તેને કહ્યું કે, આ અઝાબ અલ્લાહ તઆલાની નાફરમાનીના કારણે છે અને જો તમે હજુ પણ અટકી જાઓ અને પાછા ફરો તો આ અઝાબ દૂર થઈ શકે છે. મારી સચ્ચાઈની પરીક્ષાની પણ આ ઉત્તમ તક છે. તમે કહો છો કે ઈસ્રાઈલમાં તમારા મઅ્બૂદ બઅ્લના સાડા ચારસો નબી છે, તમે એક દિવસ તેમને મારી સામે ભેગા કરો. તે બઅ્લના નામે બલી રજુ કરે અને હું અલ્લાહપાકના નામ ઉપર કુરબાની કરીશ. જેની કુરબાનીને આસમાનની આગ આવીને બાળી નાંખશે, તેનો દીન સાચો ગણાશે. બધાએ આ તજવીઝને ખુશીથી માની લીધી.

એટલા માટે કરમલ પહાડ **(Mount Carmel)** ઉપર તેઓ ભેગા થયા. બઅ્લના જૂઠા નબીઓએ પોતાની બલીઓ રજુ કરી અને સવારથી બપોર સુધી બઅ્લને વિનવણી કરતા રહ્યા, પરંતુ કોઈ જવાબ ન આવ્યો. ત્યારબાદ હઝરત ઈલ્યાસ (અલૈ.)એ અલ્લાહ તઆલાના નામ ઉપર પોતાની કુરબાની રજુ કરી. તેના ઉપર આસમાનથી આગ નાઝિલ થઈ અને તેણે હઝરત ઈલ્યાસ (અલૈ.)ની કુરબાનીને બાળી રાખ કરી મૂકી. આ જોઈને ઘણા લોકો સિજ્દહમાં પડી ગયા અને તેમના ઉપર સત્ય જાહેર થઈ

ગયું. પરંતુ બઅ્‌લના જૂઠા નબી તો પણ ન માન્યા એટલા માટે હઝરત ઈલ્યાસ (અલૈ.)એ તેમને કીસૂનની ખીણ (Valley of Kishon)માં કતલ કરાવી નાંખ્યા.

આ ઘટના પછી મૂશળધાર વરસાદ પણ થયો અને સમગ્ર પ્રદેશ પાણીથી ભરપૂર થઈ ગયો, પરંતુ અખિયબની પત્ની ઈઝાબેલની હજુ પણ આંખ ન ખુલી. તે હઝરત ઈલ્યાસ (અલૈ.) ઉપર ઈમાન લાવવાના બદલે ઉલટી તેમની દુશ્મન બની ગઈ અને તેણે તેમની હત્યા કરાવવાની તૈયારીઓ શરૂ કરી દીધી. હઝરત ઈલ્યાસ (અલૈ.) આ સાંભળીને ફરી સામરિયહમાં ભૂગર્ભમાં જતા રહ્યા અને અમુક સમય પછી બની ઈસ્રાઈલના બીજા પ્રદેશ યહૂદિય્યહમાં તબ્લીગ શરૂ કરી. કારણ કે ધીમે ધીમે બઅ્‌લની પૂજાનો વબાલ ત્યાં પણ ફેલાઈ ચૂક્યો હતો. ત્યાંના રાજા ‘‘યહૂરામે’’ પણ તેમની વાત ન સાંભળી. એટલે સુધી કે તે હઝરત ઈલ્યાસ (અલૈ.)ની આગાહીઓ પ્રમાણે તબાહ બરબાદ થઈ ગયો. અમુક વર્ષો પછી તેઓ ફરીવાર ઈસ્રાઈલમાં આવ્યા અને ત્યાં ફરી અખિયબ (અહબ) અને તેના પુત્ર અહાઝિયહ (અખઝબાહ)ને સીધા માર્ગ ઉપર લાવવાનો પ્રયત્ન કરતા રહ્યા. પરંતુ તેઓ એ જ પ્રમાણે પોતાની દુષ્ટતામાં ઓતપ્રોત રહ્યા. એટલે સુધી કે તેમને બાહ્ય આક્રમણો અને ભયંકર બીમારીઓનો ભોગ બનાવી દેવામાં આવ્યા. ત્યારબાદ અલ્લાહપાકે પોતાના નબીને પાછા બોલાવી લીધા.

**‘‘સૂરએ સાફ્ફાત’’**માં વર્ણન છે : *અને બેશક, ઈલ્યાસ (અલૈ.) પણ નબીઓ માંહેના હતા. (૧૨૩) જ્યારે તેમણે પોતાની કૌમને કહ્યું કે, તમે (અલ્લાહપાકથી) ડરતા નથી ? (૧૨૪) શું તમે બઅલ (મૂર્તિ)ને પુકારો (તથા પૂજો) છો અને સૌથી બહેતર સર્જનહારને ત્યજી દો છો ? (૧૨૫) કે જે અલ્લાહપાક છે તે તમારો પાલનહાર તથા તમામ આગલા વડીલોનો પણ પાલનહાર છે. (૧૨૬) છતાં તેઓએ તેમને જૂઠાડ્યા, તેથી તેઓ (ક્યિામતમાં) પકડાઈને આવશે. (૧૨૭) પરંતુ અલ્લાહ તઆલાના ખાસ ચુનંદા બંદા (એથી મુક્ત છે). (૧૨૮) અને અમે ઈલ્યાસ (અલયહિ-સ્સલામ) માટે પાછળ આવનાર લોકોમાં આ વાત રાખી, (૧૨૯) કે સલામ*

*હોજો ઈલ્યાસીન પર. (૧૩૦) બેશક, નેકી કરનારાઓને અમે એવો જ બદલો આપીએ છીએ. (૧૩૧) બેશક, તે અમારા (કામિલ) ઈમાનદાર બંદાઓ માંહેના હતા. (૧૩૨)*

હઝરત ઈલ્યાસ (અલૈ.) હઝરત હારૂન (અલૈ.)ની ઔલાદ છે. તવરાતમાં તેમનું નામ ઈલ્યાહ આવ્યું છે. અલ્લાહપાકે તેમને સિરિયામાં બઅલબક શહેર તરફ નબી બનાવી મોકલ્યા હતા. લોકો 'બઅલ' નામક મૂર્તિને પૂજતા હતા. એ જ કારણથી શહેરનું નામ પણ બઅલબક પડ્યું. હઝરત ઈલ્યાસ (અલૈ.)એ તેઓને મૂર્તિપૂજાના બુરા પરિણામ અને ખુદાઈ કોપથી ડરાવ્યા અને તે જ સૌનો પાલનહાર પણ છે, છતાં તેને પડતો મૂકી 'બઅલ' જેવી તદ્દન લાચાર જડ વસ્તુની પૂજા કરવી અને તેની પાસે મદદ માંગવી એ કેવી રીતે વાસ્તવિક ગણાય ! એટલે ખાસ બંદાઓએ તેમને જૂઠાડ્યા નહિ, તેઓ શિક્ષાથી મુક્ત રહેશે.

ઈલ્યાસ અને ઈલ્યાસીન એક જ નામ છે. જેમકે તૂરે સીના તથા સીનીન એક જ નામ છે.

**"અતદ્ઉન બઅ્લન"** (શું તમે બઅ્લને પૂજો છો ?) ''બઅ્લ''નો શાબ્દિક અર્થ ''પતિ અથવા માલિક'' વગેરે થાય છે. પરંતુ આ એક મૂર્તિનું નામ હતું, જેને હઝરત ઈલ્યાસ (અલૈ.)ની કૌમે પોતાનો મઅ્બૂદ બનાવ્યો હતો. બઅ્લની પૂજાનો ઈતિહાસ ઘણો પ્રાચીન છે. સિરીયાના પ્રદેશમાં હઝરત મૂસા (અલૈ.)ના સમયમાં તેની પૂજા થતી હતી અને તે તેમનો સૌથી સ્વીકૃત દેવતા હતો. સિરીયાના મશહુર શહેર બાઅલબક **(Baalbek or ancient Heliopolis in present Lebanon)** પણ તેના જ નામથી પડેલ નામ છે અને અમુક લોકોની માન્યતા છે કે, જહાઝવાળાઓની મશહૂર મૂર્તિ હુબલ પણ આ જ બઅ્લ છે. *(કસસુલ કુર્આન : પેજ-૨૮, જિલ્દ-૨)*

**"વતઝરૂન અહ્સનલ ખાલિકીન"** (અને તેને છોડી બેઠા છો, જે સૌથી ઉત્તમ સર્જનહાર છે ?) તેનો ભાવાર્થ અલ્લાહ તઆલા છે અને **"અહ્સનુલ ખાલિકીન"** ''સૌથી ઉત્તમ સર્જનહાર''નો અર્થ એ નથી કે

નઉઝુબિલ્લાહ કોઈ બીજો પણ સર્જનહાર હોઈ શકે છે. બલ્કે અર્થ એ છે કે, જે જૂઠા મઅ્બૂદોને તમે સર્જનહાર ઠરાવ્યા છે, તો અલ્લાહ તઆલા તે સૌથી ઊંચી શાનવાળો છે. (કુર્તુબી) અને અમુક તફસીરકારોએ કહ્યું છે કે અહીંયાં **"ખાલિક"** એ **"સાનિઅ્"** "બનાવનાર"ના અર્થમાં ઉપયોગ થયો છે. એટલે કે તે સૌ બનાવનારાઓથી વધીને છે. એટલા માટે કે બીજા સર્જકો માત્ર એટલું જ કરી શકે છે કે, વિવિધ વસ્તુઓને જોડીને કોઈ વસ્તુ તૈયાર કરે. કોઈ વસ્તુને ન હોવામાંથી અસ્તિત્વમાં લાવવી તેમના બસની વાત નથી અને અલ્લાહ તઆલા ન હોવામાંથી પણ વસ્તુઓનું આપવા માટે શક્તિ અને કાબૂ ધરાવે છે. *(બયાનુલ કુર્આન)*

## ગયરૂલ્લાહ સાથે સર્જનની ખાસિયત જોડવી જાઈઝ નથી :

અત્રે આ વાત યાદ રાખવી જોઈએ કે, **"ખલ્ક"**નો અર્થ "પેદા કરવા"નો થાય છે. જેનો ભાવાર્થ છે કે, "કોઈ વસ્તુને ન હોવામાંથી માત્ર પોતાની વ્યક્તિગત કુદરત (શક્તિ)ના બળે અસ્તિત્વમાં લાવવું." એટલા માટે આ સિફત અને ખાસિયત વિશિષ્ટ સ્વરૂપે માત્ર અલ્લાહ તઆલાની જ છે. કોઈ અન્ય સાથે તેનો સબંધ જોડવો જાઈઝ નથી. એટલા માટે વર્તમાન સમયમાં જે રિવાજ ચાલી પડ્યો છે કે, લેખકોના લેખો, શાયરોની શે'રો અને ચિત્રકારોના ચિત્રોને તેમનું "સર્જન" કહેવામાં આવે છે, તે બિલ્કુલ જાઈઝ નથી અને ન જ લેખકોને તેમના લેખોના સર્જક કહેવા ઠીક છે. સર્જનહાર અલ્લાહ તઆલા સિવાય કોઈ નથી હોઈ શકતો. એટલા માટે તેમની કલમથી નીકળેલ શબ્દોને પ્રયત્નો અથવા વિષયો, લેખો વગેરે કહેવું જોઈએ, સર્જન નહીં.

**"ફકઝ્ઝબુહુ ફઈન્નહુમુલ મુહ્દરૂન"** (બસ તે લોકોએ તેમને જૂઠાડ્યા, બસ તેઓ પકડવામાં આવશે.) મતલબ એ છે કે, તેમણે અલ્લાહ પાકના સાચા રસૂલને જૂઠાડવાની મજા ચાખવી પડશે. તેનાથી આખિરતનો અઝાબ પણ ભાવાર્થ હોઈ શકે છે અને દુનિયાનો ખરાબ અંજામ પણ. અગાઉ પસાર થઈ ચૂક્યું છે કે, હઝરત ઈલ્યાસ (અલૈ.)ને જૂઠાડવાના પરિણામે યહૂદા અને ઈસ્રાઈલ બંને પ્રદેશોના શાસકોને તબાહીનો

સામનો કરવો પડ્યો. આ તબાહીની વિગત તફસીરે મઝહરી અને બાઈબલ કિંગ્સ : ૧, પ્રકરણ-૨૨, કિંગ્સ-૨, પ્રકરણ-૧ અને ક્રોનિકલ-૨, પ્રકરણ-૨૧માં જોઈ શકાય છે.

**"ઈલ્લા ઈબાદલ્લાહિલ મુખ્લસીન"** અહીંયાં **"મુખ્લસીન"** (અહીંયાં લામ ઉપર જબર છે)ના શબ્દનો ઉપયોગ થયો છે. જેનો અર્થ ''ખાલિસ કરવામાં આવેલા લોકો'' (ચુનંદા લોકો) એટલે કે એવા લોકો કે જેમને અલ્લાહપાકે પોતાના આજ્ઞાપાલન અને સવાબ તથા બદલા માટે ખાસ કરી રાખ્યા હોય. એટલા માટે તેનો અનુવાદ મુખ્લિસ (નિખાલસ)ના બદલે બરગુઝીદહ કરવામાં આવે (ચૂંટી કાઢવામાં આવેલ લોકો) વધુ યોગ્ય છે.

**"સલામુન અલા ઈલ્યાસીન"** શબ્દ **"ઈલ્યાસીન"** આ પણ હઝરત ઈલ્યાસ (અલૈ.)નું એક નામ છે. અરબના લોકો મોટા ભાગના બિનઅરબી નામની સાથે **"યા"** અથવા **"નુન"** વધારી દે છે. જેમકે **"સીના"**થી **"સિનીન"**. આ જ રીતે અહીંયાં પણ બે શબ્દો વધારવામાં આવ્યા છે.

## ❁ હઝરત અલ્-યસઅ્ અલયહિસ્સલામ ❁

હઝરત અલ-યસઅ્ (અલૈ.) બની ઈસ્રાઈલના અંબિયા (અલૈ.)માંથી છે અને કુર્આને કરીમમાં તેમનું વર્ણન માત્ર બે સ્થળોએ આવ્યું છે. એક સૂરએ અન્આમમાં અને બીજું સૂરએ સૉદમાં. બંનેમાંથી કોઈ પણ સ્થળે તેમની વિગતવારની પરિસ્થિતિઓનું વર્ણન ઉપસ્થિત નથી. બલ્કે અંબિયા (અલૈ.)ની યાદીમાં માત્ર તેમનું નામ ગણવામાં આવ્યું છે.

ઈતિહાસની કિતાબોમાં વર્ણન થયું છે કે, અલ-યસઅ્ (અલૈ.) હઝરત ઈલ્યાસ (અલૈ.)ના પિત્રાઈ ભાઈ છે અને હઝરત ઈલ્યાસ (અલૈ.)ના નાયબ અને ખલીફા હતા. તેમની જ સાથે રહેતા હતા. ત્યારબાદ તેમને નુબૂવ્વત આપવામાં આવી. બાઈબલની કિતાબ કિંગ-૧, પ્રકરણ-૧૯ અને કિંગ-૨, પ્રકરણ-૨ વગેરેમાં તેમની વિગતવારની પરિસ્થિતિઓનું વર્ણન કરવામાં આવ્યું છે. ત્યાં તેમનું નામ એલિશા બિન સાફિત આવ્યું છે.



# ❋ હઝરત દાવૂદ અલયહિસ્સલામ ❋

કુર્આન શરીફમાં હઝરત દાવૂદ અલયહિસ્સલામનું વર્ણન ૧૬ જગ્યાએ કરવામાં આવ્યું છે.

હઝરત દાવૂદ અલયહિસ્સલામ, હઝરત સુલયમાન અલયહિસ્સલામ અને સબાની કૌમના કિસ્સા એ આશયથી વર્ણવવામાં આવ્યા છે કે, તમારી સામે ઈતિહાસના આ બે દૃષ્ટાંતો મૌજૂદ છે. એક તરફ હઝ. દાવૂદ અલયહિસ્સલામ અને હઝરત સુલયમાન અલયહિસ્સલામ છે, જેમને અલ્લાહપાકે ખૂબ મહાન વિશાળ સલ્તનત સાથે શક્તિઓ અને તે શાન-શૌકત ઈનાયત કરી, જે અગાઉ ભાગ્યે જ કોઈને મળી છે. પરંતુ આ બધું મેળવીને પણ તેઓ ઘમંડ અને ગર્વમાં પડ્યા નહીં, બલ્કે પોતાના રબ વિરૂદ્ધ વિદ્રોહ કરવાને બદલે તેના ખૂબ જ આભારી (શુક્રગુઝાર) બંદા બનીને જ રહ્યા, અને દુન્યા-આખિરતની સફળતા પામ્યા.

અને બીજી તરફ સબાની કૌમ છે, જેને અલ્લાહપાકે જ્યારે પોતાની નેઅમતોથી નવાજી, તો તે ફુલાઈ ગઈ, તેણે નાશુક્રી કરી અને છેવટે એવી નાશ પામી કે, આજે તેની કહાણીઓ જ દુનિયામાં બાકી રહી ગઈ છે. આ બન્ને દૃષ્ટાંતોને નજર સમક્ષ રાખી જાતે જ વિચારો કે તૌહીદ અને આખિરત ઉપર વિશ્વાસ અને નેઅમતો બદલ આભારની ભાવનાથી જે જીવન બને છે, તે બેહતર છે કે તે જીવન જે કુફ્ર અને શિર્ક તથા આખિરતના ઈન્કાર અને દુનિયા પરસ્તીના આધાર ઉપર રચાય છે ? બન્નેવ પ્રકારના કિસ્સાઓ વર્ણન કરી મક્કા શરીફના લોકોને ગર્વ-ઘમંડ કરવાથી રોક્યા, જે ઘમંડ એમને આપ (સલ.)ની દઅવત કબૂલ કરવાથી રોકી રહ્યો હતો.





જ્યારે અલ્લાહપાક કોઈ વ્યક્તિને મહાન દરજ્જો આપવા માંગે છે, તો તેમને ઘણા બધા સદ્‌ગુણો અને વિશેષ લાયકાતો અર્પણ કરે છે. હઝરત દાવૂદ અલયહિસ્સલામને પોતાના પ્યારા રસૂલ બનાવતા પહેલાં જ તે સમયના મહાન અત્યાચારી રાજા જાલૂતને આપના હાથે કતલ કરાવી આપની બહાદુરી લોકોમાં મશ્હૂર કરાવી દીધી. હઝરત તાલૂત (રહ.)ની ફૌજમાં રહી હઝરત દાવૂદ (અલૈ.)એ આ કારનામાને અંજામ આપ્યુ. અને ત્યારથી જ યહુદીઓના દિલમાં આપની મુહબ્બત અને મકબૂલિયત (લોકચાહના) પ્રસરી ગઈ.

હંમેશા અલ્લાહ તઆલાના ખલીફા નેકદિલ બાદશાહો અને ઝાલિમ સત્તાધિશો દરમ્યાન આ ફર્ક રહ્યો છે કે, આ ખલીફાઓ દરેક પ્રકારની સત્તા અને શક્તિઓ છતાં નમ્રતા અને લોકોની સેવામાં અગ્રેસર રહેતા હોય છે. જ્યારે ઝાલિમ સત્તાધિશો હંમેશા ઘમંડ, અત્યાચાર અને લોકોને સતાવવામાં જ આગળ રહે છે.

અલ્લાહપાકનો કાનૂન છે કે, જે વ્યક્તિ ઉચ્ચ હોદ્દા ઉપર બિરાજમાન થઈ જેટલો તેનો શુક્ર-ઉપકાર વ્યક્ત કરે છે, તેટલો વધારે તેને નેઅમતોથી નવાઝે છે. હઝરત દાવૂદ (અલૈ.) અને હઝરત સુલયમાન (અલૈ.)ની ઝિંદગી તેનો અમલી નમૂનો છે.

દીન અને ધર્મનો સબંધ વધુ પડતો રૂહાનિય્યત (આધ્યાત્મિકતા) સાથે છે. પરંતુ જાહેરી ભૌતિક શક્તિઓ (ખલીફા-બાદશાહ) પણ તેમાં ઘણી મદદ પૂરી પાડે છે. અર્થાત્‌ ધર્મ માનવીની આંતરિક સુધારણા કરે છે, અને ખિલાફત-બાદશાહત ધર્મએ બતાવેલ ન્યાયિક વ્યવસ્થાની રક્ષા કરે છે. એટલા જ માટે હઝરત ઉસ્માન (રદી.) ફરમાવે છે કે, ''અલ્લાહ તઆલા ખલીફા મારફતે દીનના બચાવનું તે કામ લે છે, જે અમૂક સંજોગોમાં જાહેરી ધાર્મિક કિતાબોથી પુરૂ થઈ શકતુ નથી.''

અલ્લાહપાકે બાદશાહત અને હુકૂમત વિશે ઘણી જગ્યાએ વર્ણન ફરમાવ્યુ કે, અલ્લાહપાક કુદરત અને તાકતવાળો છે. તે જે કૌમ કે વ્યક્તિને



હુકૂમત દેવા ચાહે તેને હુકૂમત આપે છે. અને જેની સલ્તનત ખતમ કરવા માંગે છે, તેને ઘડીભરમાં ખતમ કરે છે.

ખુદાઈ કાનૂન એ છે કે, કૌમો અને પાર્ટીઓને હુકૂમત બે પ્રકારે પ્રાપ્ત થાય છે. એક ''ખુદાઈ વિરાસત'' માધ્યમે અને બીજી ''ભૌતિક સાધન સ્ત્રોતો''ના આધારે. પહેલી સૂરતમાં જ્યારે કોઈ કૌમને હુકૂમત મળે છે, તો તેના અકીદાઓ અને ઈબાદતો (કાર્યો)માં સંપૂર્ણ રીતે ''ખુદાઈ વિરાસત'' કામ કરે છે. એટલે કે તેના અકીદા (માન્યતાઓ) સહીહ હોય, અને તે વ્યક્તિગત તથા સામૂહિક કૃત્યો-અમલોમાં પણ ભલાઈ અને સદ્‌કાર્યોને જ પ્રાથમિકતા આપતી હોય. જેને કુર્‌આની ભાષામાં ''સાલિહીન'' કહેવામાં આવે છે. આ કૌમને હુકૂમત-સલ્તનત આપવામાં વાયદો કરવામાં આવ્યો છે. દુન્યવી સાધન-સામગ્રી ઓછી હોવા છતાં તેમને સફળતા મળે છે. તેમના મુકાબલામાં આવેલ શત્રુની ફૌજી સાધન-સામગ્રી તથા જાહેરી-બાહ્ય બધી જ તાકતો મહાન હોવા છતાં તે મહાત થઈ જાય છે. આ અલ્લાહપાકના વાયદાઓ પૂર્ણ કરવાનો એક લાંબો ઈતિહાસ છે. જે દરેક યુગમાં પરિપૂર્ણ થયો છે. જેને હઝરત દાવૂદ અલયહિસ્સલામના કિસ્સામાં વર્ણન કર્યો છે.

અને જો કોઈ કૌમ અથવા જમાઅતમાં આ લાયકાતો નથી હોતી, તે આ ''ખુદાઈ વિરાસત''ની હકદાર બનતી નથી. અને ન તેમના માટે આવા કોઈ વાયદા કરવામાં આવ્યા છે. પરંતુ અલ્લાહ તઆલાની હિકમત-ભેદ અને મર્મોને આધારિત અમૂક વખતે પૃથ્વીની વ્યવસ્થા-સંચાલન માટે અમૂક કૌમોને પસંદ કરવામાં આવે છે, જે ઉપરોક્ત સિફાત (ગુણો) ધરાવતી હોતી નથી.

આ સલ્તનત દેવા અને છીનવામાં ખુદાપાકનો કુદરતી કાનૂન એવી રીતે કામ કરે છે, જેવી રીતે પૃથ્વીની વ્યવસ્થામાં જાહેરી માધ્યમો દ્વારા કામ લેવામાં આવે છે.

આ સંજોગોમાં મુસલમાનો માટે બોધપાઠ છે કે, તેમની લાયકાત કુર્‌આની શર્તો પ્રમાણે ન હોવાને લઈ હુકૂમત તેમની પાસેથી લઈ લેવામાં

આવે છે. તેમના માટે જરૂરી છે કે, તે કુર્આની સિફાત પેદા કરે. જેથી બીજી કૌમના તાબે ન કરવામાં આવે.

અને જો કૌમને ઉપરોક્ત ગુણો ન હોવા છતાં કુફ્ર સાથે પણ સલ્તનત આપવામાં આવે છે, તેમના માટે પણ બોધપાઠ છે કે, તમને હુકૂમત એટલા માટે આપવામાં આવી છે કે, તેના સાચા વારસદારો (નેક લોકો) પોતાના ખરાબ કૃત્યોને લઈ પોતાના હક્કથી વંચિત (મહરૂમ) થઈ ગયા છે. અને હવે પૃથ્વીની જાહેરી મસ્લેહતને લઈ વ્યવસ્થા ચલાવવા માટે મુસ્લિમ-મુશ્રિકની શર્ત જરૂરી નથી.

હઝરત દાવૂદ (અલૈ.)ને અલ્લાહ તઆલાએ ઘણી બધી વિશેષતાઓ-માંથી એક વિશેષતા મધુર કંઠ (અવાજ) સ્વરૂપ પણ આપી હતી. જ્યારે તેઓ ઝબૂર પઢતા હતા તો પક્ષીઓ હવામાં થોભવા લાગતા હતા અને તેમની સાથે તસ્બીહ કરવા લાગતા હતા. એ જ પ્રમાણે પહાડ અને દરેક વૃક્ષો પણ તસ્બીહના અવાજ કાઢવા લાગતા હતા. તેમના સુમધુર અવાજની વિશિષ્ટતા તો જાહેર વિશેષતાઓમાંથી હતી તથા પક્ષીઓનું અને પહાડોનું તસ્બીહમાં સામેલ થઈ જવું અલ્લાહપાકે તેમને અર્પેલ મોઅજિઝામાંથી હતું. આ મોઅજિઝા માટે એ પણ જરૂરી નથી કે, પક્ષીઓ અને પહાડોમાં જિંદગી અથવા માનવ જેવી સભાનતા હોય, બલ્કે મોઅજિઝા સ્વરૂપે દરેક નિર્જીવ પદાર્થમાં પણ સભાનતા પેદા થઈ શકે છે. તદુપરાંત તેની હકીકત એ છે કે, પહાડો અને પથ્થરોમાં પણ જિંદગી અને સભાનતા તેમની હેસિયત પ્રમાણે મૌજૂદ છે. સહાબએ કિરામ (રદી.)માંથી હઝરત અબૂ મૂસા અશ્અરી (રદી.) ઘણો જ સુમધુર અવાજ ધરાવતા હતા. એક દિવસે કુર્આન શરીફ પઢી રહ્યા હતા, રસૂલે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તે તરફથી પસાર થયા તો આપ (સલ.) તેમની તિલાવત સાંભળવા માટે થોભી ગયા અને સાંભળતા રહ્યા. પછી ફરમાવ્યું કે, તેમને અલ્લાહપાકે સુમધુર કંઠ હઝરત દાવૂદ (અલૈ.) જેવો અર્પણ કર્યો છે. જ્યારે હઝરત અબૂ મૂસા અશ્અરી (રદી.)ને જાણ થઈ કે, આપ (સલ.) તેમની તિલાવત

સાંભળી રહ્યા હતા, તો વિનંતી કરી કે જો મને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના સાંભળવાની ખબર થઈ ગઈ હોત, તો મેં તેને ઔર વધારે સારી રીતે પઢવાનો પ્રયત્ન કર્યો હોત. *(ઈબ્ને કષીર)*

**ખુલાસો :** આથી જાણ થઈ કે, કુર્આન શરીફની તિલાવતમાં સુમધુર અવાજ અને સારી લઢણ કે જેનાથી આકર્ષણ પેદા થાય એક દરજ્જામાં ઈચ્છનીય અને પસંદ કરવામાં આવેલ બાબત છે. એ શરતે કે આજકાલના અમુક કારીઓની જેમ તેમાં ગુલૂ (અતિશયોક્તિ) કરવામાં ન આવે કે, માત્ર અવાજને જ શણગારવામાં આવે છે અને તેને શણગારવાની તથા લોકોને ખુશ કરવાની ફિકર માત્ર રહી જાય છે, જેનાથી તિલાવતનો મૂળ હેતુ જ ગાયબ થઈ જાય છે. વલ્લાહુ અઅ્લમુ.

## તાલૂત-જાલૂત અને હઝરત દાવૂદ (અલૈ.)નો કિસ્સો :

હઝરત મૂસા (અલૈ.)ના સમય પછી મુદત સુધી બની ઈસ્રાઈલનું કામ ઠીક રહ્યું, પછી જ્યારે પ્રથમની ટેવ પ્રમાણે દુરાચારી બન્યા ત્યારે એક જાલૂત નામના અન્યાયી કાફિર રાજાએ ચઢાઈ કરી કબજો લઈ લીધો અને તેઓને લૂંટી લઈ શહેરથી કાઢી મૂક્યા. તેઓની અવલાદને પકડી ગુલામ બનાવી અંતે તેઓ નાસીને બયતુલ મુકદસમાં ભેગા થયા તે વખતે હઝરત શમવઈલ (અલૈ.) પયગમ્બર હતા. સૌએ તેમને અરજ કરી કે, અમારો એક બાદશાહ નીમો તો તેને તાબે થઈ અમે અલ્લાહની રાહમાં જિહાદ કરીએ.

તાલૂત રાજવંશી ન હતા, બલ્કે ગરીબ કુટુંબના શ્રમજીવી માણસ હતા, તેથી જ્યારે અલ્લાહ તઆલાના હુકમથી પયગમ્બરે તેમને બાદશાહ નીમ્યા, તો લોકો તેમને નાલાયક ગણી પોતાની દૌલતના કારણે પોતાને વધુ હકદાર જાહેર કરવા લાગ્યા. પયગમ્બરે સમજાવ્યા કે, એ કંઈ ધનવાનનો હક નથી, બલ્કે રાજ્યની લાયકાતનો સંપૂર્ણ આધાર બુદ્ધિશાળી અને બળવાન કદાવર હોવા ઉપર છે કે, જાહેરમાં પણ પ્રભાવ પડે તો તે બાબતોમાં તાલૂત તમારાથી વધુ છે. ત્યારે તેઓએ કહ્યું, અમને એ વિશે તદન શંકા

ન રહે તે માટે એમની બાદશાહીની અન્ય કોઈ નિશાની બતાવો. ત્યારે નબીની દુઆથી અલ્લાહ તઆલાએ નિશાની બતાવી.

બની ઈસ્રાઈલ પાસે એક પેટી હતી, જેમાં હઝરત મૂસા (અલૈ.) વગેરે નબીઓની બરકતી ચીજો હતી. તેઓ લડાઈમાં તેને મોખરે રાખતા. તેની બરકતથી અલ્લાહ તઆલા તેઓને વિજય આપતો. જ્યારે જાલૂતે બની ઈસ્રાઈલ પર વિજય મેળવ્યો તો તેણે આ પેટી પણ ખૂંચવી લીધી. પછી અલ્લાહ તઆલાએ તે પેટી બની ઈસ્રાઈલ પાસે પાછી મોકલવા ચાહ્યું ત્યારે એમ કર્યું કે, કાફિરો પેટીને જ્યાં મૂકતા ત્યાં જ કોલેરા વગેરે આફતો આવતી. એ પ્રમાણે તેઓના પાંચ શહેર ઉજ્જડ થઈ ગયા. ત્યારે તેઓએ થાકીને બળદગાડી પર પેટી મૂકીને બળદ હાંકી કાઢ્યા. ફરિશ્તા બળદોને હાંકી તાલૂતના દરવાજા પર લાવ્યા. બની ઈસ્રાઈલ આ નિશાની જોઈ અચરજ પામ્યા અને તાલૂતની બાદશાહી માની લીધી.

તાલૂત શત્રુ પર ચઢાઈ કરવા માટે સખત ગરમીની મોસમમાં નીકળ્યા તો સૌ તૈયાર થયા. પછી તેમણે બળવાન નચિંત યુવકોને જ છૂટ આપી, છતાં એંસી હજારની સંખ્યા થઈ. માર્ગમાં એવી આજમાઈશ થઈ કે, એક મંઝિલમાં તદન પાણી ન મળ્યું અને બીજા મુકામે નહેર મળી ત્યારે હુકમ થયો કે, એક ખોબાથી વધુ પાણી પીનાર અમારી સાથે આવે નહિ. ૩૧૩ માણસોએ એ જ આજ્ઞાનુસાર કર્યું તો તેઓની તરસ મટી ગઈ. પણ બીજા બધા વધારે પાણી પીવાથી વધુ તરસ્યા થયા અને આગળ જઈ શક્યા નહીં.

જાલૂત સામે લડવા નીકળનાર ત્રણસો તેર માણસો હતા. જેમાં હઝરત દાવૂદ (અલૈ.), તેમના પિતા અને ભાઈઓ પણ હતા. હઝરત દાવૂદ (અલૈ.)ને માર્ગમાં ત્રણ પથ્થર દેખાયા. અલ્લાહપાકના હુકમથી પથ્થરો બોલ્યા કે, અમને ઉંચકી લો કે અમે જાલૂતને હલાક કરવામાં સહાયક નીવડીશું. તેથી તેમણે ઉંચકી લીધા. મુકાબલાના સમયે જાલૂતે પોતે મેદાનમાં નીકળી કહ્યું કે, હું એકલો જ તમને બસ છું. એક પછી એક મારી સામે આવતા જાઓ. હઝરત શમવઈલ (અલૈ.)એ હઝરત દાવૂદ (અલૈ.)ના

પિતાને બોલાવી પોતાના પુત્રો દેખાડવા કહ્યું, તો તેમણે પોતાના કદાવર છ પુત્રોને દેખાડ્યા. પણ હઝરત દાવૂદ (અલૈ.)ને નાના કદના અને દુર્બળ હોવાથી દેખાડ્યા નહિ. પયગમ્બરે તેમને જ બોલાવી જાલૂતને મારવા વિશે પૂછ્યું, તો ઉત્તર આપ્યો : હા, હું મારીશ. એટલું કહી જાલૂતને સામે જઈ પેલા પથ્થરોને ગોફણમાં મૂકી બિસ્મિલ્લાહ કહી માર્યા, તો તેનું આખું શરીર કપાળ સિવાય લોખંડમાં ગરકાવ હતું. પણ ત્રણે પથ્થર તેની પેશાનીમાં જ વાગીને પાર નીકળી ગયા, તો તે ગબડી પડ્યો. આ જોઈ તેનું લશ્કર નાઠું અને મુસલમાનો વિજેતા થયા. તે પછી જાલૂતે હઝરત દાવૂદ (અલૈ.)ની સાથે પોતાની દીકરી પરણાવી, જેથી તેના પછી તેમને બાદશાહી મળી તેમજ અલ્લાહ તઆલાએ નુબૂવ્વત આપી. કેટલાક મૂર્ખાઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પર ટીકા કરે છે કે, નબીને જિહાદ કરવું શોભતું નથી. તો આ બનાવથી જણાયું કે, ઈસ્લામમાં જિહાદનો હુકમ કંઈ નવો નથી, બલ્કે એ હુકમ તો પ્રથમથી જ ચાલુ છે. કારણ કે દુરાચારો અને બદમાશોને શિક્ષા આપવાની સદા જરૂર રહે છે, તો જિહાદમાં અલ્લાહ તઆલાની મહાન રહમત અને અત્યંત ઉપકાર છે. નહિ તો દુષ્ટ પાપીઓ દુનિયામાં કદી કોઈને ચેન લેવા દેત નહીં.

## બખ્તર બનાવવાની કારીગીરી હઝરત દાવૂદ (અલૈ.)ને અલ્લાહપાક તરફથી આપવામાં આવી :

**"વઅલ્લમ્નાહુ સન્અત લબૂસીલ્લકુમ"**માં **"લબૂસ"** શબ્દકોષના આધારે શસ્ત્ર-સરંજામમાંથી દરેક તે વસ્તુને કહેવામાં આવે છે, જે મનુષ્ય ઓઢીને અથવા ગળામાં નાંખીને ઉપયોગ કરે. ભાવાર્થ આ સ્થળે લોખંડનું બખ્તર છે, જે યુદ્ધમાં સુરક્ષા માટે પહેરવામાં આવે છે. બીજી આયતમાં **"વઅલન્ના લહુલ હદીદ"** *(૩૪:૧૦)* છે, અમે તેમના માટે લોઢાને નરમ કરી દીધું હતું, ભલે એ રીતે કે લોઢું તેમના હાથમાં આવીને આપમેળે નરમ થઈ જતું હોય કે તેને જેવી રીતે વાળવું હોય વળી જાય અને બારીક તથા જાડું કરવું હોય તો એવું થઈ જાય, જેમકે મીણ હોય છે અથવા એ પ્રમાણે

કે તેને આગમાં પીગળાવીને નરમ કરવાની યુક્તિ બતાવી દીધી, જે બધા લોખંડના કારખાનાઓમાં આજે પણ ઉપયોગ કરવામાં આવે છે.

**એવી કારીગીરી કે જેનાથી લોકોને લાભ પહોંચે ઈચ્છનીય છે અને અંબિયા (અલૈ.)ની પ્રવૃત્તિ છે :**

આ આયતમાં બખ્તર બનાવવાની કળા હઝરત દાવૂદ (અલૈ.)ને શિખવાડવાના વર્ણનની સાથે તેની હિકમત પણ એ બતાવી કે, **"લિતુહ્-સિનકુમ મિમ્ બઅ્સિકુમ"** એટલે કે, જેથી આ બખ્તર તમને યુદ્ધના સમયે તેજ તલવારના ભયથી સુરક્ષિત રાખી શકે. આ એક એવી આવશ્યક્તા છે કે જેનાથી દીનવાળા અને દુનિયાવાળા સૌને કામ પડે છે. એટલા માટે આ કળાને શિખવાડવાને અલ્લાહ તઆલાએ પોતાનું એક ઈનામ ઠરાવ્યું છે. તેનાથી જાણ થઈ કે, જે ઉદ્યોગ દ્વારા લોકોની જરૂરિયાતો પૂરી થાય, તેને શીખવું અને શિખવાડવું સવાબમાં સામેલ છે. એ શરતે કે નિય્યત મખ્લૂકની સેવાની હોય, માત્ર કમાવવાનો હેતુ ન હોય. અંબિયા (અલૈ.) દ્વારા વિવિધ પ્રકારની કળાઓનો અમલ કરવાનું નકલ થયું છે. હઝરત આદમ (અલૈ.)એ ખેતી વાવવા અને લણવાનું કાર્ય કર્યું. રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો છે કે, જે કારીગર પોતાની કારીગીરીમાં નેક નિય્યત અને મખ્લૂકની સેવાની રાખે તેનું ઉદાહરણ હઝરત મૂસા (અલૈ.)ની વાલિદહ જેવું થઈ જાય છે કે, તેમણે પોતાના જ બાળકને દૂધ પીવડાવ્યું અને વળતર ફિરઔન તરફથી મફતમાં મળ્યું. એ જ પ્રમાણે મખ્લૂકની સેવાની નિય્યતથી કારીગીરી કરનારાઓને મખ્લૂકની સેવા કરવાનો પોતાનો મકસદ પ્રાપ્ત થશે જ, સાથે જ દુનિયાનો લાભ વિશેષ સ્વરૂપે તેને મળશે. આ હદીષ શરીફ હઝરત મૂસા (અલૈ.)ના કિસ્સામાં સૂરએ તા-હામાં પસાર થઈ ચૂકી છે.

**"વલકદ આતય્ના દાવૂદ મિન્ના ફદ્લા"** એટલે કે, અમે હઝરત દાવૂદ (અલૈ.)ને પોતાનો ફઝલ અર્પણ કર્યો. **"ફઝલ"**નો શાબ્દિક અર્થ ''વધારા''નો થાય છે. ભાવાર્થ તે ખાસ લક્ષણો છે, જે બીજાઓથી વધારે

અર્પણ કરવામાં આવે છે. અલ્લાહ તઆલાના દરેક નબી અને પયગમ્બર (અલૈ.)ને ખાસ વિશેષ લક્ષણો અર્પણ કરવામાં આવ્યા છે, જે તેમની ખાસ ફઝીલત (વિશેષતા) સમજવામાં આવે છે. હઝરત દાવૂદ (અલયહિસ્સલામ)ની ખાસ સિફતો એ હતી કે, તેમને પોતાની નુબૂવ્વત અને રિસાલતની સાથે જ સમગ્ર દુનિયાની બાદશાહત અને હુકૂમત પણ આપવામાં આવી હતી અને તેમને સુમધુર અવાજની એવી સિફત અર્પણ કરવામાં આવી હતી કે, જ્યારે તેઓ અલ્લાહ તઆલાનો ઝિક્ર અથવા ઝબૂરની તિલાવતમાં મશ્ગૂલ થઈ જતા, તો પક્ષીઓ હવામાં ઉડતા ઉડતા સાંભળવા માટે એકઠા થઈ જતા હતા. એ જ પ્રમાણે બીજા અનેક ખાસ મોઅજિઝાઓ આપવામાં આવ્યા હતા, જેનું વર્ણન આગળ આવે છે. **“યા જિબાલુ અવ્વિબી”**માં **“અવ્વિબી”** એ **“તઅ્વીબ”**થી બનેલ શબ્દ છે. જેનો અર્થ પુનરાવર્તન કરવાનો અને પાછા આપવાનો થાય છે. ભાવાર્થ એ છે કે, અલ્લાહ તઆલાએ પહાડોને હુકમ આપ્યો હતો કે, જ્યારે હઝરત દાવૂદ (અલયહિસ્સલામ) અલ્લાહપાકનો ઝિક્ર અને તસ્બીહ કરે તો પહાડ પણ તે શબ્દો પઢીને પાછા આવે.

એ જ પ્રમાણે હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)એ ‘‘અવ્વિબી’’ની તફસીર ‘‘સબ્બિહી’’ કરી છે. *(ઈબ્ને કષીર)* આ પહાડોની તસ્બીહ જે હઝરત દાવૂદ (અલૈ.)ની સાથે તેઓ કરતા હતા, તે સામાન્ય તસ્બીહ ઉપરાંતની છે, જેમાં સમગ્ર મખ્લૂક સામેલ છે અને તે દરેક જગ્યાએ, દરેક સમયે, દરેક યુગમાં ચાલુ છે. જેમકે કુર્આને કરીમમાં છે : **“વઈમ્ મિન શયઈન.....”** એટલે કે દુનિયાની કોઈ વસ્તુ એવી નથી, જે અલ્લાહપાકની તારીફ અને વખાણની તસ્બીહ ન પઢતી હોય, પરંતુ તમે તેમની તસ્બીહને સમજતા નથી. અહીંયાં જે તસ્બીહનું વર્ણન છે, એ હઝરત દાવૂદ (અલૈ.)ના મોઅજિઝાઓનું સ્વરૂપ ધરાવે છે. એટલા માટે એ દેખીતું છે કે, આ તસ્બીહને સામાન્ય સાંભળનારા પણ સાંભળતા અને સમજતા હશે, નહિતર પછી એ મોઅજિઝો જ ન હોત.

આથી જ એ જાણ થઈ કે, હઝરત દાવૂદ (અલૈ.)ના અવાજની સાથે

સાથે પહાડોનો અવાજ ભળી જવો અને તસ્બીહનું પુનરાવર્તન કરવું એ આ અવાજના પડઘા સ્વરૂપે ન હતું, જે સામાન્ય રીતે ગુંબજો અથવા કૂવાઓ વગેરેમાં અવાજ આપવાથી તેના પડઘા સ્વરૂપે સાંભળવામાં આવે છે. કારણ કે કુર્આને કરીમે તેને હઝરત દાવૂદ (અલયહિસ્સલામ) ઉપર પોતાની ખાસ કૃપા અને ઈનામ સ્વરૂપે હોવાનું વર્ણન કર્યું છે. જે પડઘાના અવાજનો કોઈ ખાસ ફઝીલત કે વિશિષ્ટતા સાથે કોઈ સબંધ નથી, તે તો દરેક વ્યક્તિ ભલે તે કાફિર જ કેમ ન હોય, પડઘાના સ્થળોએ પોતાનો જ અવાજ પાછો સાંભળે છે.

**"વઅલન્ના લહુલ હદીદ..."** આ બીજો મોઅજિઝો છે કે, તેમના માટે લોખંડને નરમ કરી દીધું હતું. હઝરત હસન બસરી (રહ.), કતાદહ (રદી.) અને અઅ્મશ (રહ.) વગેરે તફસીરના ઈમામોએ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાએ મોઅજિઝા સ્વરૂપે લોખંડને તેમના માટે મીણ જેવું નરમ કરી દીધું હતું કે તેનાથી કોઈપણ વસ્તુ બનાવવામાં ન તો તેમને આગની જરૂર પડતી હતી અને ન જ કોઈ હથોડા કે બીજા ઓજારોની આવશ્યકતા હતી. આગળ આયતમાં એનું જ વર્ણન છે કે, લોખંડને તેમના માટે એટલા માટે નરમ બનાવવામાં આવ્યું હતું કે, તે લોઢાના બખ્તર સરળતાથી બનાવી શકે અને એક બીજી આયતમાં એ પણ પ્રસ્તુત છે કે, અલ્લાહ તઆલાએ બખ્તર બનાવવાની કારીગરી તેમને પોતે શીખવાડી હતી. **"વઅલ્લમનાહુ સન્અત લબૂસિલ્લકુમ"** એટલે અમે તેમને બખ્તર બનાવવાની કારીગીરી શીખવાડી. *(૨૧:૮૦)* અને આ આયતમાં પણ આગળ જે **"કદ્દિર ફિસ્સર્દી"** આવ્યું છે. એ પણ તે કારીગરી શીખવાડવાની પૂર્ણતા છે. શબ્દ **"કદ્દિર"** એ **"તકદીર"**થી બને છે. જેનો અર્થ ''એક અંદાજા ઉપર બનાવવાનો'' થાય છે અને **"સર્દ"**નો શાબ્દિક અર્થ ''ગૂંથવું'' થાય છે. ભાવાર્થ એ છે કે, બખ્તર બનાવવામાં તેની કડીઓને યોગ્ય રીતે પ્રમાણસર બનાવવી કે કોઈ નાની, કોઈ મોટી ન હોય, જેથી તે મજબૂત બને અને જોવામાં પણ સારી લાગતી હોય. **"કદ્દિર ફિસ્સર્દી"**ની આ તફસીર હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદી.)થી નકલ થઈ છે. *(ઈબ્ને કસીર)*



**ખુલાસો :** આથી એ પણ જાણ થઈ કે, કળા-કારીગીરીમાં બાહ્ય દેખાવ પણ પસંદ કરવામાં આવેલ બાબત છે કે, તેના માટે અલ્લાહ તઆલાએ ખાસ સૂચના આપી.

તફસીર ઈબ્ને કષીરમાં ઈમામે હદીષ હઝરત હાફિઝ ઈબ્ને અસાકિર (રહ.)ની રિવાયત નકલ કરવામાં આવી છે. હઝરત દાવૂદ (અલૈ.) પોતાની ખિલાફત અને સલ્તનતના સમયમાં વેશ બદલીને બજારો વગેરેમાં જતા અને વિવિધ પ્રદેશોમાંથી આવનાર લોકોને પૂછ્યા કરતા હતા કે, દાવૂદ કેવો વ્યક્તિ છે ? કારણ કે હઝરત દાવૂદ (અલૈ.)ની બાદશાહતમાં ન્યાય અને ઈન્સાફ હતો અને બધા મનુષ્યો આરામ કરતા હતા અને સુખી જીવન ગાળતા હતા. કોઈને હુકૂમતથી કોઈ ફરિયાદ ન હતી. એટલા માટે જેને પણ પ્રશ્ન કરતા, તે હઝરત દાવૂદ (અલૈ.)ના વખાણ અને તારીફ કરતા. તેમના ન્યાય અને ઈન્સાફ ઉપર આભાર વ્યક્ત કરતા.

અલ્લાહ તઆલાએ તેમની તઅલીમ માટે પોતાના એક ફરિશ્તાને માનવ સ્વરૂપે મોકલી આપ્યો. જ્યારે દાવૂદ (અલૈ.) આ કામ માટે નીકળ્યા તો આ ફરિશ્તો તેમને મળ્યો. તે જ પ્રમાણે તેને પણ તે જ પ્રશ્ન કર્યો. ફરિશ્તાએ જવાબ આપ્યો કે, દાવૂદ ઘણો સારો વ્યક્તિ છે અને બધા માનવોમાંથી તે પોતાની જાત માટે પણ અને પોતાની ઉમ્મત અને રય્યત માટે પણ બહેતર છે. પરંતુ તેમાં એક ટેવ એવી છે કે, તે ન હોત તો તેઓ બિલ્કુલ સંપૂર્ણ હોત. હઝરત દાવૂદ (અલૈ.)એ પૂછ્યું : એ ટેવ કઈ છે ? ફરિશ્તાએ કહ્યું કે, તે પોતાનું ભોજન, પાણી અને પોતાના બાળ-બચ્ચાનું ભરણપોષણ મુસલમાનોના માલ એટલે કે બયતુલમાલમાંથી લે છે.

આ વાત સાંભળીને હઝરત દાવૂદ (અલૈ.)એ અલ્લાહ જલ્લ શાનુહૂ તરફ કાકલૂદી અને દુઆ કરી કે, મને કોઈ એવું કામ શીખવાડી આપો, જે હું પોતાના હાથની મજૂરીથી પૂરૂં કરૂં અને તેના વળતરથી પોતાના બાળ-બચ્ચાંનું ગુજરાન ચલાવું અને મુસલમાનોની સેવા અને રાજકારભારના બધા જ કામો વળતર લીધા વિના જ કરૂં. તેમની દુઆને અલ્લાહપાકે



કબૂલ કરી અને તેમને બખ્તર બનાવવાની કળા શીખવાડી અને તેમને પયગમ્બરી પ્રતિષ્ઠા એવી આપી કે લોખંડને તેમના હાથે મીણ જેવું નરમ બનાવી દેવામાં આવ્યું. જેથી આ કળા ઘણી સરળ થઈ જાય અને થોડા સમયમાં પોતાનું ગુજરાન ઉત્પન્ન કરીને બાકી સમય ઈબાદત અને રાજકારભારના કાર્યમાં લગાવી શકે.

**મસ્અલો** : તત્કાલીન ખલીફા અથવા સુલ્તાન જે પોતાનો સંપૂર્ણ સમય રાજકારભારને પૂર્ણ કરવામાં ખર્ચ કરતો હોય, શરઈ રીતે એ જાઈઝ છે કે પોતાનું મધ્યમ કક્ષાનું ભરણપોષણ બયતુલમાલમાંથી લઈ લે. પરંતુ ભરણપોષણનું કોઈ બીજું સ્વરૂપ હોઈ શકે તો તે વધારે પસંદ કરવામાં આવેલ બાબત છે. હઝરત દાવૂદ (અલૈ.) ઉપર અલ્લાહ તઆલાએ સમગ્ર દુનિયાના ખજાનાઓ ખોલી દીધા હતા અને હીરા ઝવેરાત તથા બધી જ જરૂરતની વસ્તુઓની ખૂબ છૂટછાટ હતી અને અલ્લાહ તઆલા તરફથી તેમને બયતુલમાલમાં ઈચ્છા મુજબ દરેક પ્રકારનો ખર્ચ કરવાની પરવાનગી પણ આપવામાં આવી હતી. આયત **"ફમ્નુન અવ અમ્સિક બિગયરી હિસાબ"** *(૩૮:૩૯)* માં એ પણ સંતોષ આપવામાં આવ્યો હતો કે, તમે જે પ્રમાણે ઈચ્છો ખર્ચ કરો. તમારા માથે હિસાબ આપવાનો નથી. પરંતુ અંબિયા (અલૈ.)ને અલ્લાહ તઆલા અતિ ઉચ્ચ સ્થાન ઉપર રાખવા ઈચ્છે છે તો એ તકાદાથી ઘટના સામે આવી અને ત્યારબાદ હઝ. દાવૂદ (અલૈ.) આટલી મોટી સલ્તનત હોવા છતાં પોતાની મજૂરીથી જ પોતાનું ગુજરાન ઉત્પન્ન કરતા અને તેના ઉપર કરકસર કરતા હતા.

ઉલમા જે તઅલીમ અને તબ્લીગની સેવા મફત આપતા હોય અને ન્યાયાધીશ અને મુફતી જે લોકોના કામમાં પોતાનો સમય ખર્ચ કરતા હોય તેમનો પણ આ જ હુકમ છે કે, બયતુલમાલ (ઈસ્લામી સરકારની તિજોરી)માંથી પોતાનો ખર્ચ લઈ શકે છે. પરંતુ ભરણપોષણનું બીજું કોઈ સ્વરૂપ ઉપસ્થિત હોય, જે દીની સેવામાં દખલગીરી પણ કરતું ન હોય તો એ ઉત્તમ છે.

## હઝ. દાવૂદ (અલૈ.) અને હઝ. સુલયમાન (અલૈ.) ઉપર અલ્લાહ તઆલાના ઉપકારો અને તેમનો શુક્ર અદા કરવો :

*અને ખરેખર અમે દાવૂદ (અલૈ.)ને પોતાના તરફથી શ્રેષ્ઠતા આપી (અને હુક્મ કર્યો કે) હે પર્વતો ! તે (દાવૂદ અલૈ.)ની સાથે વારંવાર તસ્બીહ પઢો તથા પક્ષીઓને પણ (એ જ હુક્મ કર્યો). વળી, અમે તેમના માટે લોખંડને નરમ કરી દીધું (૧૦) (અને કહ્યું) કે ખુલાસાવાળુ બખ્તર બનાવો અને (કડીઓ) જોડવામાં (યોગ્ય) માપ રાખો અને (એ ઉપકારોના કારણે) તમે સૌ નેક કામ કરો. બેશક, તમારી કરણીઓને હું જોઉં છું. (૧૧) અને સુલયમાન (અલૈ.) માટે હવાને તાબે કરી દીધી, તો તેમની સવારની મંઝિલ એક મહીનાની (રાહ) અને સાંજની મંઝિલ એક મહીનાની (રાહની) થતી હતી અને તેમના માટે અમે એક પીગળેલા તાંબાનો ઝરો વહેતો કર્યો હતો અને (બીજી નેઅમત આ આપી કે) જિન્નાતમાંથી કેટલાક એવા (આધિન) હતા, જે તેમના પરવરદિગારના હુક્મથી તેમની રૂબરૂ કામ કરતા હતા અને તેઓમાંથી જે કોઈ અમારા હુક્મથી ફરી જશે, તેને અમે આગનો અઝાબ ચખાડીશું. (૧૨) તે (સુલયમાન અલૈ.) ચાહે તે વસ્તુ જિન્નાત તેમના માટે બનાવતા હતા. ભવ્ય કિલ્લાઓ અને આકૃતિઓ તથા હૌઝ જેવા (મોટા) લગનો અને એક જ સ્થળે ગોઠવાયેલી રહે તેવી (મોટી) દેગો (બનાવતા). હે દાવૂદ (અલૈ.)ના કુટુંબીજનો ! ઉપકાર માનીને તમે નેક કામ કરો અને મારા બંદાઓમાં ઉપકાર માનનારા થોડાક જ છે. (૧૩)*

## શુક્ર (અલ્લાહનો આભાર માનવા)ની હકીકત અને તેના હુકમો :

**"ઈઅ્મલૂ આલ દાવૂદ શુક્રા...."** હઝરત દાવૂદ (અલયહિસ્સલામ) અને હઝરત સુલયમાન (અલયહિસ્સલામ)ને અલ્લાહ તઆલાએ પોતાના ખાસ ફઝલથી નવાઝ્યા અને ખાસ ઈનામો અર્પણ કર્યા. તેમનું વર્ણન કર્યા પછી તેમને પોતાના બાળ-બચ્ચાંઓ, ઘરવાળાઓ સહિત શુક્રગુઝારીનો હુકમ આ આયતમાં આપવામાં આવ્યો છે.

કુર્તુબીએ ફરમાવ્યું કે, શુક્રની વાસ્તવિક્તા એ છે કે, એ બાબતનો

સ્વીકાર કરે કે, આ નેઅમત ફલાણા નેઅમત આપનારે આપી છે. અને પછી તે નેઅમતને તેની આજ્ઞા અને મરજી પ્રમાણે ઉપયોગ કરે અને કોઈની આપેલી નેઅમતને તેની મરજી વિરૂદ્ધ ઉપયોગ કરવો નાશુક્રી અને નેઅમતની નાકદ્રી છે. આથી જાણ થઈ કે, શુક્ર જે રીતે જીભથી હોય છે, એ જ પ્રમાણે અમલથી પણ શુક્ર હોય છે. અને અમલી શુક્ર તે નેઅમતના આપનારની આજ્ઞા અને મરજી પ્રમાણેનો ઉપયોગ છે. અને અબૂ અબ્દુર્રહમાન અસ્લમી (રહ.)એ ફરમાવ્યું કે, નમાઝ શુક્ર છે, રોઝા શુક્ર છે, દરેક નેક કાર્ય શુક્ર છે. મુહમ્મદ ઈબ્ને કઅ્બ કરઝી (રહ.)એ ફરમાવ્યું કે, શુક્ર તકવો અને નેક અમલોનું નામ છે. *(ઈબ્ને કષીર)*

પ્રસ્તુત આયતમાં કુર્આને હકીમે શુક્રના હુકમ માટે ટૂંકો શબ્દ **"ઉશ્કુરૂની"**ના બદલે **"ઈઅ્મલૂ શુક્રા"** અપનાવીને કદાચ તે તરફ પણ ઈશારો કર્યો કે, હઝરત દાવૂદ (અલૈ.)ની અવલાદથી અમલી શુક્ર ઈચ્છવામાં આવી રહ્યો છે. એટલા માટે આ હુકમનો અમલ હઝરત દાવૂદ (અલૈ.) અને હઝરત સુલયમાન (અલૈ.) અને તેમના કુટુંબે કથની અને કરણી બંનેથી એ પ્રમાણે કર્યો કે, તેમના ઘરમાં કોઈ સમય એવો પસાર ન થતો હતો કે, તેમના ઘરનો કોઈ વ્યક્તિ અલ્લાહપાકની ઈબાદતમાં લાગેલો ન હોય. કુટુંબના સભ્યો ઉપર સમયની વહેંચણી કરી દેવામાં આવી હતી. એ જ પ્રમાણે હઝરત દાવૂદ (અલૈ.)નો મુસલ્લો કોઈ પણ સમયે નમાઝ પઢનારથી ખાલી રહેતો ન હતો. *(ઈબ્ને કષીર)*

બુખારી અને મુસ્લિમમાં હદીષ છે કે, રસૂલે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, નમાઝીઓમાં અલ્લાહ તઆલા સમીપ ખૂબ પ્રિય નમાઝ હઝરત દાવૂદ (અલૈ.)ની છે. તે અડધી રાતે સૂતા હતા, પછી ત્રીજા પહોરની રાત્રે ઈબાદતમાં ઉભા રહેતા હતા. પછી અંતિમ છઠ્ઠા ભાગમાં સૂતા હતા અને બધા રોઝાઓમાં અતિપ્રિય રોઝો અલ્લાહ તઆલા સમીપ હઝરત દાવૂદ (અલૈ.)નો છે કે, તે એક દિવસ રોઝો રાખતા અને એક દિવસ ઈફતાર કરતા હતા. *(ઈબ્ને કષીર)*



હઝરત ફુઝૈલ (રદી.)થી નકલ થયું છે કે, જ્યારે હઝરત દાવૂદ (અલૈ.) ઉપર આ શુક્રનો હુકમ લાગુ થયો તો તેમણે અલ્લાહ તઆલાથી વિનંતી કરી કે, હે મારા પરવરદિગાર ! હું તારો આ શુક્રિયહ કઈ રીતે પૂર્ણ કરી શકું છું, જ્યારે કે મારો શુક્ર મૌખિક હોય અથવા અમલી. તે પણ તારી જ આપેલી નેઅમત છે, તેના ઉપર પણ આગવો શુક્ર અદા કરવો વાજિબ છે. અલ્લાહ તઆલાએ ઈરશાદ ફરમાવ્યો : **"અલ્આન શકર્તની યા દાવૂદ"** એટલે કે, હે દાવૂદ (અલૈ.) ! હવે તમે શુક્ર અદા કરી દીધો. કારણ કે શુક્રનો હક અદા કરવાથી પોતાને આજિઝ અને લાચાર સમજી લીધો તથા તેનો સ્વીકાર કરી લીધો.

હકીમ તિરમિઝી અને ઈમામ અબૂબક્ર જસ્સાસ (રહ.)એ હઝરત અતાઅ્ બિન યસાર (રદી.)થી રિવાયત કરી છે કે, જ્યારે આ આયત નાઝિલ થઈ **"ઈઅ્મલૂ આલ દાવૂદ શુક્રા"** તો રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) મિમ્બર ઉપર તશરીફ લાવ્યા અને આ આયતને તિલાવત કરી. પછી ઈરશાદ ફરમાવ્યો કે, ત્રણ કામ એવા છે કે, જે વ્યક્તિ તેને પૂર્ણ કરી લે, તો જે શ્રેષ્ઠતા દાવૂદ (અલયહિસ્સલામ)ની અવલાદને અર્પણ કરવામાં આવી હતી, તે તેને પણ મળી જશે. સહાબએ કિરામ (રદી.)એ વિનંતી કરી કે, તે ત્રણ કાર્યો ક્યા છે ? રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, ખુશી અને ક્રોધ બંને પરિસ્થિતિઓમાં ન્યાય ઉપર કાયમ રહેવું અને ગિના (આર્થિક છૂટછાટ) તથા ગરીબી બંને પરિસ્થિતિઓમાં મધ્યમ માર્ગ અને સમતોલપણું અપનાવવું તથા ગુપ્ત અને જાહેર બંને પરિસ્થિતિઓમાં અલ્લાહ તઆલાથી ડરવું.

*(કુર્તુબી, અહકામુલ કુર્આન, જસ્સાસ)*

**"વકલીલુમ મિન ઈબાદિયશ્શકૂર"** શુક્રના હુકમોની તાકીદ પછી એ બાબતની પણ જાહેરાત કરી કે, મારા બંદાઓમાં શુક્રગુઝાર ઓછા જ થશે, તેમાં પણ મુઅમિન માટે ચેતવણી અને શુક્ર કરવાની તાકીદ છે.





# ❀ હઝરત સુલયમાન અલયહિસ્સલામ ❀

કુર્આન શરીફમાં હઝરત સુલયમાન અલયહિસ્સલામનું વર્ણન ૧૭ જગ્યાએ કરવામાં આવ્યું છે.

કુર્આનના માર્ગદર્શનનો ફાયદો માત્ર એ જ લોકો ઉઠાવી શકે છે અને આ ખુશખબરીઓના હક્કદાર પણ માત્ર તેઓ જ છે, જે તે હકીકતોને સ્વીકારે જેને કુર્આન શરીફ આ સૃષ્ટિની પાયાની હકીકતો તરીકે રજૂ કરે છે. અને આ સ્વીકાર્યા પછી પોતાના જીવનવ્યવહારમાં પણ આજ્ઞાંકિત અને અનુયાયી બને. પરંતુ આ માર્ગ ઉપર આવવા અને ચાલવામાં જે વસ્તુ સૌથી વધુ આડે આવે છે, તે આખિરતનો ઈન્કાર છે. કારણકે તે માણસને બેજવાબદાર, ઈચ્છાઓનો ગુલામ અને દુનિયાના જીવનને ચાહવાવાળો બનાવી દે છે. ત્યાર પછી માણસ માટે અલ્લાહ તઆલા સામે ઝૂકવાનું અને પોતાના મનની ઈચ્છાઓ ઉપર કાબૂ કરવાનું અશક્ય બની જાય છે. આ વર્ણન પછી ત્રણ પ્રકારના ચારિત્ર્યના નમૂના રજૂ કરવામાં આવ્યા છે :

એક નમૂનો ફિરઔન અને ષમૂદની કૌમના સરદારો તથા હઝરત લૂત અલયહિસ્સલામની કૌમના વિદ્રોહીઓનો છે. જેમના ચારિત્ર્ય આખિરતના ખ્યાલથી લાપરવા થઈ પોતાની ઈચ્છાઓના અનુસરણ ઉપર રચાયા હતા. આ લોકો કોઈ નિશાની જોઈને પણ ઈમાન લાવવા તૈયાર ન થયા. ઉલટાનું તેઓ એ લોકોના દુશ્મન બની ગયા, જેમણે તેમને આ ભલાઈ અને સુધારણા તરફ બોલાવ્યા. તેમણે પોતાના એ કુકર્મો માટે પણ પૂરેપૂરો આગ્રહ રાખ્યો, જેના પ્રત્યે દરેક બુદ્ધિશાળી વ્યક્તિને સૂગ હોય છે. અલ્લાહપાકની આપત્તિમાં સપડાવવાના એક ક્ષણ અગાઉ પણ તેમને તેનું ભાન ન આવ્યું.



બીજો નમૂનો હઝરત સુલયમાન અલયહિસ્સલામનો છે. જેમને ખુદા તઆલાએ ધન, રાજ્ય અને શાનો-શૌકત વડે એટલી હદે નવાજ્યા હતા કે મક્કાના કાફિરોના સરદાર એની કલ્પના સુદ્ધાં કરી શકતા ન હતા. આમ છતાં તેઓ પોતાને ખુદાપાકની સામે જવાબદાર સમજતા હતા. અને તેમને અહેસાસ હતો કે એમને જે કંઈ પણ મળેલું છે, તે ખુદાપાકના તરફથી છે. તેથી તેમનું માથુ હંમેશા અલ્લાહપાકની આગળ ઝૂકેલું રહેતુ હતું. અને લગાતાર શુક્રગુઝારી કરતા હતા.

ત્રીજો નમૂનો કૌમે સબાની રાણીનો છે, જે આરબ ઈતિહાસની અત્યંત ધનવાન કૌમ ઉપર રાજ કરતી હતી. તેની પાસે એ બધી વસ્તુઓ મૌજૂદ હતી, જે કોઈ માણસને ઘમંડમાં સપડાવી શકે છે. જે વસ્તુઓના જોરે કોઈ માણસ ઘમંડ કરી શકે છે, એવી વસ્તુઓ કુરૈશના સરદારોની સરખામણીમાં તેની પાસે લાખોગણી હતી. પછી તે એક મુશ્રિક કૌમની હતી. બાપદાદાના અનુસરણના કારણે પણ અને પોતાની કૌમમાં પોતાની નેતાગીરી ટકાવી રાખવા માટે પણ તેના માટે મુશ્રિક ધર્મનો ત્યાગ કરી તૌહીદનો ધર્મ અંગીકાર કરવો એક સામાન્ય મુશ્રિક કરતાં વધુ મુશ્કેલ હતું. પરંતુ જ્યારે તેની સામે સત્ય સ્પષ્ટ થઈ ગયું તો કોઈ વસ્તુ તેને સત્ય સ્વીકારવાથી રોકી શકી નહીં. કેમકે તેની ગુમરાહીનું કારણ માત્ર મુશ્રિક વાતાવરણમાં પેદા થયુ હતું. મનેચ્છાઓના અનુસરણ અને ગુલામીનો રોગ તેને લાગેલો ન હતો. ખુદાપાકની સામે જવાબ આપવાના એહસાસથી તેનું અંતર ખાલી ન હતું.

સૃષ્ટિની કેટલીક ખૂબ જ સ્પષ્ટ હકીકતો તરફ નિર્દેશ કરી મક્કાના કાફિરોને એક પછી એક સવાલ પૂછવામાં આવ્યા છે કે, બતાવો, આ હકીકતો શિર્કની સાક્ષી આપી રહી છે કે, પછી એ તૌહીદની, જેનું આમંત્રણ કુર્આને કરીમમાં તમને વારંવાર આપવામાં આવી રહ્યું છે ? ત્યાર પછી કાફિરોનો અસલ રોગ બતાવવામાં આવ્યો છે કે, જે વસ્તુએ તેમને આંધળા બનાવી દીધા છે, જેના કારણે તેઓ બધુ જ જોયા પછી પણ કંઈ પણ જોતા નથી. અને બધુ જ સાંભળ્યા છતાં કંઈ સાંભળતા નથી. તે હકીકતમાં



આખિરતનો ઈન્કાર છે. આ જ વસ્તુએ તેમના માટે જીવનની કોઈપણ બાબતમાં ગંભીરતા રહેવા દીધી ન હતી. કેમકે જ્યારે તેમની માન્યતા પ્રમાણે છેવટે બધું જ માટી થઈ જવાનું છે. અને દુનિયાના જીવનની આ દોડધામનું કોઈ જ પરિણામ આવવાનું નથી, તો પછી માણસ માટે સત્ય અને અસત્ય બન્ને સરખાં છે. તેના માટે આ સવાલ બિનમહત્વનો બની જાય છે કે, તેની જીવનવ્યવસ્થા સત્ય ઉપર આધારિત છે કે અસત્ય ઉપર?

આવા ઉંઘતા લોકોને હલાવીને ઉઠાડવા માટે સૂરએ નમ્લના છઠ્ઠા અને સાતમા રૂકૂઅમાં એક પછી એક એવી વાતો ફરમાવવામાં આવી છે, જે લોકોની અંદર આખિરતની ભાવના પેદા કરે, એનાથી લાપરવા રહેવાના પરિણામોથી ચેતવે અને એના આગમન વિશે એવી રીતે ખાત્રી આપે, જેવી રીતે કોઈ પોતાની નજરે નિહાળેલી વસ્તુની ખાત્રી એ વ્યક્તિને આપે છે જેણે તેને જોઈ નથી.

સૂરતના છેવટમાં કુર્આન શરીફની મૂળ દઅવત અર્થાત્ એક ખુદા તઆલાની ઈબાદત અત્યંત ટૂંકમાં પરંતુ ખૂબ જ અસરકારક શૈલીમાં રજૂ કરી લોકોને ચેતવવામાં આવ્યા છે કે, આનો સ્વીકાર તમારા પોતાના માટે ફાયદાકારક અને ઈન્કાર તમારા પોતાના માટે નુકસાનકારક છે. આને માનવા માટે જો ખુદાપાકની એ નિશાનીઓની રાહ જોશો, જેના આવ્યા પછી માન્યા વગર છૂટકો નહીં રહે, તો યાદ રાખો કે તે ફેંસલાનો દિવસ હશે. તે વખતે માનવાથી કંઈ મળશે નહીં.

સૂરતમાં હઝરત સુલયમાન (અલૈ.)નો કીડીઓ સાથેનો કિસ્સો વર્ણન કર્યો છે. માટે સૂરતનું નામ નમ્લ (કીડી) રાખવામાં આવ્યુ છે.

## હઝરત સુલયમાન (અલૈ.)ની હુકૂમત :

*અને સુલયમાન (અલૈ.) દાવૂદ (અલૈ.) (ના પછી તે)ના વારિસ થયા અને તેમણે કહ્યું કે, હે લોકો ! અમને પક્ષીઓ (વગેરે)ની બોલી (સમજવાનું) જ્ઞાન આપવામાં આવ્યું છે. અને દરેક વસ્તુમાંથી (રાજ્યની જરૂર મુજબ)*

અમને આપવામાં આવ્યું છે. બેશક, એ જ જાહેરી શ્રેષ્ઠતા છે. (૧૬) અને સુલયમાન (અલૈ.)ની પાસે તેમના સૈન્યો જિન્નાતો અને મનુષ્યો તથા પક્ષીઓમાંથી એકત્ર કરવામાં આવ્યા હતા. ફરી તેઓને વર્ગવાર થોભાવવામાં આવતા હતા. (૧૭) એટલે સુધી કે (એક મુસાફરીમાં) જ્યારે તેઓ કીડીઓની એક ખીણમાં પહોંચ્યા, ત્યારે એક કીડીએ કહ્યું કે, હે કીડીઓ ! પોતપોતાના ઘરોમાં ઘૂસી જાઓ કે, તમને સુલયમાન (અલૈ.) અને તેમના સૈન્યો અજાણપણે ક્ચડી ન નાખે. (૧૮) તો સુલયમાન (અલૈ.)એ તેની વાત પર સ્મિત (હાસ્ય) કર્યું અને કહ્યું કે, હે મારા માલિક ! મને કાયમની તવફીક આપ કે તારા તે ઉપકારનો શુક્ર કર્યા કરૂં, જેને તેં મારા ઉપર તથા મારા માં-બાપ ઉપર કર્યો છે. અને એ (તૌફીક) પણ આપ કે એવા નેક કામ કરતો રહું, જેનાથી તું ખુશ થાય અને પોતાની કૃપાથી તારા (ખાસ) નેક બંદાઓમાં શામિલ રાખ. (૧૯)

## પક્ષીઓ પણ તૌહીદ અને શિર્કને સમજે છે. કાશ ! કે માનવી આ હકીકતને સમજે !

અને સુલયમાન (અલૈ.)એ એક વખત પક્ષીઓની હાજરી લીધી ત્યારે કહ્યું કે, હું હુદહુદને કેમ જોતો નથી, કાં તો તે ગેરહાજર છે. (૨૦) (ગેર હાજરી સાબિત થતાં કહ્યું) કે હું જરૂર તેને સખત શિક્ષા આપીશ અથવા ઝબહ કરી નાખીશ યા તો તે (ગેરહાજરીનો) મારી પાસે કોઈ સ્પષ્ટ પુરાવો રજુ કરે. (૨૧) પછી તે થોડીક જ વારમાં આવી ગયું અને કહેવા લાગ્યું કે ખરેખર, હું એક એવી વસ્તુ જાણીને આવ્યો છું, જેને આપ (હજી) જાણતા નથી અને (તે એ કે) આપની પાસે સબા કૌમની એક પાકી ખબર લાવ્યો છું. (૨૨) બેશક, મેં એક સ્ત્રીને (ત્યાં એવી) જોઈ, જેણી તે લોકો પર રાજ્ય ચલાવે છે અને (રાજ્યને લગતી) દરેક વસ્તુ તેણીને મળેલી છે. અને તેણીનું એક મોટું (અમૂલ્ય) સિંહાસન છે. (૨૩) મેં તેણીને તથા તેણીની કૌમને જોઈ કે અલ્લાહપાકને છોડી સૂર્યને સિજદો કરે છે અને શયતાને તેઓને તેઓના (આ કુફ્રના) કામ ભલા દેખાડી રાખ્યા છે. અને તેણે

*તેઓને (સીધા) માર્ગથી રોકી લીધા છે, જેથી તેઓ (સત્ય) માર્ગે ચાલતા નથી. (૨૪) અર્થાત્ એવા અલ્લાહપાકને સિજદો કરતા નથી, જે આકાશો અને પૃથ્વીમાંની અદૃશ્ય વસ્તુને બહાર કાઢે છે તથા તમે જે કંઈ (અંતરમાં) છુપાવો છો તેમજ જે કંઈ જાહેર કરો છો, તે બધાને જાણે છે. (૨૫) (તો) અલ્લાહપાક એવો છે કે, તેના સિવાય કોઈ બંદગીને પાત્ર જ નથી (અને) તે મહાન અર્શનો માલિક છે. (૨૬)*

## આયતોનો ભાવાર્થ અને પાછલી ઉમ્મતોની દીની હાલત :

પાછલી ઉમ્મતોએ પોતાની મનેચ્છાઓ પૂરી કરવા માટે અલ્લાહ તઆલાના દીન-ધર્મમાં ઘણા બધા ફેરફારો અને અદલા-બદલીઓ કરી નાંખી હતી. તેમાંથી એક ખતરનાક અને ભયાનક ફેરફાર અલ્લાહપાકના સાચા, નિષ્ઠાવાન નબીઓ અને રસૂલો ઉપર જુઠા આક્ષેપો અને ગલત વાતો સબંધિત કરવા બાબતે હતા.

આ બાબતે યહૂદીઓ સૌથી આગળ હતા. તે એક તરફ આ નબીઓને ખુદાઈ દૂત અને રસૂલ સમજતા હતા, અને બીજી તરફ તેમના ઉપર ગલત મનઘડત આક્ષેપો લગાડવામાં પણ પાછળ ન હતા. જેમકે હઝરત લૂત અલયહિસ્સલામ અને તેમની બેટીઓ બાબતે *(બાઈબલ પૈદાઈશ : ભાગ-૧૯, આયત : ૩૦-૩૮)* તથા હઝરત દાવૂદ (અલૈ.) અને હઝરત સુલયમાન (અલૈ.) બાબતે પણ ઘણી જૂઠી વાતો ચલાવી હતી.

કુર્આન શરીફ અને દીન બાબતે સચ્ચાઈ અને યહૂદીઓ વગેરેની ગલત માન્યતાઓને રદ કરી સાચી વાતો લોકો સમક્ષ પેશ કરી. એ જ પ્રમાણે નબીઓ ઉપર લગાડેલ ગલત આક્ષેપોને પણ રદ કરી સાચી હકીકત લોકો સમક્ષ રજુ કરી.

આપ (સલ.)એ પોતાની ઉમ્મતને પણ યહૂદીઓના પોતાના પુસ્તકમાં કરેલ ફેરફારો તથા એમના સામાજિક ધાર્મિક વર્તુળોમાં પ્રચલિત ગલત કિસ્સાઓને જુઠા-સાચાની પરખ કર્યા વગર રજૂ કરવાથી મના કર્યા. પરંતુ અફસોસ છે કે, અમૂક તફસીરની કિતાબોમાં તેની પરખ કર્યા વગર આ

પ્રમાણેના કિસ્સાઓ વર્ણન કરવામાં આવ્યા છે, જે આગળ જતાં ઈસ્લામ દુશ્મન શક્તિઓ માટે પોતાની ગલત માન્યતાઓ ફેલાવવામાં મદદરૂપ થયા છે. જ્યારે કે, કુર્‌આન શ. અને ઈસ્લામ સાથે તેનો કોઈ સબંધ નથી.

હઝરત સુલયમાન અલયહિસ્સલામને ઈન્સાનો, જિન્નાત, પક્ષીઓ અને હવા ઉપર કાબૂ આપવામાં આવ્યો હતો. આપના પહેલા અને આપના બાદ કોઈને આ પ્રમાણે હુકૂમત આપવામાં આવી નથી. છતાં આપ નમ્રતા, વિનય, દરિદ્રતા, લોકસેવા, ધીરજ અને ખુદાપાકના શુક્ર અહેસાન બજાવવામાં કદી પાછળ રહ્યા નથી. આપની દુઆઓમાં પણ તે જ નમ્રતા અને બંદગીની ઝલક નજર આવે છે, જે બીજા નબીઓની દુઆઓમાં દેખાય છે. એમની ખુશી, નારાઝગી અને ગુસ્સો પણ અલ્લાહપાકના માટે જ હોય છે. ન્યાય, પ્રેમ, હમદર્દી વગેરે બધી જ ઉચ્ચ અખ્લાકી સભ્યતાઓ આપની સમગ્ર હુકૂમત અને બાદશાહી યુગમાં ડગલેને પગલે નજર આવે છે. કૌમે સબાની રાણી બિલ્કીસ સાથેના આપના કિસ્સામાં અલ્લાહપાકના હુકમનો આદર અને તેની તબ્લીગ માટેની કોશિશોથી આપની બાદશાહી શાનોશૌકત સાથે ફકીરીની ઝલક પણ નજર આવે છે.

જે વ્યક્તિ પોતાની જાતને અલ્લાહપાક માટે ખાસ કરી દે છે, તો અલ્લાહપાક કાયનાતની બધી જ વસ્તુઓને તેના તાબે કરી દે છે. હઝરત નૂહ (અલૈ.)ની કશ્તી, હઝરત ઈબ્રાહીમ (અલૈ.) માટે આગનું બાગ બની જવુ, હઝરત સાલેહ (અલૈ.)ની ઉંટડી, હઝરત યૂસુફ (અલૈ.)નો સમગ્ર કિસ્સો, હઝરત મૂસા (અલૈ.) માટે લાકડીનું સાપ બની જવું, સમુદ્રના પાણીનો રસ્તો કરી આપવો, હઝરત સુલયમાન (અલૈ.) માટે જીન્નાત, હવા અને પક્ષીઓનું તાબે થવુ, અસ્હાબે કહફ માટે સૂર્યના કિરણોનું આગળ-પાછળ થવુ, તેમના સુવાની જગ્યાએ કોઈનું ન પહોંચવુ, હઝરત ઈસા (અલૈ.)ને જીવંત આસ્માન ઉપર બોલાવી લેવા અને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ માટે કબૂતરીનું ઈંડા મૂકવુ તથા કરોળિયાની જાળ બિછાવવી વગેરે સંખ્યાબંધ દાખલાઓ છે. જે અલ્લાહપાકની અપાર કુદરત અને શક્તિનું પ્રદર્શન કરે છે.

**હઝરત સુલયમાન (અલૈ.) માટે હવાને તેમના વશમાં કરવું અને તેનાથી સબંધિત મસ્અલાઓ :**

હઝરત હસન બસરી (રહ.)થી નકલ થયું છે કે, જ્યારે હઝરત સુલયમાન (અલૈ.)ની એ ઘટના બની કે, લશ્કરના ઘોડાઓનું નિરીક્ષણ કરવામાં તેઓના પ્રવૃત્ત થવાથી તેમની અસરની નમાઝ છૂટી ગઈ, ત્યારે પોતાની આ ગફલત ઉપર અફસોસ થયો અને ઘોડાઓ કે જે આ નિષ્કાળજીનું કારણ બન્યા હતા તેમને છૂટા મૂકી દીધા. તેમની આ પ્રવૃત્તિ ખાસ અલ્લાહ તઆલાની ખૂશી માટે જ હતી. એટલા માટે અલ્લાહ તઆલાએ પણ તેમને ઘોડાઓથી વધારે તેજ ગતિવાળી સવારી હવાના સ્વરૂપમાં અર્પણ કરી.

**વલિસુલયમાન રરીહ આસિફતન** આ પાછલા વાક્ય **'સખ્ખરના મઅ દાવૂદ'** ઉપર **'અત્ફ'** છે. એટલે કે, જેમકે અલ્લાહ તઆલાએ હઝરત દાવૂદ (અલૈ.) માટે પહાડો અને પક્ષીઓને તેમના વશમાં કરી દીધા હતા જેના ઉપર સવાર થઈને તેઓ જ્યાં ઈચ્છતા હતા, ઘણા જ જલ્દી સરળતાથી પહોંચી જતા હતા. આ સ્થળે એ બાબત વિચારવાપાત્ર છે કે, હઝરત દાવૂદ (અલૈ.)ને વશમાં આપેલ બાબતો માટે તો શબ્દ **"મ-અ"** ઉપયોગ કરવામાં આવ્યો છે. તેની સાથે પહાડો, પક્ષીઓને વશમાં કરી દીધા હતા અને અહીંયાં શબ્દ **"લામ"**ની સાથે ફરમાવ્યું કે, હવાને હઝરત સુલયમાન (અલૈ.) માટે "મુસખ્ખર" (તાબે) કરી દીધી હતી. તેમાં રસપ્રદ ઈશારો એ વાત તરફ છે કે, બંને "તસ્ખીર" (તાબા હેઠળ કરવા)માં ફરક હતો. હઝરત દાવૂદ (અલૈ.) જ્યારે તિલાવત કરતા હતા, તો પહાડો અને પક્ષીઓ આપમેળે તસ્બીહ કરવા લાગતા હતા. તેમના હુકમની રાહ જોતા ન હતા અને હઝરત સુલયમાન (અલૈ.) માટે હવાને તેમના હુકમના તાબે બનાવી દેવામાં આવી કે, જ્યારે ઈચ્છે, જે વખતે ઈચ્છે, જે રીતે ઈચ્છે હવાને હુકમ આપી દેવામાં આવ્યો, તો તેણે તેમને પહોંચાડી દીધા અને જ્યારે જ્યાં ઉતરવા ઈચ્છ્યું ઉતારી દીધા, પછી જ્યારે પરત ચાલવાનો હુકમ આપ્યો તો પરત પહોંચાડી દીધા. *(રૂહ અનિલ બયઝાવી)*



તફસીર ઈબ્ને કષીરે ''તખ્તે સુલયમાન (અલૈ.)'' કે જે હવા ઉપર ગતિ કરતો હતો, તેનું સ્વરૂપ એ વર્ણન કર્યું છે કે, હઝરત સુલયમાન (અલૈ.)એ લાકડાનો એક ઘણો પહોળો તખ્ત (પ્લેટફોર્મ) બનાવ્યો હતો, જેના ઉપર પોતે અને પોતાના રાજ્યના અધિકારીઓ, લશ્કર શસ્ત્ર-સરંજામ સાથે બધા જ સવાર થઈ જતા, પછી હવાને હુકમ આપતા હતા. જેથી હવા આ મહાન અને વિશાળ તખ્તને પોતાના ખભા ઉપર ઉઠાવીને જ્યાંનો હુકમ થતો, ત્યાં જઈને ઉતારી દેતી હતી. આ હવાઈ તખ્ત સવારથી બપોર સુધી એક મહિના પગપાળા ચાલવાની મુસાફરી જેટલું અંતર કાપતી હતી અને બપોરથી સાંજ સુધી એક મહિનાની મુસાફરીનું અંતર કાપતી હતી, એટલે કે એક દિવસમાં બે મહિનાઓની મુસાફરીનું અંતર હવા દ્વારા કાપવામાં આવતું હતું. ઈબ્ને અબી હાતિમે હઝરત સઈદ બિન ઝુબૈર (રદી.)થી નકલ કર્યું છે કે, આ તખ્તે સુલયમાની ઉપર છ લાખ ખુરશીઓ મૂકવામાં આવતી હતી. જેમાં હઝરત સુલયમાન (અલયહિસ્સલામ)ની સાથે ઈમાન-વાળા લોકો સવાર થતા હતા અને તેમની પાછળ ઈમાનવાળા જિન્નાતો બેસતા હતા. પછી ફરિશ્તાઓને હુકમ થતો જેથી તેઓ આ સમગ્ર તખ્ત ઉપર છાંયડો કરી દેતા હતા કે, સૂર્યના તડકાથી તકલીફ ન પહોંચે. પછી હવાને હુકમ આપવામાં આવતો હતો, તે આ મહાન સમૂહને ઉઠાવીને જ્યાંનો હુકમ થતો ત્યાં પહોંચાડી દેતી હતી. અમુક રિવાયતોમાં છે કે, આ હવાઈ મુસાફરીના સમયે સંપૂર્ણ માર્ગમાં હઝરત સુલયમાન (અલયહિસ્સલામ) માથું ઝુકાવીને અલ્લાહપાકના ઝિક્ર અને શુક્રમાં મશ્ગુલ રહેતા હતા. ડાબે-જમણે કંઈ જ જોતા ન હતા અને પોતાના અમલથી વિનમ્રતાથી જાહેરાત કરતા હતા. *(ઈબ્ને કષીર)*

**'આસિફતન'** **''રીહન્ આસિફહ''**નો શાબ્દિક અર્થ ''સખત તેજ ગતિવાળી હવા'' થાય છે. કુર્આને કરીમની બીજી આયતોમાં આ હવાનું લક્ષણ **''રુખાઅ્''** વર્ણન કરવામાં આવ્યું છે. જેનો અર્થ ''નરમ હવા'' છે. જેનાથી ન તો ધૂળ ઉડે અને ન જ વાતાવરણમાં વાવાઝોડું પેદા થાય. દેખીતી રીતે આ બે વિરોધાભાસી લક્ષણો છે. પરંતુ બંને લક્ષણોનું મિશ્રણ



હોવું એ રીતે શક્ય છે કે, આ હવા પોતાના અસ્તિત્વમાં ઘણી સખત અને તેજ ગતિવાળી હોય, જેના કારણે અમુક કલાકોમાં કુદરતે તેને એવી બનાવી દીધી હોય કે તેનાથી વાતાવરણમાં વાવાઝોડું પેદા ન થાય એટલા માટે તેની એવી પરિસ્થિતિ વર્ણન કરવામાં આવી છે કે, જે વાતાવરણમાં આ તખ્ત પસાર થતો હતો ત્યાં કોઈ પક્ષીને પણ કોઈ નુકસાન પહોંચતું ન હતું.

## અલ્લાહ તઆલાના હુકમથી જિન્નાતો અને શયતાનો હઝરત સુલયમાન (અલૈ.)ના તાબે હતા :

**"વમિનશ્શયાતીની..."** એટલે કે, અમે હઝરત સુલયમાન (અલૈ.) માટે શયતાન જિન્નાતોમાંથી એવા લોકોને જે દરિયાઓમાં ડૂબકી લગાવીને હઝરત સુલયમાન અલયહિસ્સલામ માટે ઝવેરાત (મોતીઓ) કાઢી લાવતા હતા, તેમને તાબે કરી લીધા અને તે ઉપરાંત અન્ય કામો પણ તેઓ કરતા હતા જેમાંથી અમુકનું વર્ણન અન્ય આયતોમાં આવ્યું છે.

**"યઅ્મલૂન લહૂ..."** *(૩૪:૧૩)* એટલે કે, હઝરત સુલયમાન (અલૈ.) માટે મેહરાબો અને શાનદાર મકાનો તથા પૂતળાં અને પથ્થરના (એવા) મોટા-મોટા પ્યાલા (બનાવતા હતા) જે હોઝ જેવું કામ આપતા હતા, તેમની પાસેથી હઝરત સુલયમાન (અલૈ.) ઘણી મહેનતનું કામ પણ લેતા હતા અને આશ્ચર્યજનક કારીગીરી પણ, અને અમે જ તેમના રક્ષક હતા.

**"શયાતીન"** તે આગના બનેલા અલૌકિક શરીરો છે, જે બુદ્ધિ અને સમજદારી પણ ધરાવે છે અને મનુષ્યોની જેમ તેમના ઉપર શરીઅતના હુકમો પણ લાગુ પડે છે. આ પ્રજાતિ માટે અસલ શબ્દ **"જિન્ન"** અથવા **"જિન્નાત"** ઉપયોગ થાય છે. તેમાં જેઓ ઈમાનનો સ્વીકાર ન કરે, તે કાફિર છે. તેમને શયાતીન કહેવામાં આવે છે. દેખીતું એ છે કે, હઝરત સુલયમાન (અલૈ.) માટે તાબે તો બધા જ જિન્નાતો હતા, ભલે તે મુઅમિન હોય અથવા કાફિર. પરંતુ મુઅમિનોને વશમાં કર્યા વિના જ હઝરત સુલયમાન (અલૈ.)ના હુકમો ઉપર ધાર્મિક ફરજના સ્વરૂપે અમલ કરતા હતા, તેમના માટે તાબે કરવાનો ઉલ્લેખ કરવાની કોઈ આવશ્યક્તા નથી.

એટલા માટે તાબે કરવા માટે માત્ર કાફિર જિન્નાતોનું વર્ણન કરવામાં આવ્યું કે તેઓ પોતાના કુફ્ર અને બળવાખોરી છતાં કદાચ એટલા માટે જ આયતના અંતે એ વાક્ય વધારવામાં આવ્યું કે, અમે તેમના રક્ષક હતા, નહિતર કાફિર જિન્નાતોથી તેમને દરેક સમયે ભય હતો કે, તેમને કોઈ નુકસાન પહોંચાડે. પરંતુ અલ્લાહપાકની હિફાઝતનો પહેરો તેમના ઉપર લાગેલો હતો એટલા માટે તેમને કોઈ નુકસાન પહોંચી શકતું ન હતું.

હઝરત દાવૂદ (અલૈ.) માટે તો અલ્લાહ તઆલાએ સૌથી વધારે કઠણ અને મજબૂત પદાર્થોને તાબા હેઠળ કર્યા, કે જેમાં પહાડો અને લોઢા જેવી કઠણ વસ્તુઓ સામેલ છે. એથી વિરૂદ્ધ હઝરત સુલયમાન (અલૈ.)ના માટે એવા નરમ પદાર્થો તાબામાં કર્યા કે, જે નજરે પડી પણ ન શકે. જેમકે હવા અને જિન્નાત. તેમાં અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરત દરેક પ્રકારની મખ્લૂક ઉપર છવાયેલી હોવાનું સ્પષ્ટ કરવામાં આવ્યું છે. *(તફસીરે કબીર)*

**"વલિસુલય્માન રરીહ..."** હઝરત દાવૂદ (અલૈ.)ની વિશિષ્ટ શ્રેષ્ઠતા અને ઈનામોના વર્ણન પછી હઝરત સુલયમાન (અલૈ.)નું વર્ણન કર્યું અને એવું કહેવામાં આવ્યું કે, જે પ્રમાણે હઝરત દાવૂદ (અલૈ.) માટે અલ્લાહ તઆલાએ પહાડો અને પક્ષીઓને કામે લગાડી દીધા હતા, એ જ પ્રમાણે હઝરત સુલયમાન (અલૈ.) માટે હવાને મુસખ્ખર કરી (કામે લગાડી) દીધી હતી અને હઝરત સુલયમાન (અલૈ.)ના તખ્તને જેના ઉપર તેઓ પોતાના મંત્રીમંડળ અને દરબારીઓની મોટી સંખ્યા સાથે સવાર થતા હતા અને હવા તેમના હુકમના તાબે રહીને તેઓ જ્યાં ઈચ્છતા ત્યાં લઈ જતી હતી.

**"વઅસલ્ના લહૂ અય્નલ કિત્રી"** એટલે કે અમે સુલયમાન (અલૈ.) માટે તાંબાનું ઝરણું વહાવી દીધું. એટલે કે તાંબા જેવી કઠણ ધાતુને અલ્લાહ તઆલાએ સુલયમાન (અલૈ.) માટે પાણીની જેમ વહેનારી પ્રવાહી બનાવી દીધી, જે પાણીના ઝરણાંની જેમ વહેતી હતી અને ગરમ પણ ન હતી. જેથી સરળતાથી તેના વાસણો અને બીજી જરૂરિયાતની વસ્તુઓ બનાવી શકે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)એ ફરમાવ્યું કે, આ ઝરણું એટલું

દૂર સુધી વહેતું હતું, જેની લંબાઈ ત્રણ દિવસ ત્રણ રાતની મુસાફરીથી પૂર્ણ થઈ શકે અને એ યમનની ભૂમિમાં હતું તથા મુજાહિદ (રહ.)ની રિવાયતમાં છે કે, આ ઝરણું સનઆ યમનથી શરૂ થઈ ત્રણ દિવસ અને ત્રણ રાતની મુસાફરી સુધી પાણીના ઝરણાંની જેમ વહેતું રહ્યું. ખલીલ નહ્વી (રહ.)એ ફરમાવ્યું છે કે, શબ્દ **"ક્ત્રિ"** જે આ આયતમાં આવ્યો છે, તેનો ભાવાર્થ "પીગળેલું તાંબું" થાય છે. *(કુર્તુબી)*

## હઝરત સુલયમાન (અલૈ.)ના મૌતની આશ્ચર્યજનક ઘટના :

**"ફલમ્મા કદય્ના અલયહિલ મવ્ત..."** આયતમાં શબ્દ **"મિન સઅહ"** એ **'અસા'** અને લાઠી મારવાના અર્થમાં છે. અમુક લોકોએ ફરમાવ્યું કે, આ હબશી ભાષાનો શબ્દ છે. જેનો અર્થ "લાઠી" થાય છે. અને અમુકે ફરમાવ્યું કે, આ અરબી ભાષાનો શબ્દ છે. **"નસા"**નો અર્થ "હટાવવું" અથવા "પાછલા ક્રમે કરવું" થાય છે. લાઠી દ્વારા મનુષ્ય નુકસાનકારક વસ્તુઓને હટાવે છે તેથી તેને **"મિન્સઅહ"** કહેવામાં આવ્યું. એટલે કે, "હટાવવાનું સાધન". આ આયતમાં હઝરત સુલયમાન (અલૈ.)ની મૌતની આશ્ચર્યજનક ઘટના વર્ણન કરીને ઘણા બોધપાઠ અને માર્ગદર્શનના દરવાજા ખોલવામાં આવ્યા.

આ ઘટનામાં ઘણા બધા માર્ગદર્શનો છે. પ્રથમ એ કે, હઝ. સુલયમાન (અલૈ.) કે જેમને આવી અજોડ સત્તા અને રાજ્યશાસન પ્રાપ્ત થયું હતું કે, સમગ્ર દુનિયા ઉપર જ નહીં, બલ્કે જિન્નાત અને પક્ષીઓ અને હવાઓ ઉપર પણ તેમની હુકૂમત હતી. પરંતુ બધા સરસામાન હોવા છતાં મૌતથી તેમને પણ છૂટકારો ન મળ્યો હતો. અને એ કે મૌત તો નિશ્ચિત સમય પર આવવાની જ હતી. બયતુલ મુકદસનું બાંધકામ જે હઝરત દાવૂદ (અલૈ.)એ શરૂ કર્યું, પછી હઝરત સુલયમાન (અલૈ.)એ તેની પૂર્ણતા કરી. તેમાં અમુક બાંધકામ બાકી હતું અને આ બાંધકામ જિન્નાતોને સોંપવામાં આવ્યું હતું, જેમના સ્વભાવમાં બળવાનું જોર હતું. તેઓ હઝરત સુલયમાન (અલૈ.)ના ડરથી કાર્ય કરતા હતા. જો તેમની વફાતની જિન્નાતોને જાણ થઈ જાય તો

તેઓ તરત જ કામ છોડી દેશે અને બાંધકામ અધૂરૂં રહી જાય. તેની વ્યવસ્થા હઝરત સુલયમાન (અલૈ.)એ અલ્લાહપાકના હુકમથી એ કરી કે, જ્યારે મૌતનો સમય આવ્યો તો મૌતની તૈયારી કરીને પોતાના મિહરાબમાં દાખલ થયા, જે સ્વચ્છ પારદર્શક કાચથી બનેલ હતો. બહારથી અંદરની બધી વસ્તુઓ દેખાતી હતી અને પોતાના નિત્યક્રમ પ્રમાણે ઈબાદત માટે એક ટેકો લઈને ઉભા થઈ ગયા કે રૂહ નીકળી ગયા પછી પણ શરીર આ લાઠીના સહારે પોતાના સ્થળે સ્થિર રહે. હઝરત સુલયમાન (અલૈ.)ની રૂહ નિશ્ચિત સમયે કબ્જે કરી લેવામાં આવી, પરંતુ તેઓ પોતાના લાઠીના સહારે પોતાની જગ્યાએ સ્થિર ઉભેલા એવા દેખાતા હતા કે, જાણે ઈબાદતમાં મશ્ગૂલ છે. જિન્નાતોની એવી મજાલ કે હિંમત ન હતી કે, પાસે આવીને જોઈ શકે. હઝરત સુલયમાન (અલૈ.)ને જીવિત સમજીને કામમાં પ્રવૃત્ત રહ્યા. એટલે સુધી કે, એક વર્ષ પસાર થઈ ગયું અને બયતુલ મુકદ્દસના બાંધકામનું બાકી કામ પૂર્ણ થઈ ગયું તો અલ્લાહ તઆલાએ ઉધઈના કીડાને કે જેને ફારસીમાં **“દીવક”** અને ઉર્દૂમાં **“દીમક”** કહેવામાં આવે છે. અને કુર્આને કરીમે તેને **“દાબ્બતુલ અર્દી”**ના નામથી ઓળખાવ્યું છે. હઝરત સુલયમાન (અલૈ.)ની લાઠી ઉપર થોપી દીધું. ઉધઈએ તે લાઠીને અંદરથી ખાઈને કમજોર કરી નાંખી. લાઠીનો સહારો સમાપ્ત થયો તો હઝ. સુલયમાન (અલૈ.) પડી ગયા, તે સમયે જિન્નાતોને તેમના મૌતની ખબર પડી.

જિન્નાતોને અલ્લાહ તઆલાએ લાંબા અંતરની મુસાફરી અમુક ક્ષણોમાં પૂર્ણ કરવાની શક્તિ અર્પણ કરી છે. તે ઘણી બધી એવી પરિસ્થિતિઓ અને ઘટનાઓથી વાકેફ થતા હતા, જેને માનવી જાણતા નથી હોતા. જ્યારે તે માનવોને આ ઘટનાઓની ખબરો આપતા, તો મનુષ્ય એવું સમજતો હતો કે, આ ગૈબની ખબર છે અને જિન્નાતોને પણ ગૈબનું ઈલ્મ પ્રાપ્ત છે. પોતે જિન્નાતોનો પણ ઈલ્મે ગૈબ જાણવાનો દાવો હોય તો તે દૂરની વાત નથી. મૌતની આશ્ચર્યજનક ઘટનાએ તેની વાસ્તવિક્તા ખોલી નાંખી કે, પોતે જિન્નાતોને પણ ખબર પડી ગઈ અને બધા માનવોને પણ કે, જિન્નાત આલિમુલ ગૈબ નથી. કારણ કે જો તેમને ગૈબનું ઈલ્મ હોત તો હઝરત

સુલયમાન (અલૈ.)ના મૌતની એક વર્ષ પહેલાં જ ખબર પડી ચૂકી હોત અને આ આખા વર્ષની મહેનત અને તકલીફ જે તેમને જીવિત સમજીને વેઠતા રહ્યા તેનાથી બચી ગયા હોત. આયતના અંતિમ વાક્યમાં તેનું જ વર્ણન છે. **"ફલમ્મા ખર્ર તબય્યનતિલ જીન્નુ...."** (અઝાબિન મુહીન)થી ભાવાર્થ તે મહેનત અને તકલીફના કામ છે, જેના ઉપર બયતુલ મુકદ્દસના બાંધકામની પૂર્ણતા માટે હઝરત સુલયમાન (અલૈ.)એ તેમને કામે લગાડ્યા હતા. હઝ. સુલયમાન (અલૈ.)ની મૌતની આ આશ્ચર્યજનક ઘટના અમુક તો પોતે કુર્આને કરીમની આ આયતથી ઉપસ્થિત છે, બાકી વિગત હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) વગેરે તફસીરના ઈમામોથી નકલ થઈ છે, જે ઈબ્ને કષીર વગેરે તફસીરોમાં નકલ કરવામાં આવી છે.

આ આશ્ચર્યજનક ઘટનાથી એ ઈબ્રત પણ પ્રાપ્ત થઈ કે, મૌતથી કોઈનો છૂટકારો નથી અને એ પણ કે, અલ્લાહ તઆલાને જે કામ લેવાનું હોય છે તેની જે પ્રમાણે ઈચ્છે વ્યવસ્થા કરી શકે છે. જેમકે આ ઘટનામાં બન્યું કે મૌત થયું છતાં હઝરત સુલયમાન (અલૈ.)ને એક વર્ષ સુધી પોતાના સ્થળે કાયમ રાખીને જિન્નાતો પાસે કામ પૂર્ણ કરાવી લીધું અને એ પણ કે દુનિયાનો બધો સામાન અને યંત્રો તે સમય સુધી જ કાર્ય કરે છે, જ્યાં સુધી અલ્લાહપાકને મંજૂર હોય છે. જ્યારે તેને મંજૂર નથી હોતું તો યંત્રો અને સામાન જવાબ આપી દે છે. જેમકે અહીંયાં લાઠીનો સહારો ઉધઈ દ્વારા ખતમ કરી દેવામાં આવ્યો અને એ પણ કે, હઝરત સુલયમાન (અલૈ.)ની વફાત પછી એ ભય હતો કે, લોકો જિન્નાતના આશ્ચર્યજનક કામો અને કારનામાઓ અને ગૈબની વાતોથી દેખીતી રીતે તેઓ જાણકાર હોવા વગેરેના આશ્ચર્યજનક અમલોને જોઈને ક્યાંક તેમને જ પોતાના મઅ્બૂદ (પૂજ્ય) ન બનાવી બેસે, આ ભયને પણ આ મૌતની ઘટનાએ સમાપ્ત કરી દીધો. સૌને જિન્નાતોની બેખબરી અને લાચારીની જાણ થઈ ગઈ.

પ્રસ્તુત ચર્ચાથી એ પણ જાણ થઈ કે, હઝરત સુલયમાન (અલૈ.)એ મૌતના સમયને એક ખાસ પદ્ધતિથી બે કારણોએ અપનાવ્યો હતો. પ્રથમ

એ કે, બયતુલ મુકદસના બાંધકામનું બાકી રહેલ કાર્ય પૂર્ણ થઈ જાય, બીજું એ કે આ લોકો ઉપર જિન્નાતોની બેખબરી અને લાચારી જાહેર થઈ જાય, જેથી તેમની ઈબાદત થવાનો ભય ન રહે. *(કુર્તુબી)*

**"વલકદ્ આતય્ના દાવૂદ વ સુલયમાન ઈલ્મા"** દેખીતું છે કે, તેનો ભાવાર્થ અંબિયા (અલૈ.)નું જ્ઞાન છે, જે નુબૂવ્વત અને રિસાલત વિશે હોય છે. તેના સામાન્યપણામાં બીજા જ્ઞાન અને કળા પણ સામેલ હોય તો તે અશક્ય નથી. જેમકે હઝરત દાવૂદ (અલૈ.)ને બખ્તર બનાવવાની કળા શિખવાડવામાં આવી હતી. હઝરત દાવૂદ (અલૈ.) અને હઝરત સુલયમાન (અલૈ.) અંબિયા (અલૈ.)ના વર્ગમાં એક ખાસ વિશિષ્ટતા એ ધરાવે છે કે તેમને નુબૂવ્વત અને રિસાલતની સાથે સાથે રાજ્યસત્તા પણ આપવામાં આવી હતી અને સત્તા પણ એવી અજોડ કે, માત્ર મનુષ્યો ઉપર નહીં, બલ્કે જિન્નાતો અને પ્રાણીઓ ઉપર પણ તેમની સત્તા હતી. આ બધી મહાન નેઅમતોથી પહેલાં અલ્લાહ તઆલાના જ્ઞાનની નેઅમતનું વર્ણન કરવાથી એ તરફ ઈશારો થયો કે, ઈલ્મ (જ્ઞાન)ની નેઅમત બીજી બધી જ નેઅમતોથી શ્રેષ્ઠ અને ઉચ્ચ છે. *(કુર્તુબી)*

**"વઅન્ અઅ્મલ સાલિહન્ તરદા"** અત્રે **"રઝા"** એ સ્વીકારના અર્થમાં છે. ભાવાર્થ એ છે કે, યા અલ્લાહપાક ! મને એવા નેક કર્મોની તવફીક આપ, જે તારી સમીપ સ્વીકૃત હોય. રૂહુલ મઆનીમાં એનાથી એ બાબત ઉપર દલીલ કરી છે કે, નેક કાર્યો માટે સ્વીકૃતિ જરૂરી નથી, બલ્કે સ્વીકૃતિ અમુક શરતો ઉપર અવલંબિત હોય છે. અને ફરમાવ્યું કે, નેક કાર્યો સ્વીકૃત થવામાં ન તો બુદ્ધિ આડે આવે છે અને ન જ શરીઅત. એટલા માટે અંબિયા (અલૈ.)ની સુન્નત છે કે, પોતાના નેક કર્મો કબૂલ થવાની પણ દુઆ કરતા હતા. જેમકે હઝરત ઈબ્રાહીમ અને હઝરત ઈસ્માઈલ (અલૈ.)એ બયતુલ્લાહના બાંધકામ સમયે દુઆ કરી : **"રબ્બના તકબ્બલ મિન્ના"** (હે અમારા માલિક ! અમારાથી સ્વીકાર કર.) *(૨:૧૨૭)* એનાથી જાણ થઈ કે, જે અમલો નેક છે, માત્ર તેને કરીને નચિંત ન થઈ જવું જોઈએ. અલ્લાહ તઆલાથી એ પણ દુઆ કરે કે તે એનો સ્વીકાર કરે.

## નેક કાર્યોની સ્વીકૃતિ છતાં જન્નતમાં પ્રવેશ અલ્લાહ તઆલાની કૃપા વિના થશે નહીં :

**"વઅદ્ ખિલ્ની બિરહ્મતિક ફી ઈબાદિકસ્સાલિહીન"** નેક કાર્યો અને તેનો સ્વીકાર થવા છતાં જન્નતમાં પ્રવેશ અલ્લાહ તઆલાની કૃપા અને દયાથી જ થશે. રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, કોઈ વ્યક્તિ પોતાના કર્મોના ભરોસા ઉપર જન્નતમાં પ્રવેશ પામશે નહીં. સહાબા (રદી.)એ વિનંતી કરી કે, યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ! તમે પણ ! તો રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, હા. હું પણ ! પરંતુ મને મારા અલ્લાહ તઆલાની રહમત અને તેની કૃપાએ ઘેરી રાખેલ છે. *(રૂહુલ મઆની)*

હઝરત સુલયમાન (અલૈ.) પણ આ વાક્યોમાં જન્નતમાં પ્રવેશ માટે અલ્લાહપાકની કૃપાની દુઆ કરે છે. એટલે કે, હે અલ્લાહપાક ! મને તે કૃપા પણ અર્પણ કર, જેનાથી જન્નતનો હકદાર બની જાઉં.

## સત્તાધારીએ પોતાની રય્યતની અને મશાઈખે પોતાના શાગિર્દો અને મુરીદોની ખબર લેવી જરૂરી છે :

પ્રસ્તુત આયતથી સાબિત થયું કે, હઝ. સુલયમાન (અલયહિસ્સલામ) પોતાની રય્યતના દરેક વર્ગ ઉપર દેખરેખ રાખતા હતા અને તેમની હાલતોની એટલી જાણકારી રાખતા હતા કે, હુદહુદ જે પક્ષીઓમાં નાનું અને અશક્ત હોય છે અને તેની સંખ્યા પણ દુનિયામાં બીજા પક્ષીઓ કરતાં ઓછી છે, તે પણ હઝરત સુલયમાન (અલયહિસ્સલામ)ની નજરોથી ઓજલ (ધ્યાન બહાર) ન થયું, બલ્કે ખાસ હુદહુદ વિશે તેમણે જે પ્રશ્ન કર્યો, તેનું એક કારણ એ પણ હોઈ શકે છે કે, તે પક્ષીઓના સમૂહમાં ઓછી સંખ્યામાં અને કમજોર હોય છે એટલા માટે પોતાના રય્યતના અશક્ત વર્ગ ઉપર નજર રાખવાની વધારે કાળજી રાખી. સહાબએ કિરામ (રદીયલ્લાહુ તઆલા અલયહિમ અજમઈન)માંથી હઝરત ફારૂકે આ'ઝમ (રદી.)એ પોતાના ખિલાફતના સમયકાળમાં અંબિયા (અલયહિસ્સલામ)ની આ સુન્નતને

સંપૂર્ણ રીતે ચાલુ રાખી. રાત્રે મદીના મુનવ્વરહની ગલીઓમાં ફરતા હતા કે, બધા લોકોની પરિસ્થિતિઓથી જાણકાર રહે. જે વ્યક્તિને કોઈ મુસીબત અથવા તકલીફમાં સપડાયેલો જુએ, તો તેની મદદ કરતા હતા. તેના ઘણા કિસ્સાઓ તેમના જીવનચરિત્રમાં ઉપસ્થિત છે. તેઓ ફરમાવ્યા કરતા હતા કે, જો ફુરાત નદીના કિનારા ઉપર કોઈ વરૂએ કોઈ બકરીના બચ્ચાને ફાડી ખાધું તો તેનો પણ ઉમરને સવાલ થશે. *(કુર્તુબી)*

આ હતો તે સિદ્ધાંત કે જ્યાં સત્તા અને રાજ્યશાસન જે અંબિયા (અલૈ.)એ લોકોને શિખવાડ્યું અને તેને સહાબએ કિરામ (રદી.)એ પ્રાયોગિક સ્વરૂપે કરીને બતાવ્યું અને જેના પરિણામે સંપૂર્ણ મુસ્લિમ અને ગેરમુસ્લિમ રય્યત શાંતિ અને સલામતીની સાથે જિંદગી પસાર કરતી હતી, અને તેમના પછી જમીન અને આસમાને એવા ન્યાય અને ઈન્સાફ તથા સામાન્ય દુનિયાએ શાંતિ અને સલામતીના તે દૃશ્યો જોયા નથી.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદી.)ને પ્રશ્ન કરવામાં આવ્યો કે, બધા જ પક્ષીઓમાં હુદહુદની તપાસ કરવા માટેનું શું કારણ બન્યું ? તો તેમણે કહ્યું કે, હઝરત સુલયમાન (અલૈ.)એ કોઈ એવા સ્થળે પડાવ નાંખ્યો હતો, જ્યાં પાણી ન હતું અને અલ્લાહ તઆલાએ હુદહુદને એ ખાસિયત અર્પણ કરી હતી કે, તે જમીનની અંદરની વસ્તુઓને અને જમીનની અંદર વહેનારા ઝરણાઓને જોઈ લે છે. હઝરત સુલયમાન (અલૈ.)નો હેતુ એ હતો કે, હુદહુદ પાસેથી આ જાણ કરીએ કે, આ મેદાનમાં પાણી કેટલી ઉંડાઈએ છે ? અને ક્યા સ્થળે જમીન ખોદવાથી પૂરતું પાણી મળી શકે છે ? હુદહુદ દ્વારા તે જગ્યા નિશ્ચિત થયા પછી તેઓ જિન્નાતને હુકમ આપતા હતા કે, તે જમીનને ખોદીને પાણી કાઢી લે. તેઓ ઘણા જલ્દી ખોદીને પાણી કાઢી લેતા હતા. હુદહુદ પોતાની તેજ નજર અને સમજદારી છતાં શિકારીના જાળમાં ફસાઈ જાય છે એના ઉપર હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)એ ફરમાવ્યું : “જાણકારો આ હકીકતને ઓળખો કે, હુદહુદ જમીનની ઉંડાઈની વસ્તુઓને જોઈ લે છે, પરંતુ જમીનની ઉપર ફેલાયેલી



જાળ તેની નજરથી ઓજલ થઈ જાય છે, જેમાં તે ફસાઈ જાય છે.''

હેતુ એ છે કે, અલ્લાહ તઆલાએ જે બાબત તકલીફ અથવા રાહતની કોઈના માટે નિશ્ચિત કરી આપી છે, તો અલ્લાહપાકની તકદીર લાગુ થઈને રહે છે. કોઈ વ્યક્તિ પોતાની બુદ્ધિ, સમજદારી દ્વારા અથવા જોરાવર પોતાની તાકાત દ્વારા બચી નથી શકતો.

હઝ. સુલયમાન (અલૈ.)ના કુર્આનમાં વર્ણવેલ પત્રથી એ સાબિત થયું કે, દીનના પ્રચાર અને ઈસ્લામના આમંત્રણ માટે મુશ્રિકો અને કાફિરોને પત્રો લખવા જાઈઝ છે. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) દ્વારા પણ અનેક કાફિરોને પત્રો મોકલવાનું હદીષોથી સાબિત થયેલ છે.

**''ફઅલ્કીહ્ ઈલયહિમ ષુમ્મ તવલ્લ અન્હુમ''** હઝરત સુલયમાન (અલૈ.)એ હુદહુદને પત્ર પહોંચાડવાનું કામ સોંપ્યું તો તેને મજલિસની સભ્યતા પણ શીખવાડી કે, પત્ર સબાની મલિકાને પહોંચાડી ત્યાં તેમના માથા ઉપર સવાર થયેલ ન રહે, બલ્કે ત્યાંથી જરા હટી જાય જે સામાન્ય શાહી સભાઓનો તરીકો છે. તેમાં સામાજિક શિસ્ત અને સભ્યતા તથા માનવતાપૂર્ણ અખ્લાકથી સામાન્ય મખ્લૂકો સાથે વર્તવું ઈચ્છનીય બાબત હોવાની જાણ થાય છે.

હઝરત સુલયમાન (અલયહિસ્સલામ)ના આ પ્રસ્તુત પત્રને જુઓ તો અમુક લીટીઓમાં બધા જ અગત્યના અને જરૂરી વિષયો ભેગા કરી દીધા અને વિષયવસ્તુની સ્પષ્ટતાનું ઉચ્ચ પ્રમાણ પણ સ્થાપિત કર્યું છે. કાફિરના મુકાબલામાં પોતાના શાહી દબદબાની જાહેરાત પણ છે. તેની સાથે અલ્લાહ તઆલાની વિશિષ્ટ સિફતોનું વર્ણન અને ઈસ્લામ તરફ આમંત્રણ પણ છે તથા મોટાઈ અને અભિમાનની ટીકા પણ છે. વાસ્તવમાં આ પત્ર પણ કુર્આને કરીમની શ્રેષ્ઠતાનો એક નમૂનો છે. હઝ. કતાદહ (રદી.) ફરમાવે છે કે, પત્ર લખવામાં બધા જ અંબિયા (અલયહિમુસ્સલામ)ની સુન્નત પણ એ જ છે કે, લખાણમાં લંબાણ ન હોય પરંતુ કોઈ જરૂરી વિષય છૂટે પણ નહીં. *(રૂહુલ મઆની)*



**મહત્વની બાબતોમાં સલાહ-મશ્વરો કરવો સુન્નત છે, તેમાં બીજા-ઓની સલાહથી ફાયદો પણ પ્રાપ્ત થાય છે અને લોકોનું સમર્થન પણ મળે છે :**

**"કાલત્ યાઅય્યુહલ મલઉ..."**માં શબ્દ **"અફ્તૂની"** એ **"ફત્વા"**થી બને છે. જેનો અર્થ છે કોઈ ખાસ બાબતનો જવાબ આપવો. અત્રે સલાહ આપવી અને પોતાના અભિપ્રાયને જાહેર કરવો ભાવાર્થ તરીકે છે. મલિકા બિલ્કિસને જ્યારે હઝરત સુલયમાન (અલૈ.)નો પત્ર મળ્યો, તો તેણે પોતાના રાજ્યના અધિકારીઓને ભેગા કરીને આ ઘટનાની જાહેરાત કરી અને તેમની પાસેથી સલાહ માંગી કે, મારે શું કરવું જોઈએ ? તેણે તેની સલાહ પૂછતા પહેલાં તેમનું સમર્થન પ્રાપ્ત કરવા અને તેમની હિંમત વધારવા માટે એ પણ કહ્યું કે, હું કોઈ બાબતનો ફેંસલો તમારા વિના નથી કરતી. એનું પરિણામ એ હતું કે, સૈન્ય અને પ્રધાનોએ તેના જવાબમાં પોતાની તૈયારી સાથે હુકમના અમલ માટે દરેક પ્રકારની કુર્બાની રજુ કરી દીધી. **"નહ્નુ ઉલુ કુવ્વતિવ વ ઉલૂ...."** હઝરત કતાદહ (રદી.)એ ફરમાવ્યું કે, અમને આ વર્ણન કરવામાં આવ્યું છે કે, બિલ્કિસના સલાહકાર સમિતીના સભ્યો ૩૧૩ હતા અને તેમાંથી દરેક વ્યક્તિ દસ હજાર લોકોનો અમીર અને પ્રતિનિધિ હતો. *(કુર્તુબી)*

એનાથી જાણ થઈ કે, મહત્વની બાબતોમાં સલાહ લેવાનો રિવાજ પ્રાચીન સમયથી છે. ઈસ્લામે સલાહ-મશ્વરાને ખાસ મહત્વ અને રાજ્ય કારભાર ચલાવનારાઓને સલાહ-મશ્વરાના પાબંદ કર્યા. એટલે સુધી કે પોતે રસૂલે કરીમ (સલ.) જે અલ્લાહપાકની વહીના સંવાહક હતા અને આસમાની હિદાયતો તેમને મળતી હતી, એ કારણે રસૂલે કરીમ (સલ.)ને કોઈ સલાહ-મશ્વરાની વાસ્તવિક આવશ્યકતા પણ ન હતી, પરંતુ ઉમ્મત માટે સુન્નત કાયમ કરવા હેતુ આપ (સલ.)ને પણ હુકમ આપવામાં આવ્યો કે, **"વશાવિરહુમ ફિલ્ અમ્રી"** એટલે કે, તમે મહત્વની બાબતોમાં સહાબએ કિરામ (રદી.) સાથે સલાહ-મશ્વરો કરો. તેમાં સહાબએ કિરામ (રદી.)નું

સમર્થન તથા તેમનું સન્માન અને નૈતિક બળ વધારવું પણ છે. અને ભવિષ્યમાં આવનાર રાજ્યના અધિકારીઓને એ બાબતની તાકીદ પણ છે કે, તેઓ સલાહ-મશ્વરાથી કારભાર ચલાવે.

## હઝરત સુલયમાન (અલૈ.)ના પત્રના જવાબમાં મલિકા બિલ્કિસની પ્રતિક્રિયા :

રાજ્યના પ્રધાનો વગેરેને સલાહ-મશ્વરામાં ભેગા કરીને તેમનું સમર્થન પ્રાપ્ત કર્યા પછી રાણી બિલ્કિસે પોતે જ એક અભિપ્રાય નક્કી કર્યો, જેનો ખુલાસો એ હતો કે, તે હઝરત સુલયમાન (અલૈ.)ની પરીક્ષા અને તહકીક કરે કે તે વાસ્તવમાં અલ્લાહપાકના રસૂલ અને નબી છે અને જે કંઈ હુકમ આપી રહ્યા છે, તે અલ્લાહપાકના હુકમોનું પાલન છે અથવા તે એક પ્રદેશ વિસ્તારવાના ઈચ્છુક બાદશાહ છે. આ કસોટીથી તેનો મકસદ એ હતો કે, જો વાસ્તવમાં તે નબી અને રસૂલ છે, તો તેમના હુકમનું પાલન કરવામાં આવે અને વિરોધ કરવાનું કોઈ સ્વરૂપ અપનાવવામાં ન આવે અને જો બાદશાહ છે તથા પ્રદેશના ભૂખ્યા છે અને આપણને ગુલામ બનાવવા ઈચ્છે છે, તો પછી વિચાર કરવામાં આવશે કે, તેમનો મુકાબલો કઈ રીતે કરવામાં આવે ? આ કસોટીની પદ્ધતિ તેણે એવી નક્કી કરી કે, હઝરત સુલયમાન (અલૈ.)ની પાસે અમુક ભેટ-સોગાતો મોકલી. જો તે ભેટ-સોગાતો લઈને રાજી થઈ જાય તો તે એ બાબતની નિશાની હશે કે, તેઓ બાદશાહ જ છે અને જો તે નબી અને રસૂલ છે, તો વાસ્તવમાં તેઓ ઈસ્લામ અને ઈમાન વિના કોઈ બાબત ઉપર રાજી થશે નહીં. આ વિષય ઈબ્ને જરીરે વિવિધ સનદો સાથે હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.), મુજાહિદ અને જુરય્જ તથા ઈબ્ને વહબથી નકલ કર્યો છે. તેનું જ વર્ણન આ આયતમાં છે.

**“વઈન્ની મુરસિલતુન્ ઈલયહિમ્ બિહદિય્યતિન્...”** એટલે કે, હું હઝરત સુલયમાન (અલૈ.) અને તેમના દરબારીઓ પાસે એક ભેટ મોકલું છું. પછી જોઈશ કે જે એલચી આ ભેટ લઈને જશે તે પરત આવીને શું પરિસ્થિતિ વર્ણન કરે છે.



## બિલ્કિસના એલચીઓની હઝરત સુલયમાન (અલયહિસ્સલામ)ના દરબારમાં હાજરી :

ઈસ્રાઈલી ઐતિહાસિક રિવાયતોમાં બિલ્કિસ તરફથી આવનાર એલચીઓ અને ભેટ-સોગાતોની લાંબી વિગતો ઉપસ્થિત છે. એટલી વાત ઉપર બધી રિવાયતો સહમત છે કે, ભેટમાં અમુક સોનાની ઈંટો હતી, અમુક ઝવેરાત અને એકસો ગુલામ તથા એકસો કનીઝ હતી. પરંતુ કનીઝો પુરૂષના પોષાકમાં અને ગુલામો સ્ત્રીઓના પોષાકમાં મોકલવામાં આવ્યા હતા અને સાથે જ બિલ્કિસનો એક પત્ર પણ હતો, જેમાં હઝરત સુલયમાન (અલૈ.)ની કસોટી માટે અમુક પ્રશ્નો પણ હતા. ભેટ-સોગાતોને ચૂંટી કાઢવામાં પણ તેમની પરીક્ષા લેવાનો હેતુ હતો. હઝરત સુલયમાન (અલૈ.)ને અલ્લાહ તઆલાએ આ ભેટ-સોગાતોની વિગત ત્યાં પહોંચતાં પહેલાં જ બતાવી આપી હતી. હઝરત સુલયમાન (અલૈ.)એ જિન્નાતોને હુકમ આપ્યો કે, દરબારથી નવ ફરસખ લગભગ ત્રીસ માઈલની મુસાફરીના અંતર સુધી સોના-ચાંદીની ઈંટોનો ફર્સ બિછાવી દેવામાં આવે અને માર્ગમાં બંને બાજુ આશ્ચર્યજનક પ્રાણીઓને ઉભા કરવામાં આવે, જેમનું છાણ મૂત્ર પણ સોના-ચાંદીના ફર્સ ઉપર હોય. એ જ રીતે પોતાના દરબારને ખાસ કાળજીપૂર્વક શણગાર્યો. ડાબે-જમણે ચાર ચાર હજાર સોનાની ખુરશીઓ, એક બાજુ વિદ્વાનો માટે, બીજી બાજુ પ્રધાનો અને રાજ્યના અધિકારીઓ માટે બિછાવવામાં આવી. ઝવેરાતથી સંપૂર્ણ હોલ શણગારવામાં આવ્યો. બિલ્કીસના એલચીઓએ જ્યારે સોનાની ઈંટો ઉપર પ્રાણીઓને ઉભેલા જોયા તો પોતાની ભેટ-સોગાતોથી શરમાઈ ગયા. અમુક રિવાયતોમાં છે કે, પોતાની સોનાની ઈંટો ત્યાં જ નાંખી દીધી. પછી જેમ જેમ આગળ વધતા ગયા, બંને બાજુ પ્રાણીઓ અને પક્ષીઓની હાર જોઈ. પછી જિન્નાતની સફો જોઈ તો અત્યંત પ્રભાવિત થઈ ગયા. પરંતુ જ્યારે દરબાર સુધી પહોંચ્યા અને હઝરત સુલયમાન (અલૈ.)ની સામે હાજર થયા તો પોતાના સ્મિત સાથે રજુ થયા. તેમની મહેમાની સન્માનપૂર્વક કરવામાં આવી, પરંતુ તેમની ભેટ પાછી આપવામાં આવી અને બિલ્કિસના બધા પ્રશ્નોના જવાબો





આપવામાં આવ્યા. *(તફસીરે કુર્તુબીમાંથી ટૂંકમાં)*

## હઝ. સુલયમાન (અલૈ.) તરફથી બિલ્કિસની ભેટ પરત કરવી :

**“કાલ અતુમિદ્દુનની બિમાલ...”** એટલે કે, જ્યારે બિલ્કિસના એલચી તેમના હદિયા અને ભેટ-સોગાતો લઈને હઝરત સુલયમાન (અલૈ.)ની પાસે પહોંચ્યા, તો તેમણે એલચીઓને કહ્યું કે, શું તમે માલથી મારી મદદ કરવા ઈચ્છો છો ? મને અલ્લાહપાકે જે માલ અને દૌલત આપી છે, તે તમારા માલ અને સામાનથી ઘણી વધારે ઉત્તમ છે. એટલા માટે હું આ માલનો સ્વીકાર નથી કરતો, તેને પરત લઈ જાઓ અને પોતાની ભેટ ઉપર તમે જ ખુશ રહો.

અને બિલ્કિસે ભેટ રદ થવાને નબીની નિશાની ઠરાવી. તેનું કારણ એ ન હતું કે, નબી માટે મુશ્રિકનો હદિયો સ્વીકાર કરવો જાઈઝ નથી, બલ્કે કારણ એ હતું કે, તેણે પોતાની ભેટ વાસ્તવમાં એક લાંચ સ્વરૂપે મોકલી હતી કે તેના દ્વારા તે હઝ. સુલયમાન (અલૈ.)ના આક્રમણથી સુરક્ષિત રહે.

**“યા અય્યુહલ્ મલઉ અય્યુકુમ...”** હઝરત સુલયમાન (અલૈ.)ને એ ખબર મળી ગઈ હતી કે, બિલ્કિસ તેમના આમંત્રણથી પ્રભાવિત થઈને આજ્ઞાપાલક બનીને આવી રહી છે, તો ઈરાદો કર્યો કે તે શાહી શક્તિ અને દબદબાની સાથે એક પયગમ્બરી મોઅજિઝો પણ જોઈ લે તો તેના ઈમાન લાવવા માટે તે વધારે મદદગાર બનશે. હઝરત સુલયમાન (અલૈ.)ને અલ્લાહ તઆલાએ જિન્નાતોથી કામ લેવાનો જાહેરી મોઅજિઝો અર્પણ કર્યો હતો, કદાચ અલ્લાહ તઆલાથી ઈશારો મેળવીને એ ઈરાદો કર્યો કે કોઈ રીતે બિલ્કિસનો શાહી તખ્ત તેના અહીંયાં આવતા પહેલાં હાજર થઈ જાય. એટલા માટે હાજરજનો જેમાં જિન્નાતો પણ હતા, સંબોધન કરીને આ તખ્ત લાવવા માટે હુકમ આપ્યો અને તેમના બધા જ માલ અને દોલતમાં શાહી તખ્તની વરણી પણ કદાચ એટલા માટે કરવામાં આવી કે, તે તેની સૌથી વધારે સુરક્ષિત વસ્તુ હતી, જેને સાત શાહી સુરક્ષા કવચની વચ્ચેથી એક સુરક્ષિત મહેલની અંદર બંધ કરીને મૂક્યો હતો. એટલા માટે પોતાના



માણસોની પણ ત્યાં સુધી પહોંચ ન હતી. તેને દરવાજો અથવા તાળું તોડ્યા વિના ત્યાંથી ઉઠાવી લાવવું અને આટલી લાંબી મુસાફરીના અંતરે પહોંચવું અલ્લાહ જલ્લ શાનુહૂની સંપૂર્ણ શક્તિ દ્વારા જ હોઈ શકે છે. આ તેના અલ્લાહ જલ્લ શાનુહૂની મહાન શક્તિ ઉપર વિશ્વાસ કરવાનું સૌથી મોટું માધ્યમ બની શકતું હતું અને તેની સાથે સાથે એ બાબત ઉપર પણ વિશ્વાસ આવવો જરૂરી હતો કે, હઝરત સુલયમાન (અલૈ.)ને અલ્લાહ જલ્લ શાનુહૂ તરફથી કોઈ ખાસ હોદ્દો પ્રાપ્ત છે કે, તેમના હાથે આવી પ્રકૃતિના નિયમો વિરૂદ્ધની બાબતો જાહેર થાય છે.

**"કબ્લ અંય્યઅ્તૂની મુસ્લિમીન"**માં શબ્દ **"મુસ્લિમીન"** એ **"મુસ્લિમ"**નું બહુવચન છે. જેનો શાબ્દિક અર્થ ''આજ્ઞાપાલક અથવા ફરમાંબરદાર'' થાય છે. શરીઅતની પરિભાષામાં મુઅમિનને મુસ્લિમ કહેવામાં આવે છે. અહીંયાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)ના નિવેદન પ્રમાણે તેનો શાબ્દિક અર્થ ભાવાર્થ તરીકે છે. એટલે કે, ''આજ્ઞાપાલક અને ફરમાંબરદાર'' કારણ કે બિલ્કિસનું તે સમયે ઈમાન લાવવું સાબિત નથી, બલ્કે હઝરત સુલયમાન (અલૈ.)ની પાસે હાજર થયા પછી અને કંઈક વાતચીત કર્યા પછી મુસલમાન થઈ છે. જેમકે કુર્આને કરીમમાં આવેલા શબ્દોથી સાબિત થાય છે.

**"કાલલ્લઝી ઈન્દહુ ઈલ્મુમ્ મિનલ્ કિતાબ"** એટલે કે, તે વ્યક્તિએ કહ્યું જેની પાસે કિતાબનું ઈલ્મ (જ્ઞાન) હતું, આ કોણ વ્યક્તિ હતો ? તેના વિશે એક સંભાવના તો એ છે, જે ઉપર તફસીરના ખુલાસામાં લખવામાં આવી છે કે, પોતે હઝરત સુલયમાન (અલૈ.) ભાવાર્થ તરીકે હોઈ શકે છે. કારણ કે અલ્લાહપાકની કિતાબનું સૌથી વધારે જ્ઞાન તેમને જ પ્રાપ્ત હતું. આવા સ્વરૂપમાં આ સમગ્ર ઘટના મોઅજિઝા સ્વરૂપે થઈ અને હેતુ પણ એ જ હતો કે, બિલ્કિસને પયગમ્બરી શ્રેષ્ઠતાનો સાક્ષાત્કાર થઈ જાય અને કોઈ શંકા એ બાબતે બાકી ન રહે. પરંતુ ઘણા તફસીરના ઈમામો કતાદહ વગેરેથી ઈબ્ને જરીર (રહ.)એ નકલ કર્યું છે અને કુર્તુબીએ તેને જ જમહૂરનું

નિવેદન ઠરાવ્યું છે કે, આ કોઈ વ્યક્તિ હઝરત સુલયમાન (અલૈ.)ના સાથીદારોમાંથી હતો, ઈબ્ને ઈસ્હાક (રહ.)એ તેનું નામ આસિફ બિન બરખિયા બતાવ્યું છે અને એ કે તેઓ હઝરત સુલયમાન (અલૈ.)ના મિત્ર હતા અને અમુક રિવાયતોના આધારે તેમના મસિયાઈ ભાઈ પણ હતા જેમને ''ઈસ્મે આઝમ''નું જ્ઞાન હતું. જેની ખાસિયત એ છે કે, તેની સાથે અલ્લાહ તઆલા પાસેથી જે પણ દુઆ કરવામાં આવે છે, તે કબૂલ થાય છે. અને જે કંઈ માંગવામાં આવે, અલ્લાહ તઆલા તરફથી અર્પણ થાય છે. એનાથી એ જરૂરી નથી બનતું કે, હઝરત સુલયમાન (અલૈ.)ને ઈસ્મે આઝમનું જ્ઞાન ન હતું. કારણ કે તે કંઈ અસંભવ વાત નથી કે, હઝરત સુલયમાન (અલૈ.)એ મસ્લિહત તેમાં જોઈ હોય કે આ મહાન કારનામું તેમની ઉમ્મતના કોઈ વ્યક્તિ દ્વારા જાહેર થાય, જેનાથી બિલ્કિસ ઉપર વધારે પ્રભાવ પડે. એટલા માટે પોતે આ કાર્ય કરવાના બદલે પોતાના માણસોને સંબોધન કર્યું. **“અય્યુકુમ યઅ્તીની”** આ સ્વરૂપમાં આ ઘટના આસિફ બિન બરખિયાની કરામત ગણાય.

## મોઅજિઝા અને કરામતમાં તફાવત :

હકીકત એ છે કે, મોઅજિઝામાં જે રીતે સ્વાભાવિક અને પ્રાકૃતિક કાર્યકારણના ભૌતિક સબંધોની કોઈ દખલગીરી નથી હોતી, બલ્કે તે સીધે સીધી અલ્લાહ તઆલાની પ્રવૃત્તિ હોય છે. જેમકે કુર્આને કરીમે ફરમાવ્યું છે : **“વમા રમય્ત ઈઝ્ રમય્ત વલાકિન્નલ્લાહ રમા”** એ જ પ્રમાણે કરામતમાં પણ સ્વાભાવિક ભૌતિક બાબતોની કોઈ દખલગીરી હોતી નથી, સીધે સીધું અલ્લાહપાક તરફથી કોઈ કાર્ય થઈ જાય છે અને મોઅજિઝો તથા કરામત બંને પોતે મોઅજિઝો અને કરામત જાહેર કરનાર વ્યક્તિના અધિકારમાં નથી હોતા. તે બંનેમાં તફાવત માત્ર એટલો છે કે, આવું કોઈ સ્વાભાવિક કે પ્રાકૃતિક નિયમોથી વિરૂદ્ધ કાર્ય કોઈ સાહિબે વહી (નબી અલૈ.)ના હાથે હોય તો તે મોઅજિઝો કહેવાય છે, અને નબી સિવાય કોઈના હાથે તે જાહેર થાય છે, તો તેને કરામત કહેવામાં આવે છે. આ

ઘટનામાં જો આ રિવાયત સાચી છે કે, આ કાર્ય હઝ. સુલયમાન (અલૈ.)ના સાથીદારોમાંથી આસિફ બિન બરખિયા દ્વારા થયું તો આ તેમની કરામત કહેવાશે, અને દરેક વલીની વિશિષ્ટતા કારણ કે તેમના રસૂલ અને પયગમ્બરની વિશેષતાનો નમૂનો અને પ્રતિકૃતિ હોય છે અને તેનાથી જ પ્રેરિત હોય છે એટલા માટે ઉમ્મતના અવલિયાઓના હાથે જેટલી કરામતો જાહેર થતી રહે છે એ બધી રસૂલ (અલૈ.)ના મોઅજિઝાઓમાં ગણાય છે.

(હઝ. સુલયમાન અલૈ.એ બધો સામાન કરી રાખ્યો હતો અને પછી બિલ્કિસ આવી પહોંચી) બસ, જ્યારે બિલ્કિસ આવી તો તેને (તખ્ત બતાવીને) કહેવામાં આવ્યું, (જો કે સુલયમાન અલૈ.એ પોતે કહ્યું હોય અથવા કોઈ અન્ય દ્વારા કહેડાવ્યું હોય) કે શું તમારો તખ્ત આવો જ છે ? તે કહેવા લાગી કે, હા છે તો આવો જ ! (બિલ્કિસને આ રીતે પ્રશ્ન એટલા માટે કરવામાં આવ્યો હતો કે, તખ્તનું સ્વરૂપ તો બદલી નાંખવામાં આવ્યું હતું. મૂળ તો તે જ તખ્ત હતો, પરંતુ તેનું રૂપ-રંગ તે રહ્યો ન હતો એટલા માટે એવું કહ્યું નહીં કે આ જ તમારો તખ્ત છે. ? બલ્કે કહ્યું કે, શું આવો જ તમારો તખ્ત છે ? અને બિલ્કિસ તેને ઓળખી ગઈ અને તેને બદલી નાંખવાનું પણ સમજી ગઈ એટલા માટે જવાબ પણ સવાલ પ્રમાણે જ આપ્યો) અને (એ પણ કહ્યું કે) અમને લોકોને તો આ ઘટનાથી પહેલાં જ (તમારી નુબૂવ્વતની) તહકીક થઈ ચૂકી છે અને અમે (તે જ સમયે દિલથી) આજ્ઞાપાલક થઈ ચૂક્યા છીએ (જ્યારે એલચી પાસેથી તમારી વિશિષ્ટતાઓની જાણ થઈ હતી તો આ અમુક મોઅજિઝાઓની આવશ્યક્તા ન હતી) અને (કારણ કે આ મોઅજિઝા પહેલાં જ સમર્થન અને વિશ્વાસ કરી લેવો તીવ્ર બુદ્ધિની દલીલ છે. એટલા માટે અલ્લાહ તઆલા તેના બુદ્ધિશાળી હોવાની ચર્ચા કરે છે કે, વાસ્તવમાં તે સમજદાર હતી, પરંતુ અમુક દિવસો જે ઈમાન ન લાવી તો તેનું કારણ એ છે કે) તેને (ઈમાન લાવવાથી) ગયરૂલ્લાહની પૂજાએ (કે જેની તેને ટેવ હતી) અટકાવી રાખી હતી (અને તે ટેવ એટલા માટે પડી ગઈ હતી કે) તે કાફિર કૌમમાંથી હતી. (બસ તે બધાએ જોયું તે પોતે પણ કરવા લાગી અને કૌમની આદતો અને રિવાજો મોટે ભાગે મનુષ્યના

વિચારવા અને સમજવામાં અવરોધ બની જાય છે, પરંતુ કારણ કે તે બુદ્ધિશાળી હતી એટલા માટે જ્યારે ચેતવણી મળી ગઈ તો સમજી ગઈ. ત્યાર બાદ હઝરત સુલયમાન અલૈ.એ ઈચ્છ્યું કે, નુબૂવ્વતની શાન અને દબદબા ઉપરાંત તેને બાદશાહતની જાહોજલાલી પણ બતાવવામાં આવે, જેથી પોતાને દુનિયાના આધારે પણ મહાન સમજે એટલા માટે એક "શીશ મહેલ" બનાવીને તેના વરંડામાં હોજ બનાવ્યો અને તેમાં પાણી અને માછલીઓ ભરીને તેને કાચથી ઢાંકી દીધો અને કાચ એવા ચોખ્ખા હતા કે, દેખીતી નજરે દેખાતા ન હતા અને તે હોજ એવા સ્થળે હતો કે તે મહેલમાં જનારને તે અવશ્ય પાર કરવો પડતો હતો. એટલા માટે આ બધી પરિસ્થિતિઓ પછી) બિલ્કિસને કહેવામાં આવ્યું કે, આ મહેલમાં પ્રવેશ કરો (શક્ય છે કે આ જ મહેલ થોભવા માટે નક્કી કરવામાં આવ્યો હોય. મતલબ કે તે ચાલી અને માર્ગમાં હોજ આવ્યો) તો જ્યારે તેની સહેન જોઈ કે તે પાણી(થી ભરેલ હોવાનું) સમજી (કારણ કે અનુમાનથી પાણી ધારી લીધું, એટલા માટે તેના અંદરથી પસાર થવા માટે કપડાં ઉંચા કર્યા અને) પોતાની બંને પિંડીઓ ખોલી નાંખી (તે વખતે) સુલયમાન (અલૈ.)એ કહ્યું કે, આ તો મહેલ છે, જે (સઘળો સહેન સાથે જ) કાચથી બનાવવામાં આવ્યો છે (અને આ હોજ પણ કાચથી ઢાંકેલો છે, કપડાં ઉઠાવવાની જરૂરત નથી તે સમયે) બિલ્કિસ(ને જાણ થઈ ગઈ કે, અહીંયાં તો દુન્યવી કલા-કારીગીરીની અજાયબીઓ પણ એવી છે કે, જે આજ સુધી મેં આંખોથી નથી જોઈ. તો તેના દિલમાં દરેક રીતે સુલયમાન અલૈ.ની પ્રતિષ્ઠા પેદા થઈ અને તે અનાયાસે) કહેવા લાગી કે, હે મારા પરવરદિગાર ! મેં (અત્યાર સુધી) પોતાની જાત ઉપર જુલમ કર્યો હતો (કે શિર્કમાં સંડોવાયેલી હતી) અને હું (હવે) સુલયમાન (અલૈ.)ની સાથે (એટલે કે તેમના તરીકા ઉપર) થઈને રબ્બુલ આલમીન ઉપર ઈમાન લાવી.





## ❋ કૌમે સબા ❋

કુર્આન શરીફમાં કૌમે સબાનું વર્ણન ૩ જગ્યાએ કરવામાં આવ્યું છે.

**કૌમે સબા અને તેમના ઉપર અલ્લાહ તઆલાના ખાસ ઈનામો :**

અલ્લાહપાકે કુર્આન શરીફમાં નસીહત-બોધપાઠ માટે ઘણી રીતો વર્ણન કરી છે :

- અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓ ઉપર જે નેઅમતોની વર્ષા વરસાવી, તેને યાદ કરી અલ્લાહપાકના હુકમો માનવા માટે ધ્યાન દોરવવુ. જેમકે સૂરએ અઅરાફમાં ફરમાવ્યું કે, તમે અલ્લાહપાકની નેઅમતોને યાદ કરો, જેથી તમે સફળતા પ્રાપ્ત કરો. અલ્લાહપાકની નેઅમતો યાદ કરો અને પૃથ્વી ઉપર ફસાદ ન મચાવો.
- પાછલી કૌમોના હાલ-હવાલ વર્ણન કરી નસીહત અને ઈબ્રત ગ્રહણ કરાવવી. જેમણે આજ્ઞાનું પાલન કર્યું અને સફળતા પ્રાપ્ત કરી અથવા જેમણે નાફરમાની કરી નિષ્ફળ થયા. સૂરએ ઈબ્રાહીમમાં ફરમાવ્યું કે, હે નબી ! (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) લોકોને કૌમોની ચડતી-પડતીનો ઈતિહાસ વર્ણન કરી નસીહત કરો.
- કાયનાતમાં અલ્લાહપાકની ફેલાયેલી વિવિધ કુદરતી નિશાનીઓ તરફ ધ્યાન દોરવીને ઈસ્લામની દઅવત આપો. સૂ.યૂસુફમાં ફરમાવ્યું : આકાશ અને પૃથ્વીમાં અલ્લાહપાકની ઘણી બધી નિશાનીઓ છે, જેના પાસેથી આ લોકો ધ્યાન-પરવા કર્યા વગર પસાર થઈ જાય છે.
- મૃત્યુ પછીની હાલતો અને કિયામતના દૃશ્યોનું તથા હાલતોનું વર્ણન



કરી બોધપાઠ શિખવવો. જેમકે સૂ.કાફમાં ફરમાવ્યું : અર્થાત્ કુર્આન દ્વારા આપ એવા લોકોને નસીહત કરો, જે હમારી ધમકીઓ (મૃત્યુ બાદની)થી ડરે છે.

કૌમે સબાનો કિસ્સો બીજા નંબર (તઝકીર બિ અય્યામિલ્લાહ)નો છે. જેમાં પાછલી કૌમોના આરામ-વૈભવનું વર્ણન કર્યું. અને જ્યારે તે કૌમ નાફરમાની અને નાશુક્રી કરવા માંડી, તો પછી તેમના ઉપર આવેલા પાણીના અઝાબ તથા ખેતીવાડી સંપૂર્ણ નિષ્ફળ થઈ જવાનો કિસ્સો વર્ણન કરી આપણને બોધપાઠ આપ્યો કે, તમો પણ અલ્લાહ તઆલાની અર્પણ કરેલ નેઅમતોને તેની ફરમાંબરદાર (આજ્ઞાઓ માનવા)માં વાપરશો. તેના હુકમો બજાવશો તો આ નેઅમતોમાં વધારો થશે અને જો ગુનાહ અને બળવાખોરીમાં લાગેલા રહેશો, તો આ નેઅમતોની જગ્યાએ તકલીફો, મુસીબતો અને પરેશાનીઓમાં ઘેરાય જશો.

**કૌમે સબાથી ઈબ્રત : ફરમાંબરદારી ઉપર ઈન્આમ અને નાફરમાની ઉપર સઝા :**

*અલબત્ત, સબા (કૌમ) માટે તેઓના રહેઠાણમાં મહાન નિશાની હતી, (એટલે) બાગોની બે હારો (સડકની) જમણી તથા ડાબી બાજુ હતી, (નબીઓએ તે કૌમને કહ્યું કે) તમારા પરવરદિગારની આપેલી રોજી ખાઓ અને તેનો શુક્ર કરો; (કેમ કે રહેવા માટે) ઉમદા શહેર છે અને પાલનહાર (અલ્લાહપાક) બખ્શનાર છે, (૧૫) છતાં તેઓએ લક્ષ આપ્યું નહિ, ત્યારે અમે તેઓના ઉપર અતિ ભયંકર રેલનું પૂર મોકલ્યું અને તેઓના બન્ને તરફના બાગોને બદલે અમે તેઓને બીજા બે બગીચા એવા આપ્યા, જેમાં કડવાં કસીલાં ફળ અને છીણી તથા થોડા બોરડીના ઝાડ રહી ગયા. (૧૬) અમે તેઓને આ બદલો એ કારણથી આપ્યો કે તેઓએ નાશુક્રી કરી અને અમે એવો બદલો તેને જ આપીએ છીએ, જે અતિ નાશુક્રો (અપકારી) હોય. (૧૭) અને તેઓની તથા તે વસ્તીઓ કે જેમાં અમે બરકત મૂકી છે, તેમની વચ્ચે અમે એવા ગામો વસાવ્યા હતા, જે રસ્તા પર દેખાતા હતા*

અને તે ગામો વચ્ચે અમે આવવા-જવાની મંઝિલો ઠેરવી હતી કે તેમાં નચિંતપણે (ગમે તો) રાતના વખતોમાં અને ગમે તો દિવસોમાં મુસાફરી કરો. (૧૮) છતાં તેઓ કહેવા લાગ્યા કે, હે અમારા પરવરદિગાર ! અમારી મુસાફરીમાં લાંબુ અંતર કરી દે અને (તેથી) તેઓએ પોતાના ઉપર જુલ્મ કર્યો, જેથી અમે તેઓને વાર્તારૂપી બનાવી દીધા અને અમે તેઓને વેરવિખેર કરી નાખ્યા. બેશક, આ (બનાવ)માં દરેક સબર કરનાર (અને) શુક્ર કરનાર (મુઅમિન) માટે ઘણા ઈબ્રતના પાઠો છે. (૧૯) અને ખરેખર, ઈબ્લીસે તેઓના સબંધી પોતાની ધારણાને સાચી કરી દેખાડી કે ઈમાન-દારોના એક સમૂહ સિવાય તે (લોકો) સઘળા તેના જ પંથે ચાલ્યા. (૨૦) અને તે ઈબ્લીસની તેઓના ઉપર કંઈ સત્તા ન હતી; પરંતુ (બહેકાવવાનો કાબૂ) એટલા માટે છે કે, જે કોઈ આખિરત પર યકીન રાખે છે, તેને અમે (જાહેરમાં) એવા માણસથી જૂદો પાડી, જાણી લઈએ, જે આખિરત વિશે શંકામાં છે અને આપનો પરવરદિગાર દરેક વસ્તુ પર રક્ષક છે. (૨૧) (હે રસૂલ સલ. !) આપ ફરમાવી દો કે, જે વસ્તુઓને તમે અલ્લાહપાકના સિવાય (મઅ્બૂદ) ધારો છો, તેઓને (સહાયતા માટે) પુકારો, તો તે આકાશોમાં કે પૃથ્વીમાં જરા સરખાની પણ અધિકારી નથી; અને એ બન્ને(ની રચના)માં તેઓનો કંઈ જ ભાગ નથી તેમજ તેઓમાંથી કોઈ (કંઈ જ કામમાં) અલ્લાહપાકનો સહાયક પણ નથી. (૨૨) અને તેની હુઝૂરમાં (કોઈની) ભલામણ કામ લાગતી નથી; પરંતુ જેના માટે તે પરવાનગી આપે, (ભલે ફરિશ્તા કેમ ન હોય, કારણ કે હુક્મ ઉતરતી વખતે તેઓ પણ ગભરાય જાય છે.) એટલે સુધી કે, જ્યારે તેમના (ફરિશ્તાઓના) દિલથી ગભરાહટ દૂર થઈ જાય છે, ત્યારે (આપસમાં) પૂછે છે : તમારા પરવરદિગારે શું ફરમાવ્યું ? તેઓ કહે છે : (ફલાણો) વાજબી હુક્મ ફરમાવ્યો અને તે સર્વોપરી, મહાન છે. (૨૩) આપ પૂછો કે (વારૂ બતાવો) તમને આકાશો અને પૃથ્વીમાંથી કોણ રોજી આપે છે ? આપ જ ફરમાવી દો કે અલ્લાહપાક (આપે છે,) અને બેશક, (તવહીદની માન્યતામાં) અમે યા તમે જરૂર હિદાયત પર અથવા ચોખ્ખી ગુમરાહીમાં છીએ. (૨૪) આપ ફરમાવી દો કે, અમે જે

ગુનાહ કર્યા તેના વિશે તમને પૂછપરછ નહિ થાય, તેમજ તમે જે કંઈ કરો છો, તેની અમને પૂછપરછ નહિ થાય. (૨૫) આપ ફરમાવી દો કે, આપણો પરવરદિગાર આપણને સૌને એકઠા કરશે. ફરી આપણી વચ્ચે ન્યાયપૂર્વક ફેંસલો કરશે અને તે જ ખરો ન્યાયાધીશ, સઘળુ જાણનાર છે. (૨૬) આપ ફરમાવી દો કે, જે વ્યક્તિઓને તમે શરીક ઠેરવી અલ્લાહપાક્ની સાથે મેળવો છો, તેઓને મને તો દેખાડો. (હું કહું છું તેનો શરીક) કોઈ છે જ નહિ, બલ્કે તે જ (એક્લો) અલ્લાહપાક જબરદસ્ત, હિક્મતવાળો છે. (૨૭) અને (હે રસૂલ સલ. !) આપને તો અમે તમામ લોકો માટે ખુશી તથા ડર સંભળાવવા માટે નબી બનાવી મોકલ્યા છે, પરંતુ ઘણાખરા લોકો સમજતા નથી. (૨૮) અને તેઓ એમ કહે છે : જો તમે સાચા છો તો (બતાવો) આ વાયદો ક્યારે પૂરો થશે ? (૨૯) આપ ફરમાવી દો કે, તમારા માટે એક દિવસ (મૌત)નો વાયદો (નક્કી) છે કે, જેનાથી તમે એક ઘડી ન પાછળ રહી શકશો અને ન આગળ વધી શકશો. (૩૦)

ઈબ્ને કષીરે ફરમાવ્યું કે, સબા યમનના બાદશાહો અને તે મુલ્કના નાગરિકોનો લકબ (ઉપનામ) છે **"તબાબિઅહ"** જે તે દેશનો આગેવાન અને શાસક હતો તે પણ આ કૌમે સબામાંથી જ હતો અને રાણી બિલ્કીસ જેનો કિસ્સો હઝરત સુલયમાન (અલૈ.)ની સાથે સૂરએ નમ્લમાં આવી ચૂક્યો છે, તે પણ આ જ કૌમમાંથી હતી. અલ્લાહ તઆલાએ તેમના ઉપર રોજીના દરવાજા ખોલી નાંખ્યા હતા અને તેમને શહેરમાં આરામ તથા રાહતનો બધો જ સામાન ઉપલબ્ધ કરાવી દીધો હતો અને પોતાના અંબિયા (અલૈ.) દ્વારા તેમને અલ્લાહપાકની તવહીદ અને તેના હુકમોના આજ્ઞાપાલન દ્વારા નેઅમતોનો શુક્ર અદા કરવાનો હુકમ આપવામાં આવ્યો હતો. એક સમય સુધી તે લોકો આ હાલત ઉપર કાયમ રહ્યા અને દરેક પ્રકારની રાહત અને આનંદથી માલામાલ રહ્યા. પછી તેમણે અય્યાશી અને આનંદ પ્રમોદમાં રાચી મૂર્ખતાપૂર્ણ રીતે અલ્લાહપાકથી ગફલત વર્તી, બલ્કે અલ્લાહ પાકના ઈન્કાર સુધી નોબત પહોંચી ગઈ ત્યારે અલ્લાહ તઆલાએ તેમને ચેતવવા માટે પોતાના ૧૩ અંબિયા (અલૈ.) મોકલ્યા. જેમણે તેમને સુધારવા

અને સીધા માર્ગ ઉપર લાવવા ભરપૂર પ્રયત્નો કર્યા. પરંતુ આ લોકો પોતાની ગફલતની બેહોશીથી પાછા ન ફર્યા, તો તેમના ઉપર એક પૂરનો અઝાબ મોકલવામાં આવ્યો, જેણે તેમના શહેર અને બગીચાઓ બધા જ વેરાન અને બરબાદ કરી દીધા. *(રવાહુ મુહમ્મદ ઈબ્ને ઈસ્હાક, ઈબ્ને કષીર)*

**બંધનું પૂર 'સયલે અરિમ' અને 'સદ્દે મઅ્રિબ' મઅ્રિબનો બંધ:**

**"ફઅ્રસલ્ના અલયહિમ્ સય્લલ અરિમી"** શબ્દ **"અરિમ"** એ અરબી ભાષાના આધારે કેટલાય અર્થો ધરાવે છે અને વિવરણકાર વિદ્વાનોએ દરેક અર્થના આધારે આ આયતની તફસીર કરી છે. પરંતુ તેમાં કુર્આને કરીમની શૈલી પ્રમાણે તે ભાવાર્થ છે, જે કામુષ અને સિહાહ્ ઝવહરી વગેરે શબ્દકોષની કિતાબોમાં છે કે, ''અરિમ'નો અર્થ **"સદ"** એટલે કે ''બંધ'' થાય છે, જે પાણી રોકવા માટે બાંધવામાં આવે છે, જે વર્તમાન સમયમાં ''ડેમ''ના નામથી પ્રખ્યાત છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)એ પણ ''અરિમ''નો અર્થ સદ એટલે કે બંધ હોવાનું વર્ણન કર્યું છે. *(કુર્તુબી)*

આ બંધ અથવા ડેમની ઘટના ઈબ્ને કષીરના વર્ણન પ્રમાણે એ છે કે, યમન દેશમાં તેના પાટનગર સનઆથી ત્રણ મંઝિલના અંતરે એક શહેર મા'રિબ હતું. તેમાં કૌમે સબાનો વસવાટ હતો. બે પહાડો વચ્ચેની ખીણમાં શહેર વસેલું હતું. બંને પહાડો વચ્ચેથી અને પહાડોની ઉપરથી વરસાદનું પૂર આવતું હતું. આ શહેર હંમેશા તે પૂરના ઓથારમાં રહેતું હતું. આ શહેરના રાજાઓએ (જેમાં મલિકા બિલ્કીસનું નામ વિશિષ્ટ સ્વરૂપે વર્ણન કરવામાં આવે છે) આ બંને પહાડો વચ્ચે એક બંધ (ડેમ) ખૂબ મજબૂત અને ટકાઉ બાંધ્યો, જેમાં પાણી અસર ન કરી શકે. આ બંધે પહાડો વચ્ચેથી આવનાર પૂરને રોકીને પાણીનું એક ખૂબ મોટું સરોવર બનાવી દીધું. પહાડોના વરસાદનું પાણી પણ તેમાં એકઠું થવા લાગ્યું અને બંધની ઉપર-નીચે પાણી કાઢવા માટે ત્રણ દરવાજા મૂકવામાં આવ્યા, જેથી પાણીના આ સંગ્રહની વ્યવસ્થા સાથે શહેરના લોકોને પાણી મળે અને તેમની જમીનો તથા બગીચાઓની સિંચાઈ થઈ શકે. પ્રથમ ઉપરના દરવાજા ખોલીને

ત્યાંથી પાણી દેવામાં આવતું હતું, જ્યારે ઉપરનું પાણી પૂરૂં થઈ જતું તો તેની નીચેનું અને ત્યાર બાદ સૌથી નીચેનો ત્રીજો દરવાજો ખોલવામાં આવતો હતો. એટલે સુધી કે બીજા વર્ષના વરસાદનો સમય આવી જતો અને ફરી વાર પાણી ઉપર સુધી ભરાઈ જતું. બંધની નીચે એક ઘણું જ મોટું સરોવર બાંધવામાં આવ્યું હતું, જેમાં પાણીના બાર માર્ગો બનાવીને બાર નહેરો શહેરના વિવિધ વિસ્તારોમાં પહોંચાડવામાં આવી હતી અને બધી જ નહેરોમાં પાણી એક સમાન રીતે વહેતું હતું અને શહેરની જરૂરતોમાં કામ આવતું હતું. *(મઝહરી)*

શહેરના ડાબે-જમણે જે બે પહાડ હતા, તેના કિનારા ઉપર બગીચાઓ બનાવવામાં આવ્યા હતા, જેમાં પાણીની નહેર વહેતી હતી. આ બગીચાઓ એકબીજાથી જોડાયેલા સમાંતર રીતે બંને તરફ પહાડોના કિનારાઓ ઉપર હતા. આ બગીચાઓ જો કે ઘણી મોટી સંખ્યામાં હતા, પરંતુ કુર્આને કરીમે તેને **"જન્નતાન"** એટલે કે, ''બે બગીચાઓ''ના શબ્દથી એટલા માટે ઓળખાવ્યા કે, એક દિશાના બધા જ બગીચાઓ તે સમાંતર હોવાથી એક બગીચો અને બીજી બાજુના બગીચાઓ માટે બીજો બગીચો. આ રીતે બે બગીચાઓ ઠરાવવામાં આવ્યા.

આ બગીચાઓમાં દરેક પ્રકારના વૃક્ષો અને દરેક પ્રકારના ફળો એવા ભરપૂર પ્રમાણમાં પેદા થતા હતા કે, અઈમ્મએ સલફ હઝરત કતાદહ (રહ.) વગેરેના બયાન પ્રમાણે આ બગીચાઓમાં એક સ્ત્રી પોતાના માથા ઉપર ખાલી ટોપલો લઈને ચાલતી, તો વૃક્ષોએથી તૂટીને પડનાર ફળોથી તે આપોઆપ ભરાઈ જતો હતો, તેને હાથ લગાવવાની પણ જરૂરત પડતી ન હતી. *(ઈબ્ને કષીર)*

**"કુલૂ મિર્રિઝ્કિ રબ્બિકુમ..."** અલ્લાહ તઆલાએ પોતાના અંબિયા (અલૈ.) દ્વારા તેમને એ હુકમ આપ્યો હતો કે, તમે અલ્લાહપાકની અર્પણ કરેલ તે વિશાળ રોજીનો ઉપયોગ કરો અને તેની શુક્રગુઝારી તથા નેક અમલો અલ્લાહ તઆલાના હુકમોના આજ્ઞાપાલન સાથે કરતા રહો કે,

અલ્લાહ તઆલાએ તમારા આ શહેરને **“બલ્દએ તય્યિબહ”** પવિત્ર શહેર બનાવ્યું છે. જેમાં ઠંડી અને ગરમીનું વાતાવરણ પણ સમઘાત હતું અને આબોહવા પણ એવી સ્થાસ્થ્યપ્રદ અને ખુશ્નૂમા હતી કે, તેમના સમગ્ર શહેરમાં મચ્છર, માંખી, ચાંચડ, સાપ, વીંછી જેવા જીવજંતુઓ અને ઝેરી સરીસૃપોનું નામ સુદ્ધાં ન હતું, બલ્કે બહારથી આવનાર મુસાફર જ્યારે આ શહેરમાં પહોંચતા તો જો તેમના કપડાંમાં જૂ અથવા બીજા નુકસાનકારક જીવાણુઓ કે કીટાણુઓ હોય તો તે ત્યાં પહોંચીને આપોઆપ ખતમ થઈ જતા હતા. *(ઈબ્ને કષીર)*

**“બલ્દએ તય્યિબહ”**ની સાથે **“રબ્બે ગફૂર”** ફરમાવીને પોતાની નેઅમતને એ પ્રમાણે પૂર્ણ કરી દીધી કે, આ આનંદ અને રાહત માત્ર દુનિયાની જિંદગી સુધી નહીં, બલ્કે જો તમે શુક્રગુઝારી ઉપર કાયમ રહ્યા તો આખિરતમાં તેનાથી મોટી અને કાયમી નેઅમતોનો પણ વાયદો છે. કારણ કે બધી જ નેઅમતોનો સર્જનહાર અને માલિક અને તમારો પાલનહાર ગફૂર (માફ કરનાર) છે કે, જો ક્યારેક સંજોગવસાત્ તમારી શુક્રગુઝારીમાં કોઈ કમી અથવા કોઈ ગફલત અથવા કોઈ ઉણપ પણ રહી ગઈ તો અલ્લાહ તઆલા તેને માફ કરી દેશે.

**“ફઅઅ્રદુ ફર્અસલ્ના અલયહિમ સય્લલ્ અરિમી”** એટલે કે, અલ્લાહ તઆલાની આવી વિશાળ નેઅમતો અને અંબિયા (અલૈ.)ની સૂચનાઓ છતાં જ્યારે કૌમે સબાના લોકોએ અલ્લાહપાકના હુકમોથી બળવાખોરી કરી અને ચહેરો ફેરવ્યો તો અમે તેમના ઉપર **“સયલે અરિમ”** છોડી દીધું. ‘‘ઈરમ’’નો અર્થ ઉપર પસાર થઈ ચૂક્યો છે. ઈરમ બંધને કહે છે. આ પૂરને બંધ સાથે જોડવામાં આવ્યો કે, જે બંધ તેમનું રક્ષણ અને તેમની ખુશહાલીનું માધ્યમ હતું, તેને જ અલ્લાહ તઆલાએ તેમના માટે આફત અને મુસીબત બનાવી દીધું. તેની ઘટના હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.), વહબ બિન મુનબ્બહ, કતાદહ, ઝહ્હાક (રહ.) વગેરે તફસીરના ઈમામોએ એ વર્ણન કરી છે કે, જ્યારે અલ્લાહ તઆલાએ આ કૌમને સજા આપવા માટે ‘‘સદ્દે મા’રિબ’’ એટલે કે બંધને તોડીને પૂરથી તબાહ કરવાનો

ઈરાદો કર્યો તો તે પાણીના મહાન બંધ ઉપર આંધળા ઉંદર છોડી દીધા. જેમણે તેના પાયાઓને ખોખરા અને કમજોર કરી નાંખ્યા. જ્યારે વરસાદ અને પૂરનો સમય આવ્યો, તો પાણીના દબાણથી આ કમજોર થયેલા પાયાઓ તૂટીને તેમાં તિરાડો પડી ગઈ અને અંતે આ બંધમાં સંગ્રહાયેલું પાણી આ સંપૂર્ણ ખીણમાં પ્રસરી ગયું, જેમાં આ શહેર મા'રિબ વસતું હતું. બધા જ મકાનો જમીનદોસ્ત થઈ ગયા અને વૃક્ષો નાશ પામ્યા અને બંને તરફના પહાડો ઉપર જ્યાં બગીચાઓ હતા, તેનું પાણી સૂકાઈ ગયું.

વહબ બિન મુનબ્બહની રિવાયતમાં છે કે, આ લોકોની કિતાબોમાં એ વાત પણ લખેલી ચાલી આવતી હતી કે, આ બંધની ખરાબી અને તબાહી ઉંદરો દ્વારા થઈ હશે, જ્યારે લોકોએ આ બંધની પાસે ઉંદરો જોયા તો ભય ઉભો થયો, તેની યુક્તિ એ કરવામાં આવી કે, બંધની નીચે ઘણી બધી બિલાડીઓ પાળવામાં આવી, જે ઉંદરોને બંધની પાસે આવવા ન દે, પરંતુ જ્યારે અલ્લાહપાકની તકદીર લાગુ પડી ગઈ, તો આ ઉંદરો બિલાડીઓ ઉપર છવાઈ ગયા અને બંધના પાયાઓમાં પ્રવેશી ગયા. *(ઈબ્ને કષીર)*

ઐતિહાસિક રિવાયતોમાં એ પણ છે કે, અમુક હોશિયાર અને દુરંદેશ લોકોએ ઉંદરોને જોતાં જ આ સ્થળ છોડીને કોઈ બીજી તરફ રવાના થઈ જવાનો ઈરાદો કરી લીધો અને તેની ધીરે ધીરે વ્યવસ્થા કરીને નીકળી ગયા, બાકી લોકો ત્યાં રહ્યા. પરંતુ જ્યારે પૂર શરૂ થયું તે સમયે ત્યાંથી અન્યત્ર ચાલ્યા ગયા અને ઘણા લોકો આ પૂરની ભેટ ચઢી ગયા. મતલબ એ કે, સમગ્ર શહેર તબાહ અને બરબાદ થઈ ગયું. શહેરના અમુક નિવાસીઓ જે બીજા દેશોના શહેરો તરફ ચાલ્યા ગયા તેમની અમુક વિગત મુસ્નદે અહમદની હદીષમાં જે ઉપર વર્ણન થઈ ચૂકી છે એ પ્રમાણે તેમના છ કબીલાઓ યમનમાં વિખરાઈ ગયા અને ચાર સિરીયામાં. મદીના શરીફની વસ્તી પણ આ જ કબીલાના અમુક લોકોથી શરૂ થઈ, જેની વિગત ઈતિહાસની કિતાબોમાં ઉપસ્થિત છે. પૂર આવ્યા પછી અને શહેર તબાહ થયા પછી બંને તરફના બગીચાઓની જે હાલત થઈ છે, તે આગળ આ પ્રમાણે વર્ણન કરી છે :



**“વ બદલ્નાહુમ બિજન્નતય્હિમ...”** એટલે કે, અલ્લાહ તઆલાએ તેમના કિંમતી ફળો અને મેવાઓના વૃક્ષોના બદલે એવા વૃક્ષો ઉગાડ્યા, જેના ફળ સ્વાદ વિનાના અને ખરાબ હતા. શબ્દ **“ખમ્ત”**નો અર્થ મોટા ભાગના તફસીરકારોએ **“અરાક”** (રણમાં થતું એક કાંટાળુ વૃક્ષ) વર્ણવ્યો છે. અને ઝવહરીએ શબ્દકોષમાં લખ્યું છે કે, ‘‘અરાક’’ વૃક્ષોનો એક એવો પ્રકાર પણ છે, જેના ઉપર અમુક ફળો પણ થાય છે અને જેને ખાવામાં પણ આવે છે, પરંતુ આ વૃક્ષના ફળો પણ ખરાબ સ્વાદના હતા. અને હઝરત અબૂ ઉબયદહ (રદી.)એ ફરમાવ્યું કે, ખમ્ત દરેક એવા વૃક્ષને કહેવામાં આવે છે, જે કાંટાવાળું પણ હોય અને કડવું પણ હોય તથા શબ્દ **“અષ્લિન”** જમહૂર તફસીરકારો સમીપ ‘‘એક પ્રકારનું બાંટવું’’ છે. તેના ઉપર લાગતા કોઈ ફળ ખાવા યોગ્ય હોતા નથી અને અમુક લોકોએ કહ્યું છે કે, **“અષ્લ”** એ **“સમ્ર”** એટલે કે કાંટા અથવા બાવળિયા અથવા કીકાર (જે અરબના રણપ્રદેશમાં જોવા મળે છે)ના કાંટાવાળા ઝાડ છે, જે બકરીઓને ખવડાવવામાં આવે છે.

**“સિદ્ર”**નો અર્થ ‘‘બોરડી’’ થાય છે. આ બે પ્રકારની હોય છે. એક જે બગીચાઓમાં કાળજીપૂર્વક ઉછેરવામાં આવે છે અને તેના ફળ મીઠા તથા સ્વાદિષ્ટ હોય છે. તેના વૃક્ષમાં કાંટા ઓછા અને ફળો વધારે હોય છે. બોરડીનો બીજા પ્રકાર જંગલી બોરડી હોય છે, જે જંગલોમાં આપમેળે ઉગી જાય છે અને કાંટાવાળી ઝાડીઓ સ્વરૂપે હોય છે. તેમાં કાંટા વધારે અને ફળો ઓછા હોય છે અને ફળ પણ ખાટા હોય છે. પ્રસ્તુત આયતમાં **“સિદ્ર”**ની સાથે **“કલિલ”**ના શબ્દથી લગભગ ઈશારો આ તરફ છે કે, તે બોરડીઓ પણ જંગલી હતી, જેના ઉપર ફળો ઓછા અને ખાટાં હોય છે. (વલ્લાહુ અઅ્લમુ)

**“ઝાલિક જઝય્નાહુમ બિમા કફરૂ”** એટલે કે, આ સજા અમે તેમને એટલા માટે આપી કે, તેમણે કુફ્ર કર્યું. કુફ્રનો અર્થ નાશુક્રીનો પણ આવે છે અને દીને હક્કથી ઈન્કારનો પણ આવે છે. અહીંયાં બંને અર્થ હોઈ શકે



છે. કારણ કે તેમણે નાશુક્રી પણ કરી અને જે તેર અંબિયા (અલૈ.) તેમના તરફ મોકલવામાં આવ્યા હતા, તેમને પણ જૂઠાડ્યા.

**"વજઅલ્ના બય્નહુમ વ બય્ન...."** આ આયતમાં વર્ણન છે કે, સબાના નિવાસીઓએ અલ્લાહ તઆલાની આ નેઅમતને બદલીને કઠણાઈની દુઆ તથા તમન્ના કરી. **"અલ્કુરલ્લતી બારકના"**નો ભાવાર્થ દેખીતી રીતે સિરીયા દેશના ગામડાંઓ છે. કારણ કે અલ્લાહ તઆલા તરફથી નાઝિલ થયેલ રહમતનું વર્ણન અનેક આયતોમાં શામ દેશ માટે જ આવે છે અને આયતનો ભાવાર્થ એ છે કે, જે વસ્તીઓને અલ્લાહ તઆલાએ બરકતવાળી બનાવી હતી. એટલે કે શામ દેશની વસ્તીઓ અને ત્યાંના લોકોને પોતાના વેપાર વગેરે માટે શામ દેશનો સફર મોટે ભાગે કરવો પડતો હતો. સામાન્ય દુનિયાની પરિસ્થિતિઓ પ્રમાણે મા'રિબ શહેરથી સિરીયાનું લાંબું અંતર છે અને માર્ગ સમથળ નથી. અલ્લાહ તઆલાએ કૌમે સબા ઉપર એ ઈનામ કર્યું કે, તેમની મઆરિબ શહેરથી લઈને સિરીયા સુધી થોડા થોડા અંતરે વસ્તીઓ બનાવી દીધી હતી. વસ્તીઓ સડકની આસપાસ હતી એટલા માટે તે માર્ગ ઉપરથી નજરે પડતી હતી અને આ એકધારી માર્ગ ઉપરની વસ્તીઓનો લાભ એ થતો હતો કે, તેમનો મુસાફર ઘરેથી નીકળીને બપોરે આરામ કરવા અથવા ભોજન કરવા ઈચ્છતો, તો સરળતાથી કોઈ વસ્તીમાં પહોંચીને નિત્યક્રમ પ્રમાણે ભોજન કરીને આરામ કરી શકતો હતો. પછી એ જ રીતે ઝુહ્ર પછી રવાના થઈને સૂર્યના આથમવા સુધી આગળની વસ્તીમાં પહોંચીને રાતવાસો કરી શકતો હતો. **"કદ્દરના ફીહા સય્ર..."**નો આ જ ભાવાર્થ થાય છે કે, આ વસ્તીઓ એવી સમાન અંતરે અને સરખી રીતે બનાવવામાં આવી હતી કે, એક નિશ્ચિત સમયની અંદર એક વસ્તીથી બીજી વસ્તી સુધી પહોંચી જતા.

**"સીરૂ ફીહા લયાલિય વ અય્યામન આમિનીન"** આ એક બીજી નેઅમતનું વર્ણન છે, જે કૌમે સબા ઉપર નાઝિલ થયું હતું કે, તેમની વસ્તીઓ એવા સમાન અને સરખા અંતર ઉપર હતી કે, મુસાફરીના રોકાણમાં કોઈ વધારો-ઘટાડો થતો ન હતો અને બધા માર્ગો સલામત હતા,

કોઈ ચોર-ડાકૂનો ત્યાં ભય ન હતો. રાત-દિવસમાં ગમે ત્યારે નચિંત થઈને મુસાફરી કરી શકાતી હતી.

**“ફકાલૂ રબ્બના બાઈદ બય્ન...”** એટલે કે, આ જાલિમોએ અલ્લાહ તઆલાની મુસાફરીની તકલીફ જ ન રહે એ નેઅમતની નાકદરી અને નાશુક્રી કરીને પોતે એવી દુઆ માંગી કે, અમારી મુસાફરીમાં લંબાણ પેદા કરવામાં આવે અને ગામો નજીક નજીક ન રહે. જંગલ અને વેરાન પ્રદેશ આવે, જેમાં થોડી મહેનત અને તકલીફ પણ ઉઠાવવી પડે. તેનું ઉદાહરણ તે જ છે, જે બની ઈસ્રાઈલનું હતું કે, વિના મહેનતે ઉત્તમ રોજી મન્ન અને સલવા તેમને મળતી હતી. તેઓએ તેનાથી ધરાઈ જઈને અલ્લાહપાકથી એ માંગણી કરી કે, અમને આના બદલે લીલોતરી અને શાકભાજી આપવામાં આવે. અલ્લાહ તઆલાએ કૌમે સબાની નાકદરી અને નેઅમતની નાશુક્રીની એ શિક્ષા આપી કે, જે ઉપરોક્ત અરિમ બંધના પૂરના વિષય હેઠળ આવી ચૂક્યું છે. તેનું જ અંતિમ પરિણામ આ આયતમાં એ વર્ણન કરવામાં આવ્યું કે, તેમને એવા તબાહ બરબાદ કર્યા કે, દુનિયામાં તેમનો આનંદ પ્રમોદ અને દૌલત તથા નેઅમતની માત્ર વાર્તાઓ જ રહી ગઈ અને આ લોકો ઈતિહાસ બની ગયા.

**“મઝ્ઝકનાહુમ”** એ **“તમ્ઝીક”**થી બને છે. જેનો અર્થ ટૂકડે ટૂકડા કરવાનો તથા ક્ષત-વિક્ષત કરવાનો થાય છે. ભાવાર્થ એ છે કે, આ સ્થળ એટલે કે મા’રિબ શહેરના વસનારા અમુક એવા વેરવિખેર થઈ ગયા કે તેમના સમૂહો વિવિધ દેશોમાં ફેલાઈ ગયા. અરબમાં કૌમે સબાની તબાહી અને તેમનું વિખરાઈ જવું એક ઉદાહરણ બની ગયું. આવી ઘટનાઓ માટે અરબનો રૂઢિપ્રયોગ છે. **“તફર્રકૂ અયાદીય સબા”** એટલે કે, આ લોકો એવા વિખરાઈ ગયા જેમકે કૌમે સબાની નેઅમત ઉપર તે લોકો વિખરાઈ ગયા હતા.

ઈબ્ને કષીરમાં લાંબા કિસ્સા પછી લોકોના વિવિધ સ્થળોમાં વિખરાઈ જવાની આ જ વિગત સઈદ અન કતાદહ અનિશ્શુઅ્બીથી નકલ કરીને

નોંધવામાં આવ્યું છે કે, આ રીતે કૌમે સબા ટૂકડે ટૂકડા થઈ ગઈ, જેનું વર્ણન **"મઝ્ઝકનાહુમ કુલ્લ મુમઝ્ઝક"**માં આવ્યું છે. **"ઈન્ન ફી ઝાલિક લઆયાતિ..."** એટલે કે, કૌમે સબાના ઉતાર-ચઢાવ અને તેમની પરિસ્થિતિઓના પરિવર્તનમાં મોટી નિશાનીઓ અને બોધપાઠ છે તે વ્યક્તિ માટે જે ઘણો સબ્ર કરનાર અને ઘણો શુક્ર કરનાર હોય. એટલે કે કોઈ મુસીબત અને તકલીફ પડે તો તેના ઉપર સબ્ર કરે અને કોઈ નેઅમત અને રાહત પ્રાપ્ત થાય તો તેના ઉપર અલ્લાહ તઆલાનો શુક્ર કરે. એ જ પ્રમાણે તે જિંદગીની દરેક પરિસ્થિતિમાં લાભ જ લાભ કમાઈ છે. જેમકે સહીહૈનમાં હઝ. અબૂ હુરૈરહ (રદી.)ની હદીષ છે કે, રસૂલે કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, મુઅમિનની પરિસ્થિતિ આશ્ચર્યજનક છે કે તેના વિશે અલ્લાહ તઆલા જે કંઈ પણ તકદીરી હુકમ લાગુ પાડે છે, બધો લાભ જ લાભ અને નફો જ નફો હોય છે કે, જો તેમને કોઈ નેઅમત, રાહત અને તેમની ખુશીની વસ્તુ પ્રાપ્ત થાય છે, તો તે અલ્લાહપાકનો શુક્ર અદા કરે છે અને તે તેની આખિરત માટે લાભ અને નફો બની જાય છે. અને જો કોઈ તકલીફ અને મુસીબત આવે છે, તો તેના ઉપર સબ્ર કરે છે. જેનો તેને ઘણો મોટો બદલો અને સવાબ મળે છે. એ જ પ્રમાણે આ મુસીબત પણ તેના માટે લાભ અને નફો બની જાય છે. *(ઈબ્ને કષીર)*





## ❁ હઝરત ઐયૂબ અલયહિસ્સલામ ❁

કુર્આન શરીફમાં હઝરત ઐયૂબ અલયહિસ્સલામનું વર્ણન ૪ (ચાર) જગ્યાએ કરવામાં આવ્યું છે.

હઝરત ઐયુબ (અલયહિસ્સલામ)ના કિસ્સામાં ઈસ્રાઈલી રિવાયતો ઘણી લાંબી છે. તેમાંથી જેમને હદીષવેત્તાઓએ ઐતિહાસિક દરજ્જામાં ભરોસાપાત્ર સમજી છે, અત્રે તે નકલ કરવામાં આવે છે. કુર્આને કરીમથી તો માત્ર એટલી વાત સાબિત થાય છે કે, તેમને કોઈ સખત બીમારી થઈ હતી, જેના ઉપર તેઓ સબ્ર કરતા રહ્યા. અંતે અલ્લાહ તઆલા પાસે દુઆ કરી, તો તેનાથી છૂટકારો મળ્યો અને એ કે તે બીમારીના સમયમાં તેમની અવલાદ અને પ્રિયજનો બધા તેમને છોડી ગયા. કદાચ મૃત્યુના કારણે હોય અથવા કોઈ બીજા કારણે. પછી અલ્લાહ તઆલાએ તેમને તંદુરસ્તી અને રાહત આપી અને જેટલી અવલાદ હતી તે બધી તેમને આપી દીધી. બલ્કે એટલી જ અન્ય પણ વધારે આપી દીધી. બાકી કિસ્સાના વિભાગો અમુક તો પ્રમાણિત હદીષોમાં મૌજૂદ છે.

ઐતિહાસિક રિવાયતોમાં હાફિઝ ઈબ્ને કષીરે આ કિસ્સાની વિગત આ મુજબ લખી છે કે, હઝરત ઐયુબ (અલયહિસ્સલામ)ને અલ્લાહપાકે શરૂઆતમાં માલ-દૌલત, મિલ્કત, શાનદાર મકાનો, સવારીઓ, અવલાદ અને જાહોજલાલી ઘણું બધું અર્પણ કર્યું હતું. પછી અલ્લાહ તઆલાએ તેમને પયગમ્બરી આજમાયશમાં નાંખી દીધા. આ બધી વસ્તુઓ તેમના હાથમાંથી નીકળી ગઈ અને બદનમાં પણ એવી સખત બીમારી લાગી ગઈ, જેમકે રક્તપિત્ત હોય છે કે શરીરમાં કોઈ ભાગ જીભ અને હૃદય સિવાય



આ બીમારીથી ન બચ્યો અને તે એવી હાલતમાં દિલ અને જીભને અલ્લાહ તઆલાની યાદમાં મશ્ગૂલ રાખતા અને શુક્ર અદા કરતા રહેતા હતા. આ સખત બીમારીના કારણે ઘણા સગાં-વહાલાં, દોસ્તો અને પાડોશીઓએ તેમને અલગ કરીને વસ્તીની બહાર એક કચરો નાંખવાના સ્થળે નાંખી દીધા. કોઈ તેમની પાસે જતું ન હતું. ફક્ત તેમની પત્ની તેમની સાળ-સંભાળ રાખતા હતા. જેઓ હઝરત યૂસુફ (અલયહિસ્સલામ)ની પુત્રી અથવા પૌત્રી હતા. જેમનું નામ લય્યા બિન્તે નિશાઅ્ ઈબ્ને યૂસુફ (અલૈ.) બતાવવામાં આવે છે. *(ઈબ્ને કષીર)* માલ અને મિલ્કત તો બધી સમાપ્ત થઈ ચૂકી હતી, તેમની પત્ની મોહતરમાં મહેનત-મજૂરી કરીને પોતાના માટે તથા તેમના માટે રોજી અને જરૂરિયાતનો સામાન પૂરો પાડતા હતા અને તેમની સેવા કરતા હતા. હઝરત ઐયૂબ (અલયહિસ્સલામ)ની આ કસોટી અને પરીક્ષા કોઈ આશ્ચર્ય અથવા તાઅઝ્ઝુબની વાત નથી. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો ઈરશાદ છે : **“અશદ્દુન્નાસી બલાઅન્ અલ્ અંબિયા ષુમ્મ.....”** એટલે કે, સૌથી વધારે બલાઓ અને આજમાયશો અંબિયા (અલૈ.) ઉપર આવી છે. ત્યાર પછી બીજા સાલિહીનને દરજ્જા પ્રમાણે. અને એક રિવાયતમાં છે કે, દરેક મનુષ્યનું દુઃખ અને આજમાયશ તેની દીની સમજ અને મજબૂતીના અંદાજા ઉપર હોય છે. જેની દીનમાં જેટલી સમજ અને મજબૂતી હોય છે, તેની તેટલી જ આજમાયશ અને મુસીબત વધારે હોય છે. (જેથી તે જ પ્રમાણે તેના દરજ્જાઓ અલ્લાહપાક નજીક ઊંચા થાય.) હઝરત ઐયૂબ (અલયહિસ્સલામ)ને અલ્લાહપાકે અંબિયા (અલૈ.)ના સમૂહમાં દીની મજબૂતી અને સબ્રનું એક વિશેષ સ્થાન અર્પણ કર્યું હતું. (જેમકે હઝરત દાવૂદ અલયહિસ્સલામના લશ્કરને એવી જ વિશેષતા અર્પણ કરવામાં આવી હતી.) દુઃખ-દર્દો અને કઠણાઈઓ ઉપર સબ્ર કરવામાં હઝરત ઐયૂબ (અલયહિસ્સલામ) ઉદાહરણ સ્વરૂપ હતા. યઝીદ બિન મયસરહ ફરમાવે છે કે, જ્યારે અલ્લાહપાકે ઐયૂબ (અલયહિસ્સલામ)ને માલ અને દૌલત વગેરે દુનિયાની બધી જ નેઅમતોથી ખાલી કરીને આજમાયશ કરી, તો તેમણે ફારેગ થઈને અલ્લાહ તઆલાની

યાદ અને ઈબાદતમાં ઓર વધારે મહેનત શરૂ કરી દીધી અને અલ્લાહ તઆલાને વિનંતી કરી કે, હે મારા પરવરદિગાર ! હું તારો શુક્ર અદા કરૂં છું કે, તેં મને માલ-મિલ્કત તથા દુનિયાની દૌલત અને અવલાદ અર્પણ કરી, જેની મહોબ્બત મારા દિલના એક-એક અંશ ઉપર છવાઈ ગઈ. પછી તેના ઉપર પણ શુક્ર અદા કરૂં છું કે, તેં મને તે બધી વસ્તુઓથી ફારેગ અને ખાલી કરી દીધો અને હવે મારા અને તારા દરમિયાન અડચણ બનનારી કોઈ વસ્તુ બાકી ન રહી.

હાફિઝ ઈબ્ને કષીર પ્રસ્તુત રિવાયત નકલ કર્યા પછી લખે છે કે, વહબ બિન મુનબ્બહથી આ કિસ્સાની ઘણી લાંબી રિવાયતો નકલ થઈ છે, જેમાં **"ગરાબત"** (નવાઈ પમાડે એવી વાતો) જોવા મળે છે અને લાંબી છે, તેથી અમે છોડી દીધી છે.

મૌલાના અ.રહીમ સાદિક (રહ.) લખે છે કે, હઝરત ઐયૂબ (અલૈ.)ને અલ્લાહ તઆલાએ દુનિયામાં દરેક પ્રકારે ધન-દૌલત, જમીન-જાગીરથી ઘણાં જ ખુશહાલ બનાવ્યા હતા. બહોળી ખેતીવાડી અને દરેક પ્રકારના અસંખ્ય જાનવરો હતા. સેંકડો કમાઉ લોંડી-ગુલામ હતા. નેક અવલાદમાં ઘણા પુત્રો તેમજ પુત્રીઓ હતી. વળી, મરજી માફક પત્નિ પણ બહુ તાબેદાર હતા, તેમનું નામ રહીમા હતું, જે યૂસુફ (અલયહિસ્સલામ)ના પૌત્રી હતા. હઝરત ઐયૂબ (અલયહિસ્સલામ) ઘણા જ શુક્રગુઝાર હતા, પરંતુ અલ્લાહ તઆલાએ તેમને આજમાયશમાં નાંખ્યા. ખેતરો બળી ગયા, ઉંટ, બકરાં વગેરે જાનવરો મરી ગયા. સઘળી અવલાદ એકસામટી મકાન નીચે દબાઈ મરી. પોતે ફોલ્લાઓની બીમારીમાં સપડાયા અને તેથી શરીરમાં કીડા પડી દુર્ગંધ મારવા લાગ્યું. દોસ્ત-બિરાદરો જુદા થઈ ગયા. આખરે દુશ્મનોએ શહેરથી બહાર કાઢી મૂક્યા. માત્ર એકલાં પત્ની જ સાથે રહ્યા. અંતે તે પણ ગભરાવા લાગ્યા. છતાં જેવી રીતે નેઅમતની હાલતમાં હઝરત ઐયૂબ (અલયહિસ્સલામ) શુક્ર કરતા હતા, તેવી જ રીતે પીડિત હાલતમાં સબ્ર કરતા રહ્યા. ઈબ્ને અબ્બાસ (રદી.)ની રિવાયત મુજબ અઢાર વર્ષ પછી

તંદુરસ્તીની દુઆ માંગી તો રહમતનો દરિયો જોશમાં આવ્યો અને અલ્લાહ તઆલાએ જમીનમાંથી એક ઝરો કાઢ્યો. તેના પાણીથી ન્હાયા અને બીજા ઝરાનું પાણી પીધું. જેથી તદન તંદુરસ્ત થઈ ગયા તેમજ અલ્લાહ તઆલાએ મરેલી અવલાદ કરતાં બીજી બમણી અવલાદ આપી. વળી, તેમને ત્યાં સોનાનાં તીડ વરસાવ્યાં, તેથી ખૂબ માલદાર થઈ ગયા. સારાંશ કે દરેક પ્રકારે સારી હાલતમાં કરી દીધા. તંદુરસ્તીની દુઆ માંગવામાં અનેક કારણો બતાવવામાં આવ્યા છે. એક રિવાયતમાં છે કે, અમુક દોસ્તોએ એ પણ કહ્યું કે, ઐયૂબ (અલયહિસ્સલામ)એ કોઈ મહાન પાપ કર્યું છે, તેથી જ આટલા વર્ષોથી પીડાવા છતાં હજી માફ થતું નથી. તો આ વાત સહન નહીં કરી શકવાથી દુઆ માંગી. બીજી રિવાયતમાં છે કે, જ્યારે કીડા આખા શરીરનું માંસ ખાઈ ગયા અને અંતે દિલ તથા જીભ ખાવાનો વખત આવ્યો ત્યારે દુઆ માંગી કે, યા ઈલાહી ! દિલ તારા પ્રેમનું સ્થાન અને જીભ તારી યાદનું સાધન છે. એને આળ ન આવવી જોઈએ માટે તંદુરસ્તી આપ. એ સિવાય બીજી પણ રિવાયતો છે. સારાંશ કે, સૌ વાતો એકત્ર થવાથી ખાસ દુશ્મનોની બેહદ ઈતરાજી (ઘમંડ, અભિમાન) જોઈને બહુ આજિઝીપૂર્વક દુઆ કરી.

મતલબ કે, એમાં હઝરત ઐયૂબ (અલયહિસ્સલામ) પર તો આ કૃપા થઈ અને સઘળા ઈબાદત કરનારાઓ માટે એક બોધપાઠ અને યાદગાર બની ગઈ કે, જ્યારે પણ કોઈ નેક બંદા પર દુનિયામાં દુઃખ આવે તો હઝરત ઐયૂબ (અલયહિસ્સલામ)ની માફક અડગતાથી સબ્ર કરી માત્ર અલ્લાહપાકની જ સમક્ષ યાચના કરે કે તેથી અલ્લાહ તઆલા તેના ઉપર કૃપાદષ્ટિ કરે. બીજું એવી આજમાઈશ થતી વ્યક્તિ માટે એમ ન સમજે કે અલ્લાહ તઆલા તેનાથી નારાઝ છે.

### હઝરત ઐયૂબ (અલૈ.)ની દુઆ સબ્રના ખિલાફ નથી :

હઝરત ઐયૂબ (અલયહિસ્સલામ) આ સખત બલામાં કે બધી જ માલ-જાયદાદ અને દુનિયાની દૌલતથી અલગ થઈને એવી શારીરિક બીમારીમાં સપડાઈ ગયા કે, લોકો પાસે આવતાં પણ ગભરાવા માંડ્યા.

વસ્તીની બહાર એક કચરો-પૂંજો નાંખવાની જગ્યાએ સાત વર્ષો અને અમુક મહિના પડ્યા રહ્યા. ક્યારેય હાયવાવેલા, વિલાપ કે શિકાયતનું કોઈ વાક્ય જીભ ઉપર આવ્યું નહીં. નેક પત્ની લય્યા મોહતરમાએ વિનંતી પણ કરી કે, તમારી તકલીફ ઘણી વધી ગઈ છે, અલ્લાહ તઆલા પાસે દુઆ કરો કે, આ તકલીફ દૂર થઈ જાય ! તો ફરમાવ્યું કે, મેં સિત્તેર વર્ષો બિલ્કુલ તંદુરસ્ત અલ્લાહ તઆલાની અગણિત નેઅમતો અને દોલતમાં પસાર કર્યા. શું તેના મુકાબલામાં સાત વર્ષો મુસીબતમાં ગુઝારવા મુશ્કેલ છે ? પયગમ્બરી દૃઢ નિશ્ચય, સબ્ર, સહનશીલતા અને મજબૂતીની એ પરિસ્થિતિ હતી કે, દુઆ કરવાની પણ હિંમત કરતા ન હતા કે, ક્યાંક તે સબ્ર વિરૂદ્ધ ન થઈ જાય. (જ્યારે કે અલ્લાહ તઆલા પાસે દુઆ કરવી અને પોતાની માંગણી અને તકલીફ રજૂ કરવી બેસબ્રીમાં સામેલ નથી.) અંતે એવું કારણ બન્યું કે, જેણે તેમને દુઆ કરવા માટે મજબૂર કરી દીધા અને જેમકે ઉપર લખવામાં આવ્યું છે કે, આ દુઆ માત્ર દુઆ જ હતી, કોઈ બેસબ્રી ન હતી. અલ્લાહપાકે તેમની સબ્રની વિશેષતા ઉપર પોતાના કલામમાં મંજૂરીની મહોર મારી દીધી છે. ફરમાવ્યું કે, **“ઈન્ના વજદ્‌નાહુ સાબિરન”** *(૩૮:૪૪)* તે કારણના વર્ણનમાં ઘણી બધી રિવાયતો વિવિધ પ્રકારની અને લંબાણમાં છે. આથી અત્રે તેનો ઉલ્લેખ છોડી દેવામાં આવે છે.

ઈબ્ને અબી હાતિમે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદી.)થી રિવાયત કરી છે કે, (જ્યારે હઝરત ઐયૂબ અલૈ.ની દુઆ કબૂલ થઈ અને તેમને હુકમ થયો કે જમીન ઉપર એડી મારો, ત્યાંથી સ્વચ્છ પાણીનું ઝરણું ફૂટશે, તેનાથી ગુસલ-સ્નાન કરો અને તેનું પાણી પીઓ તો આ સઘળો રોગ તેનાથી દૂર થઈ જશે. હઝરત ઐયૂબ અલૈ.એ તે પ્રમાણે કર્યું. સમગ્ર શરીર જે જખ્મોથી ચૂર હતું અને હાડકાંઓ સિવાય કંઈ રહ્યું ન હતું, તે ઝરણાંના પાણીથી સ્નાન કરતાં જ સમગ્ર શરીર, ચામડી અને વાળ એકાએક પોતાની મૂળ પરિસ્થિતિ ઉપર આવી ગયા) અલ્લાહ તઆલાએ તેમના માટે જન્નતના વસ્ત્રો મોકલી દીધા, તે પરિધાન કર્યા અને તે કચરા-પૂંજાથી અલગ થઈને એક ખૂણામાં બેસી ગયા. પત્ની મોહતરમા ટેવ પ્રમાણે તેમની દેખરેખ

રાખવા માટે આવ્યા, તો તેમને પોતાના સ્થળે ન જોઈને રડવા લાગ્યા. હઝરત ઐયૂબ (અલયહિસ્સલામ) જેઓ એક ખૂણામાં બેઠા હતા, તેમની પત્નીએ તેમને ઓળખ્યા નહીં. કારણ કે તેમની હાલત બદલાઈ ગઈ હતી. તેમણે પૂછ્યું કે, હે ખુદાના બંદા ! શું તમને ખબર છે કે, તે બીમારીમાં સપડાયેલ વ્યક્તિ જે અહીંયાં પડ્યા રહેતા હતા, તે ક્યાં ચાલ્યા ગયા ? શું કૂતરા અથવા વરૂએ ફાડી ખાધા ? અને અમુક સમય સુધી તે બાબતે તેમનાથી વાતચીત કરતા રહ્યા. આ બધું સાંભળીને ઐયૂબ (અલયહિ-સ્સલામ)એ બતાવ્યું કે, હું જ ઐયૂબ છું. પરંતુ પત્નીએ હજુ સુધી પણ ઓળખ્યા નહીં. કહેવા લાગ્યા કે, હે અલ્લાહપાકના બંદા ! શું તમે મારી સાથે મઝાક કરો છો ? ત્યારે ફરી ઐયૂબ (અલયહિસ્સલામ)એ ફરમાવ્યું કે, વિચાર કરો, હું જ ઐયૂબ છું. અલ્લાહપાકે મારી દુઆ કબૂલ કરી મારૂં શરીર તંદુરસ્ત કરી દીધું. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) ફરમાવે છે કે, ત્યારબાદ અલ્લાહ તઆલાએ તેમની માલ અને દૌલત પણ તેમને પરત આપી દીધી અને અવલાદ પણ અને અવલાદની સંખ્યા સમાન વધારે અવલાદ પણ આપી દીધી. *(ઈબ્ને કષીર)*

હઝ. ઈબ્ને મસ્ઉદ (રદી.)એ ફરમાવ્યું કે, હઝરત ઐયૂબ (અલૈ.)ના સાત પુત્રો અને સાત પુત્રીઓ હતી. આ મુસીબતના સમયમાં તે બધા મૃત્યુ પામ્યા હતા. જ્યારે અલ્લાહ તઆલાએ તેમને રાહત આપી, તો તેમને પણ ફરીવાર સજીવન કરી દીધા અને તેમની પત્નીને બીજી અવલાદ પણ એટલી વધારે પેદા થઈ. જેને કુર્આનમાં **"વમિષ્લહુમ મઅહુમ"** વડે ફરમાવવામાં આવ્યું છે. અલ્લામા ષઅ્લબીએ ફરમાવ્યું છે કે, આ નિવેદન જાહેર કુર્આનની આયત સાથે વધારે નિકટ છે. *(કુર્તુબી)*

## હઝરત ઐયૂબ (અલૈ.)ની દુઆ :

*અને ઐયૂબ (અલયહિસ્સલામ)નું વર્ણન કરો, જ્યારે કે તેમણે (સખત માંદગીમાં) પોતાના પરવરદિગારને પુકાર્યો કે, મને ઈજા પહોંચી રહી છે અને તું સૌ દયાળુઓ કરતાં વધુ દયાળુ છે. (૮૩) ફરી અમે તેમની દુઆ*

*કબૂલ કરી લીધી અને તેમને જે દુ:ખ હતું તે દૂર કરી દીધું અને અમે તેમને (માંગ્યા વિના જ) તેમનું કુટુંબ આપ્યું અને તેમની સાથે તેટલા જ બીજા (આપ્યા.) અમારી ખાસ રહ્મતના કારણે તથા બંદગી કરનારાઓ માટે યાદગીરીના કારણે. (૮૪) અને હઝરત ઈસ્માઈલ (અલયહિસ્સલામ) તથા હઝ. ઈદરીસ (અલયહિસ્સલામ) અને ઝુલક્ફિલ (અલયહિસ્સલામ)નું વર્ણન કરો, એ સૌ સબર કરનારા હતા. (૮૫) અને અમે તેમને અમારી (ખાસ) રહ્મતમાં લઈ લીધા હતા. બેશક, તેઓ નેકબખ્તોમાંથી હતા. (૮૬)*

અને તમે અમારા બંદા હઝ. ઐયૂબ (અલૈ.)ને યાદ કરો, જ્યારે કે તેમણે પોતાના પરવરદિગારને પોકાર્યા કે, શયતાને મને રંજ અને તકલીફ પહોંચાડી છે (અને આ રંજ અને તકલીફ અમુક તફસીરકારોના મત પ્રમાણે એ છે, જે ઈમામ અહમદ રહ.એ ‘કિતાબુઝ્ઝુહ્દ’માં હઝ. ઈબ્ને અબ્બાસ રદી.થી રિવાયત કરી છે કે, હઝ. ઐયૂબ અલૈ.ની બીમારીના સમયગાળામાં એક વખતે શયતાન એક હકીમ સ્વરૂપે હઝરત ઐયૂબ અલૈ.ની પત્નીને મળ્યો હતો, તેમણે તેને હકીમ સમજીને ઈલાજની દરખાસ્ત કરી, તેણે કહ્યું, આ શરત છે કે, જો તેમને સારૂં થઈ જાય તો એવું કહી આપજે કે મેં તેમને તંદુરસ્તી આપી અને હું કંઈ ભેટ સોગાત ઈચ્છતો નથી. પત્નીએ ઐયૂબ અલૈ.ને આ બાબતનું વર્ણન કર્યું. તેમણે કહ્યું કે, ભલી ઔરત ! તે તો શયતાન હતો. હું વચન લઉં છું કે, જો અલ્લાહ તઆલા મને તંદુરસ્તી આપશે તો હું તને સો લાકડીઓ મારીશ. બસ, ઐયૂબ અલૈ.ને સખત રંજ પહોંચ્યો એ બાબતે કે મારી બીમારીના કારણે શયતાનનો એટલે સુધી હોસલો વધી ગયો કે, ખાસ મારી પત્ની પાસે આવા શબ્દો કહેડાવવા ઈચ્છે છે, જે દેખીતી રીતે શિર્કનું કારણ છે. ભલે તા’વીલ કરવાથી મુશ્રિક ન થાય, જો કે હઝરત ઐયૂબ અલૈ. પોતાની બીમારી સારી થવા માટે અગાઉ પણ દુઆ કરી ચૂક્યા હતા, પરંતુ આ ઘટનાથી વધારે દુ:ખી થયા અને સારા થવાની દુઆ માંગી. બસ, અમે તેમની દુઆ કબૂલ કરી અને હુકમ આપ્યો કે) પોતાના પગ (જમીન ઉપર) મારો. (એટલા માટે જમીન ઉપર પગ માર્યા તો ત્યાંથી એક ઝરણું ફૂટી નીકળ્યું. -રવાહુ અહમદ રહ.)



(બસ, અમે તેમને કહ્યું કે, આ તમારા માટે) ન્હાવાનું ઠંડુ પાણી છે અને પીવાનું (એટલે કે તેમાં સ્નાન કરો અને પીઓ પણ. એટલા માટે સ્નાન કર્યું અને પીધું પણ અને બિલ્કુલ સાજાસમા થઈ ગયા) અને અમે તેમને તેમનું કુટુંબ અર્પણ કર્યું અને તેમની સાથે (ગણતરીમાં) તેમના બરાબર અન્ય પણ (આપ્યા) પોતાની ખાસ રહમતના કારણે અને બુદ્ધિ-શાળીઓ માટે યાદગીરી રહેવાના કારણે એટલે કે બુદ્ધિશાળીઓ યાદ રાખે કે અલ્લાહ તઆલા સબ્ર કરનારાઓને કેવો બદલો આપે છે અને હવે ઐયૂબ (અલયહિસ્સલામ)એ પોતાની કસમ પૂરી કરવાનો ઈરાદો કર્યો, પરંતુ કારણ કે તેમણે ઐયૂબ (અલયહિસ્સલામ)ની ઘણી સેવા કરી હતી અને તેમનાથી કોઈ ગુનોહ પણ થયો ન હતો એટલા માટે અલ્લાહ તઆલાએ પોતાની રહમતથી તેમના માટે ઘટાડો કર્યો) અને (કહ્યું કે, હે ઐયૂબ અલૈ.) તમે પોતાના હાથમાં એક સળીઓનો ઝૂડો લો (જેમાં લાકડાની પાતળી સો સળીઓ હોય) અને (પોતાની પત્નીને) તેનાથી મારી લો અને (પોતાની) કસમ ન તોડો (એટલા માટે એવું જ થયું. આગળ ઐયૂબ અલૈ.ના વખાણ કરવામાં આવ્યા છે કે) બેશક ! અમે તેમને (ઘણા) સબ્ર કરનારા પામ્યા. સારા બંદા હતા કે, (અલ્લાહ તઆલા તરફ) ઘણા રુજૂઅ્ થતા હતા.

**મસ્અલા અને બોધપાઠ :**

હઝરત ઐયૂબ (અલયહિસ્સલામ)ની ઘટના અહીંયાં રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને ધૈર્ય દાખવવાની પ્રેરણા આપવા માટે લાવવામાં આવી છે.

**"મસ્સનિયશ્શયતાનુ બિનુસ્બીંવ વઅઝાબ"** (શયતાને મને રંજ અને પીડા પહોંચાડી છે) અમુક લોકોએ શયતાનના રંજ અને પીડા પહોંચાડવાની વિગત એ વર્ણન કરી છે કે, હઝ. ઐયૂબ (અલયહિસ્સલામ) જે બીમારીમાં સપડાયા, તે શયતાનના પ્રભાવના કારણે આવી હતી અને બન્યું એમ હતું કે, એક વખતે ફરિશ્તાઓએ હઝરત ઐયૂબ (અલયહિ-સ્સલામ)ના ઘણા વખાણ કર્યા. જેનાથી શયતાનને ખૂબ ઈર્ષ્યા થઈ અને



તેણે અલ્લાહપાકને દુઆ કરી કે, મને તેમના શરીર, માલ તથા અવલાદ ઉપર એવો પ્રભાવ અર્પણ કર કે જેમાં હું તેમની સાથે જે ઈચ્છું તે કરૂં. અલ્લાહ તઆલાને પણ હઝરત ઐયૂબ (અલયહિસ્સલામ)ની કસોટી કરવી હતી એટલા માટે શયતાનને એ અધિકાર આપવામાં આવ્યો અને તેણે આપ (અલયહિસ્સલામ)ને આ બીમારીમાં સપડાવી દીધા.

પરંતુ સંશોધક તફસીરકારોએ આ ઘટનાનો રદિયો આપી કહ્યું છે કે, કુર્આને કરીમના ખુલાસા પ્રમાણે અંબિયા (અલયહિસ્સલામ) ઉપર શયતાનને પ્રભાવ પ્રાપ્ત થઈ શકતો નથી. એટલા માટે એ શક્ય નથી કે તેણે આપ (અલયહિસ્સલામ)ને બીમારીમાં નાંખ્યા હોય.

## હઝરત ઐયૂબ (અલૈ.)ની બીમારીનું સ્વરૂપ :

કુર્આને કરીમમાં એટલું તો બતાવવામાં આવ્યું છે કે, હઝરત ઐયૂબ (અલૈ.)ને એક સખત બીમારી લાગુ પડી હતી. પરંતુ તે બીમારીનું સ્વરૂપ બતાવવામાં આવ્યું નથી. હદીષોમાં પણ તેની કોઈ વિગત રસૂલે કરીમ (સલ.)થી નકલ થઈ નથી. અલબત્ત, અમુક નિશાનીઓથી એ જાણ થાય છે કે, તેમના શરીરના દરેક ભાગ ઉપર ફોલ્લાઓ નીકળી આવ્યા હતા. અહીંયાં સુધી કે લોકોની સૂગના કારણે તેમને એક કચરાવાળી જગ્યાએ નાંખી દેવામાં આવ્યા હતા. પરંતુ અમુક સંશોધક તફસીરકારોએ આ નિશાનીઓને સાચી સ્વીકારવાથી ઈન્કાર કર્યો છે. તેમનું કહેવું છે કે, અંબિયા (અલૈ.) ઉપર બીમારીઓ તો આવી શકે છે, પરંતુ તેમને એવી બીમારીઓમાં સપડાવવામાં આવતા નથી, જેનાથી લોકો સૂગ કરવા લાગે. હઝરત ઐયૂબ (અલૈ.)ની બીમારી પણ એવી નથી હોઈ શકતી, બલ્કે તે કોઈ સામાન્ય પ્રકારની બીમારી હતી એટલા માટે તે નિશાનીઓ જેમાં હઝરત ઐયૂબ (અલૈ.) તરફ ફોલ્લીઓનો સબંધ જોડવામાં આવ્યો છે અથવા જેમાં કહેવામાં આવ્યું છે કે, આપ (અલયહિસ્સલામ)ને કચરાવાળી જગ્યાએ નાંખી દેવામાં આવ્યા હતા, રિવાયતની દૃષ્ટિએ અને તાર્કિક રીતે પણ ભરોસાપાત્ર નથી. *(રૂહુલ મઆની અને અહકામુલ કુર્આનમાંથી ટૂંકાવીને)*



## હઝરત ઐયુબ અલયહિસ્સલામના કિસ્સાથી બોધપાઠ :

- અલ્લાહ તઆલાના જે બંદાઓને તેની સાથે જે પ્રમાણે ઈશ્ક-મુહબ્બતનો સબંધ હોય છે, તેમની કસોટી અને પરીક્ષા તે જ પ્રમાણે વધુથી વધુ થાય છે. અને તે જ્યારે ધીરજ, સહનશિલતા અને અડગતા સાથે સાબિત રહે છે, તો આ જ કસોટીઓ અને તકલીફો તેમના દરજ્જા બુલંદ કરવાનું નિમિત્ત બને છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે તેને આ શબ્દોમાં વર્ણન કર્યું છે કે, લોકોમાં સૌથી વધુ સખ્ત પરીક્ષા નબીઓની થાય છે. ત્યાર બાદ નેક લોકોની અને ત્યાર બાદ જે તેમનાથી ઉતરતી કક્ષાના હોય તેમની થાય છે. બીજી હદીષ શરીફનો ભાવાર્થ પણ એ છે કે, માણસની તેના દીનની મજબૂતી પ્રમાણે કસોટી લેવામાં આવે છે. જો તે દીન ઉપર મઝબૂતીથી લાગેલો છે, તો તેની પરીક્ષા પણ બીજા લોકોથી વધારે થાય છે.

- ઈઝઝત, માન-મર્તબા અને વૈભવવાળી ઝીંદગીમાં માણસ માટે અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરવો મુશ્કેલ નથી. જો માણસમાં ઘમંડ અને તકબ્બુર ન હોય તો ઉપકાર માનવો ઘણો આસાન છે. પરંતુ મુસીબત, રંજ, ગમ અને તંગદસ્તી, બીમારી તથા ગરીબીમાં અલ્લાહપાકના ફેંસલાથી રાઝી રહેવું અને ઝુબાન ઉપર કોઈ શિકાયત ન લાવવી ઘણું જ મુશ્કેલ કામ છે. માટે જ્યારે અલ્લાહપાકનો કોઈ બંદો આવી પરેશાનીમાં અડગતા અને સહનશિલતા સાથે ધીરજ અને શુક્ર અદા કરે છે, તો પછી અલ્લાહપાકની રહમત પણ જોશમાં આવે છે. પછી તેને દીન-દુન્યા બન્નેવમાં સફળતા આપે છે. હઝરત ઐયુબ (અલૈ.)નું ઉદાહરણ એનો જીવંત દાખલો છે. *(સૂ.અંબિયા : રૂકૂઅ-૬)*

- માણસે કોઈપણ હાલતમાં અલ્લાહપાકની રહમતથી નાઉમ્મીદ ન થવુ જોઈએ. કારણકે નાઉમ્મીદી કુફ્ર છે. અને આમ ન સમજવુ જોઈએ કે, મુસીબત-બલા ફક્ત ગુનાહોને કારણે જ આવે છે, બલ્કે નેક બંદાઓની પણ સબ્ર અને શુક્રની કસોટી તેમના દરજ્જા વધારવા માટે થાય છે.





- પતિ-પત્નીના સબંધોમાં વફાદારી અને ધીરજ સાથે અડગ રહેવુ સૌથી પસંદ વસ્તુ સમજવામાં આવે છે. એટલા જ માટે શયતાનનું સૌથી પ્યારૂ કામ બન્નેવ વચ્ચે જુદાઈ કરાવવાનું છે. યહૂદીઓ હારૂત-મારૂત નામી ફરિશ્તાઓ પાસે પણ જે જાદુના કામો માટે જતા હતા, તેમાં પણ પતિ-પત્ની વચ્ચે જુદાઈ પડાવવા માટે જ વધુ જતા હતા.

હઝરત ઐયુબ (અલ.)ની પત્નીએ એક વફાદાર, આજ્ઞાંકિત, હમદર્દ અને ગમખ્વાર પત્ની તરીકે આપની બીમારીમાં આપને સંપૂર્ણ સાથ-સહકાર આપ્યો અને સેવામાં કોઈ કચાસ ન છોડી.







# ❃ હઝરત યૂનુસ અલયહિસ્સલામ ❃

કુર્આન શરીફમાં હઝરત યૂનુસ અલયહિસ્સલામનું વર્ણન ૭ (સાત) જગ્યાએ કરવામાં આવ્યું છે.

કૌમોની હિદાયત-માર્ગદર્શન વિશે અલ્લાહપાકની સુન્નત છે કે, જ્યારે તે કૌમ નબીની દઅવતનો લગાતાર ઈન્કાર કરવા લાગે અને ઝુલ્મ-અત્યાચારને પોતાનો જીવનધ્યેય બનાવી લે, અને નબી તે લોકો માટે અઝાબની આગાહી આપી દે, તો પછી તે કૌમ માટે ફક્ત બે રસ્તાઓ બાકી રહે છે. (૧) અઝાબ આવ્યા પહેલા ઈમાન લઈ આવે અને અઝાબથી સુરક્ષિત થઈ જાય અથવા (૨) અઝાબથી હલાક-બરબાદ થઈ જાય. અને આ અશક્ય છે કે, નબીની અઝાબની ખબર આપ્યા બાદ તે લોકો અઝાબ પહેલા ઈમાન ન લાવે અને છતાં અઝાબથી બચી જાય.

હઝરત નૂહ અલયહિસ્સલામ, હઝ. સાલિહ અલયહિસ્સલામ, હઝ. લૂત અલયહિસ્સલામ, હઝ. હૂદ અલયહિસ્સલામ વગેરેની કૌમો ઉપર અઝાબની ખબર બાદ પણ ઈમાન ન લાવવાને લઈ અઝાબો આવ્યા અને તે લોકો હલાક થઈ ગયા. ફક્ત હઝ. યૂનુસ અલયહિસ્સલામની કૌમનો દાખલો એવો છે કે, તેમણે અઝાબ આવ્યા પહેલા તૌબા કરી લીધી અને અલ્લાહપાકે તેમની તૌબા કબૂલ કરી તેમને અઝાબથી બચાવી લીધા.

અંબિયાએ કિરામ સાથે અલ્લાહપાકનો મામલો ઘણો જ નાઝુક હોય છે. તેમને વહીના માર્ગદર્શન હેઠળ બધા કામો કરવાના હોય છે. વહીની રાહ જોયા વગર નાનુ સરખુ કામ પણ તે કરી શકતા નથી. તેમાં જરા પણ આગળ-પાછળ થઈ જવાથી અલ્લાહપાક તરફથી સખ્ત કસોટી કરવામાં



આવે છે. પરંતુ સાથે મુહબ્બત અને મદદ પણ શામેલ રહે છે. અને તે નબી પણ પોતાની એ નાની સરખી ભૂલ થવા ઉપર માફી અને તૌબા-ઈસ્તિગફાર કરવા માંડે છે. હઝરત આદમ (અલૈ.), હઝરત નૂહ (અલૈ.) અને હઝરત યૂનુસ (અલૈ.) પોતાની ભૂલોને લઈ તરત જ માફી માંગવા માંડે છે. અને અલ્લાહપાક તે માફ કરી પોતાના ખાસ બંદાઓ તરીકે તેમનું વર્ણન પણ કરે છે. જે લોકો કુર્આન શરીફની આ વર્ણનશૈલીથી વાકેફ નથી હોતા, તે આમાં ધોકો ખાય જાય છે, અને નબીઓ વિશે એલફેલ બકવાસ કરી દે છે. અલ્લાહ તઆલા તો તેમને માફ કરી મુખ્લિસ બંદા તરીકે સંબોધે છે, અને બંદાઓ તેમની વિશે લખવામાં અંકુશ રાખતા નથી.

## હઝરત યૂનુસ (અલૈ.)ની વિગતવાર ઘટના :

*અને માછલીવાળા (યૂનુસ અલૈ.)નું વર્ણન કરો, જ્યારે તે ગુસ્સે થઈ ચાલ્યા ગયા અને તે ધારતા હતા કે, અમે તેમને એ વાત પર પકડીશું નહિ. પછી તેમણે અંધકારોમાં (અલ્લાહપાકને) પુકાર્યા કે તારા સિવાય કોઈ મઅ્બૂદ નથી. તું (સૌ ખામીઓથી) પવિત્ર છે. બેશક, હું જ કસૂરવાન છું, (૮૭) જેથી અમે તેમની દુઆ કબૂલ કરી લીધી અને તે ગમથી તેમને છૂટકારો આપ્યો અને એવી જ રીતે અમે (બીજા) ઈમાનવાળાઓને (પણ) બચાવી લઈએ છીએ. (૮૮)*

હઝરત યૂનુસ (અલૈ.) હિઝકીલ બાદશાહના સમયમાં હતા. એકાંત-વાસમાં ઈબાદતના ઘણા ઉત્સાહી હતા. અલ્લાહ તઆલાએ એમને મુસિલ જિલ્લાના નેનવા શહેરમાં મુશરિકોની હિદાયત માટે મોકલ્યા, તો તેઓને મૂર્તિપૂજાથી રોકી સત્ય માર્ગ તરફ બોલાવ્યા. પરંતુ તેઓએ માન્યું નહિ, ઉલ્ટા મશ્કરીઓ કરવા લાગ્યા અને દિન-પ્રતિદિન તેઓની શરારત અને અદાવતમાં વૃદ્ધિ થતાં તેઓથી નારાજ થઈ અઝાબ માટે બદ્દુઆ કરી અને ત્રણ દિવસમાં અઝાબ આવવાનો વાયદો કરી પોતે ત્યાંથી ગુસ્સામાં નીકળી ગયા અને તે સબંધી ખુદાઈ હુકમ મળવાની રાહ ન જોઈ. તે પછી ત્રીજે દિવસે લોકોએ અઝાબના ચિહ્નો જોયા, તેથી તેઓને અઝાબની ખાતરી થઈ

ગઈ તો ગભરાઈને બાળકો, પશુઓ સુદ્ધાંને સાથે લઈ જંગલમાં નીકળ્યા. સૌ રડવા લાગ્યા અને સાચી તૌબા કરી, મૂર્તિઓ ભાંગી નાંખી નબીની તાબેદારી કરવાનો કરાર કર્યો અને હઝરત યૂનુસ (અલૈ.)ને શોધવા લાગ્યા. તેથી આવનાર અઝાબ ટળી ગયો. આ બાજુ હઝરત યૂનુસ (અલૈ.)ને ખબર મળી કે તે લોકો ઉપર અઝાબ આવ્યો નથી, તેથી પોતાના જૂઠા ઠરવાની બીકથી ખુદાઈ હુકમ વિના જ વધુ આગળ કૂચ કરતા દરિયા કિનારે પહોંચી વહાણમાં બેઠા તો તે અધવચ્ચે ડૂબવાની અણી પર આવ્યું. જેથી લોકોએ એક માણસને દરિયામાં નાંખી દેવા વિચાર્યું. કેટલાકે કહ્યું : વહાણમાં કોઈ ગુલામ પોતાના માલિકથી નાસી છૂટેલો છે, જેથી દરિયામાં નાખવા માટે માણસ નક્કી કરવા વારંવાર ચિઠ્ઠી નાખતાં હઝરત યૂનુસ (અલૈ.)નું જ નામ નીકળ્યું, તો આપ પોતે જ દરિયામાં કૂદી પડ્યા તો એક મોટી વ્હેલ માછલી ગળી ગઈ. અલ્લાહ તઆલાએ તે માછલીને હુકમ આપ્યો કે, એ તારો ખોરાક નથી, માટે એને પેટમાં સંભાળી રાખ. જરા આંચ આવવા પામે નહીં. તારૂં પેટ માત્ર એમનું જેલખાનું છે. વ્હેલ માછલીના પેટમાં ચાલીસ દિવસ રહ્યા. ત્યાં અંધકારો દરમિયાન એટલે રાતના સમુદ્રના તથા માછલીના પેટના અંધકારોમાં તૌબા માટે અલ્લાહ તઆલાને પુકારી પોતાની ભૂલ કબૂલ કરી કે, બેશક તારા સ્પષ્ટ હુકમ વિના હું ત્યાંથી કૂચ કરી ગયો. જો કે યૂનુસ (અલયહિસ્સલામ)ની આ ભૂલ ઈજતિહાદી ભૂલ હતી. ઉમ્મતીઓ માટે એવી ભૂલો માફ છે, પરંતુ નબીઓનો દરજો બુલંદ છે. તેથી આ મામલામાં વહી આવવાનો સંભવ છતાં તેની રાહ ન જોતાં ચાલી નીકળવું નબીની શાનને ઘટતું ન હતું. તેથી પકડ શરૂ થઈ. આખરે તૌબા પછી નજાત મળી કે માછલીએ કિનારે આવી બહાર કાઢી નાખ્યા, પછી ત્યાંથી તે જ શહેર તરફ પાછા ગયા.

મતલબ કે આ બાબત કંઈ હઝરત યૂનુસ (અલયહિસ્સલામ) સાથે ખાસ નથી. જે કોઈ ઈમાનદાર અમને એવી જ રીતે પુકારશે, તે દરેકને અમે મુસીબતોમાંથી નજાત આપીશું. હદીસોમાં આ દુઆની ઘણી ફઝીલત આવી છે અને ઉમ્મતે મુહમ્મદી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) દુઃખો,

સંકટોમાં સદા એ દુઆને અજમાવી લાભ ઉઠાવતી રહી છે.

હઝરત યૂનુસ (અલૈ.)ની ઘટના જેનો અમુક ભાગ તો પોતે કુર્આને કરીમમાં પ્રસ્તુત છે અને અમુક હદીષો તથા ઈતિહાસની રિવાયતોથી સાબિત છે તે એમ છે કે, હઝરત યૂનુસ (અલૈ.)ની કૌમ ઈરાકમાં મૌસૂલના પ્રખ્યાત સ્થળ ''નૈનવા''માં નિવાસ કરતી હતી. તેમની સંખ્યા કુર્આને કરીમમાં એક લાખથી વધારે બતાવવામાં આવી છે. તેમની હિદાયત માટે અલ્લાહ તબારક વ તઆલાએ હઝરત યૂનુસ (અલૈ.)ને મોકલ્યા તો તેમણે ઈમાન લાવવાથી ઈન્કાર કર્યો. હઝરત યૂનુસ (અલૈ.)ને અલ્લાહ તઆલાએ હુકમ આપ્યો કે તે લોકોને ચેતવણી આપી દો કે, ત્રણ દિવસની અંદર-અંદર અઝાબ આવવાનો છે. હઝરત યૂનુસ (અલૈ.)એ કૌમમાં તેની જાહેરાત કરી દીધી. હઝરત યૂનુસ (અલૈ.)ની કૌમે પરસ્પર મશ્વરો કર્યો તો એ બાબત ઉપર બધા સહમત થયા કે, આપણે ક્યારેય યૂનુસ (અલૈ.)ને જૂઠું બોલતા જોયા નથી. એટલા માટે તેમની વાત નજરઅંદાજ કરવાપાત્ર નથી. સલાહ-મશ્વરામાં એ નક્કી થયું કે, એવું જોવામાં આવે કે, હઝરત યૂનુસ (અલૈ.) રાત્રે આપણી અંદર પોતાના સ્થળે સ્થાયી રહે છે, તો સમજી લો કે કંઈ થશે નહીં અને જો તેઓ અહીંયાંથી ક્યાંક ચાલ્યા જાય તો વિશ્વાસ કરી લો કે સવારમાં આપણા ઉપર અઝાબ આવી જશે. હઝરત યૂનુસ (અલૈ.) અલ્લાહ તઆલાના ઈરશાદ પ્રમાણે રાત્રે તે વસ્તીમાંથી નીકળી ગયા. સવાર થઈ તો અલ્લાહપાકના અઝાબનો એક કાળો ધૂમાડો વાદળના સ્વરૂપમાં તેમના માથાઓ ઉપર મંડરાવા લાગ્યો અને આસમાનની ઉંચાઈએથી નીચેની તરફ આવવા લાગ્યો તો તેમને વિશ્વાસ થઈ ગયો કે, હવે આપણે બધા હલાક થઈ જવાના છે. એ જોઈને તેમણે હઝરત યૂનુસ (અલૈ.)ની શોધખોળ કરી કે તેમના હાથ ઉપર ઈમાન લઈ આવીએ અને અગાઉ જે ઈન્કાર કરતા હતા તેનાથી તવબા કરી લઈએ. પરંતુ હઝરત યૂનુસ (અલૈ.) તેમને ન મળ્યા તો પોતે જ ખાલિસ નિય્યતથી તવબા અને ઈસ્તિગફારમાં લાગી ગયા. વસ્તીના એક મેદાનમાં નીકળી આવ્યા. સ્ત્રીઓ, બાળકો અને જાનવરોને તે મેદાનમાં એકઠા કરી દેવામાં આવ્યા. કંતાનના કપડાં પહેરીને કાકલૂદીની

સાથે આ મેદાનમાં તવબા કરીને અઝાબથી પનાહ માંગવામાં એવા મશ્ગૂલ થઈ ગયા કે, સંપૂર્ણ મેદાન આહ અને રડવાની સિસકારીઓથી ગૂંજવા લાગ્યું. અલ્લાહ તઆલાએ તેમની તવબા સ્વીકારી લીધી અને અઝાબ તેમના ઉપરથી હટાવી દેવામાં આવ્યો, જેમકે આયતમાં વર્ણન કરવામાં આવ્યું છે. રિવાયતોમાં છે કે, આ દિવસ આશૂરાનો એટલે કે દસમી મુહર્રમનો હતો.

આ બાજુ હઝરત યૂનુસ (અલૈ.) વસ્તીની બહાર એ ઈન્તેઝારમાં હતા કે, હવે બસ આ કૌમ ઉપર અઝાબ નાઝિલ થશે, તેમને તવબા અને ઈસ્તિગફારની જાણ ન હતી. જ્યારે અઝાબ ટળી ગયો તો તેમને ચિંતા થઈ કે, મને જૂઠો ઠરાવવામાં આવશે. કારણ કે મેં એલાન કર્યું હતું કે, ત્રણ દિવસની અંદર અઝાબ આવી જશે. આ કૌમનો કાનૂન એ હતો કે, જે વ્યક્તિ જૂઠો ગણાય અને તે પોતાના નિવેદનના સમર્થનમાં કોઈ ગવાહી રજૂ ન કરે તો તેને કતલ કરી દેવામાં આવતો હતો. તેથી હઝરત યૂનુસ (અલૈ.)ને ચિંતા થઈ કે, મને જૂઠો ઠરાવી કતલ કરી નાંખવામાં આવશે.

અંબિયા (અલૈ.) દરેક ગુનાહોથી અને દરેક પ્રકારના પાપોથી માસૂમ હોય છે. પરંતુ મનુષ્યના સ્વભાવ અને પ્રકૃતિથી તેઓ પણ ભિન્ન નથી. તે સમયે હઝ. યૂનુસ (અલૈ.)ને સ્વાભાવિક રીતે એ દુઃખ થયું કે, મેં અલ્લાહ તઆલાના હુકમથી એલાન કર્યું હતું અને હવે હું તે જાહેરાતના કારણે જૂઠો ઠરાવવામાં આવીશ. હવે પોતાના સ્થળે પાછો જાઉં તો ક્યા મોઢે જાઉં ? અને કૌમના નિયમ પ્રમાણે હત્યાનો ભોગ બનું ! આ રંજ-ગમ અને પરેશાનીની હાલતમાં તે શહેરથી નીકળી જવાનો ઈરાદો કરીને ચાલી નીકળ્યા. એટલે સુધી કે ભૂમધ્ય સમુદ્રના કિનારા ઉપર પહોંચી ગયા. ત્યાં એક વહાણ જોયું, જેમાં લોકો સવાર થઈ રહ્યા હતા. હઝરત યૂનુસ (અલૈ.)ને તે લોકોએ ઓળખી લીધા અને ભાડા વિના જ તેમને સવાર કરી લીધા. વહાણ રવાના થઈને જ્યારે દરિયાની વચ્ચે પહોંચ્યું તો તે અચાનક રોકાઈ ગયું. ન તો આગળ વધે છે અને ન જ પાછળ જાય છે. વહાણવાળાઓએ પોકાર કર્યો કે, અમારા આ વહાણની અલ્લાહ તઆલા તરફથી એ જ શાન

છે કે, જ્યારે તેમાં કોઈ જાલિમ ગુનેહગાર અથવા ભાગેડુ ગુલામ સવાર થઈ જાય છે, તો આ વહાણ આપમેળે રોકાઈ જાય છે. તે વ્યક્તિને જાહેર કરી દેવો જોઈએ, જેથી એક વ્યક્તિના કારણે બધા ઉપર મુસીબત ન આવે.

હઝરત યૂનુસ (અલૈ.) બોલી ઉઠ્યા કે તે ભાગેડુ ગુલામ અને ગુનેહગાર હું છું. કારણ કે પોતાના શહેરથી ગાયબ થઈને વહાણમાં સવાર થવું એક સ્વાભાવિક ડરના કારણે હતું, અલ્લાહપાકની મરજીથી ન હતું. તેની મરજી વિના આ રીતે આવવું હઝરત યૂનુસ (અલૈ.)ની પયગમ્બર તરીકેની શાન મુજબ તેમણે એક ગુનોહ ઠરાવી દીધો કે, પયગમ્બરનું કોઈ પણ હલન-ચલન અલ્લાહપાકની મરજી વિરૂદ્ધ ન હોવું જોઈતું હતું. એટલા માટે ફરમાવ્યું કે, મને દરિયામાં નાંખી દો તો તમે બધા આ અઝાબથી બચી જશો. વહાણવાળા તેના ઉપર તૈયાર ન થયા બલ્કે તેમણે ચિઠ્ઠીઓ નાંખી, જેથી ચિઠ્ઠીમાં જે વ્યક્તિનું નામ આવે તેને દરિયામાં નાંખી દેવામાં આવે. અચાનક ચિઠ્ઠીમાં હઝરત યૂનુસ (અલૈ.)નું જ નામ નીકળી આવ્યું. તો તે લોકોને તેના ઉપર ઘણું આશ્ચર્ય થયું. તેથી ઘણીવાર ચિઠ્ઠીઓ નાંખી અને તેમાં હઝરત યૂનુસ (અલૈ.)નું જ નામ નીકળવાનું વર્ણન ઉપસ્થિત છે. **“ફસાહમ ફકાન મિનલ મુદહઝીન.”** *(૩૭:૧૪૧)*

હઝરત યૂનુસ (અલૈ.)ની સાથે અલ્લાહ તઆલાનો આ વ્યવહાર તેમના ખાસ પયગમ્બર તરીકેની શાનના કારણે જ હતો. જો કે તેમણે અલ્લાહ તઆલાના કોઈ હુકમનો વિરોધ કર્યો ન હતો, જેને ગુનાહ અથવા ‘‘મઅસિયત’’ કહેવામાં આવે છે અને કોઈ પયગમ્બરથી એવું થવાની શક્યતા પણ નથી. કારણ કે તેઓ માસૂમ (ગુનાહોથી પવિત્ર) હોય છે. પરંતુ પયગમ્બર તરીકેના ઉચ્ચ સ્થાન પ્રમાણે એ યોગ્ય ન હતું. અહીંયાં માત્ર સ્વાભાવિક ડરના કારણે કોઈ સ્થળેથી અલ્લાહપાકના ઈશારા વિના નીકળી જવાની ઘટના બની હતી અને એ બાબત પયગમ્બર તરીકેની શાનના વિરૂદ્ધ હોવાના કારણે તેમની સાથે ઈતાબનો વ્યવહાર થયો.

આ બાજુ ચિઠ્ઠીમાં નામ નીકળવાથી દરિયામાં નાંખવાનો સામાન તૈયાર

થઈ રહ્યો હતો અને બીજી બાજુ ઘણી જ મોટી માછલી અલ્લાહપાકના હુકમથી મોઢું ફેલાવવા લાગી હતી કે, તેઓ દરિયામાં આવે તો તેના પેટમાં જગ્યા આપે જેને અલ્લાહ તઆલાએ પ્રથમથી હુકમ આપી રાખ્યો કે, હઝરત યૂનુસ (અલૈ.)નું શરીર જે તારા પેટની અંદર મૂકવામાં આવશે, તે તારો ખોરાક નથી બલ્કે અમે તારા પેટને તેમના થોભવાનું સ્થળ બનાવ્યું છે. હઝરત યૂનુસ (અલૈ.) દરિયામાં ગયા તો તરત જ તે માછલીએ તેમને મોઢામાં લઈ લીધા. તે તેમને દરિયાના તળિયા સુધી લઈ જતી અને દૂર-દૂર ફેરવતી રહી. અમુક લોકોએ સાત દિવસ, અમુક લોકોએ પાંચ દિવસ તો અમુકે એક દિવસના અમુક કલાકો માછલીના પેટમાં રહેવાનો સમય લખ્યો છે. *(મઝહરી)* ઘટનાની વાસ્તવિક્તા અલ્લાહ તઆલાને ખબર છે. આ હાલતમાં હઝરત યૂનુસ (અલૈ.)એ આ દુઆ કરી : **"લા ઈલાહ ઈલ્લા અન્ત સુબ્હાનક ઈન્ની કુન્તુ મિનઝ્ ઝાલિમીન"** *(૨૧:૮૭)* અલ્લાહપાકે એ દુઆને કબૂલ કરી લીધી અને બિલ્કુલ સહી-સલામત હઝરત યૂનુસ (અલૈ.)ને દરિયાના કિનારા ઉપર નાંખી દીધા. માછલીના પેટની ગરમીથી તેમના શરીર ઉપર કોઈ વાળ રહ્યો ન હતો. અલ્લાહ તઆલાએ તેમની પાસે દૂધીનો એક વેલો લગાવી દીધો, જેના પાંદડાઓનો છાંયડો પણ હઝ. યૂનુસ (અલૈ.) માટે એક રાહત બની ગયો અને એક જંગલી બકરીને અલ્લાહ તઆલાએ ઈશારો કર્યો કે, તે સવારે અને સાંજે તેમની પાસે આવીને ઉભી થઈ જતી હતી અને તેઓ તેનું દૂધ પી લેતા હતા.

આ પ્રમાણે હઝ. યૂનુસ (અલૈ.)ની એક લગઝિશ (ચૂક) ઉપર તમ્બીહ (તાકીદ) પણ થઈ ગઈ અને પાછળથી તેમની કૌમની સંપૂર્ણ હાલત પણ તેમને જાણ થઈ ગઈ.

આ ઘટનાના જેટલા વિભાગો કુર્આને પાકમાં ઉપસ્થિત છે અથવા પ્રમાણભૂત હદીષની રિવાયતોથી સાબિત છે તે તો ચોક્કસ વિશ્વાસપાત્ર છે જ, બાકીના વિભાગો ઐતિહાસિક રિવાયતો છે જેના ઉપર શરીઅતના કોઈ મસ્અલાનો કોઈ આધાર મૂકી શકાય નહીં.



આ સ્થળે અમુક લોકોથી એક ભયંકર ભૂલ થઈ છે કે, હઝરત યૂનુસ (અલૈ.) તરફ રિસાલતના ફરજો અદા કરવામાં ઉણપો રહી ગયાનો સબંધ જોડી દીધો અને કૌમ ઉપરથી અઝાબ હટાવી દેવાનું કારણ પયગમ્બરની ઉણપ-આળસને ઠરાવી દીધું અને એ જ ઉણપ-આળસને (અલ્લાહપાકના) ક્રોધનું કારણ બતાવ્યું. જેનું વર્ણન "સૂરએ અંબિયા" અને "સૂરએ સાફ્ફાત"માં આવ્યું છે. તે સમકાલીન લોકોના ભૂલ ભરેલા વાક્યો નીચે મુજબ છે :

અંબિયા (અલૈ.)નું ગુનાહોથી માસૂમ હોવું એક સર્વગ્રાહી અકીદહ છે, જેના ઉપર સમગ્ર ઉમ્મતનો ઈજ્માઅ્ છે. તેની વિગતોમાં અમુક ગૌણ મતભેદ પણ હોઈ શકે છે કે, આ પવિત્રતા દરેક પ્રકારના નાના-મોટા ગુનાહોથી (અલ્લાહપાકની હિફાઝત) છે અથવા ફક્ત મોટા ગુનાહોથી (કબીરહ) ? અને એ કે આ પવિત્રતામાં નુબૂવ્વત પહેલાંનો સમય સામેલ છે અથવા નહીં ? પરંતુ તેમાં કોઈ ફિરકો અથવા કોઈ વ્યક્તિનો વિરોધ નથી કે બધા જ અંબિયા (અલૈ.) સમગ્ર રિસાલતની ફરજ અદા કરવામાં ક્યારેય કોતાહી કે ઉણપ કરી શકતા નથી. કારણ કે અંબિયા (અલૈ.) માટે એનાથી મોટો કોઈ ગુનોહ હોઈ જ નથી શકતો કે, જે હોદ્દા માટે અલ્લાહ તઆલાએ તેમની નિમણૂંક કરી છે, તેઓ પોતે જ તેમાં કોતાહી કરી બેસે. આ તો પોતાના હોદ્દાની ફરજમાં ઉઘાડી ખયાનત (અપ્રમાણિકતા) છે. જેની સામાન્ય ડાહ્યા માનવોથી પણ આશા રાખી શકાતી નથી. આ ઉણપથી જો પયગમ્બરો પણ માસૂમ (નિર્દોષ) ન હોય તો પછી બીજા ગુનાહોથી પવિત્રતા (હિફાઝત) લાભરહિત છે.

કુર્આન અને સુન્નતના મજબૂત સિદ્ધાંત અને અકીદહ એટલે કે અંબિયા (અલૈ.)ની પવિત્રતા વિરૂદ્ધ દેખીતી રીતે કોઈ સ્થળે કુર્આન શરીફ અથવા હદીષ શરીફમાં પણ કોઈ બાબત નજરે પડતી, તો ઠોસ સર્વમાન્ય સિદ્ધાંતની રૂએ જરૂરી હતું કે, તેની તફસીર અને વિવરણના અર્થ માટે એવો ખુલાસો શોધવો જોઈએ કે જે કુર્આન અને હદીષના કતઈ (અચળ) સિદ્ધાંતોની સાબિતીઓથી વિપરીત અને વિરોધાભાસી ન રહે.





પરંતુ અત્રે તો આશ્ચર્યજનક વાત એ છે કે, પ્રસ્તુત લેખકે જે વાતને કુર્આનના ઈશારાઓ અને સહીફએ યૂનુસ (અલૈ.)ની વિગતોથી રજૂ કર્યા છે, તે સહીફએ યૂનુસ (અલૈ.)માં હોય તો હોય ! જેનો ઈસ્લામના અનુયાયીઓમાં કોઈ આધાર નથી. એના વિશે કુર્આનનો ઈશારો તો એક પણ નથી, બલ્કે થયું એમ છે કે કેટલાય મુકદમાઓ જોડીને આ પરિણામ જબરદસ્તીથી કાઢવામાં આવ્યું છે. પ્રથમ તો એવું ધારી લેવામાં આવ્યું કે હઝરત યૂનુસ (અલૈ.)ની કૌમથી અઝાબનું ટળી જવું અલ્લાહ તઆલાના નિયમની વિરૂદ્ધ બન્યું. જે પોતે આ જ આયતની વર્ણનશૈલીથી પણ બિલ્કુલ વિરૂદ્ધ છે અને સંશોધનકાર તફસીરના ઈમામોના ખુલાસાઓથી પણ વિરૂદ્ધ છે. તેની સાથે એવું પણ ધારી લેવામાં આવ્યું કે, અલ્લાહ તઆલાના કાયદાને આ સ્થળે એટલા માટે તોડવામાં આવ્યો હતો કે, પોતે પયગમ્બરથી રિસાલતના ફરજને અદા કરવામાં કોતાહીઓ થઈ ગઈ હતી, તેની સાથે એવું પણ ધારી લેવામાં આવ્યું કે, પયગમ્બર માટે અલ્લાહ તઆલા તરફથી કોઈ ખાસ સમય નીકળવા માટેનો નક્કી કરવામાં આવ્યો હતો તે નક્કી સમય પહેલાં જ દઅ્વતની ફરજને છોડીને હઝરત યૂનુસ (અલૈ.) ભાગી છૂટ્યા.

જો જરા પણ વિચાર અને ન્યાયથી કામ લેવામાં આવે તો સાબિત થઈ જશે કે, કુર્આન અને હદીષનો કોઈ પણ ઈશારો આ સ્વકલ્પિત મુકદમાઓ તરફ જોવા મળતો નથી.

પોતે કુર્આનની આ આયત પહેલાં વર્ણવેલી બાબત ઉપર વિચાર કરો તો એ આયતના શબ્દો આ પ્રમાણે છે : **"ફલવ્લા કાનત...."**

જેનો ભાવાર્થ સ્પષ્ટ છે કે, દુનિયાની સામાન્ય વસ્તીવાળાઓ વિશે અફસોસ જાહેર કરવાના સ્વરૂપે એ ઈશારો છે કે, તેઓ કેમ એવા ન થઈ ગયા કે, એવા સમયે ઈમાન લઈ આવ્યા હોત, જે સમય સુધી ઈમાન સ્વીકાર્ય અને લાભદાયક હોય છે. એટલે કે અઝાબમાં અથવા તો મોતમાં સપડાવાથી પહેલાં-પહેલાં ઈમાન લઈ આવ્યા હોત તો તેમનું ઈમાન સ્વીકાર્ય



થઈ ગયું હોત. પરંતુ હઝરત યૂનુસ (અલૈ.)ની કૌમ તેનાથી બાકાત છે કે તેઓ અઝાબની નિશાનીઓ જોઈને અઝાબમાં સપડાવાથી પહેલાં જ ઈમાન લઈ આવી તો તેમનું ઈમાન અને તવબા સ્વીકૃત થઈ ગઈ.

આયતનો આ સ્પષ્ટ ભાવાર્થ તો પોતે બતાવી રહ્યો છે કે, અત્રે કોઈ અલ્લાહપાકનો કાનૂન તોડવામાં નથી આવ્યો, બલ્કે બિલ્કુલ અલ્લાહપાકના કાનૂન પ્રમાણે જ તેમનું ઈમાન અને તવબા સ્વીકારી લેવામાં આવી છે.

મોટાભાગના વિવરણકારો બહરે મુહીત, કુર્તુબી, ઝમખશરી, મઝહરી, રૂહુલ મઆની વગેરેએ આયતનો આ જ ભાવાર્થ લખ્યો છે. જેમાં હઝરત યૂનુસ (અલૈ.)ની કૌમની તવબાનું સ્વીકાર્ય થવું સામાન્ય અલ્લાહપાકના કાનૂન હેઠળ જ થયું છે.

તબરી વગેરે વિવરણકારો જેઓ આ ઘટનાને હઝરત યૂનુસ (અલૈ.)ની વિશેષતા બતાવે છે. તેમનામાંથી પણ કોઈએ એવું કહ્યું નથી કે, આ વિશેષતાનું કારણ હઝરત યૂનુસ (અલૈ.)ની ભૂલો હતી. બલ્કે તેમની કૌમનું સાચા દિલથી તવબા કરવું અને અલ્લાહ તઆલાના જ્ઞાનમાં તે કૌમનું નિખાલસ હોવું વગેરે કારણો લખ્યા છે.

જ્યારે એ જાણ થઈ ગઈ કે, હઝરત યૂનુસ (અલૈ.)ની કૌમ ઉપરથી અઝાબ ટળી જવો સામાન્ય કુદરતના કાનૂન વિરૂદ્ધ હતું જ નહીં, બલ્કે બિલ્કુલ તેના પ્રમાણે જ હતું, તો એ વાતનો પાયો જ સમાપ્ત થઈ ગયો.

એ જ પ્રમાણે કોઈ પણ કુર્આની ઈશારાથી એ વાત સાબિત નથી થઈ કે, અઝાબની ચેતવણી સંભળાવ્યા પછી હઝરત યૂનુસ (અલૈ.) અલ્લાહ તઆલાની મરજી વિરૂદ્ધ પોતાની કૌમથી અલગ થઈ ગયા, બલ્કે સાફ આયતો અને તફસીરની રિવાયતોથી એ જ જાણ થાય છે કે, જેમ પાછલી ઉમ્મતોની સાથે બનતું હતું કે જ્યારે તેમની ઉમ્મત ઉપર અઝાબ આવવાનો ફેંસલો કરી લેવામાં આવતો હતો, તો અલ્લાહ તઆલા પોતાના રસૂલ અને તેમના સાથીઓને ત્યાંથી નીકળી જવાનો હુકમ આપી દેતા હતા. જેમકે હઝરત લૂત (અલૈ.)ની ઘટનાના કુર્આનના વર્ણનમાં પ્રસ્તુત છે કે, ત્રણ

દિવસ પછી અઝાબ આવશે, તો હઝરત યૂનુસ (અલૈ.)નું આ સ્થળેથી નીકળી જવું દેખીતું છે કે, તે અલ્લાહપાકના હુકમથી જ થયું છે.

અલબત્ત, હઝરત યૂનુસ (અલૈ.)થી કે જેઓ પયગમ્બરના હોદ્દાની શાનના આધારે એક લગઝિશ થઈ અને તેમાં પણ સૂરએ અંબિયા અને સૂરએ સાફફાતની આયતોમાં "ઈતાબ"ના શબ્દો આવ્યા અને તેના પરિણામે માછલીના પેટમાં રહેવાની ઘટના બની, તે એવું નથી કે તેમણે રિસાલતના ફરજમાં કોતાહી કરી હતી, બલ્કે ઘટના એમ છે જે ઉપર પ્રમાણિત તફસીરોના હવાલાથી લખવામાં આવી છે કે, જ્યારે હઝરત યૂનુસ (અલૈ.)એ પોતાની કૌમને અલ્લાહપાકના હુકમ પ્રમાણે ત્રણ દિવસ પછી અઝાબ આવવાની ચેતવણી સંભળાવી અને પછી અલ્લાહપાકની મરજીથી પોતાનું સ્થળ છોડીને બહાર ચાલ્યા ગયા અને પાછળથી એવું સાબિત થયું કે, અઝાબ ન આવ્યો. તો હવે હઝરત યૂનુસ (અલૈ.)ને એવી ચિંતા થવા લાગી કે, હું પોતાની કૌમમાં પાછો જઈશ તો મને જૂઠો ઠરાવવામાં આવશે અને તે કૌમનો એવો રિવાજ હતો કે, જે જૂઠો સાબિત થઈ જાય તેને કતલ કરી નાંખવામાં આવે. તો હવે પોતાની કૌમ તરફ પાછા વળીને જવામાં જીવનો પણ ડર થયો. એવા સમયે એના સિવાય અન્ય કોઈ માર્ગ ન હતો કે, હવે તે વતનથી હિજરત કરવામાં આવે. પરંતુ અંબિયા (અલૈ.)ની સુન્નત એ છે કે, જ્યાં સુધી અલ્લાહ તઆલા તરફથી હિજરતની પરવાનગી ન આવી જાય માત્ર પોતાના અભિપ્રાયથી અંબિયા (અલૈ.) હિજરત નથી કરતા. તો હઝરત યૂનુસ (અલૈ.)ની લગઝિશ એ હતી કે, અલ્લાહ તઆલાની પરવાનગી આવતા પહેલાં હિજરતનો ઈરાદો કરીને વહાણ ઉપર સવાર થઈ ગયા. જે જો કે પોતાની જાતમાં કોઈ ગુનોહ ન હતો, પરંતુ અંબિયા (અલૈ.)ની સુન્નતથી વિરોધાભાસી હતું. જો કુર્આનની આયતોના શબ્દોમાં ચિંતન કરીએ તો હઝરત યૂનુસ (અલૈ.)ની લગઝિશ રિસાલતની અદાયગીમાં કોઈ કોતાહી નથી, બલ્કે કૌમના જુલ્મ અને અત્યાચારથી બચવા માટે પરવાનગી પહેલાં હિજરત સિવાય અન્ય કંઈ સાબિત નહીં થાય. સૂરએ સાફફાતની આયત આ જ વિષય માટે લગભગ

સ્પષ્ટ છે. જેમાં ફરમાવ્યું છે : **"ઈઝ અબક ઈલલ્ ફુલ્કિલ્મશહૂન"** *(૩૭:૧૪૦)* તેમાં હિજરતના ઈરાદે વહાણ ઉપર સવાર થવાને **'અબક'**ના શબ્દથી ઈતાબના સ્વરૂપે પરિભાષિત કરવામાં આવ્યું છે. જેનો અર્થ "કોઈ ગુલામનું પોતાના માલિકની પરવાનગી વિના ભાગી જવું" છે. સૂરએ અંબિયાની આયતમાં છે : **"વજન્નૂનિ ઈઝ્ઝહબ મુગાદિબન..."** *(૮૧:૮૭)* જેમાં સ્વાભાવિક ડરની બીનાએ કૌમથી જીવ બચાવીને હિજરત કરવાને ઈતાબ સ્વરૂપે આ સખત વિષય દ્વારા વર્ણન ફરમાવ્યું છે અને આ બધી રિસાલતની ફરજોની સંપૂર્ણ અદાયગી પછી તે સમયે બન્યું હતું. જ્યારે કે પોતાની કૌમમાં પરત જવાથી જીવનો ભય ઉપસ્થિત થઈ ગયો.

તેનાથી સ્પષ્ટ થઈ ગયું કે, રિસાલતની દઅ્વતમાં કોઈ કોતાહીના કારણે ઈતાબ ન હતો, બલ્કે ઈજાઝત પહેલાં હિજરત કરવાના કારણે ઈતાબ થયો છે, જે પોતાની રીતે કોઈ ગુનોહ ન હતો, પરંતુ અંબિયા (અલૈ.)ની સુન્નતના વિરૂદ્ધ હોવાના કારણે તેના ઉપર ઈતાબ આવ્યો છે. પ્રસ્તુત લેખક (મુઆસિરે મવસૂફ)ને અમુક ઉલમાએ આ ભૂલથી આગાહ કર્યા તો સૂરએ સાફ્ફાતની તફસીરમાં તેમણે પોતાના અભિપ્રાયનું સમર્થન અને હિમાયતમાં ઘણા બધા મુફસ્સિરોના નિવેદનો પણ નકલ કર્યા છે. જેમાં વહબ બિન મુનબ્બિહ વગેરેની અમુક ઈસ્રાઈલી રિવાયતો સિવાય કોઈનાથી તેમનો આ અભિપ્રાય સાચો સાબિત થતો નથી કે, હઝરત યૂનુસ (અલૈ.)થી નઉઝુબિલ્લાહ ! રિસાલતનો ફરજ અદા કરવામાં કોતાહીઓ થઈ ગઈ હતી અને એ વાત જ્ઞાન ધરાવનાર લોકોથી છૂપી નથી કે, સામાન્ય રીતે મુફસ્સિરો પોતાની તફસીરોમાં ઈસ્રાઈલી રિવાયતો પણ નકલ કરી આપે છે, જેના વિશે તેમના સૌનો એ અભિપ્રાય છે કે, આ રિવાયતો આધારભૂત કે વિશ્વાસપાત્ર નથી. શરીઅતના કોઈ હુકમનો તેના ઉપર આધાર રાખી શકાય નહીં. ઈસ્રાઈલી રિવાયતો ભલે ઈસ્લામના મુફસ્સિરોની કિતાબોમાંથી હોય અથવા સહીફએ યૂનુસ (અલૈ.)માં, ફક્ત તે રિવાયતોના સહારે જ હઝરત યૂનુસ (અલૈ.) ઉપર આ મોટું બોહતાન (મોટો આક્ષેપ) લગાવવામાં આવી રહ્યું છે કે, તેમનાથી રિસાલતના ફરજો

અદા કરવામાં કોતાહીઓ થઈ ગઈ હતી અને તેને કોઈ પણ ઈસ્લામના મુફસ્સિરોએ સ્વીકાર્યું નથી.

**હઝરત યૂનુસ (અલૈ.)ની દુઆ દરેક વ્યક્તિ માટે દરેક યુગમાં દરેક હેતુ માટે સ્વીકાર્ય છે :**

**"વકઝાલિક નુન્જીલ્ મુઅ્મિનીન"** એટલે કે, જે પ્રમાણે અમે યૂનુસ (અલૈ.)ને ગમ અને મુસીબતથી છૂટકારો આપ્યો, એ જ પ્રમાણે અમે બધા મુઅમિનોની સાથે પણ એવો જ વ્યવહાર કરીએ છીએ. જ્યારે કે તે સચ્ચાઈ અને ઈખ્લાસની સાથે અમારા તરફ ધ્યાન ધરે છે અને અમારૂં શરણ માંગે છે. હદીષ શરીફમાં છે કે, રસૂલે કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, ઝન્નૂનની તે દુઆ, જે તેમણે માછલીના પેટની અંદર કરી હતી, એટલે કે **"લા ઈલાહ ઈલ્લા અન્ત સુબ્હાનક ઈન્ની કુન્તુ મિનઝ ઝાલિમીન"** જો મુસલમાન પોતાના કોઈ હેતુ માટે આ શબ્દોની સાથે દુઆ કરશે, તો અલ્લાહ તઆલા તેને કબૂલ ફરમાવશે.





## ❁ હઝરત ઝુલ્કિફ્લ અલયહિસ્સલામ ❁

કુર્આન શરીફમાં હઝરત ઝુલ્કિફ્લ અલયહિસ્સલામનું વર્ણન બે જગ્યાએ કરવામાં આવ્યું છે.

**હઝરત ઝુલ્કિફ્લ નબી હતા કે વલી ? તેમનો આશ્ચર્યજનક કિસ્સો :**

હઝરત ઈસ્માઈલ અને હઝરત ઈદ્રીસ (અલૈ.)નું નબી હોવું કુર્આને કરીમની ઘણી બધી આયતોમાં આવ્યું છે અને તેમનું વર્ણન પણ કુર્આને કરીમમાં અનેક ઠેકાણે આવ્યું છે. ત્રીજા વ્યક્તિ ઝુલ્કિફ્લ છે. ઈબ્ને કષીરે ફરમાવ્યું કે, તેમનું નામ આ બંને પયગમ્બરો સાથે સામેલ કરવાથી દેખીતું એ જ છે કે, તેઓ પણ અલ્લાહ તઆલાના કોઈ નબી અને પયગમ્બર હતા. પરંતુ અમુક બીજી રિવાયતોથી જાણ થાય છે કે, તેઓ અંબિયા (અલૈ.)ના સમૂહમાંથી ન હતા, બલ્કે એક નેક વ્યક્તિ અને અલ્લાહપાકના વલીઓમાંથી હતા. તફસીરના ઈમામ ઈબ્ને જરીર (રહ.)એ પોતાની સનદની સાથે મુજાહિદ (રહ.)થી નકલ કર્યું છે કે, હઝરત યુશઅ્ (જેમનું નબી અને પયગમ્બર હોવું કુર્આને કરીમમાં વર્ણન કરેલ છે) જ્યારે તેઓ વૃદ્ધ અને કમજોર થઈ ગયા તો ઈરાદો કર્યો કે, કોઈને પોતાના ખલીફા (નાયબ) બનાવી દે જે તેમના જીવનમાં બધા કાર્યો તેમના તરફથી કરે, જે નબીની ફરજોમાં સામેલ છે.

આ હેતુ માટે હઝરત યુશઅ્ (અલૈ.)એ પોતાના સહાબાઓને ભેગા કર્યા કે, હું પોતાનો ખલીફા બનાવવા ઈચ્છું છું. જેના માટે ત્રણ શરતો છે. જે વ્યક્તિ આ શરતોમાં પાવરધો હોય તેને ખલીફા બનાવીશ. તે ત્રણ શરતો એ છે કે, તે હંમેશા રોઝા રાખતો હોય, રાત્રે ઈબાદતમાં જાગતો



રહેતો હોય અને ક્યારેય ગુસ્સો ન કરતો હોય. એકઠા થયેલા લોકોમાંથી એક એવો અંજાણ વ્યક્તિ ઉભો થયો, જેને લોકો ઝલીલ અને તુચ્છ સમજતા હતા. તેણે કહ્યું કે, હું આ સેવા માટે હાજર છું. હઝરત યુશઅ્ (અલૈ.)એ પૂછ્યું કે, શું તમે હંમેશા રોઝા રાખો છો અને હંમેશા જાગો (ઈબાદત કરો) છો અને ક્યારેય ગુસ્સો નથી કરતા ? તે વ્યક્તિએ વિનંતી કરી કે, બેશક ! હું આ ત્રણે વસ્તુઓ ઉપર અમલ કરૂં છું. હઝરત યુશઅ્ (અલૈ.)ને કદાચ તેના નિવેદન ઉપર કંઈક ભરોસો ન થયો એટલા માટે તે દિવસે તેમને રદ કરી નાંખ્યા. પછી કોઈ બીજા દિવસે એ જ પ્રમાણે એકઠા થયેલ લોકોને સંબોધન કર્યું અને બધા હાજરજનો મૌન રહ્યા અને એ જ વ્યક્તિ ફરી ઉભો થઈ ગયો. તે સમયે હઝરત યુશઅ્ (અલૈ.)એ તેમને પોતાના ખલીફા તરીકે નીમી લીધા. શયતાને આ જોયું કે, ઝુલ્કિફ્લ તેમાં સફળ થઈ ગયો, તો પોતાના શયતાન સાથીઓને કહ્યુ કે, જાઓ ! કોઈ પણ રીતે આ વ્યક્તિ ઉપર પ્રભાવ પાડો કે તે કોઈ એવું કામ કરી બેસે, જેનાથી તેનો આ હોદ્દો છીનવાઈ જાય. શયતાનના સાથીઓએ બહાનું કાઢ્યું કે, તે અમારા કાબૂમાં આવવાનો નથી. શયતાન ઈબ્લીસે કહ્યુ કે, સારૂં ! તમે તેને મારા ઉપર છોડી દો. (હું તેને જોઈ લઈશ.) તેઓ પોતાના એકરાર પ્રમાણે દિવસભર રોઝા રાખતા અને રાતભર જાગતા હતા. માત્ર બપોરે "કયલુલ્લાહ" (બપોરની નિંદ્રાને કહે છે) કરતા હતા. શયતાન બિલ્કુલ બપોરે તેમના કયલુલ્લાહના સમયે આવ્યો અને દરવાજા ઉપર ટકોરા કર્યા. તેઓ જાગી ગયા અને પૂછ્યું કે કોણ છે ? કહ્યું કે હું વૃદ્ધ મઝલૂમ છું. તેમણે દરવાજો ખોલી દીધો. તેણે અંદર પહોંચીને એક વાર્તા કહેવાનું શરૂ કર્યું કે, મારી બિરાદરીએ મારી સાથે ઝઘડો કર્યો છે. તેમણે મારા ઉપર આ જુલમ કર્યો, તે જુલમ કર્યો વગેરે લાંબી દાસ્તાન શરૂ કરી દીધી. એટલે સુધી કે તે બપોરનો સૂવાનો સમય પૂરો થઈ ગયો. હઝરત ઝુલ્કિફ્લએ કહ્યું કે, હું જ્યારે બહાર આવું ત્યારે તમે મારી પાસે આવજો, હું તમને તમારો હક અપાવીશ.

હઝરત ઝુલ્કિફ્લ (અલયહિસ્સલામ) બહાર આવ્યા અને પોતાની

અદાલતની મજલિસમાં તેની રાહ જોતા રહ્યા, પરંતુ તે આવ્યો નહીં. બીજા દિવસે જ્યારે ફરી તે અદાલતમાં મુકદમાઓના ફેંસલા માટે બેઠા તો તે ઘરડા વ્યક્તિની રાહ જોતા રહ્યા પણ તે ન આવ્યો. જ્યારે ફરી બપોરે "કયલુલ્લાહ" માટે ગયા તો તે વ્યક્તિ ફરી આવ્યો અને ટકોરા મારવા લાગ્યો. તેમણે ફરી પૂછ્યું : કોણ છે ? જવાબ આપ્યો કે, એક વૃદ્ધ મજલૂમ છું. તેમણે ફરી દરવાજો ખોલી નાંખ્યો અને ફરમાવ્યું કે, શું મેં તમને કાલે કહ્યું ન હતું કે, જ્યારે હું પોતાની મજલિસમાં બેસું તો તમે આવજો ? (તમે ન તો કાલે આવ્યા અને ન જ આજે સવારે આવ્યા) તેણે કહ્યું : હઝરત ! મારા વિરોધીઓ ભારે નાપાક લોકો છે. જ્યારે તેમણે જોયું કે તમે પોતાની મજલિસમાં બેઠા છો અને હું હાજર હોઉં તો તમે મારો હક અપાવવા ઉપર તેમને મજબૂર કરશો, તો તેમણે તે સમયે સ્વીકાર કરી લીધો કે, અમે તારો હક આપીએ છીએ. પછી જ્યારે તમે મજલિસમાંથી ઉઠી ગયા તો તેમણે ઈન્કાર કરી દીધો. તેમણે ફરી તેને તે જ કહ્યું કે, હવે જાઓ. જ્યારે હું મજલિસમાં બેસું તો મારી પાસે આવજો. આ જ વાતચીતમાં આજે બપોરનો સૂવાનો સમય પણ પસાર થઈ ગયો અને તે બહાર મજલિસમાં ચાલ્યા ગયા અને તે વૃદ્ધની રાહ જોતા રહ્યા. બીજા દિવસે પણ બપોર સુધી રાહ જોઈ, તે ન આવ્યો. પછી જ્યારે ત્રીજા દિવસે બપોરનો સમય થયો અને સૂવાનો ત્રીજો દિવસ થઈ ગયો હતો. ઉંઘનું જોર હતું તો ઘરવાળાઓને એ વિશે નક્કી કર્યા કે, કોઈ વ્યક્તિ દરવાજા ઉપર ટકોરા ન આપી શકે. આ ઘરડો વ્યક્તિ ફરી ત્રીજા દિવસે દરવાજા ઉપર ટકોરા મારવા ઈચ્છ્યું તો લોકોએ મનાઈ કરી, તો એક રોશનદાન-બારીના માર્ગથી ઘરમાં દાખલ થઈ ગયો અને અંદર પહોંચી ગયો અને દરવાજો ખખડાવવાનું શરૂ કર્યું. તેઓ ફરી ઉંઘમાંથી જાગી ઉઠ્યા અને જોયું કે આ વ્યક્તિ ઘરની અંદર છે અને દરવાજો તો કાયદેસર બંધ છે. તેને પૂછ્યું કે, તું ક્યાંથી અંદર આવ્યો ? તે સમયે ઝુલ્કિફ્લએ તેને ઓળખી લીધો કે આ શયતાન છે અને ફરમાવ્યું કે, શું તું ખુદાપાકનો દુશ્મન ઈબ્લીસ છે ? તેણે સ્વીકાર કરી લીધો કે, હા ! અને કહેવા લાગ્યો કે, તેં મને મારી દરેક યુક્તિમાં થકાવી

દીધો અને મારી જાળમાં ન ફસાયો. હવે મેં તે પ્રયત્ન કર્યો કે, તને કોઈ પણ રીતે ગુસ્સે કરૂં, જેથી તું પોતાના ઈકરારમાં જૂઠો સાબિત થઈ જાય, જે ઈકરાર તેં હઝરત યશઅ્ (અલૈ.) સામે કર્યો છે. એટલા માટે મેં આ બધી હરકતો કરી. આ ઘટના હતી જેના કારણે તેમને "ઝુલ્કિફ્લ"નો ખિતાબ આપવામાં આવ્યો. કારણ કે "ઝુલ્કિફ્લ"નો અર્થ છે, જે પોતાના વચન અને જવાબદારીને પૂરી કરે. હઝરત ઝુલ્કિફ્લ પોતાના આ વાયદા અને વચન ઉપર ખરા ઉતર્યા. *(ઈબ્ને કષીર)*

ખુલાસો એ છે કે, ઝુલ્કિફ્લ અલ્લાહપાકના નબી હઝરત યસઅ્ (અલૈ.)ના ખલીફા, નાયબ તથા નેક સાલિહ વ્યક્તિ હતા. બની શકે છે કે તેમના ખાસ સારા અમલની બીનાએ તેમનું વર્ણન આ આયતમાં અંબિયા (અલૈ.)ના સમૂહમાં કરવામાં આવ્યું અને એ પણ કોઈ અસંભવ જણાતું નથી કે, શરૂઆતમાં તેઓ હઝરત યુશઅ્ (અલૈ.)ના ખલીફા જ હોય, પછી અલ્લાહપાકે તેમને નુબૂવ્વતનો હોદ્દો અર્પણ કર્યો હોય. વલ્લાહુ અઅ્લમુ.





# ❁ હઝરત ઉઝૈર અલયહિસ્સલામ ❁

## હઝરત ઉઝૈર અલયહિસ્સલામને ફરીથી જીવંત કરવા :

અલ્લાહ તઆલાના નબી હઝરત ઉઝૈર અલયહિસ્સલામ એક ઉજજડ અને ખંડેર શહેરમાંથી પસાર થયા. ધરતીકંપ વગેરેને લઈ ત્યાંના લોકો મકાનો નીચે દબાઈ ગયા હતા. આપના દિલમાં વિચાર આવ્યો કે, અલ્લાહ તઆલા આ મૃતકોને કિયામતના દિવસે પોતાની સર્વશક્તિથી જીવંત તો કરશે જ, પરંતુ તે ક્યા પ્રકારે જીવંત કરશે, તે વિશે આપને વિચાર આવ્યો.

તો અલ્લાહ તઆલાએ તેમને અમલીરૂપે જ બતાવી આપ્યુ. જેથી તેમના યકીનમાં વધારો થાય અને લોકોને હિદાયત મળે. અને તેના માટે તેમની જ રૂહ કબ્ઝે કરી લીધી તથા તેમની સવારીનું ગધેડુ પણ મરી ગયું. અને સો વર્ષ સુધી તે જ હાલતમાં રહ્યા. સો વર્ષ પછી તેમને જીવંત કરવામાં આવ્યા. અને પૂછવામાં આવ્યું કે, તમો કેટલા દિવસો મૃત્યુની હાલતમાં રહ્યા. તો આપે કહ્યું કે, એક દિવસ અથવા દિવસના અમૂક કલાકો. (કારણકે સવારના ટાઈમે આપ મૃત્યુ પામ્યા હતા અને જ્યારે જીવંત કરવામાં આવ્યા ત્યારે સાંજનો સમય હતો.) આટલી લાંબી મુદત આપની ખાવા-પીવાની વસ્તુઓ જેવી હતી તેવી જ રહી. (જે જલ્દી બગડી જાય છે.) અને આપની સવારીના ગધેડાના ફક્ત સૂકાઈ ગયેલા હાડકા જ પડયા હતા. અને પછી ગધેડાને આપની સામે જ જીવંત કરવામાં આવ્યુ.

અલ્લાહપાક સૂરએ બકરહમાં ફરમાવે છે કે, શું તમે તે ઘટના જાણી નથી ? એક વ્યક્તિ હતો, તે (ચાલતાં-ચાલતાં) એક વસ્તી પાસેથી એવી હાલતમાં પસાર થયો કે, તેના મકાન પોતાના છાપરાંઓ ઉપર પડી ગયા



હતા (એટલે કે પ્રથમ છાપરાં પડી ગયા પછી તેના ઉપર દીવાલો પડી ગઈ. તેનો અર્થ એ છે કે, વસ્તી કોઈ દુર્ઘટનાના કારણે વેરાન થઈ ગઈ હતી અને બધા નિવાસીઓ મૃત્યુ પામ્યા હતા. આ વ્યક્તિ આવી પરિસ્થિતિ જોઈને આશ્ચર્યથી) કહેવા લાગ્યો કે, (ખબર નહિ) અલ્લાહ તઆલા આ વસ્તી (એટલે કે તેના મૃત્યુ પામેલા લોકોને) તેમના મર્યા પછી કેવી હાલતમાં (કયામતમાં) સજીવન કરશે ? (એ તો વિશ્વાસ હતો કે, અલ્લાહ તઆલા કયામતમાં મુરદાઓને સજીવન કરશે, પરંતુ તે સમયે જીવાડવાનો જે વિચાર મનમાં આવ્યો તો એનાથી વિસ્મયકારી હોવાની એક કૈફિયત દિલ ઉપર છવાઈ ગઈ અને કારણ કે અલ્લાહ તઆલા એક કામને અનેક પ્રકારે કરી શકે છે એટલા માટે તેમને એવો વિચાર આવ્યો કે, અલ્લાહ તઆલા આ સજીવન કરવાનું કાર્ય ક્યા સ્વરૂપે કરશે ? અલ્લાહ તઆલાને મંજૂર હતું કે, આ ઘટના દુનિયામાં જ બતાવી દેવામાં આવે. જેથી એક દાખલો પણ થઈ જાય અને લોકો તેના દ્વારા વધુ હિદાયત પ્રાપ્ત કરે) બસ, (એટલા માટે) અલ્લાહપાકે તે વ્યક્તિ(નો જીવ કબ્જે કરી તેને) સો વર્ષ સુધી મરેલી હાલતમાં રાખ્યો, પછી (સો વર્ષ પછી) તેને સજીવન કર્યો ! (અને ત્યારબાદ તેને) પૂછ્યું, તું કેટલી મુદત આવી હાલતમાં રહ્યો ? તે વ્યક્તિએ જવાબ આપ્યો, એક દિવસ રહ્યો હોઈશ અથવા એક દિવસથી પણ ઓછું ! (કહેવાનો અર્થ હતો કે, ખૂબ ઓછા સમય આવી હાલતમાં રહ્યો હોઈશ.) અલ્લાહપાકે ફરમાવ્યું કે, નહીં ! બલ્કે તું (આવી હાલતમાં) સો વર્ષ સુધી રહ્યો (અને જો પોતાના શરીરમાં કોઈ ફેરફાર ન થવાથી કોઈ આશ્ચર્ય થતું હોય તો) તું પોતાના ખાવા-પીવાની ચીજ-વસ્તુઓ તરફ જોઈ લે કે, (લેશમાત્ર) સડી નથી (એક કુદરત તો અમારી આ પ્રકારની છે) અને (બીજી કુદરત જોવા માટે) પોતાની (સવારીના) ગધેડા તરફ નજર કર (કે સડી-ગળીને કેવી હાલત થઈ ગઈ છે ! અમે ઘણાં જ જલ્દી તેને તારી સામે સજીવન કરી આપીએ છીએ) અને (અમે તને એટલા માટે મારીને જીવતો કર્યો છે) જેથી અમે તને લોકો માટે (પોતાની કુદરતની) એક નિશાની બનાવી આપીએ (કે આ દાખલાથી પણ કયામતના દિવસે જીવંત થવાની દલીલ કરી શકાય)

અને (હવે આ ગધેડાના) હાડકાંઓ તરફ નજર કર કે અમે તેને કેવી રીતે જોડીએ છીએ, પછી તેના ઉપર માંસ ચઢાવીએ છીએ ? (પછી અમે તેમાં જીવ નાંખીએ છીએ. મતલબ કે આ બધા કાર્યો એ જ પ્રમાણે કરવામાં આવ્યા) પછી જ્યારે આ બધી ઘટના આ વ્યક્તિ ઉપર જાહેર થઈ ગઈ તો (ઉત્સાહમાં આવી) કહેવા લાગ્યો કે, હું (દિલથી) યકીન રાખું છું કે, નિ:શંક ! અલ્લાહ તઆલા દરેક વસ્તુ ઉપર શક્તિ ધરાવે છે.

હઝરત ઉઝૈર અલયહિસ્સલામના કિસ્સામાં ખાસ આ વાતનો જવાબ હતો કે, કિયામતના દિવસે મૃતકને જીવંત કરવામાં પાંચ બાબતો મહત્વની છે : (૧) સૌ પ્રથમ સજીવન કરવુ, (૨) લાંબી મુદત પછી પણ સજીવન કરવુ, (૩) વિવિધ પ્રકારે સજીવન કરવુ, (૪) આટલી મુદત સુધી રૂહનું બાકી રહેવુ, (૫) જીવંત થયા બાદ મૃતક હોવાની મુદતનું જાણવુ.

આ બધી જ દલીલો આ કિસ્સામાં આવી ગઈ. પ્રથમ બાબત તેમને અને તેમના ગધેડાને જીવંત કરવામાં સાબિત થઈ ગઈ. બીજી બાબત માટે બન્નેને સો વર્ષ મૌત આપ્યુ. ત્યાર બાદ તેમની રૂબરૂમાં ગધેડાને જીવંત કરી ત્રીજી બાબત સાબિત થઈ. અને ચોથી વાતના પુરાવા માટે તેમનું શરીર તથા ખાવા-પીવાની વસ્તુઓ જે ઘણી જલ્દી બગડી જાય છે, છતાં તેને વ્યવસ્થિત જાળવી રાખવુ. પાંચમી બાબતની સાબિતી એ કે, આપ પોતે મૃતક હોવાની સાચી મુદત ન બતાવી શક્યા, તો તે પણ બતાવવામાં આવી.

આ બનાવમાં અલ્લાહપાકનું સર્વશક્તિમાન હોવુ, જીવન-મૃત્યુ સંપૂર્ણ તેના કબ્ઝામાં હોવુ તથા મૃતકનુ જીવંત થવુ (જે સામાન્ય સંજોગોમાં નથી થતું) વગેરે બધી જ બાબતોને સ્પષ્ટ રીતે દર્શાવી તેની અપાર કુદરતના દર્શન કરાવી આપણા ઈમાનમાં વૃધ્ધિ કરાવી.

આ જ પ્રમાણેનો કિસ્સો હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામના સમયમાં પણ થયો. આપે પણ દરખ્વાસ્ત કરી કે, અલ્લાહપાક આપ મરેલાઓને કિયામતના દિવસે કેવી રીતે જીવંત કરશો ? તો અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે, શું આપને ખાતરી નથી ? હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામે ફરમાવ્યું

કે, કેમ નહીં ? (જરૂરથી પાકુ યકીન છે.) પરંતુ મારા દિલને વધુ સંતોષ માટે દરખ્વાસ્ત કરૂં છું. તો અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે, તો પછી ચાર પક્ષી (મોર, મરઘો, કબૂતર અને કાગડો) લાવી તેમને પાળો અને પોતાની સાથે હળીમળી જાય તેમ તેમની સેવાચાકરી કરો. જેથી આપના બોલાવવાથી આપની પાસે આવી જાય. ત્યાર બાદ આ ચારેવને ઝબહ (વધ) કરી ચારેવના માંસને એકબીજામાં ભેળસેળ કરી આપો. અને આ ભેળસેળ કરેલ ગોશતના થોડા થોડા ટુકડા અલગ-અલગ પહાડો ઉપર મૂકી આવો. હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામે અલ્લાહપાકના આદેશ મુજબ તે પ્રમાણે કર્યું. ત્યાર બાદ આ પહાડોની વચ્ચે ઉભા રહી પ્રથમ એક પક્ષીને બોલાવ્યું, તો તેનું માથુ જ્યાં મૂકયુ હતું ત્યાંથી તે અધ્ધર ઉંચુ લટકયુ. પછી વિવિધ પહાડીઓ ઉપરથી તેમના શરીરના અલગ-અલગ ટુકડાઓ જે માંસના સ્વરૂપે હતા, તે જોડવાઈ ગયા. પછી પીંછા અને પગ જોડાયા અને અંતે તે જીવતુ પક્ષી બની આપની તરફ દોડતુ ચાલ્યુ આવ્યુ. આ પ્રમાણે એક પછી એક એમ ચારેવ પક્ષીઓ સજીવ થઈ આપની તરફ દોડતા આવ્યા.

આ કિસ્સામાં પણ આપણને બધાને અલ્લાહપાક ફરમાવે છે કે, તમો ચાહે પાણીમાં ડૂબી જઈ મૃત્યુ પામો કે અકસ્માતિક આગમાં બળીને ખાક થઈ જાવો કે ઈરાદાપૂર્વક બાળવામાં આવે કે કોઈ અકસ્માતમાં તમારૂ શરીર છિન્નભિન્ન થઈ જાય અને તમારા શરીરના અમૂક ટુકડાનું બિલ્કુલ અસ્તિત્વ જ બાકી ન રહે, તો પણ કિયામતના દિવસે તે બધાને હમે સજીવન કરવાની શક્તિ ધરાવીએ છીએ.

બલ્કે હદીષ શરીફમાં છે કે, આપણી આંગળીઓના પોરવા અને નખની સાથે જે અત્યંત બારીક નાની અને હલ્કી ચામડી હોય છે, જેને આપણે તોડીને ફેંકી દઈએ છીએ, તેને પણ અલ્લાહપાક ફરીથી ભેગી કરવા સક્ષમ અને કુદરત ધરાવે છે. (અલ્હમ્દુલિલ્લાહ)



## ❁ હઝરત ઝકરિય્યા અલયહિસ્સલામ ❁

કુર્આન શરીફમાં હઝ. ઝકરિય્યા અલયહિસ્સલામનું વર્ણન ૭ જગ્યાએ અને હઝ. યહ્યા અલયહિસ્સલામનું વર્ણન ૫ જગ્યાએ કરવામાં આવ્યું છે.

સૂરએ મરયમમાં હઝરત ઝકરિય્યા (અલૈ.)ના વર્ણનમાં છે કે, આ આપના પરવરદિગારની મહેરબાની કરવાનું વર્ણન છે પોતાના (સ્વીકૃત) બંદા હઝરત ઝકરિય્યા (અલૈ.)ની હાલત ઉપર, જ્યારે કે તેમણે પોતાના પરવરદિગારને ધીમી અવાજથી પોકાર્યા (જેમાં એ) વિનંતી કરી કે, હે મારા પરવરદિગાર ! મારા હાડકાં (વૃદ્ધાવસ્થાને કારણે) કમજોર થઈ ગયા છે અને (મારા) માથાના વાળોની સફેદી ફેલાઈ પડી છે (એટલે કે બધા જ વાળ સફેદ થઈ ગયા છે અને આ હાલતનો તકાદો એ છે કે હું આવી હાલતમાં અવલાદની દરખાસ્ત ન કરૂં, પરંતુ કારણ કે તારી કુદરત અને રહમત ઘણી વિશાળ અને સંપૂર્ણ છે) અને (હું આ કુદરત અને રહમતની જાહેરાતનો હંમેશા જાત અનુભવ કરતો રહ્યો છું એટલા માટે આનાથી પહેલાં ક્યારેય) તારી પાસે (કોઈ વસ્તુ) માંગવામાં હે મારા પરવરદિગાર! હું નિષ્ફળ નથી રહ્યો. (એ બીનાએ આ કોઈ અસંભવ વાત નથી કે હું પ્રસ્તુત માંગણી કરૂં અને તેમાં કોઈ વાંધો નથી) અને (આ માંગણીનું ખાસ કારણ એ છે કે) હું મારા (મર્યા) પછી (મારા) સગાં-વહાલાં (તરફ)થી (એ) અંદેશો રાખું છું (કે મારી મરજી પ્રમાણે શરીઅત અને દીનની સેવા કરશે નહીં, એ જ કારણે હું અવલાદ માંગું છું. જેમાં ખાસ ખાસ સિફતો અને ખાસિયતો હોય, જેની દીનની સેવા કરવામાં ખાસ દખલગીરી હોય) અને (કારણ કે મારી વૃદ્ધાવસ્થાની સાથે સાથે) મારી પત્ની (પણ) વાંઝ છે (જેને ક્યારેય સારી નરવી હોવા છતાં અવલાદ નથી થઈ એટલા માટે

જાહેર સબબો પણ અવલાદ થવા માટે અનુકૂળ નથી) બસ, (આવા સ્વરૂપમાં) તું મને ખાસ પોતાની પાસેથી (એટલે કે પ્રત્યક્ષ કોઈ જાહેર સબબ વિના) એક એવો વારિસ (એટલે કે પુત્ર) અર્પણ કર કે તે (મારા ખાસ ઈલ્મમાં) મારો વારિસ બને અને (મારા બાપ) યઅ્‌કૂબ (અલૈ.)ના કુટુંબ(ના જ્ઞાનના વારસામાં તેઓ)નો વારિસ બને (એટલે કે પાછલા જ્ઞાનનો હિસ્સો પણ તેને પ્રાપ્ત થયો હોય) અને (બાઅમલ હોવાના કારણે) તેને હે મારા પરવરદિગાર (પોતાનો) પસંદ કરેલ (અને સ્વીકૃત) બનાવી લે. (એટલે કે આલિમ પણ હોય અને અમલ કરનાર પણ હોય. અલ્લાહપાકે ફરિશ્તા દ્વારા ઈરશાદ ફરમાવ્યો કે) હે ઝકરિય્યા ! અમે તમને એક પુત્રની ખુશખબરી આપીએ છીએ કે, જેનું નામ યહ્યા હશે, કે તેનાથી પહેલાં (ખાસ સિફતોમાં) અમે કોઈને તેના સમાન સિફતવાળો નથી બનાવ્યો (એટલે કે જે જ્ઞાન અને અમલની તમે દુઆ કરો છો, તે ખાસિયતો આ પુત્રને જરૂર આપવામાં આવશે અને વિશેષ એ કે અમુક ખાસ લક્ષણો પણ અર્પણ કરવામાં આવશે. દાખલા તરીકે અલ્લાહપાકના ડરનો એવો ખાસ દરજ્જો અને દિલની તે પવિત્ર પરિસ્થિતિ વગેરે. કારણ કે જ્યારે દુઆ માંગવામાં આવી તો પુત્ર પેદા થવાનું કોઈ ખાસ લક્ષણ માંગવામાં આવ્યું ન હતું એટલા માટે) ઝકરિય્યા (અલયહિસ્સલામ)એ વિનંતી કરી કે, હે મારા પરવરદિગાર ! મને અવલાદ કઈ રીતે થશે, જ્યારે કે મારી પત્ની વાંઝ છે અને (આ બાજુ) હું વૃદ્ધાવસ્થાની અંતિમ કક્ષાએ પહોંચી ચૂક્યો છું (બસ, ખબર નહીં કે અમે ફરી જવાન થઈશું અથવા મારે બીજા નિકાહ કરવા પડશે અથવા આવી જ પરિસ્થિતિ રહેશે અને અવલાદ થશે ?) ઈરશાદ થયો કે (આ જ પ્રમાણેની) પરિસ્થિતિ યથાવત્ રહેશે (અને પછી અવલાદ થશે. હે ઝકરિય્યા !) તમારા પરવરદિગારનું કહેવું છે કે, આ (કાર્ય કરવું) મારા માટે ઘણું સહેલું છે અને (આનાથી મોટું કામ હું કરી ચૂક્યો છું. દાખલા તરીકે) મેં તમને (પણ) પેદા કર્યા છે, જ્યારે કે (પેદા થતા પહેલાં) તમે પણ કંઈ ન હતા (એ જ પ્રમાણે કાર્યકારણના સબંધો પણ કોઈ વસ્તુ ન હતી. જ્યારે ન હોવામાંથી અસ્તિત્વમાં લાવવું સરળ છે, તો

મારા માટે એક ઉપસ્થિત વસ્તુમાંથી બીજી વસ્તુ ઉત્પન્ન કરવી કોઈ મુશ્કેલ કામ નથી. આ બધો ઈરશાદ પોતાની કુદરતનો પરચો બતાવવા માટે હતો, ન કે શંકા દૂર કરવા માટે. કારણ કે ઝકરિય્યા અલૈ.ને અલ્લાહ તઆલાની શક્તિમાં કોઈ શંકા ન હતી, જ્યારે) ઝકરિય્યા (અલૈ.)ને પાકી ઉમ્મીદ થઈ ગઈ, તો તેઓએ વિનંતી કરી કે, હે મારા પરવરદિગાર ! વાયદા ઉપર તો સંતોષ થઈ ગયો, પરંતુ હવે આ વાયદાના પૂર્ણ થવાની (એટલે કે ગર્ભ ધારણ કરવાની) કોઈ નિશાની પણ મારા માટે નક્કી કરી આપ (જેથી વધારે શુક્ર અદા કરૂં). ઈરશાદ થયો કે, તમારી (તે) નિશાની એ છે કે, તમે ત્રણ રાત (અને ત્રણ દિવસ સુધી) લોકો સાથે વાતચીત કરી શકશો નહીં. જ્યારે કે તંદુરસ્ત હશો (કોઈ બીમારી વગેરે પણ નહીં હોય અને એ જ કારણે અલ્લાહ તઆલાના ઝિક્ર માટે બોલવાની શક્તિ રહેશે એટલા માટે અલ્લાહ તઆલાના હુકમથી હઝરત ઝકરિય્યા અલૈ.ની પત્ની ગર્ભવતી બની અને અલ્લાહપાકના હુકમ પ્રમાણે હઝરત ઝકરિય્યા અલૈ.ની તમન્ના પૂર્ણ થઈ) પછી મિહરાબમાંથી પોતાની કૌમની પાસે નીકળીને તેમને ઈશારાથી ફરમાવ્યું (કારણ કે જીભથી બોલી શકતા ન હતા એટલા માટે ઈશારાથી ફરમાવ્યું) કે તમે લોકો સવાર અને સાંજ અલ્લાહ તઆલાની પવિત્રતા વર્ણન કર્યા કરો (આ વખાણ કરવા અને અલ્લાહ તઆલાની તારીફ કરવી તો હંમેશાનો નિત્યક્રમ હતો કે જેની તેઓ તેની મૌખિક રીતે સૂચના આપ્યા કરતા હતા, પરંતુ આજે ઈશારાથી કહ્યું અથવા તે પુત્ર અવતરવાની નવી નેઅમત મળવાના શુક્રમાં પોતે પણ તસ્બીહમાં વધારો કર્યો અને અન્યોને પણ એ જ પ્રમાણે કરવાનું કહ્યું. મતલબ કે, પછી યહ્યા (અલૈ.) પેદા થયા અને સમજણા થયા તો તેમને હુકમ થયો કે, હે યહ્યા ! કિતાબને (એટલે કે તવરાતને કે તે જ તે સમયે શરીઅતની કિતાબ હતી અને ઈન્જીલ તો ત્યાર પછી નાઝિલ થઈ હતી) મજબૂતીથી પકડી લો (એટલે કે ખાસ કોશિશ કરી અમલ કરો) અને અમે તેમને (તેમના) બાળપણમાં જ (દીનની) સમજદારી અને ખાસ પોતાની પાસેથી **"રિક્કતે કલ્બ"** (ની સિફત) અને (અખ્લાકની) પવિત્રતા અર્પણ કરી હતી. (હુકમમાં

ઈલ્મ તરફ તથા ભલાઈ અને સમજદારીમાં અખ્લાક તરફ ઈશારો થઈ ગયો) અને (આગળ જાહેર અમલો તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે) તે ઘણા પરહેઝગાર અને પોતાના માં-બાપના ખિદમતગુઝાર હતા (તેમાં અલ્લાહપાકના હકો અને બંદાના હકો બંને તરફ ઈશારો થઈ ગયો) અને તે (અલ્લાહપાકની મખ્લૂક સાથે) અત્યાચાર કરનારા (અથવા અલ્લાહ તઆલાની) નાફરમાની કરનારા ન હતા અને (અલ્લાહ તઆલા પાસે એવા મકબૂલ અને સ્વીકૃત હતા કે તેમના માટે અલ્લાહ તઆલા તરફથી એ ઈરશાદ થાય છે કે) તેમને (અલ્લાહ તઆલાના) સલામ પહોંચે જે દિવસે તેઓ પેદા થયા અને જે દિવસે તેઓ ઈન્તેકાલ કરશે અને જે દિવસે (કયામતમાં) જીવીત થઈને ઉઠાડવામાં આવશે.

**આયતોનો ભાવાર્થ** : આ સ્થળે દુઆથી પહેલાં હઝરત ઝકરિય્યા (અલૈ.)એ પોતાની કમજોરી અને ઘડપણનું વર્ણન કર્યું. તેનું એક કારણ તો એ જ છે કે, તેમની હાલતનો તકાદો એ હતો કે તેઓ સંતાનપ્રાપ્તિની ઈચ્છા ન કરે. એક બીજું કારણ ઈમામ કુર્તુબીએ પોતાની તફસીરમાં એ પણ વર્ણન કર્યું છે કે, દુઆ માંગવાના સમયે પોતાની બદ્‌હાલી અને જરૂરિયાત તથા કમજોરીનું વર્ણન કરવું દુઆની સ્વીકૃતી માટે વધારે પસંદ કરવામાં આવેલ છે. એટલા માટે ઉલમાએ ફરમાવ્યું કે, માણસે દુઆ કરતા પહેલાં અલ્લાહપાકની નેઅમતો અને પોતાની જરૂરિયાતોનું વર્ણન કરવું જોઈએ.

અગાઉ થઈ ગયેલા અંબિયા (અલૈ.)ની શરીઅતમાં ઈબાદતની એક રીત એ પણ હતી કે, પોતાના સંતાનોમાંથી કોઈને અલ્લાહ તઆલા માટે નક્કી કરી દેતા હતા અને સંતાન પાસેથી દુનિયાની કોઈ સેવા લેતા ન હતા. હઝરત મરયમ (અલૈ.)ની માતાએ આ જ કાયદા હેઠળ પોતાના ગર્ભમાં રહેલ સંતાન વિશે એવી મન્નત માની હતી કે, તેને હું ખાસ બયતુલ મુકદસની સેવા માટે રાખી લઈશ અને દુનિયાનું કોઈ કામ તેની પાસે નહિ કરાવું. પરંતુ જ્યારે તેમણે બાળકીને જન્મ આપ્યો, તો એવું વિચારીને અફસોસ કરવા લાગ્યા કે, પુત્રી તો બયતુલ મુકદસની સેવાનું કામ કરી શકતી નથી, પરંતુ અલ્લાહ તઆલાએ તેમની નિખાલસતાની બરકતથી તે છોકરીને

સેવા માટે સ્વીકારી લીધી અને તેના મરતબાને સમગ્ર દુનિયાની પુત્રીઓ કરતાં ઉચ્ચ કક્ષાનો બનાવી દીધો.

આથી સ્પષ્ટ થાય છે કે, માતાને પોતાના સંતાનોના શિક્ષણ અને કેળવણી બાબતે એક પ્રકારે વાલીપણાંનો હક વધારે પ્રાપ્ત છે. કારણ કે જો માતાને વાલીપણાંનો અધિકાર ન મળ્યો હોત તો તેઓએ હઝરત મરયમ (અલૈ.)ની મન્નત માની ન હોત ! અને એ જ પ્રમાણે એ પણ સાબિત થયું કે, માતાને પોતાના બાળકનું નામ રાખવાનો અધિકાર પણ મળેલ છે.

હઝરત મરયમ (અલૈ.)ની વાલિદહ તેમને લઈને મસ્જિદે બયતુલ મુકદસમાં પહોંચ્યા અને ત્યાંના મુજાવરો (વ્યવસ્થાપકો) અને બંદગી કરનારાઓમાંથી હઝરત ઝકરિય્યા (અલૈ.) પણ હતા. હઝરત મરયમ (અલૈ.)ની વાલિદહએ હઝરત ઝકરિય્યા (અલૈ.)ને કહ્યું કે, આ છોકરીને મેં ખાસ અલ્લાહ તઆલા માટે મન્નત માની છે. એટલા માટે હું તેને મારી પાસે નથી રાખી શકતી. બસ, હું તેને અહીંયાં લાવી છું, તમે લોકો તેને તમારી પાસે રાખો !

હઝરત ઈમરાન (અલૈ.) આ મસ્જિદના ઈમામ હતા અને પત્નીના ગર્ભાવસ્થાના સમયગાળામાં જ તેમનો ઈન્તેકાલ થઈ ગયો હતો. નહિતર સૌથી વધારે આ પુત્રીને લેવાનો તેમને હક હતો. કારણ કે તેઓ આ પુત્રીના પિતા પણ હતા અને મસ્જિદે બયતુલ મુકદસના ઈમામ પણ હતા. એટલા માટે બયતુલ મુકદસના મુજાવરો અને આબિદોમાંથી દરેક વ્યક્તિ તેને લેવાની અને મેળવવાની ઈચ્છા રાખતા હતા. હઝરત ઝકરિય્યા (અલૈ.)એ પોતાના દાવાને અગ્રિમતા આપવાનું કારણ એ વર્ણન કર્યું કે, મારા ઘરમાં તેમની માસી છે અને તે માતા જેમ જ હોય છે. એટલા માટે માતા પછી તેને જ રાખવાનો વધારે અધિકાર છે. પરંતુ અન્ય લોકો આ દલીલ ઉપર રાજી થઈ સહમત ન થયા. અંતે ચિઠ્ઠીઓ નાંખવામાં આવી અને ચિઠ્ઠીઓ નાંખવાની ઘટના પણ આશ્ચર્યજનક રીતે અસ્વાભાવિક બની. તેમાં પણ હઝરત ઝકરિય્યા (અલૈ.) સફળ થયા.



એટલા માટે હઝરત મરયમ (અલૈ.) તેમને સોંપવામાં આવ્યા અને તેમણે અમુક રિવાયતો પ્રમાણે એક આયાને રાખી દૂધ પીવડાવ્યું અને અમુક રિવાયતોમાં છે કે, હઝરત મરયમ (અલૈ.)ને દૂધ પીવાની જરૂરત જ ઉપસ્થિત ન થઈ. મતલબ કે, તેઓ પોતે ઉઠવા-બેસવા લાગ્યા અને તેમને મસ્જિદની સાથે જ એક ઉત્તમ કક્ષાના મકાનમાં લાવીને રાખવામાં આવ્યા. હઝરત ઝકરિય્યા (અલૈ.) જ્યાં પણ જતા, તાળું મારીને જતા અને આવીને જ્યારે તાળું ખોલતા અને જે જોતા તે જ કિસ્સો અહીંયાં ટૂંકમાં વર્ણન કરવામાં આવ્યો છે.

સૂરએ આલિ ઈમરાનમાં છે : બસ, તે (મરયમ અલૈ.)ને તેના પરવરદિગારે ભેટ તરીકે સ્વીકારીને તેનો સારી રીતે ઉછેર કર્યો અને (હઝ.) ઝકરિય્યા (અલૈ.)ને તેમના સરપરસ્ત બનાવ્યા. જ્યારે (હઝ.) ઝકરિય્યા (અલૈ.) તેમની પાસે (તે જ) ઉત્તમ કક્ષાના મકાન (મિહરાબ)માં (જેમાં હઝરત મરયમ અલૈ.ને રાખવામાં આવ્યા હતા) તશરીફ લાવતા તો તેમની પાસે અમુક ખાવા-પીવાની વસ્તુઓ જોતા (અને) એવું પૂછતા કે, હે મરયમ ! આ વસ્તુઓ તમારા માટે ક્યાંથી આવી ? (જ્યારે કે મકાનને તો તાળું માર્યું હતું કે જેથી બહારથી કોઈ વસ્તુ અંદર આવવાની શક્યતા ન હતી.) તે કહેતા કે, અલ્લાહ તઆલાના (ગૈબના ખજાનાઓ છે) ત્યાંથી આવ્યું. બેશક ! અલ્લાહ તઆલા જેને ચાહે છે બેહિસાબ રોજી અર્પણ કરે છે (જેમકે આ સ્થળે ફક્ત પોતાના ફઝલથી કોઈપણ પ્રકારની મહેનત વિના રોજી અર્પણ કરવામાં આવી).

**આયતોનો ભાવાર્થ :**

**“હુનાલિક દઆ ઝકરિય્યા”** (એટલા માટે ઝકરિય્યા અલૈ.એ પોતાના પરવરદિગાર પાસે દુઆ માંગી) હઝરત ઝકરિય્યા (અલૈ.)ને તે સમય સુધી ઔલાદ ન હતી અને તેઓ ઘરડા થઈ ચૂક્યા હતા. વૃદ્ધાવસ્થામાં સ્વાભાવિક રીતે ઔલાદ થતી નથી. જો કે તેમને અલ્લાહ તઆલાની કુદરત ઉપર સંપૂર્ણ ભરોસો હતો કે તે આ વૃદ્ધાવસ્થામાં પણ ઔલાદ આપી શકે



છે. પરંતુ તેમણે ક્યારેય અલ્લાહ તઆલાની એવી આદતનો જાત અનુભવ કર્યો ન હતો કે, તે વિના કારણે, વિના મોસમે કોઈ વસ્તુ અર્પણ કરે છે. એટલા માટે તેઓ પોતાના માટે ઔલાદ પ્રાપ્તિની દુઆ કરવાની હિંમત કરી શકતા ન હતા. પરંતુ હવે જ્યારે તેમણે પોતે નજરે જોઈ લીધું કે, અલ્લાહ તઆલાએ હઝરત મરયમ (અલૈ.)ને ઋતુ વિના ફળો આપ્યા છે, તો પોતાના માટે પણ સવાલ કરવાની હિંમત થઈ કે, જે સર્વશક્તિમાન અલ્લાહપાક વિના ઋતુઓ ફળો આપી શકે છે, તે અલ્લાહપાક વૃદ્ધાવસ્થામાં ઔલાદ પણ આપી શકે છે.

**"કાલ રબ્બિ હબ્લી મિલ્લદુન્ક ઝુર્રિય્યતન તય્યિબહ"** (તેણે કહ્યું, હે મારા પરવરદિગાર ! તારી પાસેથી મને પવિત્ર ઔલાદ અર્પણ કર) આ આયતથી સ્પષ્ટ થાય છે કે, ઔલાદ માટે દુઆ કરવી અંબિયા (અલૈ.) અને નેક લોકોની સુન્નત છે.

## ઘડપણ તથા પત્નીના વાંઝ હોવા છતાં અવલાદ આપવી અલ્લાહ તઆલાની કુદરત :

**"સૂરએ મરયમ"**માં અલ્લાહપાક ફરમાવે છે : *હે ઝકરિય્યા (અલૈ.) ! ચોક્કસ અમે આપને એક એવા પુત્રની ખુશખબરી આપીએ છીએ, જેનું નામ 'યહ્યા' હશે. એ પહેલાં કોઈને અમે એ નામનો બનાવ્યો નથી. (૭) ઝકરિય્યા (અલૈ.)એ અરજ કરી : હે પરવરદિગાર ! મારે ત્યાં પુત્ર કેવી રીતે થશે ? જ્યારે કે મારી પત્ની વાંઝણી છે અને હું વૃદ્ધાવસ્થાના છેલ્લે દરઝ્ઝે પહોંચી ગયો છું. (૮) (ફરિશ્તાએ) કહ્યું કે, એવી જ સ્થિતિમાં થશે. આપના પરવરદિગારે કહ્યું છે કે, આ મારા માટે તદ્દન સહેલું છે અને પ્રથમ આપને પણ હું પેદા કરી ચૂક્યો છું જ્યારે કે આપ કંઈ જ વસ્તુ ન હતા. (૯)*

## હઝરત ઝકરિય્યા (અલૈ.)ની દુઆ અને તેની હિકમત :

**"અન્ના યકૂનુલી ગુલામ"** અલ્લાહ તઆલા "કુદરતે કામિલા" (સંપૂર્ણ કુદરત-શક્તિ) ધરાવનાર છે. હઝરત ઝકરિય્યા (અલૈ.) એવો અકીદો

રાખતા હતા અને તેઓ તેનું અવલોકન પણ પોતાની સગી આંખોએ કરી ચૂક્યા હતા, અને પોતે જ સંતાન માટે દરખાસ્ત કરી હતી અને તેનો સ્વીકાર થવાની જાણ પણ થઈ ગઈ હતી, તે છતાં એવું કહેવાનો શું અર્થ છે કે, "મને પુત્ર કેવી રીતે થશે ?" વાસ્તવમાં વાત એમ છે કે, હઝરત ઝકરિય્યા (અલૈ.)નો આવો સવાલ કરવો અલ્લાહ તઆલાની કુદરતમાં શંકા કરવાને કારણે ન હતો, પરંતુ સવાલનો હેતુ એ પરિસ્થિતિ જાણવાનો હતો કે, જ્યારે અમે બંને પતિ-પત્ની વૃદ્ધાવસ્થાની પરિસ્થિતિમાં પહોંચી ચૂક્યા છે, તો શું સંતાનપ્રાપ્તિ માટે આવી જ હાલત રહેશે કે પછી તેમાં કોઈ ફેરફાર થશે ? અલ્લાહ તઆલાએ જવાબમાં ફરમાવ્યું, નહીં ! તમે ઘરડા જ રહેશો અને આવી જ હાલતમાં તમને ઔલાદ થશે. તો હવે તેમાં શંકાને કોઈ સ્થાન ન રહ્યું. *(બયાનુલ કુર્આન)*

**"કાલ આયતુક અલ્લા તુકલ્લિમન્નાસ ષલાષત અય્યામિન ઈલ્લા રમ્ઝા"** હઝરત ઝકરિય્યા (અલૈ.)નો નિશાની જાણવાનો હેતુ એ હતો કે, અમને જલદી ખુશી પ્રાપ્ત થાય અને બાળક પેદા થતાં પહેલાં જ અલ્લાહ તઆલાના શુક્રમાં પ્રવૃત્ત થઈ જઈએ. એટલા માટે અલ્લાહ તઆલાએ એમને તે નિશાની પણ બતાવી દીધી કે, તેઓ ત્રણ દિવસ સુધી લોકો સાથે વાત નહિ કરી શકે, માત્ર ઈશારાથી જ કામ ચલાવી શકશે.

આ નિશાનીમાં રસપ્રદ વાત એ છે કે, નિશાનીની દરખાસ્ત કરવાનો એમનો હેતુ એ હતો કે, અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરે. એટલા માટે નિશાની એવી ઠરાવવામાં આવી કે, તેઓ એ દિવસોમાં તેમના હેતુ સિવાય (એટલે કે અલ્લાહ તઆલાના ઝિક્ર સિવાય) અન્ય કોઈ કામના જ રહેશે નહીં. સો નિશાનીઓની એક નિશાની થઈ ગઈ ! અને તેમનો પોતાનો શુક્ર કરવાનો હેતુ પણ પ્રાપ્ત થઈ ગયો.

આ ઘટના (જે ઉપર પ્રસ્તુત થઈ છે, તેને જાણવા માટેનું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પાસે કોઈ દેખીતું માધ્યમ હતું નહિ. તે અલ્લાહપાક તરફથી) ગૈબની ખબરોમાંથી છે. જેની વહી તમારી પાસે

મોકલીએ છીએ (જેના દ્વારા તમે આ ખબરો જાણીને લોકોને બતાવો છો) અને (દેખીતું છે કે, જે લોકો મરયમ અલૈ.ને પરવરિશ માટે રાખવા પરસ્પર વાદ-વિવાદ કરી રહ્યા હતા, જેનો ફેંસલો છેવટે ‘‘કુર્રા અંદાજી- ચિઠ્ઠીઓ નાંખી’’ કરવાનું નક્કી થયું તે સમયે) તમે તે લોકો પાસે હાજર ન હતા, જ્યારે તેઓ (કુર્રા અંદાજી માટે) પોતપોતાની કલમો (પાણીમાં) નાંખી રહ્યા હતા (અને કુર્રા અંદાજી કરવાનું સ્વરૂપ એવું નક્કી કરવામાં આવ્યું હતું કે, જેની કલમ પાણીના વહેણથી ઉલટી દિશામાં વહી જાય તેને હઝરત મરયમ અલૈ.ના ભરણપોષણનો અધિકાર મળશે. બસ, કુર્રા માટે આ જ પદ્ધતિ અપનાવવામાં આવી હતી) કે તે બધામાંથી હઝરત મરયમ (અલૈ.)ની પરવરિશ કોણ કરશે ? અને તે સમયે તમે તે સ્થળે તેમની પાસે હાજર ન હતા, જ્યારે તે લોકો (કુર્રા અંદાજી કરતી વખતે) પરસ્પર વાદ-વિવાદ કરી રહ્યા હતા. (તે વાદ-વિવાદનો ફેંસલો કરવા માટે આ કુર્રા અંદાજી કરવાનું નક્કી કરવામાં આવ્યું અને આ ઘટના બાબતે જાણવા માટેનું બીજું કોઈ માધ્યમ પણ તમારી પાસે મૌજૂદ નથી. આ ગુપ્ત ખબરો ચોક્કસ વહીના માધ્યમથી તમારા સુધી પહોંચી રહી છે, જે આપ (સલ.)ની નુબૂવ્વતની સ્પષ્ટ દલીલ છે).



# ❋ હઝરત મરયમ અલયહિસ્સલામ ❋

## હઝરત મરયમ (રદી.)ની પૈદાઈશ (જન્મ)નું વિગતવાર વર્ણન :

**"સૂરએ આલે ઈમ્રાન"**માં વર્ણન છે : *(વળી, તે વખતને યાદ કરો) જ્યારે ઈમરાન (અલૈ.)ની સ્ત્રીએ અરજ કરી કે, હે મારા પરવરદિગાર ! મારા પેટમાં જે બચ્ચું છે, તેને સૌ (કામો)થી આઝાદ રાખી મેં તને (ધર્મ માટે) ભેટ આપ્યું. માટે તું મારા તરફથી (તેને) સ્વીકારી લે. બેશક, તું જ (અરજને) સાંભળનાર (નિય્યતોને) જાણનાર છે. (૩૫) પછી જ્યારે તેણીએ છોકરી જણી તો (નિરાશાથી) બોલી, હે મારા પરવરદિગાર ! મેં તો પુત્રી જણી. (અલ્લાહપાક ફરમાવે છે) જો કે તેણીએ જે (શાનવાળી પુત્રી) જણી તેને અલ્લાહપાક વધુ જાણે છે. વળી, તે પુત્ર (જેની ઈચ્છા કરી) હતી તે આ પુત્રીની બરાબર નથી. અને (તેણીએ કહ્યું), મેં તેણીનું નામ મરયમ રાખ્યું અને હું તેણીને તેમજ તેણીની અવલાદને (જ્યારે પણ થાય) ધૂતકારેલ શયતાનથી તારી પનાહમાં આપું છું. (૩૬) પછી તેણીના પરવરદિગારે તેણીને બહુ સારી રીતે કબૂલ કરી તેમજ ઉત્તમ પ્રકારે તેણીને ઉછેરી મોટી કરી, અને હઝરત ઝકરિય્યા (અલૈ.)ને તેણીના જવાબદાર બનાવ્યા, (તો) જ્યારે પણ હઝ. ઝકરિય્યા (અલૈ.) તેણી (મરયમ અલૈ.) પાસે મેહરાબમાં જતા ત્યારે તેણી પાસે કંઈક ખાવાની વસ્તુ જોતા, (તેથી આશ્ચર્ય પામી) પૂછયું કે, હે મરયમ (અલૈ.) ! આ ખાણું તમારી પાસે ક્યાંથી આવે છે ? તેણીએ (જવાબમાં) કહ્યું કે, અલ્લાહપાકની પાસેથી આવે છે. બેશક, અલ્લાહપાક ચાહે તેને અપાર રોજી આપે છે. (૩૭) તે વખતે હઝરત ઝકરિય્યા (અલૈ.)એ પોતાના પરવરદિગારને અરજ કરી (અને) કહ્યું કે, હે મારા પરવરદિગાર ! તું મને પોતાની પાસેથી કોઈ પવિત્ર અવલાદ આપ.*

બેશક, તું દુઆને ઘણો સાંભળનાર (કબૂલ કરનાર) છે. (૩૮) ફરી જ્યારે તે (ઝકરિય્યા અલૈ.) મેહરાબમાં ઉભા રહી નમાઝ પઢતા હતા, ત્યારે ફરિશ્તાઓએ તેમને પુકારીને કહ્યું કે, અલ્લાહ તઆલા તમને યહ્યા (અલૈ.)ની ખુશખબર આપે છે, જે અલ્લાહપાક્ના એક હુક્મ (એટલે હઝરત ઈસા (અલૈ.)ની નુબુવ્વત)ની સાક્ષી આપશે. વળી, તે (દીની) સરદાર થશે તેમજ સ્ત્રી પાસે જશે નહિ. અને નેક લોકોમાંથી હોઈ નબી (પણ) થશે. (૩૯) હઝરત ઝકરિય્યા (અલૈ.)એ અરજ કરી કે, હે પરવરદિગાર ! મને વૃદ્ધાવસ્થા આવી ગઈ અને મારી સ્ત્રી (વૃદ્ધ હોવા ઉપરાંત) વાંઝણી છે (છતાં) મને પુત્ર કેવી રીતે થશે ! અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે, એવી જ સ્થિતિમાં (પુત્ર થશે, કારણ કે) અલ્લાહ તઆલા ચાહે તે કરે છે. (૪૦) ઝકરિય્યા (અલૈ.)એ અરજ કરી કે, હે મારા પરવરદિગાર! મારા માટે (એની) કોઈ નિશાની મુકર્રર કરી આપ. અલ્લાહપાકે ફરમાવ્યું : આપના માટે નિશાની આ છે કે, આપ લોકોથી ત્રણ દિવસ સુધી ઈશારા સિવાય વાતો કરી શકશો નહિ; પણ (તે વખતે) પોતાના પરવરદિગારને (દિલથી) ઘણો યાદ કરજો તેમજ સાંજે અને સવારે (મોઢેથી પણ) તસ્બીહ (પવિત્રતાનું વર્ણન) કરજો. (૪૧)



## ❋ હઝરત ઈસા અલયહિસ્સલામ ❋

કુર્આન શરીફમાં હઝરત ઈસા (અલયહિસ્સલામ)ના નામથી ૨૫ વખત, મસીહ શબ્દથી ૧૧ વખત અને ઈબ્ને મરયમથી ૨૩ વખત વર્ણન કરવામાં આવ્યું છે.

### હઝરત ઈસા (અલૈ.)ની પૈદાઈશ (જન્મ)નું વર્ણન :

*(તે સમયને યાદ કરો) જ્યારે ફરિશ્તાઓએ કહ્યું : હે મરયમ (અલૈ.)! બેશક, અલ્લાહ તઆલા પોતાના એક હુક્મની તમને ખુશખબર આપે છે, જેનું નામ (અને લકબ) મસીહ ઈસા બિન મરયહ હશે, જે દુનિયા અને આખિરતમાં મરતબાવાળા અને (અલ્લાહપાક્ના) ખાસ બંદાઓ માંહેના થશે. (૪૫) અને લોકોની સાથે વાતો કરશે, જ્યારે માંના ખોળામાં હશે, તેમજ જ્યારે પુખ્ત વયના થશે. વળી, (તે) નેક લોકોમાંથી હશે. મરયમ (અલૈ.)એ અરજ કરી કે હે મારા પરવરદિગાર ! મને પુત્ર કેવી રીતે થશે, જો કે મને તો કોઈ પુરૂષે હાથ પણ લગાડ્યો નથી ? ફરમાવ્યું કે, એમ જ (મરદ વિના) થશે (કારણ કે) અલ્લાહપાક ચાહે છે તે પેદા કરી દે છે; જ્યારે તે કોઈ વસ્તુને પૂરી કરવા ચાહે છે, ત્યારે માત્ર તેને એટલું જ કહે છે કે, "થઈ જા" તો તે વસ્તુ થઈ જાય છે. (૪૭) અને (હે મરયમ અલૈ.!) અલ્લાહપાક તેમને (આકાશી) કિતાબો તેમજ જ્ઞાનની વાતો અને (ખાસ કરી) તવરાત (બાયબલનો જુનો કરાર) તથા ઈન્જીલ (બાયબલનો નવો કરાર) શીખવશે. (૪૮) અને તેમને બની ઈસ્રાઈલ તરફ (નબી બનાવી) મોકલશે, (તો તે કહેશે) કે બેશક, હું તમારી પાસે તમારા પરવરદિગાર તરફથી (મારા નબી હોવાની) સ્પષ્ટ નિશાની લઈને આવ્યો છું કે હું*

તમારી (ખાતરી) માટે (માટીના) ગારાથી પક્ષીના પૂતળાં જેવું બનાવી આપું છું. પછી તેમાં ફૂંક મારૂં છું, જેથી તે અલ્લાહ તઆલાના હુકમથી (સજીવ) ઉડતું પક્ષી થઈ જાય છે. વળી, હું જન્મથી આંધળાને તેમજ કોઢવાળાને સાજો કરૂં છું અને હું અલ્લાહ તઆલાના હુક્મથી મુરદાઓને પણ સજીવન કરૂં છું અને તમે જે કંઈ પોતાના ઘરોમાં ખાઈને આવો છો તેને તથા જે કંઈ (ઘરોમાં) મૂકી આવો છો, તેને બતાવી આપું છું; જો તમે ઈમાન લાવવા ચાહો તો ખરેખર, એમાં (મારા નબી હોવાની) તમારા માટે મહાન નિશાની છે. (૪૯)

## હઝરત ઈસા (અલૈ.)નું પૈદાઈશ પછી તરત વાત કરવુ, પોતાના ખુદા હોવાનો ઈન્કાર અને વાલિદહની પાકદામનીને જાહેર કરવી :

પછી તેણી તેને ખોળામાં લઈ પોતાની કૌમ પાસે આવ્યા તો લોકોએ કહ્યું, હે મરયમ (અલૈ.) ! આપ તો એક બહુ જ બુરી વસ્તુ લાવ્યા. (૨૭) હે હારૂન (અલૈ.)ની બહેન ! આપનો બાપ બુરો માણસ ન હતો અને ન આપની માં ખરાબ ચાલની હતી. (૨૮) તો મરયમ (અલૈ.)એ (જવાબ ન આપતાં) હાથથી તે બાળક તરફ ઈશારો કર્યો. તેઓએ કહ્યું કે, જે કોઈ ખોળામાં બાળક હોય તેનાથી અમે કેવી રીતે વાત કરીએ ? (૨૯) એટલામાં (પોતે જ) તે બાળક બોલી ઉઠયો કે, હું અલ્લાહપાક્નો (ખાસ) બંદો છું. તેણે મને કિતાબ (ઈન્જીલ) આપી છે અને મને નબી બનાવ્યો છે. (૩૦) અને હું ગમે ત્યાં રહું, તેણે મને બરકતવાળો બનાવ્યો અને તેણે મને નમાઝ તથા ઝકાતની તાકીદ કરી છે, જ્યાં સુધી કે હું (દુનિયામાં) જીવતો રહું. (૩૧) અને મને પોતાની માતાનો ખરો સેવક બનાવ્યો અને તેણે મને અત્યાચારી-કમભાગ્ય બનાવ્યો નથી. (૩૨) અને મારા ઉપર (અલ્લાહપાક્ના તરફથી) સલામ છે, જે દિવસે કે હું પેદા થયો અને જે દિવસે હું મૃત્યુ પામીશ તથા જે દિવસે સજીવન કરી (પાછો) ઉઠાડવામાં આવીશ. (૩૩) આ છે મરયમ (અલૈ.)ના પુત્ર ઈસા (અલૈ.) (અને આ) તદન સત્ય બીના છે, જેમાં તેઓ ઝઘડો કરે છે. (૩૪) અલ્લાહપાક એવો નથી કે તે અવલાદ

*રાખે. તે તો પાક ઝાત છે. (તેની શાન એવી છે કે) જ્યારે તે કોઈ કામ કરવા ચાહે છે, તો તેને એટલું જ કહે છે કે, "થઈ જા" તો તે થઈ જાય છે. (૩૫) અને (હે નબી સલ. !) લોકોને ફરમાવી દો કે બેશક, અલ્લાહપાક મારો પરવરદિગાર તેમજ તમારો પણ પરવરદિગાર છે. તેથી તેની જ બંદગી કરો. એ જ (દીનનો) સીધો માર્ગ છે. (૩૬) છતાં તે લોકોમાંથી કેટલાક સમૂહે અંદર-અંદર મતભેદ કર્યો, જેથી એ મુન્કિરો માટે એક મહાન દિવસના આવવાથી બહુ ખરાબી (થનાર) છે. (૩૭) જે દિવસે (કિયામતમાં) એ લોકો અમારી પાસે આવશે, તો કેટલા બધા સાંભળતા અને દેખતા થઈ જશે, પરંતુ એ જુલ્મીઓ આજે (દુનિયામાં) સ્પષ્ટ ગુમરાહીમાં છે. (૩૮) અને એ લોકોને પસ્તાવાના દિવસથી ડરાવો, જ્યારે કામનો અંતિમ ફેંસલો કરી દેવામાં આવશે, પણ એ લોકો (આજે) ભૂલમાં (પડેલા) છે. અને ઈમાન લાવતા નથી. (૩૯) (પરંતુ તેઓના મૃત્યુ પછી) અમે જ પૃથ્વી તથા તેના ઉપર વસનારાઓના વારિસ (છેલ્લા માલિક) થઈશું અને તેઓ અમારી જ તરફ પાછા લાવવામાં આવશે. (૪૦)*

આ આયતમાં હઝ. ઈસા (અલૈ.)ની એક ખાસિયતનું વર્ણન કરવામાં આવ્યું છે કે, તેઓ બાળપણમાં પારણામાં કે જે ઉંમરમાં બાળકો વાતચીત કરવાની ક્ષમતા ધરાવતા નથી હોતા, એવા સમયે પણ વાતચીત કરશે. જેમકે બીજી આયતમાં ઉલ્લેખ થયો છે. અમુક લોકોએ શરૂઆતમાં હઝરત ઈસા (અલૈ.)ના જન્મ પછી હઝરત મરયમ (અલૈ.) ઉપર તોહમત લગાવીને તેમને મહેણાં-ટોણાં મારવા લાગ્યા, તે સમયે જન્મજાત શીશુ હઝરત ઈસા (અલૈ.) બોલી ઉઠ્યા : **"ઈન્ની અબ્દુલ્લાહ"** (હું અલ્લાહનો બંદો છું.) અને સાથે સાથે આ આયતમાં એ પણ કહેવામાં આવ્યું છે કે, તેઓ જ્યારે આધેડ ઉંમરના થશે, તો પણ લોકો સાથે વાતચીત કરશે. અત્રે એ વાત વિચારવા યોગ્ય છે કે, બાળપણની હાલતમાં વાતચીત કરવી એક મોઅજિઝો અને નિશાની હતી એનું વર્ણન કરવું અત્રે યોગ્ય જણાય છે, પરંતુ આધેડ ઉંમરમાં લોકો સાથે વાતચીત કરવી તો સામાન્ય બાબત છે. તે દરેક વ્યક્તિ મુઅમિન, કાફિર, આલિમ, જાહિલ બધા જ કરી શકે છે.

તો પછી આ આયતમાં તેને હઝરત ઈસા (અલૈ.)નો એક ખાસ ગુણ અને વિશેષ ખાસિયત બતાવવાનો શું અર્થ છે ?!

આ સવાલનો એક જવાબ એ છે, જે બયાનુલ કુર્આનની તફસીરથી સમજમાં આવે છે કે, અસલ હેતુ બાળપણમાં વાતચીત કરશે એવું જાહેર કરવાનો જ છે. એની સાથે સાથે આ આયતમાં મોટી ઉંમરમાં વાતચીત કરવાનો ઉલ્લેખ એટલા માટે કરવામાં આવ્યો કે, તેમની બાળપણની વાતચીત એવી નહિ હોય જેમકે સામાન્ય રીતે નાના બાળકો વાતચીત કરતા હોય છે. બલ્કે અત્યંત બુદ્ધિપૂર્વકની જ્ઞાનસભર, સૂઝબૂઝયુક્ત ઉચ્ચ કક્ષાની વાતચીત હશે. જેમકે કોઈ પુખ્તવયનો વ્યક્તિ વાતચીત કરે છે. અને જો હઝરત ઈસા (અલૈ.)ની ઘટના અને તેમના ઈતિહાસ પર વિચાર કરવામાં આવે તો આ સ્થળે પુખ્ત વયમાં વાતચીત કરવાનો ઉલ્લેખ કરવામાં એક આગવું આશ્ચર્યજનક રહસ્ય છે અને તે આ છે કે, ઈસ્લામ અને કુર્આની અકીદહ (માન્યતા) પ્રમાણે હઝરત ઈસા (અલૈ.)ને સદેહે જીવતા જ આસમાન પર ઉઠાવી લેવામાં આવ્યા છે. રિવાયતોથી એવું સાબિત થાય છે કે, હઝરત ઈસા (અલૈ.)ને આસમાન પર ઉઠાવી લેવામાં આવ્યા ત્યારે તેમની ઉંમર ૩૦-૩૫ વર્ષની હતી, જે ભરપૂર યુવાનીનો સમયકાળ હોય છે. ''આધેડ ઉંમર'' જેને અરબીમાં ''કહલન'' કહેવામાં આવે છે, તે ઉંમર તો આ દુનિયામાં તેમની થઈ જ ન હતી. માટે આધેડ ઉંમરમાં લોકો સાથે વાતચીત ત્યારે જ થઈ શકે છે, જ્યારે કે તેઓ આ દુનિયામાં પાછા આવવાના હોય ! એટલા માટે જેવી રીતે તેમની શીશુ અવસ્થા (બાળપણ)ની વાતચીત એક મોઅજિઝો હતો, એ જ પ્રમાણે તેમની આધેડ ઉંમરની વાતચીત પણ એક મોઅજિઝો જ હશે !

તેઓ (હઝરત મરયમ અલૈ.) બોલ્યા, હે મારા પરવરદિગાર ! મને કેવી રીતે બાળક પૈદા થશે ? જ્યારે કે મને કોઈ પુરૂષે (સહશયત સ્વરૂપે) હાથ પણ લગાવ્યો નથી, (અને કોઈ બાળક જાઈઝ પદ્ધતિથી સ્વાભાવિક રીતે પુરૂષ વિના જન્મ નથી લઈ શકતું, તો ખબર નથી આમ જ ફક્ત અલ્લાહપાકના હુકમથી બાળક પૈદા થશે અથવા તો મને નિકાહ કરવાનો

હુકમ કરવામાં આવશે ?) અલ્લાહ તઆલાએ (જવાબમાં ફરિશ્તા દ્વારા) ફરમાવ્યું, આવી જ રીતે (વિના પુરૂષે બાળક) થશે. (કારણ કે) અલ્લાહ તઆલા જે ઈચ્છે છે પૈદા કરી દે છે (એટલે કે કોઈ વસ્તુને પૈદા થવા માટે ફક્ત અલ્લાહપાકનો ઈરાદો કરવો પૂરતો છે, કોઈ માધ્યમ અથવા ખાસ કારણની તેને આવશ્યક્તા નથી અને તેનો ઈરાદો કરવાની રીત એ છે કે,) જ્યારે કોઈ વસ્તુ પૂરી કરવા ઈચ્છે છે, તો તેને કહી આપે છે કે, (હાજર) થઈ જા ! બસ, તે વસ્તુ (હાજર) થઈ જાય છે. (બસ, જે વસ્તુને માધ્યમ વિના અને કોઈ સ્રોત વિના હાજર થવાનું કહી આપે છે, તો એ એમ જ હાજર થઈ જાય છે.)

## પુરૂષ વિના માત્ર સ્ત્રીથી બાળક પેદા થઈ જવું તર્ક અને બુધ્ધિ વિરૂધ્ધની અશક્ય બાબત નથી :

ગર્ભ અને બાળકનો જન્મ કોઈ પુરૂષના માધ્યમ વિના પ્રાકૃતિક નિયમોથી વિરૂદ્ધ મોઅજિઝા સ્વરૂપે છે અને મોઅજિઝો એક દુર્લભ ઘટના હોય છે. પરંતુ તે અલ્લાહપાકની કાબૂ બહારની વાત નથી, બલ્કે આવી દુર્લભ ઘટનાઓ અલ્લાહપાકની શક્તિનો પરચો વધારે જાહેર કરે છે અને આ બાબતને સંપૂર્ણ અશક્ય બાબત કહી શકાય નહીં. કારણ કે મેડિકલ સાયન્સ પ્રમાણે સ્ત્રીના જનન અવયવોમાં જે પ્રવાહી હોય છે, તે બાળકના જનમ માટે માત્ર નિષ્ક્રિય તત્વ નથી, બલ્કે તે સક્રિય છે અને તેનામાં એવી ક્ષમતા છે કે, તે કોઈ પુરૂષના સ્પર્શ વિના પણ આપમેળે ગર્ભ ધારણ કરી શકે છે. *(ઈબ્ને સીના)* પ્રખ્યાત મેડિકલ સાયન્ટીસ્ટે તેના પુસ્તક "અલ કાનૂન"માં લખ્યું છે કે, અમુક ખાસ પ્રકારના રોગમાં જેને "રજા" કહેવામાં આવે છે, તેમાં અધૂરો ગર્ભ સ્ત્રીના ગર્ભાશયમાં કોઈ પુરૂષના માધ્યમ વિના જ આકાર પામે છે. બસ તો જ્યાં સુધી શક્યતાની વાત છે, પુરૂષના માધ્યમ વિના ફક્ત સ્ત્રીથી બાળક પેદા થવું તદન અશક્ય બાબત નથી. કારણ કે અમુક અસામાન્ય કારણો આ શક્યતાને વધારે છે. *(બયાનુલ કુર્આન)*

આ આયતમાં અલ્લાહ તઆલાએ હઝરત મરયમ (અલૈ.)ને ખજૂરનું

ઝાડ હલાવવાનો હુકમ આપ્યો. જ્યારે કે તેની કુદરતમાં એ પણ હતું કે, તેને હલાવ્યા વિના પોતે જ ખજૂરો તેમના ખોળામાં આવી જાય, પરંતુ હિકમત એ છે કે, તેમાં રોજી પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરવાનો પાઠ મળે છે અને એ પણ બતાવ્યું છે કે, રોજી પ્રાપ્ત કરવામાં કોશિશ અને મહેનત કરવું તવક્કુલ (અલ્લાહ ઉપરના ભરોસા)ની વિરોધી બાબત નથી. *(રૂહુલ મઆની)*

**"ફઅતત્ બિહી કવ્મહા તહ્મિલુહ્"** આ શબ્દોથી દેખીતું એ જ છે કે, હઝરત મરયમ (અલૈ.)ને જ્યારે ગૈબી ખુશખબરીઓ દ્વારા સંતોષ થઈ ગયો કે, અલ્લાહ તઆલા મને બદનામી અને અપમાનથી બચાવશે, તો પોતે જ પોતાના નવજાત શિશુને લઈને પોતાના ઘરે પાછા આવી ગયા. પછી આ પાછા આવવાની ઘટના પેદાઈશના કેટલાય દિવસો પછી બની. એના વિશે ઈબ્ને અસાકીરની રિવાયત હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)થી એ છે કે, જન્મના ચાલીસ દિવસ પછી જ્યારે નિફાસથી ફારિગ થઈને પવિત્ર થઈ ચૂક્યા ત્યારે તેઓ પોતાના કુટુંબીજનો પાસે આવ્યા.

**"ઈન્ની અબ્દુલ્લાહ"** એક રિવાયતમાં છે કે, જે વખતે કુટુંબના લોકોએ હઝરત મરયમ (અલૈ.)ની નિંદા કરવાનું શરૂ કર્યું ત્યારે હઝ. ઈસા (અલૈ.) દૂધ પી રહ્યા હતા, જ્યારે તેમણે તે લોકોની નિંદા સાંભળી તો દૂધ પીવાનું છોડી દીધું અને પોતાની ડાબી કરવટનો સહારો લઈને તેમના તરફ ધ્યાન કેન્દ્રિત કર્યું અને શહાદતની આંગળીથી ઈશારો કરીને આ શબ્દો કહ્યા : **"ઈન્ની અબ્દુલ્લાહ"** હું અલ્લાહપાકનો બંદો છું. આ પ્રથમ શબ્દમાં જ હઝરત ઈસા (અલૈ.)એ તે ગેરસમજનો રદિયો આપી દીધો કે, જો કે મારી પેદાઈશ મોઅજિઝા સ્વરૂપે થઈ છે, પરંતુ હું ખુદા નથી, હું અલ્લાહપાકનો બંદો છું. જેથી લોકો મારી પૂજામાં સપડાઈ ન જાય.

**"આતાનિયલ કિતાબ વજઅલની નબિય્યા"** આ શબ્દોમાં હઝરત ઈસા (અલૈ.)ને પોતાની દૂધ પીવાની ઉંમરમાં અલ્લાહ તઆલા તરફથી નુબૂવ્વત અને કિતાબ મળવાની ખબર આપી. જ્યારે કે કોઈ પયગમ્બરને ચાલીસ વર્ષની ઉંમર પહેલાં નુબૂવ્વત અને કિતાબ નથી મળતી. એટલા

માટે તેનો ભાવાર્થ એ છે કે, અલ્લાહ તઆલાએ નક્કી કરી લીધું છે કે, મને સમય આવ્યે નુબૂવ્વત અને કિતાબ આપશે અને એ બિલ્કુલ એવું જ છે, જેમકે રસૂલે કરીમ (સલ.)એ ફરમાવ્યું, મને નુબૂવ્વત તે સમયે અર્પણ કરી દેવામાં આવી હતી જ્યારે કે હઝરત આદમ (અલૈ.) પેદા પણ થયા ન હતા. તેમનું ખમીર (ગાળો) તૈયાર થઈ રહ્યું હતું અને દેખીતું છે કે, તેનો ભાવાર્થ એ સિવાય નથી કે નુબૂવ્વત અર્પણ કરવાનો વાયદો હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ.) માટે નિશ્ચિત અને યકીની હતો. અહીંયા પણ આ જ નુબૂવ્વત અતા કરવાનું યકીન અને વિશ્વાસ ભૂતકાળના શબ્દ દ્વારા વર્ણન કરવામાં આવ્યું છે. નુબૂવ્વત અતા કરવાની જાહેરાત કરવાથી તે લોકોની બદ્‌ગુમાની દૂર કરી દેવામાં આવી કે, મારી વાલિદહ ઉપર વ્યભિચારનો આક્ષેપ લગાવવો બિલ્કુલ ખોટું છે. કારણ કે મારૂં નબી હોવું અને મને રિસાલત મળવી એ બાબતની દલીલ છે કે, મારી પેદાઈશમાં કોઈ ગુનાહની દખલગીરી નથી.

**"અવ્‌ષાની બિસ્સલાતી વઝ્ઝકાતી"** કોઈ વસ્તુનો હુકમ જ્યારે વધારે તાકીદ સાથે કરવામાં આવે તો તેને "વસિય્યત"ના શબ્દથી ઉલ્લેખ કરવામાં આવે છે. હઝરત ઈસા (અલૈ.)એ આ સ્થળે ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાએ મને નમાઝ અને ઝકાતની વસિય્યત ફરમાવી છે. તેનો ભાવાર્થ એ જ છે કે, ઘણી તાકીદ સાથે આ બંને વસ્તુઓનો મને હુકમ કરવામાં આવ્યો છે.

નમાઝ અને ઝકાત એવી ઈબાદતો છે કે, હઝ. આદમ (અલૈ.)થી લઈને ખાતમુલ અંબિયા (અલૈ.) સુધી દરેક નબી અને રસૂલની શરીઅતમાં તે ફરજ રહ્યું છે. અલબત્ત, વિવિધ શરીઅતોમાં અનેક ખુલાસાઓ અને ગૌણ બાબતો વિવિધ પ્રકારની રહી છે. હઝરત ઈસા (અલૈ.)ની શરીઅતમાં પણ નમાઝ અને ઝકાત ફર્ઝ હતી. રહી વાત એ કે, હઝરત ઈસા (અલૈ.) તો ક્યારેય માલદાર થયા જ નથી, ન તો તેમણે ઘર બનાવ્યું અને ન જ કંઈ ભેગું કર્યું, પછી તેમને ઝકાતનો હુકમ આપવો કઈ બીનાએ છે ? તો તેનો હેતુ સ્પષ્ટ છે કે, તેમની શરીઅતમાં એ કાનૂન બનાવી દેવામાં આવ્યો હતો કે, જે વ્યક્તિની પાસે માલ હોય તેના ઉપર ઝકાત ફર્ઝ છે. હઝરત ઈસા

(અલયહિસ્સલામ) પણ તે હુકમ હેઠળ આવે છે કે, જ્યારે પણ તેમની પાસે ઝકાતના નિસાબ (પ્રમાણ) પ્રમાણે માલ ભેગો થઈ જાય તો ઝકાત અદા કરે, પછી જો જિંદગીભર માલ ભેગો ન થાય તો એનાથી આ બાબતનો નકાર થતો નથી. *(રૂહુલ મઆની)*

**"મા દુમ્તુ હય્યા"** એટલે કે, નમાઝ અને ઝકાતનો હુકમ મારા માટે કાયમી છે, જ્યાં સુધી જીવિત રહું. દેખીતું છે કે, તેનો ભાવાર્થ તે જિંદગી છે, જે આ દુનિયામાં પૃથ્વી ઉપર છે. કારણ કે આ અમલો આ જ પૃથ્વી ઉપર થઈ શકે છે અને અહીંયાંથી જ સબંધિત છે. આસમાન ઉપર ઉઠાવી લીધા પછી નાઝિલ થવાના સમય સુધી રૂખ્સત (છૂટ)નો સમયગાળો છે.

**"બર્રમ બિવાલિદતી"** આ સ્થળે માત્ર વાલિદહ (માતા)નું વર્ણન કર્યું, વાલિદૈનનું (એટલે કે માતા-પિતા)નું નહીં. એમાં એ ઈશારો કરવામાં આવ્યો છે કે, મારી પેદાઈશ મોઅજિઝા સ્વરૂપે વિના બાપે થઈ છે અને બાળપણમાં આ ચમત્કારિક વાતચીત કરવી તેની પૂરતી ગવાહી અને દલીલ છે.

**"ઝાલિક ઈસબ્નુ મરયમ"** હઝરત ઈસા (અલૈ.) વિશે યહૂદીઓ અને નસારા બેહૂદા અને વાહિયાત માન્યતાઓમાં ઈફરાત અને તફરીત (મર્યાદાથી આગળ વધારવા અને મર્યાદાથી ઘટાડવા)માં એ કક્ષાએ પહોંચ્યા હતા કે, નસારાએ તો સન્માનમાં એટલો વધારો કર્યો કે, તેમને ખુદાના બેટા બનાવી દીધા અને યહૂદીઓ તો તેમનું અપમાન કરવામાં એ હદે પહોંચી ગયા કે તેમને યૂસુફ નજ્જારની નાજાઈઝ અવલાદ કહી દીધા, નઉઝુબિલ્લાહ ! અલ્લાહ તઆલાએ તે બંને જૂઠાઓની ભૂલ બતાવીને સાચી પરિસ્થિતિ આ આયતમાં સ્પષ્ટ કરી છે. *(કુર્તુબી)*

**"યવ્મુલ્ હસ્રતિ"** તે દિવસને 'યવમુલ હસ્રત' એટલા માટે કહેવામાં આવ્યો છે કે, જહન્નમવાળાઓને તો એ પસ્તાવો થવો દેખીતો છે કે, જો તેઓ મુઅમિન સાલિહ હોત તો તેમને જન્નત મળી હોત, પરંતુ હવે જહન્નમના અઝાબમાં સપડાયા છે અને એક ખાસ પ્રકારનો પસ્તાવો જન્નતવાળાઓને પણ થશે. જેમકે તબરાની અને અબૂ યઅ્લાએ હઝરત

મઆઝની હદીષથી રિવાયત કરી છે કે, રસૂલ કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, જન્નતવાળાઓને કોઈ વસ્તુનો પસ્તાવો હશે નહીં, એ સિવાય કે જે સમય અલ્લાહપાકની યાદ વિના પસાર કર્યો હોય અને બગવી (રહ.)એ અબૂ હુરૈરહ (રદી.)ની રિવાયતથી વર્ણન કર્યું છે કે, રસૂલે કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, દરેક મૃત્યુ પામનારને અફસોસ અને પસ્તાવાથી વાસ્તો પડશે. સહાબએ કિરામ (રદી.)એ પ્રશ્ન કર્યો કે, આ અફસોસ અને પસ્તાવો કઈ બાબત ઉપર થશે ? તો આપ (સલ.)એ ફરમાવ્યું કે, નેક અમલ કરનારને એ બાબત ઉપર પસ્તાવો થશે કે, હજુ વધારે નેક અમલો કેમ ન કરી લાવ્યો કે જન્નતના દરજ્જાઓ ઔર વધારે મળ્યા હોત અને દુષ્ટ વ્યક્તિને એ બાબત ઉપર પસ્તાવો થશે કે તે પોતાની બદ્કારી (દુષ્ટતા)થી પાછો કેમ ન વળ્યો ? *(મઝહરી)*

(અને હે મરયમ ! આ નવજાત શીશુની એ ફઝીલતો હશે કે) અલ્લાહ તઆલા તેને (આસમાની) કિતાબો અને સમજણની વાતો શીખવાડશે અને ખાસ કરી તવરાત અને ઈન્જીલનું શિક્ષણ આપશે. બધા જ બની ઈસ્રાઈલ માટે (પયગમ્બર બનાવીને નિશાનીઓ આપીને) મોકલશે કે, હું તમારી પાસે (મારી નુબૂવ્વત વિશે) જે દલીલો લઈને આવ્યો છું, તે એ છે કે, હું તમારા (વિશ્વાસ) માટે (માટીના) ગારામાંથી એક એવો આકાર બનાવું છું, જેમકે પક્ષીનો આકાર હોય છે. પછી તેમાં ફૂંક મારૂં છું, જેનાથી તે અલ્લાહપાકના હુકમથી (સજીવ) પક્ષી બની જાય છે. (એક મોઅજિઝો તો આ થયો) અને હું જન્મજાત આંધળાઓ અને કોઢ (સફેદ ડાઘ)ની બીમારીવાળાઓને સાજા કરી આપું છું અને મરેલાને અલ્લાહપાકના હુકમથી જીવતા કરી આપું છું (આ બીજો અને ત્રીજો મોઅજિઝો થયો) અને હું તમને (તે બધું) બતાવી આપું છું કે, તમે જે કંઈ તમારા ઘરોમાં ખાઓ છો અને જે (ઘરોમાં) સંગ્રહો છો (આ ચોથો મોઅજિઝો થયો), નિઃશંક આ (પ્રસ્તુત મોઅજિઝાઓ)માં (મારા નબી હોવાની) પૂરતી દલીલો છે, જો તમે લોકો ઈમાન લાવવા ઈચ્છો તો ! અને હું એવી રીતે આવ્યો છું કે, મારાથી અગાઉની કિતાબ (જે નાઝિલ થઈ હતી, એટલે કે) તવરાતનું

સમર્થન કરૂં છું અને એટલા માટે આવ્યો છું કે, તમારા માટે અમુક એવી વસ્તુઓ (અલ્લાહપાકના હુકમથી) હલાલ કરી આપું, જે તમારા ઉપર (મૂસા અલૈ.ની શરીઅતમાં) હરામ કરવામાં આવી હતી. બસ, (તેનો પ્રતિબંધ મારી શરીઅતમાં રદ થશે) અને (મારો આ રદ કરવાનો દાવો દલીલ વિના નથી, બલ્કે હું સાબિત કરી ચૂક્યો છું કે) હું તમારી પાસે (નુબૂવ્વતની) દલીલો લઈને આવ્યો છું (અને નબીનો કૌલ અને દાવો અગાઉના હુકમો રદ કરવા માટે દલીલ છે). મતલબ એ કે, (જ્યારે મારૂં નબી હોવું દલીલોથી સાબિત થઈ ચૂક્યું તો મારા શિક્ષણ પ્રમાણે) તમે લોકો અલ્લાહ તઆલા(ના હુકમ વિરૂદ્ધ જવા)થી ડરો અને (દીન વિશે) મારૂં કહ્યું માનો (અને મારા દીની શિક્ષણનો ખુલાસો એ છે કે) બેશક, અલ્લાહપાક મારો પણ પરવરદિગાર છે અને તમારો પણ ! બસ તમે તેની બંદગી કરો અને આ જ સીધો માર્ગ છે (એટલે કે આ જ તે સાચો દીન છે, જેમાં અકીદહ અને અમલો બંને સંપૂર્ણ છે તથા આ જ છૂટકારાનો એકમાત્ર અલ્લાહપાક તરફથી આવેલ માર્ગ છે).

**મસ્અલો** : પક્ષીઓની શકલ બનાવવી એક ચિત્ર (મોડલ) હતું, તે તેમની શરીઅતમાં જાઈઝ હતું, આપણી શરીઅતમાં તે જાઈઝ હોવું મન્સૂખ (રદ) થઈ ગયું.

મતલબ કે, ખુશખબરી પ્રમાણે હઝરત ઈસા (અલૈ.) એ જ રીતે ઉચ્ચ કક્ષાના મરતબા સાથે પૈદા થયા અને બની ઈસ્રાઈલ સાથે ઉપરોક્ત પ્રમાણે વાતચીત થઈ તથા તેમને મોઅજિઝાઓ બતાવ્યા, પરંતુ બની ઈસ્રાઈલે હઝરત ઈસા (અલૈ.)ની નુબૂવ્વતનો ઈન્કાર કર્યો.

બસ, જ્યારે હઝરત ઈસા (અલૈ.)એ તેમનો નકાર જોયો (અને ઈન્કારની સાથે સાથે ત્રાસ આપવા માટે તૈયાર થઈ ગયા, તો સંજોગોવસાત્ અમુક લોકો તેમને એવા મળ્યા, જે હવારિય્યિન કહેવાતા હતા) તો (તે હવારિય્યિનને) તેમણે કહ્યું, કોઈ એવો વ્યક્તિ પણ છે, જે (અલ્લાહપાકના દીનમાં વિરોધીઓ અને ઈન્કારીઓના મુકાબલામાં) અલ્લાહ તઆલા માટે

મારા મદદગાર બને ? (જેના કારણે દીનની દઅવતમાં મને કોઈ ત્રાસ ન પહોંચાડે) હવારિય્યિન બોલી ઉઠ્યા કે, અલ્લાહપાકના (દીનના) અમે મદદગાર છીએ. અમે અલ્લાહ તઆલા ઉપર (તમારી દઅવત પ્રમાણે) ઈમાન લાવ્યા અને તમે આ (વાત)ના ગવાહ રહેજો કે, અમે (અલ્લાહ તઆલાના અને તમારા) ફરમાંબરદાર છે. (પછી અલ્લાહપાકનો શુક્ર અદા કરવા માટે અલ્લાહપાક પાસે દુઆ કરી કે) હે અમારા પરવરદિગાર ! અમે ઈમાન લાવ્યા તે વસ્તુઓ (અને હુકમો) ઉપર, જે તેં નાઝિલ ફરમાવ્યું અને અમે તાબેદારી (પૈરવી) કરીએ છીએ (તે) રસૂલની. બસ, (અમારૂં ઈમાન સ્વીકારીને) અમને તે લોકો સાથે લખી લે, જેઓ (પ્રસ્તુત વિષયનું) સમર્થન કરે છે (એટલે કે સંપૂર્ણ મુઅમિનોના જૂથમાં અમારૂં નામ લખી લે).

**મસ્અલા અને બોધપાઠ :**

**"કાલલ્ હવારિય્યુન"** શબ્દ 'હવારી' **"હવ્ર"**થી નીકળ્યો છે. જેનો અર્થ શાબ્દિક ભાષામાં "સફેદી" થાય છે. આ વ્યાખ્યા પ્રમાણે હઝરત ઈસા (અલૈ.)ના નિખાલસ સાથીદારોને તેમના ઈખ્લાસ તથા તેમના હૃદયની શુદ્ધ ભાવનાના કારણે અથવા તો તેમના સફેદ પહેરવેશના કારણે 'હવારી'નો લકબ આપવામાં આવ્યો છે. જેમકે રસૂલુલ્લાહ (સલ.)ના સાથીદારોને **"સહાબી"**નો લકબ આપવામાં આવ્યો છે.

અમુક મુફસ્સિરોએ હવારિય્યીનની સંખ્યા ૧૨ બતાવી છે. ક્યારેક શબ્દ "હવારી" ફક્ત "મદદગાર"ના અર્થમાં પણ બોલવામાં આવે છે. એ જ આધારે એક હદીષમાં ઈરશાદ છે કે, "દરેક નબીનો કોઈ હવારી (એટલે કે નિખાલસ સાથીદાર) હોય છે, મારો હવારી ઝુબૈર છે." *(તફસીરે કુર્તુબી)*

**બોધપાઠ :**

આ આયતમાં ફરમાવવામાં આવ્યું છે કે, ઈસા (અલૈ.)ને જ્યારે લોકોના (એટલે કે બની ઈસ્રાઈલના) કુફ્ર અને તેમના વિરોધનો અનુભવ થયો ત્યારે તેઓ પોતાના મદદગારોને શોધવા લાગ્યા અને તેમણે ફરમાવ્યું કે, **"મન અન્સારી"** શરૂઆતમાં નુબૂવ્વતના હોદ્દાની રૂએ દઅવતના કામમાં

દઅવત શરૂ કરતી વખતે અલ્લાહપાકના હુકમને પૂરો કરવા માટે એકલા જ ઉભા થઈ ગયા હતા. પ્રથમ કોઈ ગૃપ અથવા પાર્ટી બનાવવાની ફિકર કરી ન હતી. જ્યારે આવશ્યક્તા જણાઈ તો એક ગૃપ બની ગયું. વિચાર કરવામાં આવે તો દરેક કામ માટે જીવનમાં આવી જ હિંમત અને પુખ્ત ઈરાદાઓની આવશ્યક્તા હોય છે.

અને તે લોકો (જેઓ બની ઈસ્રાઈલમાંથી આપની નુબૂવ્વતના ઈન્કારી હતા, આપને હલાક કરવા અને આપને ત્રાસ આપવા માટે) ગુપ્ત ષડયંત્રો રચે છે (એટલા માટે દગાબાજી અને ષડયંત્રોથી આપને કેદ કરીને સૂળી પર ચઢાવવા માટે તૈયાર થયા છે) અને અલ્લાહ તઆલાએ (આપને સુરક્ષિત રાખવા માટે) ગુપ્ત તદ્‌બીરો (યુક્તિઓ) કરી છે (જેની વાસ્તવિક્તાની તે લોકોને જરા પણ ગંધ સુદ્ધાં ન આવી શકી. કારણ કે તે જ વિરોધીઓમાંથી એક વ્યક્તિનો અલ્લાહ તઆલાએ હઝરત ઈસા અલૈ. જેવો ચહેરો-મહોરો બનાવી દીધો અને હઝરત ઈસા અલૈ.ને આસમાન ઉપર ઉઠાવી લીધા, જેનાથી તેઓ સુરક્ષિત રહ્યા અને તે હમશકલ સૂળી પર ચઢાવી દેવામાં આવ્યો. તે લોકોને અલ્લાહપાકની આ તદ્‌બીરની જાણ ન થઈ શકી તો તે તદ્‌બીરથી બચવાની તેમનામાં શક્તિ જ ક્યાંથી હોય ?!) અને અલ્લાહ તઆલા બધી તદ્‌બીરો કરવામાં શ્રેષ્ઠ છે. (કારણ કે, અન્યોની યુક્તિઓ કમજોર હોય છે અને ક્યારેક ધૃપાસ્પદ અને અસ્થાને પણ હોય છે. જ્યારે કે અલ્લાહ તઆલાની તદ્‌બીરો મજબૂત હોય છે અને હંમેશા ભલાઈ માટે જ અને ઉચ્ચ કક્ષાની હિકમત અનુસાર જ હોય છે અને આ તદ્‌બીર અલ્લાહ તઆલાએ એવા સમયે કરી) જ્યારે કે (હઝરત ઈસા અલૈ.ને કેદ કરવામાં આવ્યા ત્યારે તેઓ વિચલિત અને પરેશાન થયા) અલ્લાહપાકે ફરમાવ્યું, હે ઈસા (અલૈ.) ! બેશક, (કોઈ ગમ ન કરો) હું તમને (નક્કી સમયે જ કુદરતી) વફાત આપનારો છું (બસ, જ્યારે તમારા માટે એ કુદરતી મૌત નક્કી છે, તો દેખીતું છે કે, આ દુશ્મનોના હાથે તમારી હત્યા થવાથી તમે સુરક્ષિત રહેશો) અને (અત્યારે તો) હું તમને પોતાના (આસમાનોની દુનિયા) તરફ ઉઠાવી લઉં છું અને તમને તે લોકો(ના

આક્ષેપ)થી પવિત્ર કરનારો છું જે (તમારા) ઈન્કારી છે અને જે લોકો તમારા અનુયાયી છે તેમને કયામત સુધી ઉપરવટ રાખીશ તે લોકો ઉપર કે જેઓ (તમારા) ઈન્કારી છે. (ભલે હાલમાં આ મુન્કિરોનો હાથ ઉપર લાગતો હોય) પછી (જ્યારે કયામત આવી જશે ત્યારે) મારા તરફ જ બધા પાછા ફરવાના છો. બસ, (તે સમયે) તમારા (બધાના) વચ્ચે ફેંસલો કરી આપીશ (એ બાબતો વિશે કે) જે બાબતોમાં તમે પરસ્પર મતભેદ કરતા હતા (એટલે કે ઈસા અલૈ. વિશે મતભેદ કરતા હતા).

અને અલ્લાહપાકની સુન્નત (ટેવ) એ છે કે, જ્યારે કોઈ નબીની કૌમ પોતાના જૂઠા, બાતિલ અકીદહ અને હઠધર્મી ઉપર મજબૂતીથી વળગી રહે અને પયગમ્બર (અલૈ.)ની વાત ન માને અને જો તેમના મોઅજિઝા નજરે નિહાળ્યા પછી પણ ઈમાન ન લાવે, તો બે સ્વરૂપોમાંથી એક સ્વરૂપની પરિસ્થિતિ તેમના ઉપર આવી પડે છે. યા તો તે કૌમ ઉપર આસમાની અઝાબ મોકલીને બધાનો નાશ કરવામાં આવે છે. જેમકે આદ, ષમૂદ, કૌમે લૂત, કૌમે સાલિહ વગેરે સાથે આ પ્રકારની ઘટનાઓ ઘટી અથવા તો અલ્લાહ તઆલા તરફથી એવી પરિસ્થિતિનું નિર્માણ થાય છે કે, પોતાના પયગમ્બરને તે "દારૂલ કુફ્ર" (કુફ્રિસ્તાન-અલ્લાહપાકના ઈન્કારીઓની ભૂમિ)થી હિજરત કરીને કોઈ અન્ય સ્થળે વસવાટ કરવાનો હુકમ કરે છે. રસૂલે કરીમ (સલ.)ને એ પ્રમાણેનું સન્માન અને પ્રતિષ્ઠા આપવામાં આવી કે, હિજરત પછી ફરી તેમણે પોતાની કૌમ ઉપર વિજય પ્રાપ્ત કર્યો હતો. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ ઈરાકથી હિજરત કરી સિરીયામાં શરણ લીધું. એ જ પ્રમાણે હઝરત મૂસા (અલૈ.) મિસ્ર (ઈજિપ્ત)થી હિજરત કરીને સિરીયા આવ્યા અને છેવટે ખાતમુન્નબિય્યિન (સલ.) મક્કાથી હિજરત કરીને મદીના ગયા, પછી મદીનાના વસવાટ દરમિયાન જ મક્કા ઉપર વિજય પ્રાપ્ત થયો.

હઝ. ઈસા (અલૈ.)ને યહૂદીઓના ઘેરામાંથી આસમાન ઉપર બોલાવી (ઉઠાવી) લેવા પણ વાસ્તવમાં એક પ્રકારની હિજરત જ હતી. આ હિજરત પછી તેઓ દુનિયામાં પાછા આવીને યહૂદીઓ ઉપર સંપૂર્ણ વિજય પ્રાપ્ત

કરી લેશે. હવે રહી વાત એ કે, હઝરત ઈસા (અલૈ.)ની હિજરતનું સ્વરૂપ તદ્દન અલગ પ્રકારનું અને આસમાન પર બોલાવી લેવા જેવું કેમ છે ? તો અલ્લાહ તઆલાએ તેના વિશે પોતે ફરમાવ્યું છે કે, તેમનું ઉદાહરણ હઝરત આદમ (અલૈ.) જેવું છે. જે રીતે હઝરત આદમ (અલૈ.)ને દુનિયાની બધી મખ્લૂકોથી તદ્દન અલગ રીતે માતા-પિતા વિના પૈદા કર્યા હતા એ જ પ્રમાણે હઝરત ઈસા (અલૈ.)ને પિતા વિના પૈદા કરવામાં આવ્યા હતા અને તેમનું પાલણ-પોષણ પણ અન્ય મખ્લૂકોથી અલગ સ્વરૂપે થયું હતું અને તેમનું મૌત પણ આશ્ચર્યજનક રીતે સેંકડો વર્ષો પછી દુનિયામાં આવીને થશે તો તેમાં કોઈ આશ્ચર્યની વાત નથી કે, તેમની હિજરત પણ અન્યોથી તદ્દન અલગ પ્રકારની હોય ! અહીંયાં કુદરતની અજાયબીઓને જાહિલ નસારા સમજી ન શકવાથી એવા અકીદહમાં ફસાઈ ગયા કે, તેઓ હઝરત ઈસા (અલૈ.)ને ખુદા કહેવા લાગ્યા. જ્યારે કે આ બધા ચમત્કારો અને અજાયબી-ઓમાં જો ચિંતન અને મનન કરવામાં આવે તો હઝરત ઈસા (અલૈ.)ની જિંદગીની પ્રત્યેક પળ અલ્લાહપાકના ફરમાનના તાબે હોવાની, અલ્લાહ તઆલાના બંદા હોવાની તથા તેમના માનવ પ્રજાતિના લક્ષણોની સાબિતી આપે છે. અને એ જ રીતે પ્રત્યેક પ્રસંગે કુર્આને હકીમમાં તેઓ ખુદા કે ખુદાના બેટા હોવાના અકીદહનો રદિયો આપવામાં આવ્યો છે. આસમાન ઉપર ઉઠાવી લેવાની ઘટનાના કારણે હઝરત ઈસા (અલૈ.) ખુદા અથવા ખુદાના બેટા હોવાની શંકા મજબૂત ન થાય એટલા માટે **"મુતવફ્ફીક"** (મૃત્યુ આપીશ)નો ઉલ્લેખ પહેલાં કરવામાં આવ્યો કે જેથી આ પ્રકારની કોઈ શંકાનું કોઈ સ્થાન જ ન રહે અને તેને મૂળમાંથી જ રદ કરવામાં આવે. એટલા માટે હવે આ આયતથી સ્પષ્ટ થઈ ગયું કે, તેનાથી યહૂદીઓના હઝરત ઈસા (અલૈ.)ને કતલ કરવાના અને શૂળી પર ચઢાવવાના હેતુને ધૂળમાં મેળવવાનો હતો અને અલ્લાહ તઆલાએ યહૂદીઓના ઈરાદાઓને માટીમાં ભેળવી દીધા. આ શબ્દોનો ક્રમ આગળ-પાછળ કરવાની વર્ણન-શૈલીથી નસારાની એ માન્યતાનો પણ રદિયો થઈ ગયો કે, જેમાં તેઓ હઝરત ઈસા (અલૈ.)ને ખુદાના બેટા સમજે છે કે, વાસ્તવમાં તે ખુદા કે

તેના બેટા ન હતા, બલ્કે તેમના માટે પણ મૌતનો એક નિશ્ચિત સમય છે. તેમને પણ કુદરતી અને નૈસર્ગિક મૌત આવવાનું જ છે.

ઈમામ રાઝી (રહ.)એ તફસીરે કબીરમાં ફરમાવ્યું છે કે, "કુર્આને કરીમમાં આ રીતે ક્રમની આગળ-પાછળની ગોઠવણી કુર્આનમાં ઘણી જગ્યાએ આવી છે. મસ્લિહતના કારણે જે ઘટના પાછળ બનવાની હોય છે તેને પ્રથમ વર્ણન કરવામાં આવે છે અને જે ઘટના અગાઉ બની હોય અથવા બનવાની હોય છે, તેને પાછળથી વર્ણન કરવામાં આવે છે."

*(તફસીરે કબીર : પેજ-૪૮૧, ભાગ-૨)*

**હઝરત ઈસા (અલૈ.)ને અલ્લાહ તઆલાના પાંચ વાયદાઓ :**

આ આયતમાં અલ્લાહ તઆલાએ યહૂદીઓના મુકાબલામાં હઝરત ઈસા (અલૈ.)ને પાંચ વાયદાઓ કર્યા છે.

પ્રથમ વાયદો એ હતો કે, તેમની મૌત યહૂદીઓના હાથે કતલ થવા સ્વરૂપે નહીં થાય, તેઓને નૈસર્ગિક રીતે સ્વાભાવિક અને નિશ્ચિત સમયે મૌત આવશે અને તે સમય કયામત નજીક આવશે. જ્યારે ઈસા (અલૈ.) આસમાનથી પૃથ્વી ઉપર નાઝિલ થશે, જેમકે ઘણી મુતવાતિર (અનેક) સહીહ હદીષોમાં આ બાબત વિસ્તારપૂર્વક મૌજૂદ છે અને તેનો અમુક ભાગ આગળ ઉપર વર્ણન થશે.

બીજો વાયદો આસમાની દુનિયા તરફ ઉઠાવી લેવાનો હતો. આ વાયદો પૂરો કરવામાં આવ્યો. જેના પૂરા કરવાની ખબર સૂરએ નિસાઅ્ની આ આયતમાં આપવામાં આવી. **"વમા કતલૂહુ યકીનન્ બર્રફઅહુલ્લાહુ ઈલયહિ"** ખરેખર, તેમને યહૂદીઓએ કતલ નથી કર્યા, બલ્કે અલ્લાહ તઆલાએ તેમને પોતાના તરફ ઉઠાવી લીધા.

ત્રીજો વાયદો તેમના દુશ્મનોની તહોમતો (આક્ષેપો)થી પવિત્ર કરવાનો હતો. **"વમુતહ્હિરૂક મિનલ્લઝીન કફરૂ"**માં આ એવી રીતે પૂરો થયો કે, ખાતમુલ અંબિયા (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) તશરીફ લાવ્યા અને યહૂદીઓના બધા ખોટા આક્ષેપોથી તેમને પવિત્ર જાહેર કર્યા. દાખલા તરીકે

યહૂદીઓ હઝરત ઈસા (અલૈ.) વિના બાપે પૈદા થયા હોવાથી તેમની નસ્લ વિશે મહેણાં-ટોણાં મારતા હતા. કુર્આન શરીફે આ આક્ષેપને એવું ફરમાવીને રદ કર્યો કે, તેઓ ફક્ત અલ્લાહ તઆલાની કુદરત અને તેના હુકમથી વિના બાપે પૈદા થયા હતા અને આ કોઈ આશ્ચર્યની બાબત નથી. હઝરત આદમ (અલૈ.)ની પૈદાઈશ તેનાથી વધારે તાઝઝુબની વાત છે કે, તેઓ માતા અને પિતા બંને વિના પૈદા કરવામાં આવ્યા હતા.

યહૂદીઓ હઝરત ઈસા (અલૈ.) ઉપર ખુદાઈનો દાવો કરતા હોવાનો આક્ષેપ મૂકતા હતા. કુર્આન શરીફની ઘણી આયતોમાં હઝ. ઈસા (અલૈ.) વિશે તેમના આ દાવાના વિરોધમાં પોતે અલ્લાહપાકના બંદા હોવાનો અને પોતે અલ્લાહપાકની બંદગી કરતા હોવાનો તથા પોતાના મનુષ્ય હોવાનો એકરાર ઘણી જગ્યાએ વર્ણન થયો છે.

ચોથો વાયદો **"વજાઈલુલ્લઝીન ત્તબઉક"** 'જેમણે તમારૂં અનુસરણ કર્યું તેમને....'માં હઝરત ઈસા (અલૈ.)ના અનુયાયીઓને કયામત સુધી તેમના ઈન્કારીઓ ઉપર વિજયી રાખવામાં આવશેનો વાયદો થયો છે. અહીંયાં હઝરત ઈસા (અલૈ.)ના અનુયાયી હોવાનો મતલબ ફક્ત તેમની નુબૂવ્વતને માનવાનો છે. તેમના બધા હુકમો ઉપર ઈમાન અને આસ્થા રાખવાની શરત નથી. એટલા માટે તેમાં નસારા અને અહલે ઈસ્લામ બંને શામેલ થઈ ગયા કે, તેઓ હઝરત ઈસા (અલૈ.)ની રિસાલતનો એકરાર કરે છે. એ બીજી વાત છે કે, ફક્ત આટલો અકીદહ રાખવો આખિરતમાં છૂટકારો મેળવવા માટે પૂરતું નથી. બલ્કે આખિરતનો છૂટકારો એ બાબત ઉપર અવલંબિત છે કે, હઝરત ઈસા (અલૈ.)ના બધા જ હુકમો ઉપર અકીદહ ધરાવી ઈમાન રાખે અને હઝરત ઈસા (અલૈ.)ના કતઈ (ઠોસ) અને જરૂરી હુકમોમાંથી એક એ પણ હતો કે, તેમના પછી ખાતમુલ અંબિયા (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ઉપર ઈમાન લાવવામાં આવે. નસારા તેમના આ અકીદહ ઉપર ઈમાન લાવ્યા નહીં એટલા માટે આખિરતના છૂટકારાથી મહરૂમ (વંચિત) રહી ગયા. મુસલમાનોએ તેના ઉપર પણ અમલ કર્યો એટલા માટે તેઓ આખિરતના છૂટકારાના હકદાર બની ગયા.

પરંતુ દુનિયામાં યહૂદીઓ ઉપર વિજયી રહેવાનો વાયદો ફક્ત હઝરત ઈસા (અલૈ.)ની નુબૂવ્વતના સ્વીકાર ઉપર નિર્ભર હતો. એટલા માટે દુનિયામાં નસારા અને મુસલમાનોને યહૂદીઓ ઉપર હંમેશા વિજય પ્રાપ્ત રહ્યો છે અને ચોક્કસ કયામત સુધી રહેશે.

જ્યારે અલ્લાહપાકે આ વાયદો કર્યો હતો તે સમયથી આજ સુધી હંમેશા એ બાબતની સાબિતી ચાલી આવે છે કે, યહૂદીઓના મુકાબલામાં ઈસાઈઓ અને મુસલમાનો હંમેશા વિજયી રહ્યા છે. તેમની જ હુકૂમતો દુનિયામાં સ્થાયી થઈ અને કાયમ રહી છે.

**ઈઝરાઈલની પ્રવર્તમાન સરકારના અસ્તિત્વથી ઉપરોક્ત માન્યતામાં કોઈ શંકા ઉભી કરી શકાતી નથી :**

ઈઝરાઈલની પ્રવર્તમાન સરકારની વાસ્તવિક્તા રશીયા, યુરોપ અને અમેરિકાના ઈસાઈઓની સંયુક્ત લશ્કરી છાવણીથી વિશેષ કશું નથી, જે એમણે મુસલમાનો વિરૂદ્ધ મધ્યપૂર્વમાં બનાવી રાખી છે. એક દિવસ માટે પણ જો રશીયા, અમેરિકા અથવા યુરોપના બીજા દેશો પોતાનો હાથ ઈઝરાઈલના માથા ઉપરથી હટાવી લે તો ઈઝરાઈલ દુનિયાના નકશામાંથી ભૂંસાઈ જતું આખી દુનિયા પોતાની નજરે જોઈ શકે છે. એટલા માટે ઈઝરાઈલની સરકાર અને તેની સત્તાની વાસ્તવિક્તા જાણનારા લોકોની નજરમાં ઈઝરાઈલનું સ્વરૂપ એક લશ્કરી છાવણીથી વિશેષ નથી અને માની લો કે, કદાચ તેને યહૂદીઓની પોતાની એક આગવી સરકાર સમજી લેવામાં આવે તો પણ ઈસાઈઓ અને મુસલમાનોના મુકાબલામાં તેઓ હંમેશા દબાયેલા અને પરાજિત સ્થિતિમાં હોવાનો ક્યો સૂઝબૂઝ ધરાવનાર વ્યક્તિ ઈન્કાર કરી શકે છે ?! ચાલો, તેનાથી પણ આંખ આડા કાન કરો! કયામત નજીક આવશે ત્યારે અમુક દિવસો માટે યહૂદીઓના વિજયની અને તેમના છવાય જવાની ખબર તો પોતે ઈસ્લામની અસંખ્ય રિવાયતોમાં મૌજૂદ છે. જો આ દુનિયાને હવે વધારે બાકી રહેવાનું ન હોય અને કયામત નજીક આવી ચૂકી છે, તો ઈસ્લામની રિવાયતો અનુસાર આવું

થવું ઈસ્લામની માન્યતા (અકીદા)ઓ વિરૂદ્ધની બાબત નથી અને આવા થોડા દિવસના શોર-બકોર અને હો-હાને કોઈ કાયમી સરકાર કે સત્તા કે રાષ્ટ્ર કહી ન શકાય.

પાંચમો વાયદો કયામતના દિવસે તેમના ધાર્મિક વિરોધનો ફેંસલો કરવાનો છે. તો આ વાયદો પણ પોતાના નિશ્ચિત સમયે જરૂર પૂરો થશે. જેમકે આયતમાં ઈરશાદ થયો છે : **"ષુમ્મ ઈલય્ય મરજિઉકુમ ફઅહ્કુમુ બયનકુમ"** "ત્યારબાદ તમારે મારા તરફ જ પાછા આવવાનું છે. બસ, હું તમારા દરમિયાન ફેંસલો કરી આપીશ." *(સૂરહ-૩, આયત-૫૫)*

સૂરએ આલિ ઈમ્રાનમાં અલ્લાહ તઆલાએ હઝરત ઈસા (અલૈ.)ના દુશ્મન યહૂદીઓના ઈરાદાઓને નિષ્ફળ બનાવવા અને હઝરત ઈસા (અલૈ.)ને તેમના ષડયંત્રોથી બચાવવાના સિલસિલામાં પાંચ વાયદા કર્યા હતા, આ વાયદાઓમાં એક વાયદો એ પણ હતો કે, યહૂદીઓને હઝરત ઈસા (અલૈ.)ની હત્યા કરવાની શક્તિ આપવામાં ન આવે, બલ્કે તેમને અલ્લાહ તઆલા પોતાના તરફ ઉઠાવી લેશે. આ આયતમાં યહૂદીઓની શરારતો અને જૂઠા દાવાઓને વર્ણન કરીને તે અલ્લાહપાકના વાયદાની પૂર્ણતા અને યહૂદીઓના ગલત દાવાઓનું વિગતવાર વર્ણન કરવામાં આવ્યું છે અને યહૂદીઓના હઝરત ઈસા (અલૈ.)ની હત્યા કરવાના દાવાને રદ કરવામાં આવ્યો છે.

આ આયતમાં સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે, **"વમા કતલૂહુ વમા સલબૂહુ"** એટલે કે, યહૂદીઓએ હઝરત ઈસા ઈબ્ને મરયમ (અલૈ.)ને કતલ નથી કર્યા અને ન જ સૂળીએ ચઢાવ્યા, બલ્કે પરિસ્થિતિ એવી ઉપસ્થિત થઈ કે, આ ઘટનાને તેમના માટે શંકાસ્પદ બનાવી દેવામાં આવી.

## યહૂદીઓને શા માટે શંકા થઈ ?

**"વલાકિન શુબ્બિહ લહુમ"** તફસીરના નિષ્ણાંત ઈમામ ઝહ્હાક (રહ.) ફરમાવે છે કે, "ઘટના એ રીતે બની કે, જ્યારે યહૂદીઓએ હઝરત મસીહ (અલૈ.)ની હત્યા કરવાનો ઈરાદો કર્યો તો હઝરત ઈસા (અલૈ.)ના

હવારી (નિકટના સાથીઓ) એક જગ્યાએ ભેગા થઈ ગયા. હઝરત મસીહ (અલૈ.) પણ તેમની પાસે હાજર થઈ ગયા. ઈબ્લીસે યહૂદીઓની એક ટૂકડીને કે જેઓ હઝરત ઈસા (અલૈ.)ની હત્યા માટે તૈયાર ઉભી હતી, હઝરત ઈસા (અલૈ.)નું સ્થળ બતાવી દીધું અને ચાર હજાર માણસોએ મકાનને ઘેરી લીધું. હઝરત ઈસા (અલૈ.)એ પોતાના હવારીઓને કહ્યું કે, તમારામાંથી કોઈ વ્યક્તિ એ માટે તૈયાર છે કે, બહાર નીકળે અને તે શહીદ થઈ જાય અને પછી જન્નતમાં મારી સાથે હોય. તેમાંથી એક વ્યક્તિએ પોતાની જાતને એ માટે રજૂ કરી. હઝરત ઈસા (અલૈ.)એ તેમને પોતાનો કુરતો અને અમામો આપ્યો, પછી તેને હઝરત ઈસા (અલૈ.) સમાન બનાવી દેવામાં આવ્યો અને જ્યારે તે વ્યક્તિ બહાર આવ્યો તો યહૂદીઓ પકડીને લઈ ગયા અને તેને શૂળી પર ચઢાવી દીધો અને હઝરત ઈસા (અલૈ.)ને ઉઠાવી લેવામાં આવ્યા.'' *(કુર્તુબી)*

અમુક રિવાયતોમાં છે કે, યહૂદીઓએ એક વ્યક્તિ તૈતલાનૂસને હઝરત ઈસા (અલૈ.)ને કતલ કરવા માટે મોકલ્યો હતો. હઝરત ઈસા (અલૈ.) તો મકાનમાં ન મળ્યા, એટલા માટે કે અલ્લાહ તઆલાએ તેમને ઉઠાવી લીધા હતા અને આ વ્યક્તિ જ્યારે ઘરમાંથી નીકળ્યો તો તેને હઝરત ઈસા (અલૈ.)નો હમશકલ બનાવી દેવામાં આવ્યો હતો અને યહૂદીઓ એવું સમજ્યા કે, આ જ ઈસા (અલૈ.) છે અને એટલા માટે તેમણે પોતાના જ માણસને કતલ કરી નાંખ્યો. *(મઝહરી)*

આમાંથી જે પણ પરિસ્થિતિ બની હોય બધાની શક્યતા અને સંભાવના છે, કુર્આને કરીમે કોઈ ખાસ પરિસ્થિતિ નક્કી રીતે નથી બતાવી. એટલા માટે વાસ્તવિક્તાનું જ્ઞાન તો ફક્ત અલ્લાહપાકને જ છે. અલબત્ત, કુર્આને કરીમના આ વાક્ય અને અન્ય તફસીરી રિવાયતોથી એ ખુલાસો જરૂર મળે છે કે, યહૂદીઓ અને નસારાને જબરદસ્ત ગેરસમજ થઈ ગઈ હતી. વાસ્તવિક ઘટના એમનાથી ગુપ્ત રહી અને પોતપોતાના અનુમાન અને અટકળો પ્રમાણે તેમણે જાતજાતના દાવાઓ કર્યા અને તેમના અંદર-અંદર જ મતભેદો પેદા થઈ ગયા. આ વાસ્તવિક્તાનો કુર્આને કરીમે આ શબ્દોમાં

ઈશારો કર્યો છે. **"વઈન્નલ્લઝીન ખ્તલફૂ ફીહી લફી...."** તેમની પાસે સાચા ઈલ્મના પાયા ઉપર કોઈ ચોક્કસ વાત નથી, જે જે લોકોએ હઝરત ઈસા (અલૈ.) વિશે મતભેદ કરીને જાતજાતના દાવા કર્યા છે, આ બધી શંકા અને અટકળોની વાતો છે. સાચી પરિસ્થિતિ આ પ્રસંગ વિશે એ છે કે, તેમણે હઝરત મસીહ (અલૈ.)ને ચોક્કસ કતલ નથી કર્યા, બલ્કે અલ્લાહ તઆલાએ તેમને પોતાના તરફ ઉઠાવી લીધા.

અમુક રિવાયતોમાં એ પણ છે કે, અમુક લોકોને આ બાબતનું યકીન થવા લાગ્યું તો તેમણે કહ્યું કે, "આપણે તો આપણા જ માણસની હત્યા કરી નાંખી છે. એટલા માટે કે, આ મરનાર વ્યક્તિનો ચહેરો તો હઝરત મસીહ (અલૈ.) જેવો છે, પરંતુ તેનું બાકીનું શરીર તેમના જેવું નથી અને એ કે, આ મરનાર જો મસીહ (અલૈ.) છે તો આપણો માણસ ક્યાં છે ? અને જો આ આપણો માણસ છે તો મસીહ (અલૈ.) ક્યાં છે ?"

**"વકાનલ્લાહુ અઝીઝન્ હકીમા"** અલ્લાહ જલ્લ શાનુહૂ જબરદસ્ત કુદરતવાળો અને સંપૂર્ણ રીતે છવાયેલો છે. યહૂદીઓ લાખ વખતે હત્યા કરવાના ષડયંત્રો રચે, પરંતુ જ્યારે અલ્લાહપાકે હઝરત ઈસા (અલૈ.)ની સુરક્ષાની જવાબદારી લીધી હોય તો તેની શક્તિ અને કાબૂ સામે તેમના ષડયંત્રોની શું હેસિયત છે ? તે સઘળી શક્તિનો માલિક છે. ફક્ત ભૌતિક-વાદના પૂજારીઓ હઝરત ઈસા (અલૈ.)ને ઉઠાવી લેવાની વાસ્તવિક્તાને ન સમજી શકે તો તે તેમની કમજોરી છે. અલ્લાહપાક હિકમતવાળો છે, તેના દરેક કામમાં કોઈ હિકમત અને મસ્લિહત છુપાયેલી હોય છે.

## હઝરત ઈસા (અલૈ.) વિરૂદ્ધ યહૂદીઓનું નિષ્ફળ કાવત્રુ :

જ્યારે યહૂદીઓની દુશ્મનાવટ હદથી વધી ગઈ અને તેઓ હઝરત ઈસા (અલૈ.)ને કતલ કરવા માટે કાવતરાં કરવા લાગ્યા, ત્યાર પછી હઝરત ઈસા (અલૈ.) દિવસે બયતુલ મુકદ્દસમાં ઉપદેશ આપતા અને રાત એક પહાડની ઝૈતુનની ઝાડીમાં કોઈ વૃક્ષ નીચે અલ્લાહ તઆલાની બંદગી અને દુઆમાં ગુજારતા હતા. બાદશાહે આપને પકડવા માટે માણસો મોકલ્યા,

તો યહૂદીઓએ એકત્ર થઈ ઘણી જ શોધખોળ કર્યા પછી ઈસા (અલૈ.)ને પકડયા અને શહેરમાં લાવી એક મકાનમાં અંદર કેદ કરી બીજા દિવસે શૂળીએ ચઢાવવાનો નિશ્ચય કર્યો અને યહૂદીઓ આખી રાત તે ઘરનો પહેરો ભરતા રહ્યા. આ મોકા પર પોતાનો જીવ બચાવવા સઘળા હવારીઓ પણ નાસી ગયા હતા. તે વખતે અલ્લાહ તઆલાએ ઈસા (અલૈ.)ને ઉદ્દેશીને ધીરજ આપતાં કેટલીક બાબતોનો વાયદો કર્યો, જેનું આ આયતમાં વર્ણન છે. પહેલો વાયદો શત્રુઓના પંજાથી મુક્ત કરી હાલમાં આકાશ પર ઉઠાવી લેવા અને બુરા લોકોના પડોશથી પવિત્ર કરવાનો છે. તો આ વાયદો તે જ વખતે પૂરો કર્યો, જેની ખબર છઠ્ઠા સીપારામાં આ શબ્દોથી આપી : **"રફઅહુલ્લાહુ ઈલયહિ"** કે અલ્લાહ તઆલાએ પોતાના તરફ ઉઠાવી લીધા. તેઓ હાલ આકાશ પર જીવતા છે. અલ્લાહ તઆલાએ તે જ રાત્રે તે મકાનમાંથી હઝરત ઈસા (અલૈ.)ને ઉઠાવી લીધા. પછી સવારમાં યહૂદીઓએ એક માણસને ઘરમાં એ હેતુથી મોકલ્યો કે હઝરત ઈસા (અલૈ.)ને પકડીને બહાર લાવે; પણ તેણે અંદર જઈ જોયું તો કોઈ દેખાયું નહિ. જ્યારે તે તપાસ કરીને ઈસા (અલૈ.)ના અંદર નહિ હોવાની ખબર આપવા બહાર નીકળવા લાગ્યો, ત્યારે અલ્લાહ તઆલાએ તેનું સ્વરૂપ ઈસા (અલૈ.) જેવું બનાવી દીધું. તેના બહાર નીકળતાં જ તેનું મુખ જોઈને લોકો તેને વળગી પડ્યા. તે ઘણું કહેતો રહ્યો કે હું તો પકડવા જનાર તમારો સાથી છું. પણ કોઈએ સાંભળ્યું નહિ અને તેને શૂળીએ ચઢાવી પથ્થરો મારી તેનો પ્રાણ લીધો. બીજો આ વાયદો કર્યો કે, ભલેને અત્યારે શત્રુઓની સંખ્યા તમને ઘણી લાગે છે; પરંતુ હવે પછી તમારી નુબૂવ્વતને નહિ માનનારાઓ પર તમારા માનનારાઓ જ કિયામત સુધી ગાલિબ રહેશે. તો આ વાયદો પણ બહુ જલ્દી પૂરો થયો અને યહૂદીઓની સત્તાનો અંત આવી જઈ ઝલીલ અને તુચ્છ બની ગયા. આજ સુધી એ લોકો જ્યાં પણ વસે છે, ત્યાં હઝરત ઈસા (અલૈ.)ની નુબૂવ્વતના માનનારા એટલે ઈસાઈઓ અને મુસલમાનોમાંથી કોઈના પણ શરણે થઈ રૈયત બનીને જ રહે છે. અને કિયામત સુધી એવી જ અવદશામાં રહેશે. આ તો દુનિયાની શિક્ષા થઈ,

આખિરતની શિક્ષા માટે પણ આયતના અંતમાં ત્રીજા વાયદા તરીકે ફરમાવ્યું કે, કિયામતના દિવસે ધર્મ સબંધી જેટલા નાહક મતભેદો ઉત્પન્ન કર્યા છે, તે સૌનો ફેંસલો કરી આપશે.

અલ્લાહપાક ફરમાવે છે કે, અને તે (યહૂદી) કાફિરોએ દગાબાજી કરી અને અલ્લાહ તઆલાએ યુક્તિ કરી અને અલ્લાહપાકની યુક્તિ સર્વથી શ્રેષ્ઠ છે. (૫૪)

**હઝરત ઈસા (અલૈ.)ની જિંદગી અને હઝરત ઈસા (અલૈ.) ફરીવાર નાઝિલ થવાનો મસ્અલો :**

દુનિયામાં ફક્ત યહૂદીઓનું કહેવું એવું છે કે, ઈસા (અલૈ.)ની હત્યા થઈ અને તેમની લાશને દફન કરવામાં આવી અને હવે તેઓ ફરી જીવતા થશે નહીં. તેમની આ વિચારસરણીની વાસ્તવિક્તા કુર્આન શરીફે સૂરએ નિસાઅ્ની આયતમાં સ્પષ્ટ કરી દીધી છે અને આ આયત **“વમકરૂ વ મકરલ્લાહુ”** વડે એ તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે, અલ્લાહપાકે હઝરત ઈસા (અલૈ.)ના દુશ્મનોના ષડયંત્રો અને યુક્તિ-પ્રયુક્તિઓને તેમના પોતાના તરફ જ ઉલટાવી દીધી અને જે યહૂદીઓ હઝરત ઈસા (અલૈ.)ની હત્યા કરવા મકાનમાં ગયા હતા, અલ્લાહ તઆલાએ તેમનામાંથી જ એક વ્યક્તિનો ચહેરો-મહોરો (શકલ-સૂરત) હઝરત ઈસા (અલૈ.) જેવી બનાવી દીધી અને હઝરત ઈસા (અલૈ.)ને સદેહે જીવતા જ આસમાન ઉપર ઉઠાવી લીધા. આયત આ પ્રમાણે છે : **“વમા કતલૂહુ વમા સલબૂહુ વલાકિન શુબ્બિહ લહુમ”** ‘‘ન તેમણે ઈસા (અલૈ.)ને કતલ કર્યા, ન જ શૂળી પર ચઢાવ્યા, પરંતુ અલ્લાહ તઆલાની તદ્બીરે તેમને (યહૂદીઓને) શંકામાં નાંખી દીધા !’’ (એટલે કે તેઓ પોતાના જ માણસને કતલ કરી ખુશ થઈ ગયા). *(સૂરહ-૪, આયત-૧૫૭)*

નસારાનું કહેવું એવું હતું કે, હઝરત ઈસા (અલૈ.) કતલ થઈને મૃત્યુ તો પામ્યા, પરંતુ તેમને ફરી સજીવન કરીને આસમાન પર ઉઠાવી લેવામાં આવ્યા. પ્રસ્તુત આયતમાં તેમના આ ખોટા અકીદહનો પણ રદિયો

આપવામાં આવ્યો છે અને બતાવવામાં આવ્યું કે, જેવી રીતે યહૂદીઓ પોતાના જ માણસને કતલ કરીને ખુશીઓ મનાવી રહ્યા હતા, એવી જ રીતે ઈસાઈઓ પણ એવા જ ધોકામાં રહી ગયા કે, જેમની હત્યા કરવામાં આવી તે હઝરત ઈસા (અલૈ.) જ હતા. **"શુબ્બિહ લહુમ"** (મળતાપણાના કારણે તેઓ શંકામાં પડી ગયા) "યહૂદીઓ અને ઈસાઈઓ બંનેને આ શબ્દો લાગુ પડે છે."

આ બંને સમુદાયોથી બિલ્કુલ વિરૂદ્ધ પ્રકારની ઈસ્લામની માન્યતા (અકીદહ) છે, જેને આ આયતમાં અને બીજી અનેક આયતોમાં ખૂબ સ્પષ્ટતાથી વિસ્તૃત રીતે વર્ણન કરવામાં આવી છે કે, અલ્લાહ તઆલાએ યહૂદીઓના હાથથી છૂટકારો અપાવવા માટે હઝરત ઈસા (અલૈ.)ને આસમાન ઉપર જીવતા જ સદેહે ઉઠાવી લીધા. ન તો તેમને કતલ કરી શકાયા, ન જ તેમને શૂળી પર ચઢાવી શકાયા ! તેઓ સદેહે જીવતા જ આસમાન ઉપર છે અને કયામત નજીક આસમાનથી નાઝિલ થઈને યહૂદીઓ ઉપર વિજય પ્રાપ્ત કરશે અને છેવટે પોતાના સ્વાભાવિક મૌતથી આ દુનિયામાંથી વિદાય લેશે.

હઝરત ઈસા (અલૈ.)ને જીવતા સદેહે આસમાન ઉપર ઉઠાવી લેવાનો અને તેમના જીવતા રહેવાનો અને પછી કયામત અગાઉ પૃથ્વી પર ઉતરવાનો અકીદહ કુર્આને કરીમની "નુસૂસે કતઈ" (કોઈ રીતે રદ ન કરી શકાય અથવા શંકા ન કરી શકાય એવા સ્પષ્ટ અને ચોખ્ખા કુર્આનના હુકમ) દ્વારા અને મુતવાતિર હદીષો દ્વારા સાબિત થયેલ છે. જેની નિશાનીઓ આગવી કિતાબો અને પુસ્તિકાઓ સ્વરૂપે પ્રકાશિત કરવામાં આવી છે. જેમાંથી અમુકના નામ ઉપર દર્શાવવામાં આવ્યા છે. આ વિષયની સંપૂર્ણ વિગત અને તહકીક માટે આ કિતાબો અને પુસ્તકોનો અભ્યાસ કરવો જોઈએ.

અહીંયાં ફક્ત એક વાત તરફ ધ્યાન અપાવું છું, જેના ઉપર નજર કરવાથી થોડી પણ બુદ્ધિ ધરાવતી ન્યાયપ્રિય વ્યક્તિને આ વિષયમાં કોઈ શંકાની સંભાવના બાકી રહેશે નહીં. સૂરએ આલિ ઈમ્રાનના અગિયારમાં

રુકૂઅમાં અલ્લાહ તઆલાએ પાછલા નબીઓનું વર્ણન ફરમાવ્યું, તેમાં હઝરત આદમ, નૂહ, આલિ ઈબ્રાહીમ, આલિ ઈમ્રાન (અલૈ.) વગેરેનું વર્ણન એક જ આયતમાં સંયુક્ત રીતે કરવાને પૂરતું સમજ્યું. ત્યાર પછી લગભગ ૩ રુકૂઅ અને ૨૨ આયતોમાં હઝરત ઈસા (અલૈ.) અને તેમના કુટુંબનું વર્ણન વિસ્તારપૂર્વક અને છણાવટથી કરવામાં આવ્યું. પોતે ખાતમુન્નબિય્યીન (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) કે જેમના ઉપર આ કુર્આન નાઝિલ થયું છે, ખુદ તેમનું પણ આટલું વિગતવાર વર્ણન કુર્આનમાં આવ્યું નથી. હઝરત ઈસા (અલૈ.)ના નાનીમાંનું વર્ણન, તેમની મન્નતનો ઉલ્લેખ, તેમના વાલિદહની પૈદાઈશ, તેમનું નામ, તેમના પાલણ-પોષણના ખુલાસાનું વિગતવાર વર્ણન, પછી હઝરત ઈસા (અલૈ.)નું માતાના ગર્ભમાં આવવું, પછી તેમના જન્મનો વિસ્તૃત અહેવાલ, જન્મ પછી માતાના ખાવા-પીવા વગેરેનું વર્ણન, પોતાના કુટુંબમાં બાળકને લઈને આવવું, પછી આ બાબતે લોકોના મહેણાં-ટોણાં, જન્મ સમયે હઝરત ઈસા (અલૈ.)ને મોઅજિઝા સ્વરૂપે વાતચીત કરવાની શક્તિ આપવી, પછી તેમનું યુવાન થવું અને યુવાન થઈને કૌમને ઈસ્લામની દઅવત આપવી, કૌમનો વિરોધ-વંટોળ, હવારિય્યીનની મદદ, યહૂદીઓનો ઘેરો, હઝરત ઈસા (અલૈ.)ને જીવતા આકાશ ઉપર ઉઠાવી લેવાનું વર્ણન વગેરે પછી મુતવાતિર હદીષોમાં તેમની વિશેષ લાયકાત અને સિફતો, તેમની શકલ-સૂરત, તેમના વ્યક્તિત્વનો પ્રભાવ, પહેરવેશ, ખાન-પાન વગેરેની સંપૂર્ણ વિગતવાર છણાવટ, આ એવી પરિસ્થિતિ છે કે, કુર્આન અને હદીષમાં કોઈ નબી અને રસૂલની હાલતનું આટલું વિગતવાર વર્ણન કરવામાં આવ્યું નથી. આ બાબત દરેક વ્યક્તિને વિચારવાનું આમંત્રણ આપે છે કે, આટલું લાંબુ વર્ણન કેમ થયું ? અને કઈ હિકમતના કારણે થયું ?

જરા વિચાર કરો ! તો વાત સ્પષ્ટ થશે કે, હઝરત ખાતમુન્નબિય્યીન (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) અંતિમ નબી છે, આપ (સલ.) પછી કોઈ બીજા નબી આવનાર નથી. એટલા માટે આપ (સલ.)એ પોતાની તઅલીમમાં એ બાબતની ખૂબ કાળજી રાખી છે કે, કયામત સુધી જે જે તબક્કામાંથી

અને પરિસ્થિતિઓમાંથી ઉમ્મત પસાર થવાની છે, તેના વિશે તેમને વિસ્તૃત માર્ગદર્શન આપવામાં આવે. એટલા માટે આપ (સલ.)એ એ બાબતની કાળજી રાખી કે, આપ (સલ.) પછી જેમનું અનુસરણ કરવામાં આવશે તે લોકો કેવા હશે ? તે ખૂબ જ વિસ્તારપૂર્વક સૈદ્ધાંતિક રીતે ઉલ્લેખ કરીને સ્પષ્ટ રીતે બતાવી દીધું અને અમુક લોકોના નામો પણ નક્કી કરીને ઉમ્મતને તેમનું અનુસરણ કરવાની તાકીદ પણ કરી. તેનાથી વિપરીત તે ગુમરાહ (સીધા માર્ગથી ભટકેલા) લોકોની પણ જાણ કરી, જેમનાથી દીન અને ઉમ્મતને ભય હતો.

પાછળથી આવનાર ગુમરાહ લોકોમાં સૌથી મોટો વ્યક્તિ મસીહ દજ્જાલ હશે, જેનો ફિત્નો ખૂબ સખત અને ગુમરાહ કરનારો હશે. એટલા માટે તેની હાલત અને લક્ષણોનું વર્ણન કર્યું કે, તેના આવવાના સમયે ઉમ્મતને તેના ગુમરાહ હોવામાં શંકાની કોઈ સંભાવના બાકી ન રહે એટલા માટે જાહેર કરવામાં આવે કે, પાછળથી આવનારા સુધારકો અને અનુસરણ કરવા યોગ્ય બુઝુર્ગોમાં સૌથી શ્રેષ્ઠ હઝરત ઈસા (અલૈ.) છે, જેમને અલ્લાહ તઆલાએ નુબૂવ્વત અને રિસાલતથી નવાજ્યા અને તેઓને દજ્જાલના ફિત્નાથી મુસલમાનોને બચાવવા આસમાન ઉપર જીવંત રાખ્યા અને કયામત અગાઉ તેઓને દજ્જાલને કતલ કરવા માટે નિયુક્ત કરવામાં આવશે. એટલા માટે એ બાબતની આવશ્યક્તા હતી કે, હઝરત ઈસા (અલૈ.)ની હાલત, સિફતો અથવા તેમની ખાસિયતો અને ગુણ-લક્ષણોથી ઉમ્મતને એટલી હદે માહિતગાર કરવામાં આવે કે હઝરત ઈસા (અલૈ.)ના પૃથ્વી ઉપર નાઝિલ થવાના સમયે કોઈ વ્યક્તિ તેમને ઓળખવામાં શંકા ન કરે.

હઝરત ઈસા (અલૈ.)ના વિગતવાર ખુલાસામાં ઘણી બધી હિકમતો અને મસ્લિહતો રહેલી છે. દાખલા તરીકે ઉમ્મત તેમને ઓળખવામાં શંકા કરે તો તેમના નાઝિલ થવાનો હેતુ જ માર્યો જાય અને ઉમ્મતે મુસ્લિમહ તેમનો સાથ ન આપે તો પછી તેઓ ઉમ્મતની મદદ અને સહકાર કેવી રીતે કરે !?



બીજું, હઝરત ઈસા (અલૈ.) જો કે તે સમયે નુબૂવ્વત અને રિસાલતની ફરજ સાથે આ દુનિયામાં નહિ આવે, બલ્કે હઝરત મુહમ્મદ (સલ.)ની ઉમ્મતની આગેવાની અને તેમની ઈમામત માટે ખલીફએ રસૂલ (સલ.) સ્વરૂપે આ પૃથ્વી ઉપર નાઝિલ થશે, પરંતુ વ્યક્તિગત રીતે તેમને નુબૂવ્વતનો હોદ્દો અને રિસાલત પ્રાપ્ત થયેલ છે, તો તે હોદ્દા પરથી તેઓને બરતરફ પણ કરવામાં નહીં આવે, બલ્કે તે સમયે તેમનું ઉદાહરણ એક એવા ગવર્નર જેવું હશે, જે પોતાના રાજ્યનો ગવર્નર છે. પરંતુ કોઈ કારણસર બીજા રાજ્યમાં ચાલ્યો ગયો છે, તો એ જે રાજ્યમાં ગયો છે, ત્યાં તે ગવર્નરના હોદ્દા પર નથી, પરંતુ પોતાના રાજ્યના ગવર્નરના હોદ્દાથી બરતરફ પણ નથી થયો. ખુલાસો એ છે કે, હઝરત ઈસા (અલૈ.) તે સમયે પણ નુબૂવ્વત અને રિસાલતની પોતાની આગવી વિશેષતાથી અલગ નહીં થાય અને જેવી રીતે તેમની નુબૂવ્વતનો ઈન્કાર કરવો તેમના સમયમાં કુફ્ર હતું, એ જ રીતે તેમના નાઝિલ થવાના સમયે તેમની નુબૂવ્વતનો ઈન્કાર કુફ્ર કહેવાશે. એટલા માટે ઉમ્મતે મુહમ્મદિય્યહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને જેઓ પ્રથમથી જ હઝરત ઈસા (અલયહિસ્સલામ)ની નુબૂવ્વત ઉપર કુર્આનના હુકમો અને હદીષોની ખબરના આધારે ઈમાન લાવ્યા છે તેઓ તેમના નાઝિલ થવાના સમયે તેમને ઓળખવાથી ઈન્કાર ન કરી બેસે. એટલા માટે તેમની સિફતો, નિશાનીઓ, ગુણ-લક્ષણો અને ખાસિયતોનો સ્પષ્ટ અને વિગતવાર ઉલ્લેખ કરવો જરૂરી હતો.

ત્રીજું, હઝરત ઈસા (અલૈ.) નાઝિલ થવાની ઘટના દુનિયાના અંતના નિકટ સમયે બનશે. જો તેમની નિશાનીઓ અને હાલત મોઘમ હોત તો શક્ય છે કે, કોઈ બીજો વ્યક્તિ મસીહ ઈસા ઈબ્ને મરયમ (અલૈ.) હોવાનો જૂઠો દાવો કરી બેઠો હોત ! પરંતુ કુર્આન-હદીષમાં વર્ણન થયેલ તેમની નિશાનીઓ અને સિફતો દ્વારા આવા જૂઠા દાવાને રદ કરી શકાય છે. જેમકે હિન્દુસ્તાનમાં મિરઝા કાદિયાનીએ દાવો કર્યો હતો કે, હું મસીહ મવઉદ છું અને ઉમ્મતના ઉલમાએ તે મરદૂદના દાવાને આ જ નિશાનીઓના આધારે રદ કર્યો હતો.





ખુલાસો એ છે કે, આ જગ્યાએ અને અન્ય પ્રસંગે હઝરત ઈસા (અલૈ.)ની હાલત અને સિફતો એટલી વિસ્તારપૂર્વક વર્ણન થઈ છે કે, કયામતના નિકટ સમયે તેમના પૃથ્વી ઉપર નાઝિલ થવાની અને દુનિયામાં ફરીવાર આવવાની ખબર આ વર્ણનો દ્વારા મળે છે.

## યહૂદીઓની શરારત તથા હઝરત ઈસા (અલૈ.) વિશેના ભ્રમનું ટૂંકમાં વર્ણન :

**"સૂરએ નિસાઅ"**માં અલ્લાહપાક ફરમાવે છે : *હે મુહમ્મદ (સલ.) ! કિતાબવાળાઓ (યહૂદીઓ) આપનાથી એ માંગણી કરે છે કે, તેઓની પાસે આપ આકાશથી એક લખાયેલી કિતાબ મંગાવી આપો, તો તેઓ મૂસા (અલયહિસ્સલામ) પાસે એ કરતાંય મહાન વસ્તુ માંગી ચૂક્યા છે, (અર્થાત, એકે) તેમણે કહ્યું હતું કે, અમને રૂબરૂમાં અલ્લાહપાક દેખાડી આપો. તો તેઓની આ ગુસ્તાખીના કારણે તેઓના ઉપર વીજળી આવી પડી; ફરી તેઓની પાસે સ્પષ્ટ નિશાનીઓ (મુઅ્જિઝહ) પહોંચ્યા પછી પણ તેઓએ વાછરડાને (પૂજવા માટે) ઠેરવી લીધો, તો અમે તે પણ માફ કર્યું હતું, અને અમે મૂસા (અલયહિસ્સલામ)ને જાહેરી ફતેહમંદી આપી. (૧૫૩) અને અમે તેઓથી (તવરાત અનુસાર ચાલવાનો) કરાર લેવા માટે તેઓના ઉપર તૂર (પર્વત) ઉઠાવ્યો હતો અને અમે તેઓને હુક્મ કર્યો હતો કે દરવાજામાં આજિજી કરતાં દાખલ થજો અને અમે તેઓને આ હુક્મ (પણ) આપ્યો હતો કે શનિવારે (શરીઅતની) હદથી આગળ ન વધજો, અને (એ ઉપરાંત ઘણી વાતોનો) અમે તેઓથી પાકો કરાર લીધો. (૧૫૪) (છતાં કરાર તોડયા) તો તેઓના કરાર તોડવાના કારણે અને અલ્લાહ તઆલાના હુક્મોનો ઈન્કાર કરવાના કારણે તથા નબીઓના નાહક ખૂન કરવાના કારણે તેમજ તેઓના એમ કહેવાના કારણે (તેઓને શિક્ષા મળી) કે અમારા દિલોના ઉપર પરદા છે, (પણ ખરૂં જોતાં પરદા નથી) બલ્કે તેઓના કુફ્રના કારણે અલ્લાહપાકે તેઓના દિલો પર છાપ-મહોર મારી દીધી છે, જેથી ઘણા થોડાઓ સિવાય તેઓ ઈમાન લાવતા નથી. (૧૫૫) તેમજ તેઓના (એક ખાસ) કુફ્રના કારણે અને મરયમ (અલૈ.)ના ઉપર (વ્યભિચારનો)*



ગંભીર આરોપ મૂક્વાના કારણે (૧૫૬) તેમજ તેઓના એમ કહેવાના કારણે (શિક્ષા મળી) કે અમે હઝરત મરયમ (અલયહિસ્સલામ)ના પુત્ર ઈસા મસીહ (અલયહિસ્સલામ)ને કતલ કરી નાખ્યા, જે અલ્લાહ તઆલાના રસૂલ (કહેવાતા) હતા, અને (ખરું જુઓ તો) તેઓએ તેમને નથી કતલ ર્ક્યા કે નથી શૂળીએ ચડાવ્યા, પરંતુ તેઓની સમક્ષ તે(ના જેવું) જ સ્વરૂપ બની ગયું; એ વિષયમાં (યહૂદીઓ-ખ્રિસ્તીઓ)ના જે લોકો જુદી જુદી વાતો કરે છે તેઓ એ વિશે ખરેખર શંકામાં જ પડ્યા છે, તેઓને એ બાબતની કંઈ જ ખબર નથી, માત્ર અનુમાન ઉપર જ ચાલી રહ્યા છે. અને બેશક, તેઓએ તેમને કતલ ર્ક્યા જ નથી. (૧૫૭) બલ્કે અલ્લાહ તઆલાએ તેમને પોતાના તરફ (આકાશ પર) ઉઠાવી લીધા અને અલ્લાહ તઆલા જોરાવર (કુદરતવાળો તથા) હિક્મતવાળો છે. (૧૫૮)

## ખ્રિસ્તીઓની ગલત માન્યતાઓનું ખંડન :

હે કિતાબવાળાઓ ! (ખ્રિસ્તીઓ) પોતાના ધર્મ(ની વાત)માં હદથી ન વધો અને અલ્લાહપાક્ના સબંધમાં સત્ય સિવાય કંઈ ન કહો. બેશક, મસીહ જે મરયમ (અલૈ.)ના પુત્ર ઈસા (અલૈ.) છે, તે અલ્લાહપાક્ના રસૂલ અને તેનો એક શબ્દ (એટલે તેના એક હુક્મથી પેદા થયેલા) છે, જે (હુક્મ)ને અલ્લાહપાકે મરયમ (અલૈ.)ના તરફ પહોંચાડયો હતો અને તે (અલ્લાહ તઆલા)ના તરફથી એક રૂહ છે; માટે અલ્લાહપાક્ને તથા તેના રસૂલોને (તેમાંના શિક્ષણ અનુસાર) માનો અને એમ ન કહો કે ત્રણ ખુદા છે, (અને આ વાતથી) અટકી જાઓ (તો) તમારે માટે સારૂં છે. બેશક, અલ્લાહપાક એક્લો જ મઅબૂદ છે, (અને) અવલાદના સબંધથી તે પાક છે. જે કંઈ આકાશોમાં અને જે કંઈ પૃથ્વીમાં છે, તે સૌ તેનું જ છે અને અલ્લાહપાક કાર્યસાધક હોવામાં (એક્લો જ) બસ છે. (૧૭૧) મસીહ (અલૈ.)ને આ વાતથી કદી પણ શરમ (અને ઈન્કાર) નથી કે તે અલ્લાહ તઆલાના બંદા બને અને ન તો મુકર્રબ ફરિશ્તાઓને (આ વાતની શરમ) છે, અને (કેવી રીતે શરમ કરે ? કારણ કે) જેને અલ્લાહપાક્ની બંદગીથી કલંક લાગે અને

તે અભિમાન કરે તો (તેને યાદ રાખવું જોઈએ કે) તે અલ્લાહપાક સૌને (બદલો આપવા) પોતાની પાસે જરૂર એકઠા કરશે. (૧૭૨)

## કિયામતમાં હઝરત ઈસા અલયહિસ્સલામની ગવાહી :

અને (તે વખત પણ યાદ કરવા લાયક છે) જ્યારે અલ્લાહપાક (કિયામતના દિવસે) ફરમાવશે કે, હે મરયમ (અલૈ.)ના પુત્ર ઈસા (અલૈ.) ! શું આપે લોકોને એમ કહ્યું હતું કે અલ્લાહ તઆલાના સિવાય મને તેમજ મારી માં (મરયમ અલૈ.)ને પણ બે મઅબૂદ (પૂજવા લાયક) ઠેરવો ? (ઈસા અલૈ.) અરજ કરશે કે, તું (એવી બાબતોથી) પવિત્ર જ છે (તો પછી) મારા માટે લાયક ન હતું કે હું એવી વાત કરૂં, જેના કહેવાનો મને કંઈ જ હક ન હતો; (છતાં) જો મેં એવું કહ્યું હશે તો તને તેની જરૂર ખબર હશે; (કારણકે) મારા મનમાં જે વાત છે, તે સુદ્ધાં તું જાણે છે, પણ તારા ઈલ્મમાં જે કંઈ છે, તેને હું જાણતો નથી. બેશક, તું જ સઘળી ગુપ્ત વાતોને ખૂબ જાણનાર છે. (૧૧૬) મેં તેઓને બીજું કાંઈ કહ્યું નથી, પરંતુ જે વાતોનો તેં મને હુકમ કર્યો હતો, (તે જ કહ્યું હતું એટલે) કે અલ્લાહપાકની બંદગી કરો, જે મારો પરવરદિગાર તેમજ તમારો પણ પરવરદિગાર છે. વળી, હું તેઓમાં રહ્યો ત્યાં સુધી જ તેઓ(ની હાલત)થી માહિતગાર રહ્યો, પછી જ્યારે તેં મને ઉઠાવી લીધો તો તું જ તેઓ(ના હાલ)થી માહિતગાર હતો અને તું દરેક વસ્તુની સંપૂર્ણ ખબર રાખનાર છે. (૧૧૭) (હવે) જો તું તેઓને શિક્ષા કરે તો (વાજબી છે, કારણકે) તેઓ તારા બંદા છે, અને જો તું તેઓને માફ કરી દે, તો (પણ તને સત્તા છે.) ખરેખર, તું જબરદસ્ત (અને) હિકમતવાળો છે. (૧૧૮)

## સૂરએ આલે ઈમ્રાન ઉતરવાનું કારણ :

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના મદીના શરીફ હિજરત કર્યા બાદ યહૂદીઓએ આપને સાચા માનવા છતાં ઈસ્લામ કબૂલ ન કર્યો, પરંતુ ઈસ્લામી દલીલોથી જરૂર પ્રભાવિત થઈ ગયા. ત્યારે મદીના શરીફની થોડે દૂર આવેલ નજરાન શહેરના અગ્રગણ્ય અને મોભાદાર ખ્રિસ્તીઓનું

એક પ્રતિનિધિમંડળ ધર્મસબંધી વાદ-વિવાદ માટે મદીના શરીફ આવ્યું. જેમાં સાઈઠ માણસો હતા. તેઓ હઝરત ઈસા (અલૈ.)ને (નઉઝુબિલ્લાહ) અલ્લાહ તઆલાના પુત્ર માનતા હતા. જેથી આપ (સલ.) સાથે દલીલ કરવા માંડયા કે, તમે જ્યારે તેમને અલ્લાહપાકના પુત્ર માનતા નથી તો પછી બતાવો કે તેમના બાપ કોણ હતા ?

આપ (સલ.)એ તૌહીદની સ્પષ્ટ દલીલો રજૂ કરી અને કહ્યું કે, તમે લોકો પણ અલ્લાહ તઆલાને હંમેશાથી (અઝલી) માનો છો, પરંતુ હઝરત ઈસા (અલૈ.) તો ખાતા-પીતા, ચાલતા-ફરતા, ઉંઘતા-જાગતા બધા જ કામો કરતા હતા. તે ઉપરાંત તેમને મૌત પણ આવશે. અને અલ્લાહપાક તો આ સઘળી વસ્તુઓથી પાક છે. તો પછી હઝરત ઈસા (અલૈ.) તેમના પુત્ર કેવી રીતે થઈ શકે છે. અને દિકરો તો બાપ જેવો જ હોવો જોઈએ. માટે જો હઝરત ઈસા (અલૈ.) અલ્લાહપાકના પુત્ર હોત તો તે કોઈપણ વસ્તુના મોહતાજ-જરૂરતમંદ ન હોતે. પરંતુ તે તો સઘળી વસ્તુના મોહતાજ છે. તો ખ્રિસ્તીઓ લાજવાબ થઈ ગયા. તો આ સૂરતની શરૂઆતથી લઈ એંસીથી પણ વધુ આયતો ઉતરી અને શરૂઆત તૌહીદથી કરી ખ્રિસ્તીઓના બધા સવાલોના જવાબો આપવામાં આવ્યા.

શરૂમાં ફરમાવ્યું : અલ્લાહપાક એવા છે કે, તેમના સિવાય અન્ય કોઈ ઈબાદત (પૂજા) કરવાને લાયક નથી.

અલ્લાહપાક જોરાવર હોવાથી પાપીઓ કદી તેના કબ્ઝામાંથી છૂટી શકતા નથી. એવા પાપીઓને જરૂર સઝા આપશે. આમાં ખ્રિસ્તીઓની માન્યતાનો રદ કરવામાં આવે છે કે, જે પ્રકારનો સંપૂર્ણ અધિકાર અલ્લાહ તઆલાને છે, તે હઝરત ઈસા અલયહિસ્સલામને નથી.

અલ્લાહપાકનો ઈલ્મ સંપૂર્ણ હોવાથી જગતની કોઈ વસ્તુ કે બાબત પળવાર પણ તેનાથી છૂપી રહી શકતી નથી. જ્યારે હઝરત ઈસા (અલૈ.)ને અલ્લાહપાક બતાવે એટલી જ વાતની જાણ થઈ શકે છે. માટે તે ખુદા કેવી રીતે થઈ શકે છે ? અને જ્યારે કે બાઈબલમાં પણ આ જ પ્રમાણે છે.



## ખ્રિસ્તી ડેપ્યુટેશનના પ્રશ્નનો અસરકારક ઉદાહરણિય જવાબ :

*બેશક, ઇસા (અલયહિસ્સલામ)ના પેદા થવાની મિસાલ અલ્લાહ તઆલાની નજીક આદમ (અલયહિસ્સલામ) જેવી છે કે, તેમને (માં-બાપ વિના) માટીથી બનાવ્યા. ફરી તેમને હુકમ કર્યો કે, (જીવતા) "થઈ જાઓ" તો તે (જીવતા) થઈ ગયા. (૫૯)*

નજરાનથી જે ઈસાઈ ડેપ્યુટેશન આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પાસે આવ્યું હતું, તેઓના વાદવિવાદ સબંધી પાછું બયાન શરૂ કર્યું. તે લોકોએ હઝરત ઈસા (અલૈ.)ને ખુદા અથવા ખુદાના પુત્ર સાબિત કરવા ઘણા ફાંફાં માર્યા, પણ કંઈ વળ્યું નહિં. અંતે લાચાર થઈ કહેવા લાગ્યા કે, હઝરત ઈસા (અલૈ.) અલ્લાહપાકના પુત્ર નથી તો કોના છે તે બતાવો ! તેના જવાબમાં આ આયત ઉતરી કે, જો હઝરત ઈસા (અલૈ.)નું બાપ વિના પેદા થવું તેમના અલ્લાહ અથવા અલ્લાહપાકના પુત્ર હોવાની દલીલ હોય તો હઝરત આદમ (અલૈ.)ના માતા-પિતા બન્ને ન હોવાથી હઝરત આદમ (અલૈ.) અલ્લાહપાક અથવા અલ્લાહ તઆલાના પુત્ર થવાના વધુ હકદાર છે. છતાં તેમને કોઈ અલ્લાહ કે અલ્લાહપાકના પુત્ર માનતું નથી, તો પછી હઝરત ઈસા (અલૈ.) અલ્લાહ તઆલાના પુત્ર કેવી રીતે થઈ શકે ? વળી, હઝરત આદમ (અલૈ.)ને માતા-પિતા વિના જ માટીથી પેદા કરનાર અલ્લાહ તઆલા હઝરત ઈસા (અલૈ.)ને પણ બાપ વિના પેદા કરી શકે છે. એમાં આશ્ચર્યજનક કઈ બીના છે ? વળી, યહૂદીઓને પણ એમાં ચેતવણી છે કે, હઝરત ઈસા (અલૈ.)ની પેદાઈશ સબંધી ખોટા વિચારો ન કરવા જોઈએ.





## ❀ હઝરત લુકમાન અલયહિસ્સલામ ❀

**હઝરત લુકમાન (અલૈ.)ની નસીહતો :**

**"સૂરએ લુકમાન"**માં છે : અને અમે લુકમાન (અલયહિસ્સલામ)ને શાણપણ આપ્યું (અને હુકમ આપ્યો) કે અલ્લાહપાકનો શુક્ર કર્યા કરો અને જે કોઈ શુક્ર કરશે, તો તે પોતાના જ ભલા માટે શુક્ર કરશે. અને જે કોઈ નાશુક્રી કરશે, તો અલ્લાહપાક બેપરવા (અને) વખાણપાત્ર છે. (૧૨) અને (તે વખતને યાદ કરો) જ્યારે લુકમાન (અલયહિસ્સલામ)એ પોતાના દીકરાને બોધ આપતાં કહ્યું કે, હે દીકરા ! અલ્લાહ તઆલાનો ભાગીદાર ન ઠેરવજો. બેશક, શરીક બનાવવું બહુ ભારે અન્યાય છે. (૧૩)

(લુક્માન અલૈ.એ આ પણ કહ્યું કે) હે દીકરા ! જો કોઈ(ની કંઈ) કરણી રાઈના દાણા બરાબર હોય, પછી તે કોઈ પથ્થરમાં અથવા આકાશોમાં કે પૃથ્વીમાં (ગુપ્ત) હોય, તો પણ અલ્લાહ તઆલા તેને લાવી હાજર કરશે. બેશક, અલ્લાહ તઆલા ગુપ્ત વાતોનો જાણનાર (અને) ખબર રાખનાર છે. (૧૬) હે દીકરા ! નમાઝ કાયમ રાખ અને (લોકોને) સદ્કાર્યોની આજ્ઞા કર અને ખરાબ કૃત્યોથી અટકાવ. વળી, (એમાં) જે સંકટ તારા ઉપર આવી પડે તેને સહન કર. બેશક, એ મહા હિમ્મતના કામ છે. (૧૭) અને લોકોના તરફ (અભિમાનથી) પોતાના ગાલ ન ફુલાવ તથા પૃથ્વી પર ઈતરાજીથી ન ચાલ. બેશક, અલ્લાહ તઆલાને કોઈ ઈતરાજીવાળો ઘમંડી ગમતો નથી. (૧૮) અને તારી ચાલમાં મધ્યમ ગતિ રાખ અને (બોલતી વેળા) પોતાના અવાજને ધીમો કર. બેશક, સૌથી બુરો અવાજ ગધેડાનો અવાજ છે. (૧૯)

હઝરત લુકમાન (અલૈ.) વહબ બિન મુનબ્બહની રિવાયત પ્રમાણે

હઝરત ઐયૂબ (અલૈ.)ના ભત્રીજા હતા અને મુકાતિલે તેમના મસિયાઈ ભાઈ બતાવ્યા છે. તફસીરે બયઝાવી વગેરેમાં છે કે, તેમની ઉંમર લાંબી થઈ, એટલે સુધી કે હઝરત દાવૂદ (અલૈ.)નો સમયકાળ પામ્યા. આ વાત બીજી રિવાયતોથી પણ સાબિત છે કે, હઝરત લુકમાન (અલૈ.) હઝરત દાવૂદ (અલૈ.)ના સમયમાં થયા છે.

હઝરત લુકમાન (અલૈ.) એક દિવસ મોટી સભામાં લોકોને શાણપણની વાતો સંભળાવી રહ્યા હતા. એક વ્યક્તિ આવ્યો અને તેણે પ્રશ્ન કર્યો કે, શું તમે તે નથી, જે મારી સાથે ફલાણા જંગલમાં બકરીઓ ચરાવ્યા કરતા હતા? હઝરત લુકમાન (અલૈ.)એ ફરમાવ્યું કે, હા ! હું તે જ છું. તે વ્યક્તિએ પૂછ્યું કે, પછી આ સ્થાન કઈ રીતે પ્રાપ્ત થયું કે, અલ્લાહપાકની મખ્લૂક તમારૂં સન્માન કરે છે અને તમારા વાક્યોને સાંભળવા માટે દૂર દૂરથી એકઠા થાય છે ? હઝરત લુકમાન (અલૈ.)એ કહ્યું કે, તેનું કારણ મારા બે કાર્યો છે. એક હંમેશા સાચું બોલવું, બીજું વ્યર્થ વાતોથી બચવું. અને એક રિવાયતમાં એ છે કે, હઝરત લુકમાન (અલૈ.)એ ફરમાવ્યું કે, અમુક કામ એવા છે, જેણે મને આ દરજ્જાએ પહોંચાડ્યો, જો તમે અપનાવી લો તો તમને પણ આ જ દરજ્જો અને સ્થાન પ્રાપ્ત થઈ જશે. તે કાર્ય આ છે, પોતાની નજરને નીચી રાખવી અને ઝુબાનને બંધ રાખવી. હલાલ રોજી ઉપર કરકસર કરવી, પોતાના ગુપ્તાંગોની હિફાઝત કરવી, વાતની સચ્ચાઈ ઉપર કાયમ રહેવું, વાયદો પૂરો કરવો, મહેમાનોની ઈઝઝત કરવી, પાડોશીઓનું રક્ષણ કરવું અને વ્યર્થ કાર્યો અને વાતચીતને છોડી દેવી.

## હઝરત લુકમાન (અલૈ.)ને જે ‘હિકમત’ આપવામાં આવી હતી તેનો શું ભાવાર્થ છે ? :

**“હિકમત”** શબ્દ કુર્આને કરીમમાં અનેક અર્થો માટે ઉપયોગી થયો છે. જ્ઞાન, બુદ્ધિ, સહનશીલતા, નૈતિકતા, નુબૂવ્વત, સત્ય મત ઉપર મક્કમ રહેવું વગેરે. અબૂ હય્યાને ફરમાવ્યું છે કે, હિકમતનો ભાવાર્થ તે વાતચીત છે, જેનાથી લોકો બોધપાઠ ગ્રહણ કરે અને દિલોમાં તેની અસર થાય અને

જેને લોકો સુરક્ષિત કરીને અન્યો સુધી પહોંચાડે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)એ ફરમાવ્યું કે, ''હિકમત''નો ભાવાર્થ બુદ્ધિ, સમજદારી અને હોશિયારી છે તથા અમુક લોકોએ ફરમાવ્યું કે, જ્ઞાન પ્રમાણે અમલ કરવો હિકમત છે અને વાસ્તવમાં આ બધામાં કોઈ વિરોધાભાસ નથી. આ બધી જ બાબતો ''હિકમત''માં સામેલ છે. ઉપર તફસીરના ખુલાસામાં હિકમતનો અર્થ સમજદારી અને તેની તફસીર ઈલ્મ ઉપર અમલ કરવાની કરવામાં આવી છે. આ ઘણો જ ઠોસ અને સ્પષ્ટ અર્થ છે.

હઝરત લુકમાન (અલૈ.)ના અમુક હિકમતના વાક્યો વર્ણન કર્યા છે, જે તેમણે પોતાના દિકરાને સંબોધન કરીને ઈરશાદ ફરમાવ્યા હતા. તે હિકમતના વાક્યો કુર્આને કરીમે એટલા માટે નકલ કર્યા છે કે, બીજા લોકો પણ તેનાથી લાભ ઉઠાવે.

આ હિકમતના વાક્યોમાં સૌપ્રથમ તો માન્યતાઓનો પ્રકાશ છે અને તેમાં સૌથી પહેલી વાત એ છે કે, અલ્લાહ તઆલાને સમગ્ર વિશ્વનો સર્જનહાર અને માલિક કોઈ અન્યની ભાગીદારી વિના માને. તેની સાથે કોઈ ગયરૂલ્લાહને ઈબાદતનો ભાગીદાર ન ઠરાવે કે આ દુનિયામાં તેનાથી મોટો અત્યાચાર કોઈ નથી હોઈ શકતો કે, અલ્લાહ તઆલાના કોઈ સર્જનને સર્જનહાર સમાન ઠરાવવામાં આવે. આથી ફરમાવ્યું **''યાબુનય્ય લા તુશ્રિક બિલ્લાહિ ઈન્નશ્શિર્ક લઝુલ્મુન અઝીમ''** આગળ હઝરત લુકમાન (અલૈ.)ની બીજી નસીહતો અને હિકમતના વાક્યો આવ્યા છે, જે પોતાના પુત્રને સંબોધન કરીને ફરમાવ્યા હતા. વચ્ચે અલ્લાહ તઆલાએ શિર્કને મહાન અત્યાચાર હોવાનું અને કોઈપણ હાલતમાં તેની પાસે પણ ન ફરકવાનું માર્ગદર્શન આપવા માટે એક બીજો હુકમ પણ ઈરશાદ ફરમાવ્યો.

**માતા-પિતાનો આભાર માનવો તથા તેમનું આજ્ઞાપાલન કરવું ફર્ઝ છે, પરંતુ અલ્લાહ તઆલાના હુકમ વિરૂદ્ધ કોઈનું આજ્ઞાપાલન જાઈઝ નથી :**

જો કે અમે સંતાનોને પોતાના માતા-પિતાનું આજ્ઞાપાલન અને આભાર

માનવાની ઘણી તાકીદ કરી છે અને પોતાની શુક્રગુઝારી અને આજ્ઞાપાલનની સાથે સાથે માતા-પિતાની શુક્રગુઝારી અને આજ્ઞાપાલનનો હુકમ આપ્યો છે, પરંતુ શિર્ક એવો મોટો અત્યાચાર અને સંગીન અપરાધ છે કે, તે માતા-પિતાના કહેવાથી અને મજબૂર કરવાથી પણ કોઈના માટે જાઈઝ નથી થતું. જો કોઈને તેના માતા-પિતા અલ્લાહપાકની સાથે કોઈને શરીક ઠરાવવા માટે મજબૂર કરવા લાગે તો એ બાબતમાં માં-બાપનું કહ્યું માનવું જાઈઝ નથી.

અત્રે અહીંયાં જ્યારે કે માતા-પિતાના હક્કો અને તેમનો આભાર માનવાનો હુકમ આપવામાં આવ્યો છે, તો તેની હિકમત બતાવવામાં આવી છે કે, તેની માતાએ તેના અસ્તિત્વને ટકાવી રાખવામાં ઘણી મહેનત વેઠી છે કે, નવ મહિના સુધી તો તેને પોતાના પેટમાં રાખીને તેનું રક્ષણ કર્યું અને તેના કારણે જે દરરોજ તેને કમજોરી ઉપર કમજોરી તથા તકલીફ ઉપર તકલીફ વધતી ગઈ, તેને વેઠ્યું. ત્યારબાદ તેના પેદા થયા પછી પણ બે વર્ષ સુધી તેને દૂધ પીવડાવવાની તકલીફ બરદાસ્ત કરી, જેમાં માંને ઘણી મહેનત પણ દિવસ-રાત ઉઠાવવી પડતી હતી અને તેની શારીરિક નબળાઈ પણ આ બધાથી વધે છે અને કારણ કે બાળકના પાલન-પોષણમાં મહેનત અને તકલીફ વધારે માંને ઉઠાવવાની છે. એટલા માટે શરીઅતમાં માંનો હક પિતા કરતાં અગ્રસ્થાને રાખવામાં આવ્યો છે. **“વવસ્સય્નલ્ ઈન્સાન...”**નો આ જ ભાવાર્થ છે અને ત્યાર પછી **“વઈન્ જાહદાક”**માં એ બતાવવામાં આવ્યું છે કે, ગયરૂલ્લાહને અલ્લાહ તઆલાની સાથે ભાગીદાર કરવાના મામલામાં માતા-પિતાનું આજ્ઞાપાલન પણ હરામ છે.

દીનમાં તો તમે તેમનું કહ્યું ન માનો, પરંતુ દુન્યવી કામોમાં દાખલા તરીકે તેમની શારીરિક સેવામાં અથવા આર્થિક ખર્ચાઓ વગેરેમાં ઉણપ ન રાખો, બલ્કે દુન્યવી વ્યવહારોમાં તેમની સાથે સામાન્ય રિવાજ પ્રમાણે જ વર્તાવ કરો. તેમની સાથે અસભ્યતાથી ન વર્તો. તેમની વાતનો જવાબ એવો ન આપો, જેનાથી વિના જરૂરતે તેમનું દિલ દુઃખે. મતલબ એ કે, તેમના શિર્ક અને કુફ્રની વાત ન માનવાથી જે તેમને મનદુઃખ થશે, એ તો મજબૂરી

માટે બરદાસ્ત કરો, પરંતુ જરૂરતને જરૂરતની મર્યાદામાં રાખો, બીજા વ્યવહારોમાં તેમનું મનદુઃખ ન થાય તેની કાળજી રાખો.

**હઝરત લુકમાન (અલૈ.)ની બીજી વસિય્યત : અકીદાઓ વિશે :**

અકીદહ એ રાખવામાં આવે કે, આસમાન અને જમીન તથા તેની અંદર જે કંઈ છે, તેના એક-એક કણ ઉપર અલ્લાહપાકનું જ્ઞાન છવાયેલું છે અને વિશાળ છે તથા સૌના ઉપર તેનો કાબૂ પણ સંપૂર્ણ રીતે છે. કોઈ વસ્તુ કેટલી પણ નાનામાં નાની હોય, જે સામાન્ય રીતે નરી આંખે ન જોઈ શકાતી હોય એ જ પ્રમાણે કોઈ વસ્તુ કેટલી પણ દૂર સુદૂર હોય, એ જ પ્રમાણે કોઈ વસ્તુ કેટલાય અંધારા પડદાઓમાં હોય, અલ્લાહ તઆલાના જ્ઞાન અને દૃષ્ટિથી છુપાઈ નથી શકતું અને તે જેને જ્યારે ઈચ્છે, જ્યાં ઈચ્છે હાજર કરી શકે છે. **"યા બુનય્ય ઈન્નહા ઈન્તકુ મિષકાલ હબ્બતિમ્મિન ખરદલિન..."**નો આ જ ભાવાર્થ છે અને અલ્લાહપાકનું જ્ઞાન અને કાબૂ દરેક વસ્તુ ઉપર છવાયેલું હોવું પોતે પણ ઈસ્લામની પાયાની માન્યતા છે અને તવહીદના અકીદહની ઘણી મોટી દલીલ છે.

**લુકમાન (અલૈ.)ની ત્રીજી વસિય્યત : અમલની સુધારણા બાબતે :**

વાજિબ અમલો તો ઘણા બધા છે, પરંતુ તે સૌમાં સૌથી મોટો અને મહત્વનો અમલ નમાઝ છે. અને પોતે મહત્વનો હોવાની સાથે સાથે તે બીજા અમલોની દુરૂસ્તીનું માધ્યમ પણ છે. જેમકે નમાઝ વિશે અલ્લાહ તઆલાનો ઈરશાદ છે, **"ઈન્નસ્સલાત તન્હા અનિલ ફહ્શાઈ વલ્મુન્કર"** એટલા માટે નેક વાજિબ અમલોમાંથી નમાઝના વર્ણન ઉપર ધીર ખમવામાં આવી. ફરમાવ્યું, **"યા બુનય્ય અકિમિસ્સલાત"** એટલે કે, હે મારા દિકરા ! નમાઝને કાયમ કરો અને જેમકે અગાઉ વર્ણન થઈ ચૂક્યું છે કે, **"ઈકામતે સલાહ"**નો ભાવાર્થ માત્ર નમાઝ પઢી લેવું નથી, બલ્કે તેના બધા જ ફરજો અને અદબોને સંપૂર્ણ રીતે અદા કરવું તથા તેના સમયની પાબંદી કરવી અને તેના ઉપર કાયમી ધોરણે ટકી રહેવું બધું "ઈકામતે સલાહ"ના ભાવાર્થમાં સામેલ છે.



**ચોથી લુકમાની વસિય્યત : મખ્લૂકની સુધારણાના સંદર્ભમાં :**

ઈસ્લામ એક સામૂહિક દીન છે. વ્યક્તિની સુધારણાની સાથે સાથે સામૂહિક સુધારણા તેની વ્યવસ્થાનો મહત્વનો ભાગ છે. એટલા માટે નમાઝ જેવા અગત્યના ફરજની સાથે અમ્ર બિલ મઅ્રૂફ વ નહ્ય અનિલ મુન્કરનું વર્ણન કરવામાં આવ્યું કે, લોકોને નેક કાર્યોનું આમંત્રણ આપો અને બુરા કામોથી રોકો. આ બંને ફરજોમાં એક પોતાની સુધારણા અને બીજી જાહેર મખ્લૂકની સુધારણા બંને બાબતો એવી છે કે, બંનેની પાબંદીમાં ઘણી મહેનત અને તકલીફ વેઠવી પડતી હોય છે. તેના ઉપર મક્કમ રહેવું સહેલું નથી. ખાસ કરીને મખ્લૂકની સુધારણા માટે અમ્ર બિલ મઅ્રૂફની સેવાનો બદલો દુનિયામાં હંમેશા દુશ્મનાવટ અને વિરોધથી મળતો હોય, એટલા માટે એ વસિય્યતની સાથે જ આ વસિય્યત પણ કરી કે, **"વસ્બિર અલા મા અસાબક, ઈન્ન ઝાલિક મિન અઝ્મિલ્ ઉમૂર"** એટલે કે, તે કામોમાં તમને જે કંઈ તકલીફ પડે તેના ઉપર ધીરજ અને મક્કમતાથી કામ લો.

**પાંચમી લુકમાની વસિય્યત : સામાજિક શિષ્ટાચારના સંદર્ભમાં :**

લોકોની મુલાકાત અને વાતચીતમાં તેમનાથી મોઢું ફેરવીને વાતચીત ન કરો, જે તેમનાથી અણગમાની અને તમારા મિથ્યાભિમાનની નિશાની છે તથા સભ્યતાપૂર્ણ વ્યવહારથી વિરૂદ્ધ બાબત છે.

જમીનને અલ્લાહ તઆલાએ બધા જ તત્વોમાં નિમ્ન પેદા કરી છે અને તમે તેનાથી પેદા થયા છો અને તમે તેના ઉપર ચાલો-ફરો છો, તો પોતાની હકીકતને ઓળખો અને ઈતરાઈને ન ચાલો. તે ઈન્કારીઓની પદ્ધતિ છે. એટલા માટે ત્યાર પછી ઈરશાદ ફરમાવ્યો, **"ઈન્નલ્લાહ લા યુહિબ્બુ કુલ્લ મુખ્તાલિન ફખૂર"** એટલે કે, અલ્લાહ તઆલા કોઈ ગર્વિષ્ઠ ઈન્કારીને પસંદ કરતો નથી.

**"વક્સિદ્ ફી મશ્યિક"** એટલે કે પોતાની ચાલમાં મધ્યમ માર્ગ અપનાવો, ન ખૂબ દોડી-ભાગીને ચાલો કે તે સભ્યતા વિરૂદ્ધ છે. હદીષ શરીફમાં છે કે, ચાલવામાં ખૂબ ઉતાવળ કરવી મુઅમિનની રોનકને બરબાદ



કરી આપે છે. *(જામેઅ્ સગીર અન અબી હુરયરહ રદી.)* અને એ જ રીતે ચાલવામાં પોતાને અથવા કોઈ બીજાને તકલીફ પહોંચવાનો પણ ભય રહે છે. અને ન ઘણા ધીમે ચાલો, જે યા તો તકબ્બુર અથવા કૃત્રિમતાની નિશાની છે કે, તે લોકો ઉપર પોતાની વિશેષતા સાબિત કરવા ઈચ્છે છે અથવા તો તે સ્ત્રીઓની આદત છે, જે શરમ અને હયાના કારણે ઉતાવળે નથી ચાલતી અથવા તો બીમારોની આદત છે, જે આવું ચાલવા માટે મજબૂર છે. પ્રથમ સ્વરૂપ હરામ અને બીજામાં પણ જો સ્ત્રીઓની સમાનતા પેદા કરવાના ઈરાદાથી હોય તો નાજાઈઝ છે. અને એ ઈરાદો ન હોય તો પછી પુરૂષો માટે એક ઐબ છે. આ ત્રીજા સ્વરૂપમાં અલ્લાહપાકની નાશુકી છે કે, તંદુરસ્તી હોવા છતાં બીમારો જેવો સ્વાંગ રચે છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ (રદી.)એ ફરમાવ્યું કે, સહાબએ કિરામ (રદી.)ને યહૂદીઓ જેમ દોડવાથી પણ મનાઈ કરવામાં આવતી હતી અને નસારાની જેમ ખૂબ ધીમે ચાલવાથી પણ, તથા હુકમ આ હતો કે તે બંને ચાલોની વચ્ચેની ચાલ અપનાવવામાં આવે.

જરૂરતથી વધારે ઉંચો અવાજ ન કરો અને શોરબકોર ન કરો. જેમકે હઝરત ફારૂકે આઝમ (રદી.) વિશે વર્ણન છે કે, વાતચીત એવી કરતા હતા કે, હાજરજનો સાંભળી લે, તેમને સાંભળવામાં તકલીફ ન થાય. ત્યાર પછી ફરમાવ્યું **“ઈન્ન અન્કરલ્ અસ્વાતિ લસવ્તુલ હમીર”** એટલે કે, પ્રાણીઓમાં સૌથી વધારે અણગમતો અવાજ ગધેડાનો છે, જે ઘણો જ શોરબકોર કરે છે.

અત્રે સામાજિક શિષ્ટાચારમાંથી ચાર વસ્તુઓનું વર્ણન કરવામાં આવ્યું છે. પ્રથમ લોકોથી વાતચીત અને મુલાકાતમાં ગર્વિષ્ઠ શૈલીથી મોઢું ફેરવીને વાત કરવાનો પ્રતિબંધ, બીજું જમીન ઉપર ઈતરાઈને ચાલવાનો પ્રતિબંધ, ત્રીજું મધ્યમ ગતિએ ચાલવાનું માર્ગદર્શન, ચોથું ખૂબ જોરથી શોરબકોર મચાવવાનો પ્રતિબંધ.

રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની ટેવો અને મુબારક

આદતોમાં આ બધી જ વસ્તુઓ ભેગી હતી. ‘‘શમાઈલે તિરમિઝી’’માં હઝરત હુસૈન (રદી.) ફરમાવે છે કે, મેં મારા પિતા હઝરત અલી મુર્તઝા (રદી.)ને પૂછ્યું કે, રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) જ્યારે લોકોની સાથે બેસતા હતા, તો અંદર અંદર આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની શું વર્તણૂંક હતી ? તેમણે કહ્યું : ‘‘રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) હંમેશા ખુશમિજાઝ જણાતા હતા, તેમના અખ્લાકમાં વિનમ્રતા અને વર્તણૂંકમાં સરળતા હતી. તેમનો સ્વભાવ કઠોર ન હતો, વાત પણ કઠોર ન હતી. તેઓ ન તો શોરબકોર કરનારા હતા, ન જ વ્યર્થ વાતો કરનારા હતા. ન કોઈને ઐબ લગાવતા હતા, ન જ કંજૂસાઈ કરતા હતા. જે વસ્તુઓ મનને ગમતી ન હતી તેના તરફથી ગફલત વર્તતા હતા. (પરંતુ) બીજાઓને તેના તરફથી નિરાશ પણ કરતા ન હતા (જો હલાલ હોય અને તે તેમને પસંદ હોય), અને જે વસ્તુઓ પોતાને પસંદ ન હોય અન્યોના હકમાં તેનો કાપ ન કરતા હતા (બલ્કે મૌન ધારણ કરતા હતા). ત્રણ વસ્તુઓ રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ બિલ્કુલ છોડી દીધી હતી, એક ઝઘડવું, બીજું અભિમાન કરવું, ત્રીજું જે વસ્તુ કામની ન હોય તેમાં પ્રવૃત્ત થવું.’’



# ❃ હઝરત ઝુલ્કરનૈન (રહ.) ❃

**"સૂરએ કહફ"**માં વર્ણન છે : અને (હે નબી સલ. !) લોકો આપને ઝુલ્કરનૈન વિશે પૂછે છે, તો આપ ફરમાવી દો કે, હું તેનો કંઈક અહેવાલ તમારી આગળ વર્ણન કરૂં છું. (૮૩) (અલ્લાહ તઆલાએ ફરમાવ્યું) બેશક, અમે તેમને પૃથ્વી પર સત્તા આપી હતી અને અમે તેમને દરેક પ્રકારનો (પૂરતો) સામાન આપ્યો હતો. (૮૪) પછી તે એક (મુસાફરીના) સામાનની પાછળ પડ્યા. (૮૫) એટલે સુધી કે જ્યારે તે સૂર્ય એક કાળા રંગના પાણીમાં ડૂબતો દેખાયો અને તેની નજીક તેમણે એક કૌમને જોઈ. અમે કહ્યું : હે ઝુલ્કરનૈન ! કાં તો આપ એ લોકોને શિક્ષા આપો અથવા તેઓના વિશે ભલી વર્તણૂંક રાખો (બન્ને વાતોનો તમને અધિકાર છે.) (૮૬) ઝુલ્કરનૈને કહ્યું કે, (ઈમાનના આમંત્રણ પછી) જે કોઈ ઝુલ્મી (કાફિર) રહેશે તો અમે તેને શિક્ષા આપીશું. પછી (જ્યારે) તે પોતાના પરવરદિગારની પાસે પહોંચાડવામાં આવશે ત્યારે તે પણ તેને (દોઝખની) સખત શિક્ષા આપશે. (૮૭) અને જે કોઈ ઈમાન લાવશે તથા નેક કામ કરશે, તો તેના માટે બદલામાં ભલાઈ જ છે અને અમે પણ અમારા કામમાં તેને સહેલાઈનો હુક્મ આપીશું. (૮૮) પછી તે એક બીજી (મુસાફરીની) સામગ્રીની પાછળ પડ્યા. (૮૯) એટલે સુધી કે જ્યારે સૂર્ય ઉગવાની જગ્યાએ પહોંચ્યો તો સૂર્યને એક એવી કૌમ પર નીકળતો જોયો, જેમના માટે સૂર્યની આ બાજુ અમે કોઈ આડ રાખી ન હતી. (૯૦) (આ બનાવ) એમ જ છે અને તેમની પાસે જે કંઈ હતું, અમને તેની સંપૂર્ણ ખબર હતી. (૯૧) પછી તે એક બીજી સામગ્રીની પાછળ પડ્યા. (૯૨) એટલે સુધી કે જ્યારે તે (ઉત્તર તરફ) બે પર્વતોની વચ્ચે પહોંચ્યા, તો તેની પેલી તરફ એક એવી કૌમને જોઈ કે જે

કોઈ વાતને સમજવાની નજીક પણ આવતી ન હતી. (૯૩) તે લોકોએ અરજ કરી કે, હે ઝુલ્કરનૈન ! યાજૂજ અને માજૂજ(ની કૌમ જે આ ખીણની પાછળ છે તે) આ દેશમાં (આવી) ઘણો ફસાદ મચાવે છે, તેથી આપ કહો તો અમે તમારા માટે કંઈક ફંડ-ફાળો એ શરતે એકઠો કરી આપીએ કે, આપ અમારી અને તેમની વચ્ચે એક આડ બનાવી આપો. (૯૪) તેમણે કહ્યું કે, જે માલમાં મારા પરવરદિગારે મને (ખર્ચવાની) સત્તા આપી છે તે પુષ્કળ છે. માટે તમે જાત મહેનતથી મારી મદદ કરો તો તમારી અને તેઓની વચ્ચે એક સંગીન દીવાલ બનાવી આપું. (૯૫) તમે મને લોખંડના પતરાં લાવી આપો (ફરી લોખંડની પ્લેટોથી કામ કર્યું.) એટલા સુધી કે જ્યારે પહાડની બંને ટોચો સુધી સરખું કરી દીધું ત્યારે હુકમ કર્યો કે, એને તપાવો. એટલા સુધી કે જ્યારે તેને અંગારા જેવી (રાતી ચોળ) કરી દીધી ત્યારે કહ્યું કે, હવે મારી પાસે પીગળાવેલું તાંબુ લાવો કે હું તેના ઉપર રેડી દઉં. (૯૬) તો ફરી તેઓ તેના ઉપર ચઢી શકે નહીં અને ન તેમાં બાકોરૂં પાડી શકે. (૯૭) ઝુલ્કરનૈને (તૈયાર) દીવાલ જોઈ અલ્લાહ તઆલાનો પાડ માનતાં કહ્યું કે, આ એક મારા પરવરદિગારની કૃપા છે, ફરી જ્યારે મારા પરવરદિગારનો વાયદો આવશે ત્યારે તે તેને ભાંગીતોડી (જમીનની) બરાબર કરી નાંખશે અને મારા પરવરદિગારનો દરેક વાયદો સાચો છે. (૯૮) અને તે દિવસે અમે મખ્લૂકને એકબીજામાં ઘુસતા છોડી દઈશું અને (અમુક મુદ્દત પછી) સૂર ફૂંકવામાં આવશે. પછી અમે તેઓને સૌને એક એક કરી એકઠા કરી લઈશું. (૯૯) અને તે દિવસે જહન્નમ અમે તે કાફિરોને પ્રત્યક્ષ દેખાડીશું. (૧૦૦) જેઓની આંખો પર (દુનિયામાં) મારી યાદથી પડદો પડ્યો હતો અને તેઓ (તેને) સાંભળી પણ શકતા ન હતા. (૧૦૧)

## ઝુલ્કરનૈન ઈતિહાસની નજરે :

ઝુલ્કરનૈનની તવારીખ લગભગ ગુમ હતી, તેથી તેના વિશે જે બાબતોનું વર્ણન સ્પષ્ટ રીતે કુર્આનમાં નથી તેમાં આજ સુધી ઈતિહાસકારોનો મતભેદ છે. તેથી જ તેઓએ હાલ પૂછવાનું તજવીજ કર્યું હતું, તો એવા સવાલોના જવાબ આપવું એ પણ ઈસ્લામની સત્યતાની દલીલ છે. તે બાદશાહને

ઝુલ્કરનૈન કહેવામાં આવે છે. કારણ કે તેમણે દુનિયાના બન્ને કિનારા પૂર્વ અને પશ્ચિમ સુધી ફરીને સૌ પર વિજય મેળવ્યો હતો. કેટલાકના કહેવા મુજબ એ બાદશાહ સિકંદર રૂમી હતા. જેમકે તેમને પણ ઝુલ્કરનૈન કહેવામાં આવે છે. પરંતુ રિવાયતોથી જણાય છે કે, તે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના સમયમાં થયા છે. તેમણે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની સાથે જ હજ્જ પણ કરી છે. તેમની દુઆથી એમને આશ્ચર્યજનક સઘળા સાધનો અને વિજયો પ્રાપ્ત થયા હતા. વળી, હઝરત ખિઝર (અલૈ.) તેમના વઝીર હતા. તેથી જ ઘણું કરી કુર્આનમાં હઝરત ખિઝર (અલૈ.)ના કિસ્સા પછી એમનું વર્ણન કર્યું. વળી, અરબના પ્રાચીન કવિઓ પણ એમને અરબોમાંથી બતાવી એમની મહત્તાના ગુણ ગાય છે. આરકિયોલોજીસ્ટો (પુરાતત્વવિદો)એ પણ પુરાતન લેખો ઉપરથી અરબોની મહાન સલ્તનતો અને એવા બાદશાહોનું વર્ણન કર્યું છે, જેનું તવારીખમાં નામોનિશાન પણ નથી. એથી પણ ઉપરની વાતને ટેકો મળે છે.

**આયતોનો ભાવાર્થ** : દુનિયાની વસ્તી ક્યાં સુધી આબાદ છે તે નિહાળવા ઝુલ્કરનૈન ઉત્સુક બન્યા. તેથી મુસાફરીમાં નીકળી પડ્યા અને પશ્ચિમ તરફ એવી જગ્યાએ પહોંચ્યા, જ્યાં કાદવ હોવાથી માણસ અથવા હોડી વગેરે કંઈ પણ ચાલી શકતું ન હતું. તો અલ્લાહ તઆલાના મુલ્કની હદ મેળવી શક્યા નહીં અને સૂર્યને તેમાં ડૂબતો જોવાનો એ મતલબ છે કે, ત્યાં કોઈ આડ નહિ હોવાથી ત્યાં જ તેમને સૂરજ ડૂબતો જણાયો. જેમકે સમુદ્રમાં મુસાફરી કરનારને જણાય છે કે, સમુદ્રમાં સૂર્ય અસ્ત થયો, પરંતુ તેવું થતું નથી.

તેમણે એમ કહ્યું એટલે બન્ને વાતોની કુદરત આપી. દરેક બાદશાહ અને હાકિમને એવી કુદરત મળે છે. પછી ચાહે તો મખ્લૂકને સતાવે અથવા પોતાની ભલાઈની યાદગાર કાયમ રાખે.

એટલે તેને આખિરતમાં ભલાઈ મળશે અને દુનિયામાં પણ. અમે તેના ઉપર અમારા પ્રત્યેની કોઈ બાબતમાં સખ્તી કરીશું નહીં અને વાયદામાં

જે વાત કહી તે પૂર્ણ કરી બતાવી. ખરેખર, ન્યાયપ્રેમી રાજવીઓનું એ જ કર્તવ્ય હોય છે કે, બુરાઓને તેમની બુરાઈથી શિક્ષા આપે અને ભલાઓ સાથે નરમી કરે. પછી ત્યાં રહેવાવાળાઓને દીનની વાતો અને ખુદાઈ માર્ગ બતાવી ત્યાંથી રવાના થયા.

એટલે પશ્ચિમ તરફની મુસાફરીથી પરવારી બીજી મુસાફરીની તૈયારી કરી સૌ સરસામાન સાથે દક્ષિણ તરફ ગયા. ત્યાં વાળાઓને ખુદાઈ માર્ગ બતાવી ત્યાંથી રવાના થયા.

એટલે પૂર્વ દિશામાં એવી જગ્યાએ પહોંચ્યા, જ્યાં સૌથી પહેલાં સૂર્યોદય થાય છે. તો ત્યાં એવી કૌમને જોઈ કે સૂર્યની ગરમીથી બચવા માટે તેમની પાસે કોઈ આડ એટલે સાધન ન હતું. કુદરતી પહાડ કે ઝાડ વગેરે કંઈ પણ ન હતું કે જેથી છાયડામાં ગરમીથી બચી શકે અને જંગલી હોવાથી ઘર બાંધવા જેટલી પણ આવડત ન હતી અથવા તો ઘર બાંધવાનો તેઓમાં રિવાજ ન હતો. જમીનમાં ખાડા ખોદી બપોરના વખતે તેમાં પેસી જતા અને ઠંડા વખતે બહાર નીકળી દુનિયાનું કામકાજ કરી લેતા.

ઝુલ્કરનૈનની પૂર્વ અને પશ્ચિમની મુસાફરીઓ સબંધી જે વર્ણન કરવામાં આવ્યું, તે ખરેખર સત્ય જ છે. એ સિવાય તેમની પાસે જે કંઈ સરસામાન હતો તથા જે જે સ્થિતિઓમાંથી તેમને પસાર થવું પડ્યું તે સૌ અમારી જાણમાં છે. તેથી એમના વિરૂદ્ધ ઈતિહાસવેત્તા અથવા જે કોઈ કંઈ કહે તે ભરોસાપાત્ર નથી.

આ મુસાફરી પૂર્વ અને પશ્ચિમ સિવાય બીજી કઈ દિશા તરફ હતી તેનું કુરૂઆન અને હદીષમાં સ્પષ્ટ વર્ણન નથી. પરંતુ સામાન્ય મુફસ્સિરો ઉત્તર દિશાની મુસાફરી બતાવે છે.

આ મુસાફરી દરમ્યાન તેને એવા લોકો મળ્યા કે, ઝુલ્કરનૈનના સાથી-ઓમાંથી કોઈની ભાષા તેઓથી મળતી ન હતી અને તેઓની બાજુમાં આવેલ બન્ને પર્વતો તેમની અને યાજૂજ-માજૂજના દેશની વચ્ચે અંતરાયરૂપ હતા. કારણ કે તેમની ઉપર કોઈથી ચઢી શકાય તેમ ન હતું. પરંતુ બન્નેની

વચ્ચે એક તળેટી હતી, ત્યાંથી જ યાજૂજ-માજૂજ આવતા અને આ લોકોને ઘાતકી રીતે લૂંટમાર કરી ચાલ્યા જતા હતા.

એટલે તેઓએ ઝુલ્કરનૈનને અસાધારણ સરસામાન અને ઘણી ફૌજ સહિત જોયા તેમજ સંપૂર્ણ સત્તા જોઈ તો સમજ્યા કે એમનાથી બંદોબસ્ત થઈ શકશે. માટે એલચી મારફતે બાદશાહને અરજ કરી કે, જો આપ ફરમાવો તો અમે આપસમાં ઉઘરાણું કરી કંઈક માલ ભેગો કરીએ કે તેના વડે તમે અમને દીવાલ બનાવી આપો કે, જેથી અમે યાજૂજ-માજૂજની કૌમના અત્યાચારોથી બચી શકીએ અને નચિંતપણે જીવન ગાળી શકીએ.

યાજૂજ-માજૂજ કોણ છે અને ક્યા દેશમાં છે ? ઝુલ્કરનૈનની બનાવેલી આ લોખંડની દીવાલ ક્યાં છે ? આ સવાલો સબંધી મુફસ્સિરો અને તવારીખ-વાળાઓનો સદા મતભેદ રહ્યો છે. કેટલાક આલિમોના કહેવા મુજબ યાજૂજ-માજૂજ એક એવી કૌમ છે, જે આદમ (અલૈ.)ના વંશજોમાંથી છે. એટલે બાપ માનવજાતિમાંથી છે, પરંતુ તેઓની માં માનવજાતિમાંથી નથી. જેમકે ઈમામ નવવી (રહ.)એ પોતાના ફતાવામાં એ બાબતને સામાન્ય આલિમોના મત તરીકે વર્ણન કરી છે. (અલ્લાહ તઆલા બેહતર જાણનાર છે.) સારાંશ કે, કૌમની સંખ્યા અગણિત હોય ઘણી જ બદમાશ અને શરારતખોર છે. બાકી તે કૌમ અને ઝુલ્કરનૈનની બનાવેલી દીવાલ સબંધી ભૂગોળવેત્તા તથા ઈતિહાસકારોએ જેટલી કૌમો અને દીવાલોનું વર્ણન કર્યું છે, તેમાંથી એકમાં પણ કુર્આન-હદીષમાં બતાવેલા એકંદર ગુણો નથી. માટે તે અસત્ય જ છે. છતાં તેના ઉપર ભરોસો કરી સહીહ હદીસોનો ઈન્કાર અને આયતોના અર્થમાં ફેરફાર કરવો સ્પષ્ટ બેદીની છે. બાકી રહી આ શંકા કે આખા જગતની પ્રદક્ષિણા કરતાં પણ કોઈને એની ખબર ન થઈ તો પછી તે ક્યાં છે ? એનો જવાબ એ છે કે, આખા જગતની સઘળી મખ્લૂક અને વસ્તુઓ અત્યાર સુધી સંપૂર્ણ રીતે જાણવામાં આવી નથી. હાલમાં જ અમુક વર્ષો પર ઓસ્ટ્રેલિયાની ઈશાનમાં એક હજાર માઈલથી લાંબી અને કોઈ કોઈ સ્થળે બાર માઈલ જેટલી પહોળી દીવાલની જાણ થઈ. જેના વડે જગત આશ્ચર્ય-ચકિત થયું અને તેને ઘણું જાણવાનું મળ્યું. સારાંશ કે જગત માંહેની સઘળી

વસ્તુઓથી માહિતગાર થઈ જવાનો દાવો ખોટો છે. તો અમારા ઉપર વાજિબ છે કે, નબીનું સત્યવાદી હોવું યકીની દલીલોથી સાબિત છે. તેમની ખબર આપેલી દીવાલના મૌજૂદ હોવાને સત્ય માની તે બનાવોની રાહ જોઈએ, જે શંકાશીલોની ઈચ્છા વિરુદ્ધ જાહેર થઈને જ રહેશે.

તેઓની દરખાસ્તના જવાબમાં ઝુલ્કરનૈને કહ્યું કે, અલ્લાહ તઆલાની કૃપાથી મારી પાસે માલ ઘણો છે. તેથી મને તમારા માલની જરૂર નથી. પરંતુ આ કામમાં તમે પણ શારીરિક શક્તિથી મારા સહાયક બનો.

જો કે દરેક પ્રકારનો સામાન તૈયાર કર્યો હશે, પરંતુ તે જંગલી પ્રદેશમાં લોખંડના જાડા પતરાં બનાવવા મુશ્કેલ હોવાથી તેનું ખાસ વર્ણન કર્યું. સારાંશ કે પહેલાં લોખંડના ખૂબ જાડા તખ્તા બનાવ્યા, પછી પાતાળ સુધી પાયો ખોદી મોટા મોટા પથ્થરોથી ભરીને તેને લોખંડના તખ્તા ઈંટો માફક એકના ઉપર એક ગોઠવતા ગયા. એટલે સુધી કે બન્ને પહાડોની ઉંચાઈ સુધી બરાબર ગોઠવી દીધા. વચ્ચે લાકડાં તથા કોલસા ભરી તેને સળગાવી દેવાથી લોખંડ તપીને આગ જેવું થઈ ગયું. બીજી તરફ તાંબુ પિગળાવીને તૈયાર રાખ્યું હતું, તેને ઉપરથી રેડાવ્યું તો વચ્ચેની તિરાડો અને દાંતાઓમાં ઘુસીને ચોંટી ગયું. તેથી સૌ મળી એક પહાડ સરખું થઈ ગયું. આ બાંધકામ ઝુલ્કરનૈનની કરામતથી થયાં હશે અથવા તેમ કરવાના તે સમયના સાધનો હાલ કોઈની જાણમાં નથી. હુઝૂર (સલ.)ની પાસે એક માણસે આવીને કહ્યું કે, હું તે દીવાલ સુધી ગયો છું અને તેને જોઈ છે. તો આપે પૂછ્યું : તે કેવી છે તેની હાલત બયાન કર. તેણે કહ્યું : જાણે ચોકડી ભાતની લુંગી. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તું સાચો છે. લોખંડના તખ્તા કાળા અને સાંધાઓમાં તાંબાની લાલ લીટી દેખાય છે.

મતલબ કે, કામ પૂરું થતાં ઝુલ્કરનૈને ગર્વ ન કર્યો, બલ્કે કહ્યું : માત્ર અલ્લાહ તઆલાની મહેરબાનીથી જ આ આડ કાયમ થઈ શકી. નહીં તો મારાથી બની શકત નહીં અને અલ્લાહ તઆલા ચાહશે ત્યાં સુધી જ કાયમ રહી પછી એક દિવસ તૂટી જશે. હદીષમાં છે કે, અલ્લાહપાકની કુદરત

અને તેના હુકમથી હુઝૂર (સલ.)ના સમયમાં એક રૂપિયા બરાબર તે દીવાલમાં કાણું પડ્યું હતું તેમજ હદીસોથી જણાય છે કે, હઝરત ઈસા (અલૈ.)ના દજ્જાલને માર્યા પછી કિયામતના નજીક તે દીવાલ તૂટી જશે તો અસંખ્ય યાજૂજ-માજૂજ નીકળી પડશે. તો આખું જગત તેઓના મુકાબલાથી લાચાર થઈ જશે. હઝ. ઈસા (અલૈ.) ઈમાનવાળાઓને લઈ અલ્લાહપાકના હુકમ મુજબ "તૂર" પર્વત પર ચાલ્યા જશે. આખરે હઝરત ઈસા (અલૈ.)ની બદ્દુઆથી તેઓમાં રોગ ફાટી નીકળી સૌ એકદમ મરી જશે.

એટલે યાજૂજ અને માજૂજ સમુદ્રના મોજાઓ માફક ઉછળતા-કૂદતા નીકળી પડશે અથવા એ મતલબ કે ગભરાટ અને ડરના માર્યા માનવીઓ તેમજ જિન્નાતો સઘળી મખ્લૂક એકબીજામાં ઘુસી જશે. ત્યાર પછી સમયાનુસાર કિયામતનું સૂર ફૂંકવામાં આવશે અને બીજી સૂર બાદ સઘળા અલ્લાહ તઆલાની સમક્ષ હશ્રના મેદાનમાં એકઠા થઈ જશે.

આટલું વિગતે જાણ્યા-સાંભળ્યા બાદ પણ અક્કલની આંખ ન હતી કે, અલ્લાહપાકની કુદરતની નિશાનીઓ જોઈ યકીન લાવે અને હઠધર્મીથી કોઈની વાત પણ સાંભળતા ન હતા કે, સમજાવવાથી પણ સમજી શકે.





# ❁ યાજૂજ-માજૂજ ❁

## ઝુલ્કરનૈન અને યઅ્જૂજ મઅ્જૂજનો કિસ્સો :

## જગતની બધી જ વસ્તુઓની માનવી સંપૂર્ણ જાણકારી મેળવી શક્યો નથી :

**"સૂરએ કહફ"**માં અલ્લાહપાક ફરમાવે છે : *તે લોકોએ અરજ કરી કે, હે ઝુલકરનૈન ! યઅજૂજ અને મઅજૂજ(ની કૌમ જે આ ખીણની પાછળ છે તે) આ દેશમાં (આવી) ઘણો ફસાદ મચાવે છે, તેથી આપ કહો તો અમે તમારા માટે કંઈક ફંડ-ફાળો એ શરતે એકઠો કરી આપીએ કે, આપ અમારી અને તેમની વચ્ચે એક આડ બનાવી આપો. (૯૪) તેમણે કહ્યું કે, જે માલમાં મારા પરવરદિગારે મને (ખર્ચવાની) સત્તા આપી છે તે પુષ્કળ છે. માટે તમે જાત મહેનતથી મારી મદદ કરો તો તમારી અને તેઓની વચ્ચે એક સંગીન દીવાલ બનાવી આપું. (૯૫) તમે મને લોખંડના પતરાં લાવી આપો (ફરી લોખંડની પ્લેટોથી કામ કર્યું.) એટલે સુધી કે જ્યારે પહાડની બન્ને ટોચો સુધી સરખું કરી દીધું ત્યારે હુકમ કર્યો કે એને તપાવો. એટલે સુધી કે જ્યારે તેને અંગારા જેવી (રાતી ચોળ) કરી દીધી ત્યારે કહ્યું કે હવે મારી પાસે પીગળાવેલું તાંબુ લાવો કે હું તેના ઉપર રેડી દઉં. (૯૬) તો ફરી તેઓ તેના ઉપર ચઢી શકે નહિ અને ન તેમાં બાકોરૂં પાડી શકે. (૯૭) ઝુલકરનૈને (તૈયાર) દીવાલ જોઈ અલ્લાહપાકનો પાડ માનતાં કહ્યું કે, આ એક મારા પરવરદિગારની કૃપા છે, ફરી જ્યારે મારા પરવરદિગારનો વાયદો આવશે ત્યારે તે તેને ભાંગીતોડી (જમીનની) બરાબર કરી નાખશે અને મારા પરવરદિગારનો દરેક વાયદો સાચો છે. (૯૮) અને તે દિવસે અમે મખ્લૂકને એકબીજામાં ઘુસતા છોડી દઈશું અને (અમુક મુદ્દત પછી)*



*સૂર ફૂંકવામાં આવશે. પછી અમે તેઓને સૌને એક એક કરી એકઠા કરી લઈશું. (૯૯) અને તે દિવસે અમે તે કાફિરોને જહન્નમ પ્રત્યક્ષ દેખાડીશું. (૧૦૦) જેઓની આંખો પર (દુનિયામાં) મારી યાદથી પડદો પડયો હતો, અને તેઓ (તેને) સાંભળી પણ શકતા ન હતા. (૧૦૧)*

હદીષોમાં યાજૂજ-માજૂજ વિશે જે વાતો રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના વર્ણનથી સાબિત થઈ તે નીચે પ્રમાણે છે :

- યાજૂજ-માજૂજ સામાન્ય માનવોની જેમ માનવજાતિ જ છે અને હઝરત નૂહ (અલૈ.)ની અવલાદમાંથી હશે.
- જમહૂર હદીષવેત્તાઓ, ઈતિહાસકારો તેમને યાફિસ ઈબ્ને નૂહ (અલૈ.)ની અવલાદ ઠરાવે છે. અને એ પણ દેખીતું છે કે, યાફિસ ઈબ્ને નૂહની અવલાદ નૂહ (અલૈ.)ના સમયકાળથી ઝુલ્કરનૈનના સમયગાળા સુધી દૂર દૂર સુધી વિવિધ કબીલાઓ, વિવિધ કૌમો અને વિવિધ વસ્તીઓમાં ફેલાઈ ચૂકી હતી. યાજૂજ-માજૂજ જે કૌમોનું નામ છે, તો એ પણ જરૂરી નથી કે, તે બધી ઝુલ્કરનૈને દીવાલ પાછળ બંધ કરેલી કૌમો થઈ ગઈ હોય. તેમના અમુક કબીલાઓ અને કૌમો ઝુલ્કરનૈનની દીવાલની પેલી તરફ પણ હશે. અલબત્ત, તેમનામાંથી જે ખૂનામરકી કરનારા જંગલી લોકો હતા, તેઓને ઝુલ્કરનૈનની દીવાલ દ્વારા અટકાવી દેવામાં આવ્યા. ઈતિહાસકારો સામાન્ય રીતે તૂર્ક અથવા મોગલ કે મોંગોલિયન લખે છે, પરંતુ તેમનામાંથી યાજૂજ-માજૂજ નામ માત્ર તે જંગલી અને અસભ્ય ખૂંખાર અત્યાચારી લોકોનું છે, જેઓ સભ્યતા કે સંસ્કૃતિથી બિલ્કુલ બેખબર છે. તેમની જ્ઞાતિમાંથી મુગલ અને તુર્ક કે મોંગોલિયન જેઓ સભ્યતા અને સુસંસ્કૃત થઈ ગયા તેમના નામો તેનાથી બાકાત છે.
- યાજૂજ-માજૂજની સંખ્યા સમગ્ર દુનિયાના મનુષ્યોની સંખ્યા કરતાં વધારે છે. ઓછામાં ઓછા એક બરાબર દસનું પ્રમાણ છે.
- યાજૂજ-માજૂજની જે કૌમો અને કબીલાઓ ઝુલ્કરનૈન દ્વારા આ તરફ



આવવાથી રોકી દેવામાં આવ્યા છે, તે કયામતની બિલ્કુલ નજીક સુધી એ જ પ્રમાણે કેદ રહેશે. તેમના નીકળવાનો નિશ્ચિત સમય હઝરત મહેંદી (અલૈ.)ના જાહેર થવા અને દજ્જાલના નીકળ્યા પછી તે હશે જ્યારે હઝ. ઈસા (અલૈ.) નાઝિલ થઈને દજ્જાલને કતલ કરી ચૂકશે.

- યાજૂજ-માજૂજના ખુલવાના સમયે ઝુલ્કરનૈનની દીવાલ જમીનદોસ્ત થઈને સમથળ થઈ જશે. *(કુરઆનની આયત)* તે વખતે આ યાજૂજ-માજૂજની અસંખ્ય કૌમો પહાડની ઉંચાઈઓએથી ઉતરીને ઝડપના કારણે એવું લાગશે કે જાણે તેઓ લપસી-લપસીને પડી રહ્યા છે અને આ અસંખ્ય જંગલી માનવો સામાન્ય માનવોની વસ્તી તથા સમગ્ર જમીન ઉપર તૂટી પડશે અને તેમને કતલ કરશે તથા તેમની ખૂના-મરકીનો કોઈ મુકાબલો કરી શકશે નહીં. અલ્લાહ તઆલાના રસૂલ હઝરત ઈસા (અલૈ.) પણ અલ્લાહ તઆલાના હુકમથી પોતાના મુસલમાન સાથીઓને લઈને કોહે તૂર ઉપર આશ્રય લેશે અને સમગ્ર દુનિયાની વસ્તીઓમાં જ્યાં કંઈ પણ સુરક્ષિત વસ્તીઓ અને કિલ્લાઓ છે, તેમાં સુરક્ષિત થઈને પોતાના પ્રાણ બચાવશે. ખાવા-પીવાનો સામાન ખતમ થઈ ગયા પછી જીવનજરૂરી વસ્તુઓની અત્યંત તંગી થઈ જશે. બાકીની માનવવસ્તી આ જંગલી કૌમ ખતમ કરી નાંખશે અને તેમની નદીઓને પણ પી જશે.
- હઝરત ઈસા (અલૈ.) અને તેમના સાથીદારોની દુઆથી ફરી તીડોના ટોળાની જેમ અસંખ્ય કૌમોનો એકી સાથે નાશ કરી નાંખવામાં આવશે. તેમની લાશોથી સમગ્ર જમીન ભરાઈ જશે અને તેની દુર્ગંધના કારણે પૃથ્વી ઉપર રહેવું મુશ્કેલ થઈ જશે.
- પછી હઝરત ઈસા (અલૈ.) અને તેમના સાથીદારોની દુઆથી તેમની લાશો દરિયામાં સમાવી અથવા ગાયબ કરી દેવામાં આવશે અને સમગ્ર વિશ્વમાં વરસાદ દ્વારા પૃથ્વીને ધોઈને પાક-સાફ અને સ્વચ્છ કરી નાંખવામાં આવશે.





- ત્યારબાદ લગભગ ચાલીસ વર્ષો શાંતિ અને સલામતીનો યુગ હશે. પૃથ્વી પોતાની બરકતો ઓકી નાંખશે. કોઈ ગરીબ મોહતાજ નહીં રહે. કોઈ કોઈને સતાવશે નહીં, શાંતિ અને સલામતી, આરામ અને રાહત સર્વસામાન્ય થઈ જશે.

- આ શાંતિ અને સલામતીના સમયમાં બયતુલ્લાહની હજ્જ અને ઉમરહ વગેરે ચાલુ રહેશે. હઝરત ઈસા (અલૈ.)ની વફાત અને રોઝએ અકદસમાં દફન થવું હદીષની રિવાયતોથી સાબિત છે. તેનું પણ એ સ્વરૂપ હશે કે તેઓ હજ્જ અથવા ઉમરહમાં હિજાજની મુસાફરી કરશે. *(રવાહુ મુસ્લિમ અન અબી હુરયરહનો ખુલાસો)* ત્યારબાદ મદીના તય્યિબહમાં વફાત થશે અને રોઝએ અકદસમાં દફન કરવામાં આવશે.

- રસૂલે કરીમ (સલ.)ને અંતિમ સમયમાં સ્વપ્નમાં વહી દ્વારા બતાવવામાં આવ્યું કે, ઝુલ્કરનૈનની દીવાલમાં એક કાણું થઈ ગયું છે તેને આપ (સલ.)એ અરબ માટે ફિત્નો અને શરારતની નિશાની ઠરાવી. આ દીવાલમાં કાણું થઈ ગયા પછી હદીષવેત્તાઓએ પોતાના સંશોધનો વર્ણન કર્યા છે અને અમુકે તેનો ભાવાર્થ દૃષ્ટાંત અને ઉદાહરણ સ્વરૂપે હોવાનું ઠરાવ્યું છે કે, હવે આ ઝુલ્કરનૈનની દીવાલ કમજોર થઈ ચૂકી છે અને યાજૂજ-માજૂજના બહાર નીકળવાનો સમય નજીક આવી ગયો છે અને તેની નિશાનીઓ અરબ કૌમની પડતી તથા તેમની અધોગતિ સ્વરૂપે જાહેર થશે. વલ્લાહુ અઅ્લમુ.

- હઝરત ઈસા (અલૈ.)ના નાઝિલ થયા પછી તેઓ પૃથ્વી ઉપર ચાલીસ વર્ષો રહેશે. તેનાથી પહેલાં હઝરત મહેંદી (અલૈ.)નો સમયગાળો પણ ૪૦ વર્ષનો રહેશે. તેમાં અમુક ભાગ બંનેનો સંયુક્ત અને સમકાલીન હશે. સય્યિદ શરીફ બરઝંજીએ પોતાની કિતાબ 'અશ્રાતુલ સાઅહ્'ના પેજ નં.૧૪૫ ઉપર લખ્યું છે કે, દજ્જાલના કતલ થયા પછી હઝરત ઈસા (અલૈ.)ના સ્થાયી થવાના શાંતિ અને સલામતીના ચાલીસ વર્ષો હશે અને કુલ સ્થાયી થવાના ૪૫ વર્ષો હશે તથા પેજ નં. ૧૧૩ ઉપર



છે કે, મહેંદી (અલૈ.) હઝરત ઈસા (અલૈ.)થી ૩૦ થી અમુક વર્ષો પહેલાં જાહેર થશે અને તેમનો કુલ સમયગાળો ચાલીસ વર્ષોનો હશે. આ જ પ્રમાણે પાંચ અથવા સાત વર્ષો સુધી બંને બુઝુર્ગોનો સમયગાળો સમકાલીન રહેશે અને તે બંને સમયગાળાની એ ખાસિયત હશે કે, સમગ્ર પૃથ્વી ઉપર ન્યાય અને ઈન્સાફનું શાસન હશે. પૃથ્વી પોતાની બરકતો અને ખજાનાઓ બહાર કાઢી દેશે. કોઈ ફકીર અને મોહતાજ નહીં રહે. લોકોમાં પરસ્પર કીનો-કપટ કે દુશ્મનાવટ સદંતર રહેશે નહીં. હા, હઝરત મહેંદી (અલૈ.)ના અંતિમ સમયમાં દજ્જાલનો મહાન ફિત્નો મક્કા અને મદીના તથા બયતુલ મુકદ્દસ અને તૂર પર્વત સિવાય સમગ્ર વિશ્વમાં છવાઈ જશે અને આ ફિત્નો દુનિયાના બધા જ ફિત્નાઓ કરતાં ઘણો મોટો હશે. દજ્જાલનો સમય અને તેનો ફસાદ માત્ર ચાલીસ દિવસ રહેશે. પરંતુ આ ચાલીસ દિવસોમાંથી પ્રથમ દિવસ એક વર્ષનો, બીજો દિવસ એક મહિનાનો અને ત્રીજો દિવસ એક અઠવાડિયાનો, બાકીના દિવસો સામાન્ય દિવસોની જેમ હશે. જેનું સ્વરૂપ એ પણ હોઈ શકે છે કે, હકીકતમાં આ દિવસો એટલા લાંબા કરી દેવામાં આવે. કારણ કે આ અંતિમ સમયગાળામાં લગભગ બધી જ ઘટનાઓ પ્રાકૃતિક ભૌતિક નિયમો વિરૂદ્ધ મોઅજિઝા સ્વરૂપે હશે અને તે પણ શક્ય છે કે, દિવસ-રાત તો પોતાના નિશ્ચિત સમય પ્રમાણે જ રહે, પરંતુ દજ્જાલ મોટો જાદૂગર હોવાનું હદીષથી સાબિત છે. બની શકે છે કે, તેના જાદૂના પ્રભાવથી સામાન્ય મખ્લૂકોની નજર આ દિવસ-રાતના પરિવર્તન અને તેનો બદલાવ જાહેર ન થાય એટલા માટે તેઓ તેને એક જ દિવસ જોતા અથવા સમજતા રહે. હદીષમાં જે આ દિવસની અંદર સામાન્ય દિવસો પ્રમાણે અંદાજો લગાવીને નમાઝો પઢવાનો હુકમ આવ્યો છે, તેનાથી પણ એ બાબતનું સમર્થન થાય છે કે, વાસ્તવિક્તાને આધારે તો દિવસ અને રાત બદલાતા રહેશે, પરંતુ લોકોને એવી અનુભૂતિ થશે કે તે બદલાતા જ નથી. એટલા માટે આ એક વર્ષના દિવસમાં ૩૬૦ દિવસોની નમાઝો અદા કરવાનો

